# અર્પણ

જે

મહાનુભાવો

( સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા )

મિથ્યાત્વનો એક અંશ પણ ન;

પોતાનામાં રહેવા દેવા

ઇચ્છતા નથી અને

મૂળ શુદ્ધ જૈન ધર્મને

અનુસરવાને ઇચ્છે છે

તે સર્વ

મહાનુભાવોને

સપ્રેમ

અર્પણ

☆

સાધુઓ, શ્રાવકો, સર્વ જૈનો યાદ રાખે કે—

ભગવાનને સર્વજ્ઞ ન માને તેને
જૈનધર્મ મિથ્યાત્વી ગણે છે.



ભગવાનના વચનના ખોટા અર્થ કરે
અથવા સાચા અર્થ છુપાવે તેને
જૈનધર્મ મિથ્યાત્વી ગણે છે.



ભગવાનના વચનોમાંથી એક વચન
સ્વીકારી બીજું વચન ન સ્વીકારે તેને
જૈનધર્મ મિથ્યાત્વી ગણે છે.



પોતાની નિર્બળતાથી સંયમમાં લીધેલી
છૂટ ભગવાનને નામે ચડાવે તેને
જૈનધર્મ મિથ્યાત્વી ગણે છે.



ભગવાનના વચનોમાં ઉમેરો કે ફેરફાર કરી
ભગવાનની સર્વજ્ઞતાને બાધા પહોંચાડે
તેને જૈનધર્મ મિથ્યાત્વી ગણે છે.



# પ્રસ્તાવના

જૈન ધર્મના જુદા જુદા સંપ્રદાયોની એકતા કેમ થાય તેનો વિચાર કરવા માટે, ધર્મમાં જુદાઈ થવાના એટલે સંપ્રદાયો થવાનાં કારણો જાણવાની જરૂર રહે છે. અને તે કારણોમાં સત્ય શું છે અને ભૂલ કોની છે તે જાણવાની જરૂર રહે છે. કારણ કે ભૂલની સમજ પડે ત્યારે ભૂલ કરનારને તે ભૂલ સુધારવાની ઇચ્છા થાય,

જ્યાં સુધી સંપ્રદાયવાદીને પોતાની ભૂલની ખબર પડે નહિ ત્યાંસુધી તે પોતાની માન્યતાને સાચી જ માને તેથી ભૂલ સુધારવાનો પ્રસંગ પ્રાપ્ત થાય નહિ.

દરેક સંપ્રદાયને પોતાની ભૂલની ખબર પડે અને તેની ખાત્રી થાય તો પછી સત્યધર્મ તરફ વળવાનું તેનું દિલ થાય. અને ત્યારે બધા સંપ્રદાયોમાં એકતા થવાનો સંભવ પ્રાપ્ત થાય. તેથી જૈન ધર્મની એકતા સાધ્ય કરવા માટે સંપ્રદાયોમાં જે જે ખોટી માન્યતાઓ ઘર કરી બેઠેલી છે તે બતાવવાની જરૂર રહે છે.

બે વર્ષ પહેલાં "જૈન ધર્મ અને એકતા" નામનું પુસ્તક પ્રગટ કરીને મે મતભેદના મુખ્ય ચાર મુદ્દાઓ સંબંધી વિવેચન કરીને એકતા અથવા સમન્વય કેમ થાય તે બતાવવાનો પ્રયત્ન કર્યો હતો.

, તે ઉપરાંત મતભેદના ઘણા મુદ્દાઓ બાકી છે અને તે દરેક મુદ્દાનો શાસ્ત્રીય રીતે વિચાર કરીને સત્ય શું છે તે બતાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેથી આ પુસ્તકમાં કેટલાક મતભેદો સંબંધી ઐતિહાસિક વિગતો તથા શાસ્ત્રીય રીતે વિસ્તૃત વિવેચન સહિત છણાવટ કરવામાં આવેલ છે. અને તે દરેકમાં સત્ય શું છે બતાવવાનો પ્રયત્ન કરવામાં આવેલ છે.

પૂર્વાચાર્યોએ સત્રો શાસ્ત્રોમા તેમની નવી નવી માન્યતા પ્રમાણે અનેક ફેરફાર અને ઉમેરા કર્યા છે તેથી મૂળ શુદ્ધ જૈન ધર્મ સમજવાની ઘણી મુશ્કેલી પડે છે તેથી સત્ય ધર્મ સમજવા માટે મે કેટલાક નિયમો બનાવેલા છે તે વાંચકોની જાણ માટે અત્રે આપુ છુ.

## જૈનધર્મ

જૈનધર્મ શાશ્વત છે જૈનધર્મ એક જ છે દરેક તીર્થંકર એક જ જાતનો અને એક જ સરખો જૈન ધર્મ પ્રરૂપે છે

સર્વજ્ઞ તીર્થંકર ભગવાનના વચનોમા ક્યાય પણ વિરોધ, અસંગતતા કે વિસવાદિતા હોય નહિ સત્રોમા જ્યા જ્યા પૂર્વાપર વિરોધતા ભાસે ત્યા ત્યા નવા ફેરફાર કે ઉમેરા થયેના છે એમ નક્કી માનવુ જોઈએ.

## જ્ઞાની

જ્ઞાની પોતાના જ્ઞાનને આચારમા ન મૂકે તે શુષ્ક જ્ઞાની કહેવાય

મતભેદને ટાળે તે સાચો જ્ઞાની

સાચો જ્ઞાની કદી મતભેદ ઉત્પન્ન કરે નહિ, મતભેદને પોષે નહિ કે વધારે નહિ અને એવુ કરે તે નિશ્ચયે અજ્ઞાની

જ્ઞાનીનો તેમના જ્ઞાન માટે આદર હોય એટલે કે જ્ઞાનીના સત્યજ્ઞાન માટે આદર હોય પણ છદ્મસ્થ જ્ઞાનીના જ્ઞાનમા જેટલે અંગે અસત્યતા હોય તેટલા અંશનો તો અનાદર જ હોય

પૂર્વાચાર્યો વિદ્વાન જ્ઞાની હતા તેની સાથે જ તેઓ સપ્રદાય વાદી પણ હતા જ તેમણે સપ્રદાય મોહથી મૂળ સિદ્ધાંત વિરુદ્ધ લખ્યુ હોય તો તે અસ્વીકાર્ય ગણાય.

જ્ઞાનીના અસત્ય વચનને પણ સત્ય તરીકે સ્વીકારી લેવા તે તો અંધ શ્રદ્ધા અને મિથ્યાત્વ જ ગણાય

## જ્ઞાની સાધુ

જ્ઞાની સાધુ પોતાની નિર્બળતાના કારણે પોતે લીધેલી છૂટ ભગવાને કહી છે એમ બતાવે ત્યારે તે જ્ઞાની સાધુ દંભી અસત્યવાદી કહેવાય.

જ્ઞાની સાધુ પોતે લીધેલી છૂટ નિર્બળતાના કારણે લીધી છે એમ કબૂલ કરે તે સાચો પ્રમાણિક સાધુ કહેવાય

## સત્યાર્થીના લક્ષણો

સત્યાર્થી ભગવાનને સર્વજ્ઞ માને છે.

સત્યાર્થી ભગવાનના વચનોમા વિરોધતા, વિસવાદિતા, અસબદ્ધતા કે અસગતતા ક્યારેય પણ ન હોય એમ માને છે અને વિરોધતા હોય તેવા વચનને ભગવાનના વચન તરીકે સ્વીકારતો નથી.

શ્વેતાંબર તેમ જ દિગબરના સર્વ પૂર્વાચાર્યો છદ્મસ્થ તેમજ સપ્રદાયમોહી હતા. તેથી તેમના વચનમા સત્યાસત્યનું મિશ્રણ હોય તે સભવિત છે. તેવા સત્યાસત્ય મિશ્રિત વચનને સત્યાર્થી સપૂર્ણ સત્ય તરીકે સ્વીકારતો નથી. પણ પોતાનો વિવેક વાપરી જેટલુ સત્ય લાગે તેટલુ જ સ્વીકારે છે.

ભગવાનની સર્વજ્ઞતાને બાધક થાય તેવુ અથવા ભગવાનના વચનની વિરુદ્ધ જાય તેવા પૂર્વાચાર્યના કથનને ભગવાને કહેલ સત્ય તરીકે સ્વીકારતો નથી.

શ્વેતાંબર તેમ જ દિગબર પૂર્વાચાર્યોનુ તે બહુમાન કરે છે. પણ તે ત્યાં સુધી જ અથવા એટલા પૂરતુ જ કે પૂર્વાચાર્યનુ વચન સત્ય હોય.

પૂર્વાચાર્યોના વચનોમાંથી સત્ય જણાય તે સ્વીકારે છે અને અસત્યનો

અસ્વીકાર કરે છે. પૂર્વાચાર્યનું વચન અસત્યના મિશ્રણવાળું હોય, ભગવાનની સર્વજ્ઞતાને બાધક હોય તેવું વચન તે સ્વીકારતો નથી.

સર્વ પૂર્વાચાર્યો સંપ્રદાયવાદથી ઓતપ્રોત હતા, માટે સત્યાર્થી તેમના વચનોમાં સંપ્રદાયવાદનું જોર હોય કે તેમનું વચન સંપ્રદાયના એકાંત આગ્રહવાળું હોય તેને સત્યાર્થી સંપૂર્ણ સત્ય તરીકે સ્વીકારતો નથી. પરંતુ પૂર્વાચાર્યનું જે કથન તીર્થંકર ભગવાનની પ્રરૂપણાને અનુસરતું હોય તેટલું જ સત્ય તરીકે સ્વીકારે છે.

પૂર્વાચાર્યના સત્ય જ્ઞાન માટે તેમને માન આપવું અને તેમના જ્ઞાનમાં અસત્યપણાનું મિશ્રણ હોય તેનો અસ્વીકાર કરવો તેને સત્યાર્થી ધર્મ માને છે અને અંધશ્રદ્ધાથી પૂર્વાચાર્યના સત્યાસત્ય મિશ્રિત સર્વ વચનોને સંપૂર્ણ સત્ય તરીકે માનવા તેને સત્યાર્થી મિથ્યાત્વ ગણે છે.

સત્યાર્થીના મનમાં કોઈ પણ ખોટી વાત, ખોટી માન્યતા ઘુસી ગઈ હોય તેની તેને ખબર પડે કે તરત જ તે ખોટી માન્યતાને કાઢી નાખે છે.

સત્યાર્થી હમેશાં નવું સત્ય જ્ઞાન મેળવવામાં જ ઉદ્યમવંત રહે છે

## સંપ્રદાયવાદીના લક્ષણો

ર્વાચાર્યો છદ્મસ્થ હોઈને તેમના વચનમાં સત્યાસત્યનું મિશ્રણ હોય તે સર્વને સંપ્રદાયવાદી પરમ સત્ય તરીકે સ્વીકારી લીએ છે.

ર્વાચાર્યોના સત્યાસત્ય મિશ્રિત વચનોને સંપ્રદાયવાદી સર્વજ્ઞના જેવા જ માની તેનું બહુ માન કરે છે.

પૂર્વાચાર્યો ભગવાનના વચનના ખોટા અર્થ કરે તે પણ સંપ્રદાયવાદી વગર વિચાર્યે સંપૂર્ણ સત્ય તરીકે સ્વીકારી લીએ છે.

ગુરુએ જે કઈ શબ્દ, વાકય કે સૂત્રના અર્થ જે રીતે કહ્યા, બતાવ્યા કે સમજાવ્યા હોય તે અર્થને સંપ્રદાયવાદી તે રીતે જ સમજે કે માને છે અને તેના જ બીજા અર્થ થતા હોય તેને ગૌણ કરી દીએ અથવા માને નહિ.

સંપ્રદાયવાદી સત્યાસત્યના વિવેક વિના અથવા અર્થની સત્યતાની ચકાસણી કર્યા વિના ગુરુએ જે વસ્તુ જે રીતે સમજાવી હોય તે રીતે જ તેને સંપૂર્ણ સત્ય તરીકે માને છે.

સંપ્રદાયવાદી ગુરુએ શિખડાવેલી રીતે જ વિચાર કરવાને ટેવાઇ જવાથી તે બીજી કોઇ રીતે વિચાર કરી શકતો નથી. એટલે સંપ્રદાયવાદી સત્યને કદી સત્ય તરીકે સમજી, માની કે ઓળખી શકતો નથી.

સંપ્રદાયવાદી ગુરુએ શિખડાવ્યુ હોય તેટલુ જ અને તે રીતે જ વિચાર કરી શકે છે પરંતુ સ્વતંત્ર રીતે સત્યાસત્યનો વિવેક કરી શકતો નથી.

સંપ્રદાયવાદી ભગવાનની સર્વજ્ઞતાને બાધ આવે તેવુ પૂર્વાચાર્યનું વચન પણ સત્ય તરીકે સ્વીકારી લીએ છે.

સત્યાસત્યના મિશ્રણવાળી માન્યતા મિથ્યાત્વ ગણાય એમ સંપ્રદાયવાદી માનતો કે સમજતો નથી.

ઉપરના નિયમો ધ્યાનમા રાખીને વાંચકો મૂળ સત્ય જૈન ધર્મ સમજવાનો અને તે પ્રમાણે અનુસરવાનો પ્રયત્ન કરશે તો હુ મારો શ્રમ સફળ થયેલો માનીશ.

આ પુસ્તકના અગીઆરમા પ્રકરણમાં ચૈત્ય શબ્દ ચિતા ઉપરથી ઉપજેલો હોવાથી તેનો અર્થ મૃતક માટેનું કોઈ પણ જાતનું સ્મારક થાય છે એમ મે બતાવેલુ છે.

પરંતુ અહીં આપણે જૈન પરંપરા પ્રમાણેનો અર્થ જ વિચારવો જોઈએ અને જૈન પરંપરામાં ચૈત્યનો અર્થ મૂર્તિ કે મંદિર જ થાય છે. જૈન સૂત્રોમા પણ ચૈત્ય શબ્દ મૂર્તિ મંદિરના અર્થમાં જ બધે ઠેકાણે વપરાયો છે પણ બીજા કોઈ અર્થમાં વપરાયેલ નથી. એ વાત આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિએ તેમના "તીર્થંકર મહાવીર" પુસ્તક ભાગ ૨ માં "ચૈત્ય શબ્દ પર વિચાર" નામના પ્રકરણમા સૂત્રોમાંના દાખલાઓ તથા અવતરણો આપીને લબાણથી સમજાવેલ છે.

માટે વાચકોએ જૈન સૂત્રો અને જૈન સાહિત્યમા ચૈત્ય શબ્દનો અર્થ મંદિર કે મૂર્તિ જ થાય છે એમ સમજવુ.

આ પુસ્તકમાંના નબર બાવીશથી સત્તાવીશ સુધીના છ પ્રકરણો બીજા લેખકોના છે. પરંતુ તે છયે પ્રકરણો આ પુસ્તકના વિષયને અનુરૂપ હોવાથી અહીં લીધેલા છે અને તેનુ સંપાદન મે કર્યું છે. બાકીના પ્રકરણો મારા લખેલા છે. પરંતુ તેમાં જ્યાં જ્યાં બીજાના લેખનો આધાર લીધેલો છે ત્યા ત્યાં તેનુ નામ દર્શાવેલ છે.

દરેક જૈન સંપ્રદાયના વિદ્વાન મુનિઓ, શ્રાવકો, પંડિતો આ પુસ્તકમા ચર્ચેલા વિષયો બરાબર ધ્યાનમાં લેશે અને સત્ય તારવીને તેને અનુસરવા પ્રયત્ન કરશે તો હુ મારો શ્રમ સફળ થયેલો માનીશ.

નગીનદાસ ગિરધરલાલ શેઠ



# અનુક્રમણિકા

## સંપ્રદાયવાદીઓના તર્ક અને તેના સમાધાન

## માંગલિક

नमो अरिहताण
नमो सिध्धाण
नमो आयरियाण
नमो उवज्झायाण
नमो लोए सव्व साहूण

અરિહત ભગવાન મોક્ષમાર્ગ બતાવે છે

સિધ્ધના ગુણને જાણીને જીવ મોક્ષ માટે પ્રયત્ન કરે છે.

આચાર્ય પાસેથી ભવ્ય જીવ આચારનુ જ્ઞાન પ્રાપ્ત કરીને તે પ્રમાણે આચરણ કરે છે

ઉપાધ્યાય પાસે ભવ્યાત્મા વિનયની આરાધના કરે છે.

સાધુ મોક્ષ માર્ગની સાધનામા સહાયક હોય છે.

એ પ્રમાણે

એ પાચેય પદ મોક્ષ પ્રાપ્તિના હેતુરૂપ છે તેથી

હું એ પચપરમેષ્ઠીને નમસ્કાર કરુ છુ.

## મતભેદ છેદે તે જ સાચા પુરુષ

•

સો જ્ઞાનીનો એક મત
સો અજ્ઞાનીના સો મત

•

મુમુક્ષુ પુરુષ વિદ્વાન હોવા છતાં પણ જો તે સાંપ્રદાયિક દુરાગ્રહમાં પડી જઈ પોતાની મનોવૃત્તિને કષાયથી કલુષિત બનાવે અને પરિણામે ઊંધે રસ્તે ચડી જાય તો એવો સંપ્રદાયયુક્ત માણસ કષાયથી પોતાના જીવનની દુર્ગતિ કરે છે ત્યારે બિનસંપ્રદાયી માણસ કષાયના અભાવે પોતાના આત્માને ઉચ્ચ પદે સ્થાપિત કરે છે.

•

## આજ્ઞાએ ધર્મ

દરેક જૈન સંપ્રદાય કહે છે કે આજ્ઞા એ જ ધર્મ. અને એમ કહી પોતપોતાના શાસ્ત્ર પ્રમાણે આજ્ઞા માનવાનું કહે છે. પરંતુ માનું તો એ છે કે—

જિન આજ્ઞા એ જ ખરી આજ્ઞા છે

તેથી પરીક્ષા વડે જિન આજ્ઞાનું સ્વરૂપ ઓળખીને જિન આજ્ઞા માનવી એ જ યોગ્ય છે. કારણ કે પરીક્ષા કર્યા વિના જેમ અન્યમતી પોતપોતાના શાસ્ત્રોની આજ્ઞા માને છે તેમ જૈન સંપ્રદાયો પણ પોતપોતાના શાસ્ત્રની આજ્ઞા માને તો પક્ષ વડે જ આજ્ઞા માનવા બરાબર થયું.

પ્રકરણ પહેલું

# સર્વ જૈન સંપ્રદાયો માટે
# કટુ સત્ય

તીર્થંકર ભગવાને જૈન ધર્મ એક જ પ્રરૂપેલો છે, કાળક્રમે મતભેદથી જૈનધર્મમાં બે ફાંટા પડ્યા—(૧) શ્વેતાંબર સંપ્રદાય અને (૨) દિગંબર સંપ્રદાય. અને તે પછી તેના પેટા સંપ્રદાયો થયા જેવા કે—સ્થાનકવાસી, તેરાપંથી વગેરે. તે ઉપરાંત દરેકના ગચ્છ, સંઘાડા વગેરે અનેક ફાંટાઓ છે.

આ સર્વ ફાંટાઓ અથવા સંપ્રદાયો પોતપોતાની માન્યતા પ્રમાણેનો ધર્મ જ સત્ય છે એવી જાતનું ગુમાન ધરાવે છે એટલું જ નહિ પણ પોતાની માન્યતાને સાચી ઠરાવવાને માટે અનેક કાવાદાવા પણ કરે છે. આવી સ્થિતિમાં જૈન ધર્મની એકતાની વાત કરવી તે મૂર્ખાઈ જ ગણાય કારણ કે જ્યાં કટ્ટર સંપ્રદાયવાદીઓ સત્ય સમજવાને જ તૈયાર ન હોય ત્યાં જૈન ધર્મની એકતા આકાશકુસુમ જેવી અસંભવિત જ ગણાય, મનાય.

છતાં હુ જૈન ધર્મની એકતાની વાત હરવખત કર્યા કરું છું કારણકે આજે અસંભવિત દેખાતી વાતને પણ કુદરત કાલે સંભવિત બનાવી શકે. કુદરતમાં અણધાર્યા ફેરફારો થયા જ કરે છે. જગતમાં યુગપલટા થયા જ કરે છે અને તે વખતે પહેલાં અસંભવિત ગણાતા ફેરફારો એક ક્ષણ માત્રમાં થઈ જાય છે. આવા યુગપલટા વખતે એવો કોઈ મહાન પુરુષ જાગે છે કે જે યુગની ચાલતી ધારાને એકદમ પલટાવી નાખે છે.

જૈન ધર્મ તો એવા પલટાઓ થવાનું માનતો જ આવ્યો છે અને અમુક અમુક વર્ષના આંતરે મહાન યુગપુરુષ થવાની વાત પણ જૈન શાસ્ત્રોએ સેંકડો નહિ પણ હજારો વર્ષ પહેલા કરી દીધી છે અને ઇતિહાસ સાક્ષી પૂરે છે કે ભૂતકાળમા યુગપલટા થયા હતા

પાચમા આરામા આજ સુધી જૈન ધર્મની અવનતિ થતી રહી છે અને આ રીતે જ અવનતિ થતી રહે, ધર્મનો હ્રાસ થતો રહે તો તો બીજા એક હજાર વર્ષ પણ જૈન ધર્મ ટકી રહેવાનું અસંભવિત જ ગણાય. એમ મનવાનું જ નથી ભગવાને કહ્યું છે કે જૈન ધર્મ આ આરાના અંત સુધી એટલે કે હજુ બીજા સાડા અઢાર હજાર વર્ષ સુધી જૈન ધર્મ ટકવાનો જ છે

જૈન ધર્મ એટલો લાંબો વખત ત્યારે જ ટકી રહે કે જો તે હાલના કરતાં ઉન્ચ સ્થિતિએ પહોચે તો પછી જૈનધર્મની ઉન્નતિ કરનાર કોઈ મહાપુરુષ જાગશે એમ નક્કી માની શકાય

હવેનો કાળ ધર્મની ઉન્નતિ માટેનો જ આવશે એવા ચિન્હો વિચારકો, નિરીક્ષકો જોઈ શક્યા છે, જોઈ શકે છે એટલે હવે નજીકના ભવિષ્યમા કોઈ મહાન આત્મા યુગપુરુષ તરીકે ઉત્પન્ન થશે એમ માની શકાય છે

સર્વ સંપ્રદાયોને તેમની માન્યતામાં રહેલી ભૂલો સિદ્ધાંતની રૂએ બતાવવાનુ અને સમજાવવાનું રહેશે.

યુગપુરુષ માટે પણ એ કાર્ય મહાન જ ગણાય. પરંતુ અત્યારથી જ આ વિચારોની ચર્ચા કરવામાં આવે, એવી જાતનાં આંદોલનો ફેલાવવામાં આવે તો તે યુગપુરુષના કાર્યમાં જરૂર સહાયક નીવડી શકે. અને તેથી એ મહાત્મા પુરુષનું કાર્ય સરળ અને સહેલું બને અને ધર્મની એકતા ઝડપથી સાધી શકાય.

આ ઉદ્દેશને અનુસરવાનો હુ મારાથી બનતો પ્રયત્ન કરી રહ્યો છુ. અને તેથી જ દરેક સંપ્રદાયોમાં ચાલી રહેલી ખોટી માન્યતાઓ અને ખામીઓ સ્પષ્ટ રીતે બતાવતો રહ્યો છુ. આજસુધીમાં મે સ્થાનક-વસીઓની કેટલીક ખોટી માન્યતાઓ અને ખામીઓ સ્પષ્ટ રીતે બતાવી તેમજ શ્વે. મૂર્તિપૂજક તથા દિગંબર સપ્રદાયની કેટલીક ખોટી માન્યતાઓ સ્પષ્ટ રીતે બતાવવાનો પ્રયત્ન કરેલો છે.

મારા એ સર્વ લખાણોમાં મારો ઉદ્દેશ એ જ છે કે દરેક સપ્રદાય પોત પોતાની ભૂલ સમજે અને અત્યારથીજ એ ભૂલ સુધારવાનો પ્રયત્ન કરે તેવીજ રીતે હવે પછીના મારા લખાણોમાં પણ એજ ઉદ્દેશ છે એમ સમજી લેવુ

સંપ્રદાય-મોહ એ બહુ ખરાબ વસ્તુ છે. એ મોહ પહેલાં તો સત્ય વાતને સત્ય તરીકે સમજવા જ દેતો નથી. અને જેઓ કેટલાક સમજુ માણસો સત્ય સમજે છે તેઓ પણ વ્યવહારિક નિર્બળ-તાના કારણે સત્યને જાહેર રીતે સ્વીકારી શકતા નથી.

જ્યાં સુધી સપ્રદાયો છે ત્યાં સુધી સંપ્રદાયવાદ પણ રહેવાનો જ. અને દરેક સપ્રદાયના અનુયાયી સંપ્રદાયવાદી જ રહેવાના. પરંતુ તેમાંય કેટલાક કટ્ટર ચુસ્ત સપ્રદાયવાદી હોય ત્યારે બીજા કેટલાક સામાન્ય પણ હોય. કટ્ટર સંપ્રદાયવાદી ચુસ્ત મતાગ્રહી હોઈને તેઓ કદી સત્ય

સમજવા ઇચ્છતા જ નથી પણ સામાન્ય સંપ્રદાયવાદી સત્ય સમજવાને ઇન્તેજાર હોય છે અને સત્ય જલ્દી સમજી પણ શકે છે

કટ્ટર સંપ્રદાયવાદીઓ મારા લેખોથી રોષે ભરાઇ મને વિરોધી ગણે છે જેમ સ્થાનકવાસી શ્રી રતનલાલજી ડોશીએ મને વિરોધી ગણ્યો છે તેમ પરંતુ મારા માટેની તેમની સમજણમાં મોટી ભૂલ એ છે કે હું કોઇપણ સંપ્રદાયનો વિરોધી નથી પણ તે સંપ્રદાયમાં જે કંઈ ખોટી માન્યતા પ્રવર્તતી હોય તેનો વિરોધી છું

જૈન ધર્મનો એક મહાન સિદ્ધાંત એ છે કે ભૂલ કરી હોય તેની ખબર પડે કે તરત તેની માફી માગવી જોઈએ ભૂલની માફી ન માગે તે સાચો જૈન જ કહેવાય નહિ અનુભવ કહે છે કે જૈન નામધારી કોઈપણ સંપ્રદાય ભૂલની માફી માગવામાં ધર્મ માનતો જ નથી એટલું જ નહિ પણ કરેલી ભૂલને કોઈપણ રીતે સાચી ઠરાવવામાં જ ધર્મ માને છે

ખોટી માન્યતા એ પણ એક જાતની ભૂલ જ છે સમજદાર માણસનું કર્તવ્ય એ જ ગણાય કે—(૧) મતો બતાવેલી ભૂલ ખોટી છે એટલે કે ભૂલ જ નથી એમ દાખલા દલીલથી સાબિત કરવું અથવા (૨) બતાવેલી ભૂલ ખરેખર ભૂલ જ હોય તો તેને સુધારવાનો પ્રયત્ન કરવો

મતાગ્રહી, અભિનિવેશી બનાવનાર પણ સાધુઓજ છે. તેથી સાધુઓને પણ મારી વિનતિ છે કે તેમણે સંપ્રદાયવાદ, મતાગ્રહ, અભિનિવેશ છોડીને સત્ય સમજવા પ્રયત્નવાન થવું અને શ્રાવકોને પણ સત્ય સમજવા પ્રેરવા અથવા સત્ય સમજાવવું.

સામાન્ય રીતે જગતમાં જ્ઞાની કરતા અજ્ઞાનીની સંખ્યા હમેશા વિશેષ હોય છે. તેવી જ રીતે જૈનોમાં આજે મોટે ભાગે સંપ્રદાયવાદી હોય એ સ્વાભાવિક છે. છતાં આજે ઘણા જૈનો એવા છે કે જેઓ સંપ્રદાયવાદને પાપ સમજે છે. તેમની સંખ્યા આજે ભલે પ્રમાણમાં ઓછી હોય પરંતુ તેઓ ઘણા બીજાને બિનસાંપ્રદાયિક બનાવશે એટલે ટુંક સમયમાં બિનસાંપ્રદાયિકોનું મોટું જુથ થઈ જવા સંભવ છે.

જેઓ યુગ પુરુષ ઉત્પન્ન થવાની મારી વાતને અસંભવિત માનતા હોય તેઓ તે વાત છોડીને પણ પોતપોતાના સંપ્રદાયમાં જે કંઈ ખોટી માન્યતા પ્રવર્તતી હોય તે સુધારવા સુધરાવવા પ્રયત્ન કરશે તો પણ બધા સંપ્રદાયો એકતાની વિશેષ નજીક આવી જશે અને તેટલી ધર્મમાં વિશુદ્ધિ થશે



આ પ્રમાણે છે—(૧) પ્રભવ, (૨) શય્યભવ, (૩) યશોભદ્ર, (૪) સભૂતિવિજય અને (૫) ભદ્રબાહુ.

દિગંબર સપ્રદાય પ્રમાણે પહેલા પાંચ શ્રુતકેવળી આચાર્યોનાં નામ આ પ્રમાણે છે—(૧) વિષ્ણુ, (૨) નન્દિમિત્ર, (૩) અપરાજિત, (૪) ગોવર્ધન અને (૫) ભદ્રબાહુ

**આ ઉપરથી જોઈ શકાય છે કે જૈનધર્મમાં મતભેદની શરૂઆત છેલ્લા કેવળી શ્રી જંબૂસ્વામીના નિર્વાણ પછી તરત જ થઈ હતી. અને તેથી જંબૂસ્વામી પછીના બન્ને સંપ્રદાયના આચાર્યોના નામ જુદા જુદા છે.**

પરતુ પાંચમા શ્રુતકેવળી ભદ્રબાહુનુ નામ બન્નેમાં એક સરખુ જ છે. તેનું કારણ એમ છે કે દિગબરો છૂટા પડ્યા પછી તેમણે પોતાની પટ્ટાવલી બનાવી ત્યારે શ્વેતાંબર સાથેના દ્વેષ-ઝઘડાના કારણે શ્વેતાંબર માન્ય આચાર્યોથી પોતાને માન્ય આચાર્યોના નામ જુદા રાખ્યા. પરતુ ભદ્રબાહુના સમયમાં ચૌદપૂર્વધર ભદ્રબાહુસ્વામી એક જ હતા. બીજા કોઈ ચૌદપૂર્વી હતા જ નહિ અને ભદ્રબાહુ છેલ્લા જ ચૌદપૂર્વી હતા. તેથી દિગબરોને ભદ્રબાહુ સ્વામીનુ નામ તો રાખવુ જ પડેલું.

શ્રી ભદ્રબાહુ પછી શ્રી સ્થૂળભદ્ર પણ ચૌદપૂર્વ ધારી હતા. પરતુ દિગંબરો પોતાને ભદ્રબાહુના વખતથી જ છૂટા પડેલા મનાવવાનો પ્રયત્ન કરે છે તેથી સ્થૂળભદ્રની વાત તેમણે લખી જ નથી. વળી સ્થૂળભદ્ર છેલ્લા ચાર પૂર્વ ફક્ત મૂળ જ, અર્થ રહિત જાણતા હતા.

જૈનધર્મમાં પહેલો મતભેદ જિનકલ્પ સબધી થયો હતો અને બીજો મતભેદ સાધુના વસ્ત્રધારણુ માટે થયો હતો.

## જિનકલ્પ

તીર્થંકર ભગવાનના વખતમાં જિનકલ્પ કે સ્થવિર કલ્પ જેવાં કોઈ ભેદવાળા નામ નહોતાં એટલુ જ નહિ પણ છેલ્લા કેવળી

શ્રી જમ્બૂસ્વામી સુધી જિનકલ્પ કે સ્થવિર કલ્પનાં જુદાં ખાસ નામો નહોતા. પરંતુ તે પછી પાંચમા આરાના કાળના પ્રભાવથી શરીર શક્તિ ઘટવાથી ઉત્કૃષ્ટ ચારિત્ર પાળવામાં સાધુઓ અશક્ત થવા લાગ્યા. એવા શિથિલ અથવા અશક્ત સાધુઓએ ઉત્કૃષ્ટ ચારિત્રને જુદું પાડી તેને જિનકલ્પનું નામ આપી, જિનકલ્પ વિચ્છેદ ગયાની વાત કરવા માંડી

પરંતુ તે વખતેય હજુ ઘણા સાધુઓ ઉત્કૃષ્ટ ચારિત્ર પાળનારા હતા. તેમણે જિનકલ્પ વિચ્છેદ જવાની વાતનો સખત વિરોધ કર્યો અને એ રીતે મતભેદ ઉત્પન્ન થયો.

પંડિત શ્રી બેચરદાસજી દોશીએ પણ તેમના "જૈન સાહિત્યમાં વિકાર" નામના પુસ્તકમાં લખ્યું છે કે—

"જમ્બૂસ્વામી પછી અર્થાત્ વર્ધમાનના નિર્વાણ બાદ ૬૪ વર્ષે તેમના નિર્ગ્રંથોમાં બે તડ પડ્યા હતા. તેમાંનું એક નરમ તડ એમ કહેતું કે હવે જિનકલ્પ વિચ્છિન્ન થઈ ગયો છે તેથી આપણે તેને આચરી શકીએ જ નહિ. ત્યારે બીજું ગરમ તડ તે જિનકલ્પનું પક્ષપાતી હતું અને તેની આચરણાની પણ હિમાયત કરતું હતું."

આ મતભેદ હોવા છતાં જૈન ધર્મના ખુલ્લી રીતે બે તડા પડ્યા નહોતા. તો પણ બંને પક્ષ પોતપોતાની માન્યતા પ્રમાણેનું પોતાના શિષ્યોને શિક્ષણ આપતા.

**આચારાંગ સૂત્રમાં જિનકલ્પનું નામ નિશાન નહિ હોવા છતાં કાળ પ્રભાવે સાધુના આચારના જિનકલ્પ અને સ્થવિરકલ્પ એમ બે વિભાગ પાડવા પડયા. અને તેથી જ ભગવતી સૂત્રમાં એક બે ઠેકાણે જિનકલ્પનો ઉલ્લેખ છે. અને તે આ વાતની સાક્ષી પૂરે છે.**

દિગંબર સાહિત્યમાં પણ જિનકલ્પ અને સ્થવિર કલ્પના આચાર જુદા બતાવેલા છે. પરંતુ શ્વેતાંબરોના જિનકલ્પ-સ્થવિરકલ્પ આચારોમાં અને દિગંબરોના એ જ આચારોમાં થોડો ફરક છે. તે સંપ્રદાય ભેદને લીધે છે.

બે હજાર વર્ષ પહેલાના પ્રાચીન શિલાલેખોમાં શ્વેતાંબર પટ્ટાવલીઓમાં આપેલ આચાર્યોના નામ તથા તેમના ગણ, કુળ, શાખાના નામ મળી આવ્યા છે. પરંતુ દિગંબરોની પટ્ટાવલીઓ પ્રમાણેના જંબૂસ્વામી પછીના ચૌદ પૂર્વધર, દશપૂર્વધર એકાદશ અંગધર, એકાંગધર કે તેમની પછીના કોઇ પ્રાચીન આચાર્યના નામ કે તેમના ગણ, ગચ્છ, સંઘનો ક્યાંય પણ નામોલ્લેખ સુદ્ધાં મળતો નથી.

**આ ઉપરથી સાબિત થાય છે કે જિનકલ્પના મતભેદને લીધે દિગંબરોએ પાછળથી શ્વેતાંબર પટ્ટાવલીની વિરુદ્ધ પોતાના પ્રાચીન આચાર્યોના કલ્પિત નામોવાળી પટ્ટાવલીઓ ઘડી કાઢી છે. કારણ કે નહિતર શ્વેતાંબર દિગંબર છૂટા પડયા પહેલાંની બન્નેની પટ્ટાવલી એક સરખી મળવી જોઈએ.**

## વસ્ત્ર ધારણ
## ભાર્યકાળની સ્થિતિ

ઉપર કહ્યું તેમ જિનકલ્પના મતભેદનું સમાધાન થઈ ગયું હતું. છતાં તે પ્રશ્ન ફરીથી કેમ ઉપસ્થિત થયો તથા વસ્ત્ર પાત્ર ધારણમાં કેમ વૃદ્ધિ થઈ તે સંબંધીની ટુકી વિગત પ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા અને

ઇતિહાસ વિશારદ પં. શ્રી કલ્યાણ વિજયજી ગણીએ આપી છે તે જ અત્રે ઉધ્ધૃત કરું છું.

ભાષ્યકાળ (વિક્રમની બીજી ત્રીજી સદી)માં સ્થવિરોના ઉપકરણોમાં કઇક વૃદ્ધિ થઇ ગઈ હતી. જોકે ત્રણ વસ્ત્ર, કટિબંધ અને એક પાત્ર રાખવાની રીત પહેલેથી ચાલી આવતી હતી પણ તેમાં ખાસ પરિવર્તન એ થયું કે પહેલાં કટિબંધ નામનું એક નાનું ચોથરું કમરને ફરતું વીંટાળવામાં આવતું હતું અને તેના બન્ને છેડા ગુહ્યભાગ ઢાંકવાને માટે મોઢા આગળ લટકતા રાખવામાં આવતા હતા, અને તેથી તેનું નામ 'અગ્રાવતાર' કહેવાતું. તે કટિબંધનું સ્થાન હવે ચોલપટ્ટે લીધું.

પહેલા દરેક વ્યક્તિ એક જ પાત્ર રાખતી પણ આર્ય રક્ષિત સૂરિએ વર્ષાકાળમાં બીજું એક નાનું 'માત્રક' નામનું પાત્ર રાખવાની આજ્ઞા આપી હતી તેના પરિણામે આગળ જતા 'માત્રક' પણ એક અવશ્ય ધારણીય ઉપકરણ થઇ ગયું.

એ જ રીતે ઝોળીમાં ભિક્ષા લાવવાનો રિવાજ પણ લગભગ આ સમયમાં ચાલુ થયો અને તે પાત્ર નિમિત્તક ઉપકરણોની વૃદ્ધિ થઈ, એટલે સ્થવિરોના કુલ ૧૪ ઉપકરણોની સંખ્યા થઈ તે આ પ્રમાણે—

આ ઉપધિ આધિક એટલે સામાન્ય માનવામાં આવી અને આગળ જતા તેમાં જે જે ઉપકરણો વધારતા ગયા તે "ઔપગ્રહિક" કહેવાયા. ઔપગ્રહિક ઉપધિમાં સસ્તારક, ઉત્તરપટક, દડાસન અને દડક એ ખાસ ઉલ્લેખનીય છે. આ સર્વ ઉપકરણો હાલના શ્વેતાંબર જૈન મુનિઓ રાખે છે.

## દિગબર મત પ્રમાણે સ્થવિર કલ્પ

દિગબર આચાર્ય દેવસેન તેમના 'ભાવસગ્રહ' નામના ગ્રથમાં લખે છે કે—

"જિને સાધુઓને માટે સ્થવિર કલ્પ પણ કહેલ છે. તે આ પ્રમાણે—પચવસ્ત્રત્યાગ, અકિંચનત્વ, પ્રતિલેખન, પચમહાવ્રતોનુ ધારણ, ઉભા ઉભા ભોજન, એકવાર ભોજન, હાથમાં ભોજન (તે પણ સમયસર ભક્તિપૂર્વક દીધેલુ હોય). ભિક્ષાની યાચના ન કરવી, બે પ્રકારના તપમાં ઉદ્યમ કરવો, મહાકાળ છ પ્રકારના આવશ્યક કરવા, ભૂમિશયન, કેશલોચ જિનવરના જેવુ પ્રતિરૂપ ગ્રહણ કરવુ.

"સહનનના ગુણ તથા દુષમકાળના પ્રભાવથી આજકાલ સ્થવિર કલ્પ સ્થિત સાધુ પુર, નગર અને ગ્રામવાસી થઇ ગયા તેમણે એવા ઉપકરણો ગ્રહણ કર્યા છે કે જેનાથી ચારિત્રનો ભગ ન થાય. યોગ્ય હોય તો પુસ્તક દાનનો પણ સ્વીકાર કરે છે સમુદાયથી વિહાર, યથાશક્તિ ધર્મ પ્રભાવના, ભવ્ય જીવોને ધર્મોપદેશ, શિષ્યોનુ પાલન તથા ગ્રહણ સ્થવિર કલ્પીનો આચાર છે"

"પૂર્વ કાળના શરીરથી હજાર વર્ષમાં જેટલા કર્મોનો નાશ કરતા હતા તેટલા જ કર્મોની નિર્જરા આજના હીન સહનનવાળા ફક્ત એક વર્ષમાં કરે છે"

## બે શાખા થવાનાં કારણ

હવે આપણે મહાવીરના શાસનમાં શ્વેતાંબર તથા દિગંબર નામની બે શાખાઓ નીકળવાના કારણ ઉપર વિચાર કરીએ.

અમારી સમજ પ્રમાણે મતભેદનું બીજ આચારાંગ સૂત્રમાં સાધુને અચેલક રહેવાનો લાભ બતાવેલ છે તે ઉલ્લેખમાં રહેલું છે.

મહાવીર નિર્વાણ પછી ૬૪ વર્ષ સુધી તેમના શિષ્યોમાં જિનકલ્પિક તથા સ્થવિરકલ્પિક એ બન્ને પ્રકારના સાધુ રહ્યા. તે પછી જિનકલ્પનું આચરણ બંધ પડી ગયું. અને લગભગ દોઢસો વર્ષ સુધી તેની કંઈ પણ ચર્ચા થઈ નહિ. (આ કથન શ્વેતાંબર મત પ્રમાણે છે.—ન. ગિ. શેઠ)

સ્થવિર કલ્પમાં રહેવાવાળા સાધુ પ્રાયે નગ્ન રહેતા હતા તથાપિ શીતનિવારણ અર્થે કંઈક વસ્ત્ર તથા એક પાત્ર અવશ્ય રાખતા હતા. આ સ્થિતિ ભદ્રબાહુના પટ્ટધર આર્ય સ્થૂળભદ્ર સુધી બરાબર ચાલતી રહી.

ગયા પણ તેમણે જે જિનકલ્પનુ અનુકરણ કર્યું હતુ તે પ્રવૃત્તિ બધ પડી નહિ. તેમના કેટલાક શિષ્યોએ પણ તેમનુ અનુકરણ કર્યું. એના પરિણામે આર્ય મહાગિરિ તથા સુહસ્તી સૂરિના શિષ્ય ગણુમા અતર તથા મનસુટાવ વધવા લાગ્યો અને અતમાં ખુલ્લખુલ્લા નગ્નચર્યા તથા કરપાત્રવૃત્તિનો વિરોધ થવા લાગ્યો.

**મહાગિરિની પરપરાવાળા આચારાંગ સૂત્રના અચેલકત્વ પ્રતિપાદક સૂત્રના ઉલ્લેખથી પોતાની પ્રવૃત્તિનું સમર્થન કરતા હતા. ત્યારે વિરોધપક્ષવાળા તે સૂત્રનો અર્થ જિનકલ્પનો આચાર હોવાનુ બતાવતા હતા. અને સ્થવિરોને માટે એમ કરવું તે નિષિદ્ધ સમજતા હતા.**

તેઓ કહેતા હતા કે "બિલકુલ વસ્ત્ર ન રાખવા અને હાથમા ભોજન કરવુ તે જિનકલ્પીનો આચાર છે. સ્થવિરકલ્પીઓએ તેમની તુલના કરવી ન જોઈએ. કારણ કે જ્યારે આ સમયે ઉત્તમ સહનન નહિ હોવાથી જિન કલ્પ પાળી શકાતો નથી તો તેનો સ્વાગ કરવાથી શો લાભ?"

આ પ્રમાણે બન્ને પક્ષમા વિરોધ વધતો જતો હતો. સભાવત છે કે આર્ય મહાગિરિના શિષ્ય રોહગુપ્ત તથા પ્રશિષ્ય આર્યગગ પણ પાછળથી જિનકલ્પિક પક્ષમા મળી ગયા હતા. અને તેથી થોડા સમય સુધી તે પક્ષ વિશેષ આગ્રહી બની ગયો હતો પણ અતમા તે નિર્બળ થઈ ગયો. આર્યમહાગિરિના શિષ્ય પ્રશિષ્યના સ્વર્ગવાસ પછી બે ત્રણ પેઢી સુધી ચ લીને તે પક્ષ નામશેષ રહી ગયો.

આ પ્રમાણે **આચારાંગ સૂત્ર**ના ઉલ્લેખરૂપ બીજથી સચેલકતા–અચેલકતાના મતભેદનો અકુર ઉત્પન્ન થયો અને થોડા સમય પછી શમી ગયો. જો કે તેની અસર કાયમ ન રહી તો પણ **એટલું તો જરૂર થયુ કે પાછળના આચાર્યોના મનમાં આર્ય મહાગિરિના**

શિષ્યોના સબંધમાં એવી શ્રદ્ધા ન રહી કે જેવી શ્રુતંગે ઉપર રહેવી જોઈએ.

આ કારણથી જ વલ્લભી યુગપ્રધાન પટ્ટાવલીમાં આજે આપણે મહાગિરિના શિષ્ય બલિસ્સહ તથા સ્વાતિ જેવા બહુશ્રુતોના નામ પણ જોઈ શકતા નથી.

આર્ય સુહસ્તીની સ્થવિર પરંપરા પ્રતિદિન વ્યવસ્થિત અને પ્રબળ થતી ચાલી અને આર્ય વજ્ર સુધી એ જ પ્રકારે ઉન્નતિ કરતી રહી પણ આર્ય વજ્રના સમયમાં બે વખત પડેલા દીર્ઘકાલિન દુકાળના કારણે જૈન શ્રમણ સંઘ બહુ છિન્નભિન્ન થઈ ગયો વજ્રપ્રમુખ સેંકડો સ્થવિરો દુષ્કાળના કારણે અનશન કરીને પરલોક સીધાવી ગયા જે જીવિત રહ્યા તેઓ એમ્બીજ્ઞથી બહુ દૂર ચાલી ગયા

આર્ય વજ્ર પછી સર્વ સંમતિથી આર્યરક્ષિત સંઘસ્થવિર નિમાયા અને અંત સુધી સંઘસ્થવિર રહ્યા પરંતુ તેમના સ્વર્ગવાસ પછી સ્થવિરોમાં બે દળ થઈ ગયા

દુષ્કાળને લીધે જે શ્રમણસંઘ પૂર્વ કે ઉત્તરમાં દૂર સુધી ચાલી ગયો હતો તેમણે આર્ય રક્ષિતની પછી આર્યનન્દિલને પોતાના નવા સંઘ સ્થવિર નિમ્યા અને જે શ્રમણસંઘ દક્ષિણ પશ્ચિમ અને મધ્ય ભારતમાં વિચરતો હતો તેમણે આર્યરક્ષિતની પછી તેમના શિષ્ય પુષ્યમિત્રને સંઘ સ્થવિર માન્યા કારણ તે આર્યરક્ષિતના ઉત્તરાધિકારી હતા

આ પ્રમાણે વિક્રમની બીજી સદીમાં શ્રમણસંઘની બે શાખા થઈ ગઈ તો પણ તેમના આચાર માર્ગમાં કંઈ પણ શિથિલતા આવી નહોતી. સર્વ શ્રમણગણ આચારાંગ સૂત્રની અનુસાર એક એક પાત્ર અને માત્ર શીતકાળમાં ઓઢવાને માટે એક, બે કે ત્રણ વસ્ત્ર રાખતા હતા.

ચોલપટ્ટનો હજુ સુધી પ્રચાર થયો નહોતો પણ કટિબંધ (અગ્રાવતાર)નો લગભગ સાર્વત્રિક પ્રચાર થઈ ગયો હતો.

જો કે વસ્તીની બહાર કોઈ ચોલપટ્ટ રાખતા અને કોઈ બિલકુલ નગ્ન રહેતા, પણ વસ્તીમાં જતી વખતે સૌને તેનો ઉપયોગ કરવો પડતો.

શીત નિવારણને માટે એક કંબલ અને એક કે બે સુતરાઉ વસ્ત્ર રાખતા હતા તે પણ ઠંડીના સમયમાંજ ઓઢતા હતા પણ બાકીના વખતમાં ઓઢવાની પ્રવૃત્તિ નહોતી.

આર્યરક્ષિતના સ્વર્ગવાસ પછી ધીરે ધીરે સાધુઓનો નિવાસ વસ્તીમાં થવા લાગ્યો અને તેની સાથે જ નગ્નતાનો અંત આવી ગયો.

પહેલાં બહુધા વસ્તીમાં જતી વખતે કટિબંધનો ઉપયોગ થતો હતો તે હવે વસ્તીમાં વસવાથી નિરંતર થવા લાગ્યો ધીરે ધીરે કટિવસ્ત્રના આકાર પ્રકાર બદલી ગયા. પહેલાં માત્ર શરીરના મોટા આગળના ગુહ્ય અંગને ઢાંકવાનો વિશેષ ખ્યાલ રખાતો હતો અને પછી સંપૂર્ણ નગ્નતા ઢાંકવાની જરૂર સમજીને તે વસ્ત્રનો આકાર બદલવો પડયો. તેથી તેનું નામ 'કટિબંધ' બદલીને 'ચોલપટ્ટ' (ક્ષુલ્લપટ્ટ, નાનુંવસ્ત્ર) રાખ્યું. એ રીતે સ્થવિર કલ્પીઓમાં પહેલા ઐચ્છિક નગ્નતાનો પ્રચાર હતો તેનો અંત આવી ગયો.

(નોંધ—આચારાંગ સૂત્રમાંની ફરજીઆત નગ્નતાને શ્વે. સંપ્રદાયને અનુકૂળ રહેવા માટે મુનિશ્રીએ મરજીઆત બનાવી દીધી છે. ફરજીઆત હોવાથીજ લજ્જા માટે લંગોટની છૂટ હતી. નહિતર લંગોટની છૂટની જરૂરજ રહેતી નહોતી.—ન. ગિ. શેઠ)

આર્ય મહાગિરિના સમયથી "જિનકલ્પની તુલના"ના નામથી કેટલાક સાધુઓએ નગ્ન રહેવાની પરંપરા ચાલુ રાખી હતી તે આ સમયથી ઘણા વખત પહેલાં બંધ થઈ ચૂકી હતી. અને—

આચારાંગના નગ્નતા પ્રતિપાદક સૂત્રોને જિનકલ્પપ્રતિપાદક ઠરાવી ચૂક્યા હતા અને તે સમયના ગ્રંથકાર ચોલપટ્ટની ગણના સ્થવિર કલ્પીઓના મૂળ ઉપકરણમાં કરી ચૂક્યા હતા.

—શ્રી કલ્યાણ વિજયજીના 'શ્રમણ ભગવાન મહાવીર' પુસ્તકના પાના ૨૮૭ થી ૨૯૨ સુધીના લખાણનો ઉપર પ્રમાણે અનુવાદ આપેલો છે.

## ઈતિહાસ પરથી ઉપજતો બોધ

શ્રી કલ્યાણ વિજયજીના ઉપર ઉધ્ધૃત કરેલા લખાણ ઉપરથી સમજી શકાય છે કે—

(૧) જંબૂસ્વામીના નિર્વાણ પછી તુરત જ કડક સાધુ આચારને જિનકલ્પનું નામ આપવાની શરૂઆત કરી હતી અને તે વખતે પાળી શકાતા સામાન્ય આચારને સ્થવિર કલ્પનું નામ આપ્યું હતું. તે સ્થવિર કલ્પના આચારમા નગ્નત્વ ચાલુ રાખ્યું હતું.

(૨) જિનકલ્પ વિચ્છેદ ગયો છે એમ મનાવ્યા છતાં આર્ય મહાગિરિ વગેરે ઘણા સાધુઓએ જિનકલ્પીનો કેટલોક આચાર પાળવાનુ ચાલુ રાખ્યું. તેથી તેમને "જિનકલ્પીની તુલના કરવાવાળા" એમ કહીને ઓળખાવતા હતા.

મહારાજા ખારવેલે બોલાવેલા સાધુ સમ્મેલનનું હિમવંત સ્થવિરાવલીમાં વર્ણન કર્યું છે તેમાં ૨૦૦ બસો "જિનકલ્પીની તુલના કરવાવાળા જિનકલ્પી" સાધુઓ તે સમ્મેલનમાં હાજર હતા એમ કહેલું છે.

(૩) શ્વે. સંપ્રદાયના વસ્ત્રધારણના હિમાયતી પૂર્વજોએ વીર-નિર્વાણથી ત્રણસો વર્ષ પછીથી આચારાંગસૂત્રના નગ્નત્વ પ્રતિપાદક સૂત્રના ખોટા અર્થ કરવાની શરૂઆત કરી હતી.

(૪) એ વસ્ત્રધારણના હિમાયતી પૂર્વજોને શુધ્ધ આચારી સાધુઓ તરફ એટલો બધો દ્વેષભાવ હતો કે તેમણે પટ્ટાવલીઓમાં એ જિનકલ્પની તુલના કરવાવાળા સાધુઓના નામ પણ લખ્યા નહિ.

(૫) દિગંબરોએ પણ જિનકલ્પ અને સ્થવિર કલ્પના ભેદ ભગવાન મહાવીરના નામે ચઢાવી દીધા છે.

આ પ્રમાણે આર્યરક્ષિત સૂરિ સુધીના ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે કે વિક્રમની પહેલી સદીના અંત સુધી બધાય જૈન શ્રમણો—સાધુઓ નગ્ન જ રહેતા હતા.

આચાર્ય શ્રી આર્ય રક્ષિત સૂરિએ તેમના પિતા સોમદેવ પુરોહિતને દીક્ષા આપી ત્યારે "પોતાના પુત્રપુત્રી સમક્ષ નગ્ન કેમ રહી શકાય ?" એમ કહીને સોમદેવ પુરોહિતે નગ્ન રહેવાની ચોખ્ખી ના પાડી છતાં ભવિષ્યમાં તેમને સમજાતી લેવાશે એમ ગણીને આર્યરક્ષિત સૂરિએ તેમના પિતાને વસ્ત્રસહિત રહેવા દઈને દીક્ષા આપી. અને પાછળથી અનેક યુક્તિઓ કરીને આર્યરક્ષિત સૂરિએ સોમદેવ મુનિને નગ્ન મુનિ બનાવી દીધા હતા.

વસ્ત્રસહિત જૈન મુનિ તરીકે રહેવાનો આ પહેલો જ દાખલો છે. જૈન ઇતિહાસમાં વસ્ત્રસહિત જૈનદીક્ષા લેવાનો આ પહેલો જ બનાવ છે.

આર્યરક્ષિત સૂરિને યુગપ્રધાન પદ વીર સવત ૫૮૮ (વિક્રમ સવત ૧૧૮) અને તેમનો સ્વર્ગવાસ વીર સંવત ૫૯૭ (વિક્રમ સવત ૧૨૭)મા થયો હતો. એટલે કે તેઓ યુગપ્રધાનપદે તેર વર્ષ રહ્યા હતા.

એટલે સોમદેવ પુરોહિતની દીક્ષા વિક્રમ સવત ૧૧૫ કે ૧૧૬ મા થઈ હશે. અને તે તેમના વસ્ત્ર ધારણના સમાચાર કડક આચારના હિમાયતી સાધુઓને પડયા હશે ત્યારે તેમણે ઉગ્ર વિરોધ કર્યો હશે એ સમજી શકાય તેવી વાત છે.

## આર્યરક્ષિતે કરેલા ફેરફારો

આર્ય રક્ષિત સૂરિએ સમયનો વિચાર કરીને સાધુઓના કડક નિયમોને મદ કર્યા હતા. તેમના વખત સુધી એક સાધુને ફકત એક જ પાત્ર રાખવાનુ વિધાન હતુ તેથી સાધુઓને અડચણ પડતી હશે તેથી આર્યરક્ષિત સૂરિએ વર્ષાૠતુના ચાર માસ માટે એક પાત્ર ઉપરાંત બીજુ એક માત્રક એટલે નાનુ પાત્ર રાખવાની છૂટ આપી હતી

આર્યરક્ષિતનો સમય તે પ્રાચીન સસ્કૃતિનો હ્રાસ અને નવીન આચાર પદ્ધતિનો પ્રારભ કાળ હતો.

પૂર્વે સાધુઓ સાધુની પાસે આલોચના લેતા અને સાધ્વીઓ સાધ્વીની પાસે આલોચના–પ્રાયશ્ચિત લેતી હતી. પણ આર્યરક્ષિતથી સાધ્વીઓનો એ અધિકાર રદ કરવામાં આવ્યો અને સાધ્વીઓએ પણ સાધુઓ પાસે જ આલોચના કરવાનુ ઠરાવવામાં આવ્યુ.

પોતાના મંતવ્યમાં દૃઢ રહ્યા. પહેલાં જિનકલ્પ સંબંધી સમાધાન તો થયેલું પરંતુ તે મતભેદે દિલમાં ઉપજાવેલું દ્વેષનું ઝેર નાબુદ થયું ન હોતું..તેથી આ વખતે વિરોધનો પ્રસંગ ઉપસ્થિત થતાં વિરોધ એકદમ ઉગ્ર થઈ ગયો.

આર્યરક્ષિત સૂરિનો સ્વર્ગવાસ વીરસંવત ૫૯૭ માં થયો. શ્વેતાંબર સંપ્રદાય પ્રમાણે બન્ને પક્ષ વીર સ. ૬૦૯ માં છૂટા પડ્યા. એટલે કે આર્યરક્ષિત સૂરિના વખતમાં ઉત્પન્ન થયેલો વિરોધ એટલો બધો વધી ગયો કે આર્યરક્ષિતસૂરિના સ્વર્ગવાસ પછી નવ કે બાર વર્ષની અંદર બન્ને પક્ષ છૂટા પડી ગયા.

છૂટા પડવા માટેના તાત્કાલિક કારણની આખ્યાયિકા બન્ને પક્ષ તરફથી જુદી જુદી કહેવામાં આવે છે. એ તો મનુષ્ય સ્વભાવનો સામાન્ય રિવાજ છે કે બે વિરોધીઓ જુદા પડે ત્યારે દરેક પક્ષ સામા પક્ષનો જ દોષ કાઢે. તે જ પ્રમાણે અહીં પણ બન્ને પક્ષે સામાનો દોષ કાઢે એટલું જ નહિ પણ સામાને બદનામ કરે તેવી હદ સુધીની આખ્યાયિકા જોડી કાઢી હોય એમ દેખાય છે.

પરંતુ એ આખ્યાયિકાઓ તથા તે પછીના ઇતિહાસ ઉપરથી તટસ્થ માણસ એટલું તો ચોક્કસ સમજી શકે છે કે બન્ને પક્ષમાં **દ્વેષ અને વેરનું ઝેર ઘણું જ વ્યાપી ગયેલું હતું. અને તેઓએ જૈનતત્ત્વનો ત્યાગ કરીને ફક્ત પોતાના મતના સમર્થનની જ વાતો કરવા માંડી.**

એક પક્ષે એકાંતથી વસ્ત્રધારણનું જ પ્રતિપાદન કર્યું તે શ્વેતાંબર કહેવાયા. અને બીજા પક્ષે એકાંતથી નગ્નત્વનું જ પ્રતિપાદન કર્યું અને તે દિગંબર કહેવાયા.

## શ્વેતાંબરોનો દાવો

મૂળ સૂત્રો અભાગી પામે છે એમ કહી શ્વેતાંબરો પોતે પ્રાચીન છે એમ દાવો કરે છે પણ તેમના જ મૂળ આચારાંગ સૂત્રમાં સાધુઓ માટે વસ્ત્રધારણ પ્રરૂપેન નથી એ વાત છુપાવે છે એટલું જ નહિ પણ વસ્ત્રધારણને શાસ્ત્ર સિદ્ધ કરવા માટે તેમણે જુદે જુદે વખતે સૂત્રોના અર્થમાં ફેરફાર કર્યા છે સૂત્રોમા અનેક નવા ફેરફારો કર્યા તથા વસ્ત્રપાત્રાદિ વધારતા જવા માટે અનેક નવા નવા શાસ્ત્રો બના યા

એટલે શ્વેતાંબરોએ મૂળ જૈન ધર્મનું સ્વરૂપ કાયમ રાખ્યું નથી

## દિગબરોનો દાવો

દિગબરોએ પણ અપવાદનો ઈન્કાર કરીને નગ્નત્વનો એકાંતવાદ પકડ્યો કે જે જૈન સૂત્ર સિદ્ધાંતની વિરુદ્ધ છે અને મૂળ પ્રાચીન સૂત્રો શાસ્ત્રો પોતાના મતની વિરુદ્ધ જતા હોવાથી તેમણે શ્વે મૂળ પ્રાચીન સૂત્રો વિચ્છેદ ગયાનું જાહેર કર્યું

નગ્નત્વના એકાંત આગ્રહથી ઘણી બાબતોમાં વિરોધ આવ્યો ત્યારે નગ્નત્વના આગ્રહને, મતાગ્રહને વળગી રહીને સ્ત્રી મુક્તિ વગેરે વિરોધો ઉપન્ન કર્યા કે જે વિરોધોની સંખ્યા એક વખત ૮૪ સુધીની ગણાતી હતી આજે વખતે એથી પણ વધારે સંખ્યા થઈ હોય

દિગબરો પાસે કોઇ પણ પ્રાચીન ગ્રંથ નથી દિગબરોએ પોતાના મતને પુષ્ટિ આપનારા નવા શાસ્ત્રો બનાવ્યા પરંતુ બધા મતભેદો એકદમ ઉભા થઇ જતા નથી એટલે તેમના જ જુના શાસ્ત્રો તેમની હાલની માન્યતા ખોટી છે એમ સાબિત કરવા લાગ્યા દાખલા-

તરીકે—તેમનું મૂળ શાસ્ત્ર ષટ્ખંડાગમ સ્ત્રી મુક્તિ સાબિત કરે છે તેથી દિગમ્બરોએ સ્ત્રી મુક્તિ સાબિત કરનારો સંજય શબ્દ શાસ્ત્રમાંથી રદ કરવાનો આદેશ કાઢ્યો.

**આ પ્રમાણે દિગંબરોએ તેઓ પોતે સત્ય ધર્મના અનુયાયી નથી પણ મતાગ્રહના અનુયાયી છે એમ પૂરવાર કર્યું.**

વળી પ્રાચીન જૈન શાસ્ત્રોનો અસ્વીકાર કરીને જૈન આચારશાસ્ત્રને બદલે દિગમ્બરોએ પોતાના માટે વૈષ્ણવી માન્યતાઓવાળુ નવુ આચારશાસ્ત્ર બનાવ્યું.

આ રીતે દિગંબરોએ પણ મૂળ જૈન ધર્મનું સ્વરૂપ કાયમ રાખ્યું નથી.

એટલે—

**હાલના સર્વ સંપ્રદાયો અર્વાચીન છે**
**અને એક ફક્ત સાચો**
**મૂળ શુદ્ધ જૈન ધર્મ જ પ્રાચીન છે.**



પ્રકરણ ત્રીજું

# જૈન સૂત્રો ઉપલબ્ધ કે વિચ્છેદ ?

## ઐતિહાસિક હકીકત અને તટસ્થ સમીક્ષા

શ્વેતાંબર જૈન સંપ્રદાય જૈન સૂત્રોને ઉપલબ્ધ માને છે કારણ કે તેમની પાસે સૂત્રો મોજુદ છે. ત્યારે દિગંબર જૈન સંપ્રદાય કહે છે કે જૈન સૂત્રો વિચ્છેદ ગયા છે.

આ બને માન્યતામાં તથ્ય શું છે તે જાણવા માટે આપણે જૈન સૂત્રોનો પહેલેથી આજ સુધીનો ઇતિહાસ તપાસવો જોઇએ.

લાગ્યા. કેટલાક સાધુઓ જેઓ વિરાધનાના ભીરૂ હતા તેઓએ પોતાની ખુશીથી અન્નજળનો ત્યાગ કરી, અનશન કરી દેહત્યાગ કર્યો.

ઘણાં વર્ષે જ્યારે સુકાળ થયો ત્યારે બધા સાધુઓ મગધમાં આવવા લાગ્યા ત્યારે તેઓ એક બીજાને પૂછવા લાગ્યા કે તેમને શુ શુ યાદ છે. કારણ કે દુકાળના કષ્ટમા પઠન પાઠનના અભાવે ઘણુ ભૂલાઈ ગયુ હતુ ત્યારે સમસ્ત શ્રમણ સઘે એક એક થઈને બારે અગ માગોપાગ વ્યવસ્થિત કરવાનુ નક્કી કર્યું.

આ વખતે જૈનધર્મ એક જ હતો. તેમાં કોઈ તડ કે સંપ્રદાય નહોતો. પરંતુ શ્વેતાંબરો તરફના દ્વેષને લીધે દિગંબરો ભગવાન મહાવીર પ્રણિત સૂત્રો તરફ પણ એટલા બધા દ્વેષી થઈ ગયા હતા કે તેમણે શ્રુત વિચ્છિન્ન થયાનું જાહેર કર્યું તે પહેલાં શ્રુતરક્ષાના પ્રયત્નો થયેલા તેની પણ કશી નોંધ દિગંબરોએ રાખી નથી. કારણ કે ખરી રીતે તેમણે જાહેર કર્યું ત્યારે પણ સૂત્રો વિચ્છેદ ગયા નહોતા તે વાત દિગંબરોના ગ્રંથો ઉપરથી જ સાબિત થાય છે.

તેથી જ અહી શ્રુતરક્ષાના જે જે પ્રયત્નોની વિગત આપી છે તે શ્વેતાંબરોના "તિત્થોગાલી પયન્ના" વગેરેમાં આપેલ નોંધો ઉપરથી આપી છે.

## પહેલું મુનિસમ્મેલન
## પાટલીપુત્રી વાચના

વીર નિર્વાણથી ૧૬૦ વર્ષની આસપાસમા નદરાજાના રાજ્ય અમલમા સમસ્ત જૈન શ્રમણસઘની સમક્ષ પાટલીપુત્રમા પહેલી વાચના થઈ તેથી તે પાટલીપુત્રી વાચના કહેવાય છે.

આ વખતે પટ્ટધર યુગપ્રધાન તરીકે શ્રી ભદ્રબાહુ આચાર્ય હતા પરંતુ મુનિસમ્મેલન વખતે તેઓ નેપાળમા બાર વર્ષનો "મહાપ્રાણ"

નાગને ધ્યાનયોગ ધારણ કરી રહેલ હતા તેથી સમેલનમા આવી શકયા નહોતા અને સમેલન મુનિશ્રી સ્થૂળભદ્રની અધ્યક્ષતામાં મળ્યુ હતુ

જેમને જે જે યાદ હતુ તે તે દરેક મુનિ કહેતા ગયા. તો તે રીતે પહેલા અગીઆર અગસૂત્રો બરાબર વ્યવસ્થિત થઈ ગયા. પરતુ બારમુ દૃષ્ટિવાદ અગ જાણનાર ત્યા કોઈ નહોતુ બારમુ દૃષ્ટિવાદ અગ એક ફકત શ્રી ભદ્રબાહુ સ્વામીને યાદ હતુ. અને તેઓ તો નેપાલમા "મહાપ્રાણ" ધ્યાન ધરતા હતા.

તેથી શ્રમણસઘે તેમના પ્રતિનિધિ તરીકે બે સાધુઓને નેપાલ મોકલ્યા અને ભદ્રબાહુ સ્વામીને કહેવડાવ્યુ કે—હે પૂજ્ય ક્ષમાશ્રમણ ! વર્તમાન કાળમા આપ જિનતુલ્ય છો તેથી પાટલીપુત્રમા જ મહાવીરનો સઘ આપને પ્રાર્થના કરે છે કે આપ વર્તમાન શ્રમણ સઘને પૂર્વશ્રુતની વાચના આપો.

ભદ્રબાહુ સ્વામીએ કહ્યુ—શ્રમણો ! હુ આ સમયે તમને વાચના દેવા અસમર્થ છુ. અને હુ મારા આત્મિક કાર્યમા લાગેલો હોવાથી મને વાચનાનુ પ્રયોજન પણ શુ ?

શ્રમણો—ક્ષમાશ્રમણ ! સઘની પ્રાર્થનાનો અનાદર કરવાથી આપને કેવો દડ મળી શકે તેનો વિચાર કરો

ભદ્રબાહુ—હુ જાણુ છુ કે સઘ એમ બોલનારનો બહિષ્કાર કરી શકે

શ્રમણો—જાણવા છતા આપ સઘની પ્રાર્થનાનો અનાદર કરો છો તો આપને સઘમા સામિલ કેમ રાખી શકાય ? અમે આપને વિનતિ કરીએ છીએ છતા આપ વાચના દેવા તૈયાર નથી તેથી શ્રમણ સઘ આજથી તમારી સાથે બારે પ્રકારનો વ્યવહાર બધ કરે છે

ભદ્રબાહુ—શ્રમણો ! હું પાટલીપુત્રમા આવીને વાચના આપી શકુ

તેમ નથી. પણ તમે બુદ્ધિમાન અને ગ્રહણ કરવાની શક્તિવાળા શ્રમણોને અહીં મોકલો તો હું તેમને એક શરતે વાચના આપીશ. તે શરત એ કે મારું ધ્યાન પૂરું ન થાય ત્યાં સુધી તેઓ મને બોલાવે નહિ (મારી સાથે વાતચીત કરે નહિ) અને હું તેમને બોલાવીશ નહિ. પણ હું તેમને પ્રતિદિન માત્ર સાત વાચના આપીશ. તે આ પ્રમાણે—એક વાચના ગોચરીથી આવ્યા પછી, ત્રણ વાચના ત્રણ કાળ વેળાએ અને ત્રણ વાચના સાંજના પ્રતિક્રમણ પછી.

શ્રમણો—જેમ આપ કહેશો તેમ આપની મરજી પ્રમાણે કરીશું.

તેઓએ પાટલીપુત્ર પાછા આવી સંઘને સવિસ્તર હકીકત જણાવી પછી ૫૦૦ બુદ્ધિમાન મુનિઓ અને તેમની દરેકની વૈયાવૃત્ય માટે બબ્બે એટલે ૧૦૦૦ મુનિઓ વૈયાવૃત્ય માટે એમ એકંદર પંદરસો મુનિઓ નેપાલમાં શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે આવ્યા. અને તેમણે કહ્યા પ્રમાણે બધાને વાચના આપવા માંડી.

આ પ્રમાણે કટકે કટકે અને બહુ થોડી વાચના મળતી હોવાથી મુનિઓને સંતોષ થતો નહોતો. અને તેથી કંટાળીને વાચના લેવાવાળા મુનિઓ ધીરે ધીરે ચાલી જવા લાગ્યા. એમ કરતાં છેવટ એક મુનિ સ્થૂળભદ્ર જ રહ્યા.

સ્થૂળભદ્ર આઠ વર્ષ રહ્યા અને તેટલા વખતમાં તેઓ આઠ પૂર્વનું અધ્યયન પૂરું કરી શક્યા અને ત્યારે ભદ્રબાહુ સ્વામીની "મહાપ્રાણ ધ્યાન"ની યોગસાધના પણ પૂરી થઈ ગઈ. ત્યારે તેમણે પહેલવહેલી સ્થૂળભદ્ર સાથે વાત કરતાં પૂછ્યું—કેમ મુનિ! તમને ભિક્ષા કે સ્વાધ્યાય યોગમાં કંઈ તકલીફ તો નથી?

સ્થૂળભદ્ર—નહીં ભગવન્! એ કંઈ તકલીફ નથી. પણ હું આપને પૂછવા ઈચ્છું છું કે અત્યાર સુધીમાં હું કેટલું શિખ્યો અને કેટલું બાકી છે.

ભદ્રબાહુ—તેં સરસવ જેટલું ગ્રહણ કર્યું છે અને મેરૂ પર્વત જેટલું બાકી છે.

સ્થૂળભદ્ર—પૂજ્ય ! હું અધ્યયનથી થાકયો નથી પણ મને ચિંતા એમ છે કે મારી ટુંકી જીંદગીમાં મેરુતુલ્ય શ્રુતજ્ઞાન હું કેમ પ્રાપ્ત કરી શકીશ ?

ભદ્રબાહુ—વીર સ્થૂળભદ્ર ! હવે તું ફિકર નહિ કર. મારૂં ધ્યાન સમાપ્ત થયું છે, તું બુદ્ધિમાન છે. હું તને રાતદિવસ વાચના આપ્યા કરીશ તેથી દષ્ટિવાદનો જલ્દી પાર આવી જશે.

ધ્યાન પૂરૂં થઈ ગયું હોવાથી શ્રી ભદ્રબાહુ સ્વામી તથા સ્થૂળભદ્ર બન્ને પાટલીપુત્રમાં આવ્યા. ત્યાં સ્થૂળભદ્ર પ્રયત્નપૂર્વક અધ્યયન કરવા લાગ્યા. અને દશ પૂર્વ પૂરેપૂરા શિખી ગયા.

એક દિવસ સ્થૂળભદ્ર એકાંત સ્થાને બેસીને અગીયારમું પૂર્વ યાદ કરતા હતા. તે વખતે સ્થૂળભદ્રની સંસાર પક્ષની સાત બહેનો જેઓ દીક્ષા લઈ સાધ્વી થઈ હતી તેઓ ભદ્રબાહુ પાસે વંદન કરવા આવી. ત્યાં સ્થૂળભદ્રને જોયા નહિ એટલે તે કયાં છે એમ પૂછયું.

ભદ્રબાહુએ તેમને સ્થૂળભદ્રનુ સ્થાન બતાવ્યુ. એટલે સાધ્વીઓ ભાઈના દર્શન કરવા ત્યાં ગઈ.

સ્થૂળભદ્રે સાધ્વી બહેનોને પોતાની શકિતનો પરિચય કરાવવાને માટે પોતાનુ રૂપ બદલીને સિંહનું રૂપ ધારણ કર્યું. સિંહને જોઈ સાધ્વીઓ ભયભીત થઈ ગઈ અને ભદ્રબાહુ પાસે આવીને કહ્યું—ક્ષમાશ્રમણ ! ત્યાં સ્થૂળભદ્રજી તો નથી પણ એક વિકાળ સિંહ ત્યાં બેઠા છે. કોણ જાણે સ્થૂળભદ્રજી કયાં હશે ?

ભદ્રબાહુ—આર્યાઓ ! તે સિંહ તે જ તમારો સંસારપક્ષનો ભાઈ સ્થૂળભદ્ર છે.

સ્થૂળભદ્ર—એ તો મેં તમને શ્રુતજ્ઞાનની ઋદ્ધિ બતાવી હતી.

બહેનોને વિદાય કરીને સ્થૂળભદ્ર આચાર્યશ્રી પાસે વાચના લેવા આવ્યા ત્યારે ભદ્રબાહુએ કહ્યુ—હે અણગાર ! તુ જેટલુ શિખ્યો છે તેટલુ જ બસ છે. હવે તારે વધુ શિખવાની જરૂર નથી.

ગુરુનાં વચન સાંભળીને સ્થૂળભદ્રને તરત પોતાની ભૂલનો ખ્યાલ આવ્યો. તેને બહુ પસ્તાવો થયો અને ગુરુના ચરણોમા નમીને વદન કરીને પોતાના અપરાધની માફી માગતા કહ્યુ—પૂજ્ય ક્ષમાશ્રમણ ! આ મારી પહેલી જ ભૂલ છે. કૃપા કરી ક્ષમા કરો. બાકીના પૂર્વ વિચ્છેદ જાય તેમ છે. તો ભવિષ્યના મહત્તર સ્થવિરો કહેશે કે સ્થૂળભદ્રે શ્રુતમદ કર્યો તેથી શેષ પૂર્વનો નાશ થયો.

ગચ્છના સર્વ સાધુઓએ પણ ભદ્રબાહુ સ્વામીને પ્રાર્થના કરી કે—સ્થૂળભદ્રને વાચના આપવાની કૃપા કરો. તે હવે ફરીથી અપરાધ ન કરવાની પ્રતિજ્ઞાની સાથે ક્ષમા માગે છે.

ભદ્રબાહુ—શ્રમણો ! તમે હવે આ બાબતમા વિશેષ આગ્રહ ન કરો. હુ વાચના દેવાની ના શા માટે પાડુ છુ તેનુ કારણ સાંભળો—

સ્થૂળભદ્રના અપરાધના કારણથી નહિ પણ ભવિષ્યનો વિચાર કરીને બાકીના પૂર્વનો પ્રચાર કરવાનુ બધ કરુ છુ. જુઓ. રાજકુળ જેવા શકટાલ મત્રીના ખાનદાન કુળમા જન્મેલા હોવા છતાં સ્થૂળભદ્ર જેવા ગભીર પુરુષ કે જેણે બાર વર્ષની સગિની કોશાના પ્રેમને ક્ષણભરમા ત્યાગ કરી દીધો અને નદ રાજાએ આપેલા મત્રીપદને છોડીને વિરક્તભાવથી દીક્ષા ગ્રહણ કરી એવા સ્થૂળભદ્ર પણ શ્રુતજ્ઞાનનો દુરૂપયોગ કરવામાં તત્પર થઈ ગયા તો બીજાની તો વાત જ શુ કરવી ?

શ્રમણો ! દિવસે દિવસે સમય નાજુક આવતો જાય છે મનુષ્યની માનસિક શક્તિઓનો પ્રતિસમય હ્રાસ થઈ રહ્યો છે તેની ક્ષમતા અને ગભીરતા નષ્ટ થતી જાય છે એવી દશામા પૂર્વનો પ્રચાર કરવામા હુ કુશળ જોઈ શકતો નથી

સ્થૂળભદ્ર—ભગવન ! હવે પછી કદી પણ હુ પરરૂપ ધારણુ નહિ કરૂં. આપ કહો તે શરત પર ચાલીશ પણ કૃપા કરી બાકીના ચાર પૂર્વ મને શિખડાવો.

ભદ્રબાહુ—સ્થૂળભદ્ર ! તું એટલો બધો આગ્રહ કરે. છે તો હુ તને ચાર પૂર્વ બતાવીશ, પણ **બીજાને તે શિખવવાની અનુજ્ઞા હું નહિ આપું. અનુજ્ઞા તો માત્ર દશ પૂર્વની જ દઈશ. બાકીના ચાર પૂર્વ તારી સાથે નષ્ટ થયા સમજવા.**

આ પ્રમાણે શ્રી સ્થૂળભદ્રના વીર સવત ૨૧૯ માં સ્વર્ગગમન પછી છેલ્લા ચાર પૂર્વ વિચ્છેદ થયા.

## બીજું મુનિ સંમેલન
## બીજી આગમ વાચના

ઉપર વર્ણવેલ પહેલી આગમ વાચના પછી પણ ક્રિતગ્તા કાળના પ્રભાવે મુનિઓને સૂત્રો કંઠસ્થ રાખવામાં ઘણી અડચણો નડવા માંડી. આથી સમ્રાટ સંપ્રતિએ ઉજ્જૈનમાં આર્ય સુહસ્તિ સૂરિની અધ્યક્ષતામાં એક શ્રમણ સંમેલન મેળવી નાનકડી આગમ વાચના કરાવી હતી અને મુનિવર્ગ દૂર દૂરના ક્ષેત્રમાં વિચરે અને ત્યાં પણ આગમનો અભ્યાસ ચાલુ રહે એમ વ્યવસ્થા કરાવી હતી. એટલે ત્યાં સુધી પઠન પાઠન બરાબર ચાલ્યાં હતાં.

મુશ્કલ થઇ પડી. તેથી જૈન શ્રમણો કલિંગ દેશ તરફ ચાલ્યા ગયા. આ વખતે કલિંગમાં મહારાજા ભિખ્ખુરાય મહામેઘવાહન ખારવેલ રાજ કરતા હતા.

મહારાજા ખારવેલ વૈશાલીના ગણસત્તાક રાજતંત્રના પ્રમુખ પરમ અર્હત ઉપાસક ચેટક રાજાના વંશજ હતા. મગધરાજ શ્રેણિકના પુત્ર કોણિકે (અજાતશત્રુ) ચેટકરાજ સાથે ભયંકર યુદ્ધ કરેલું ત્યારે ચેટક મહારાજા અનશન કરી સ્વર્ગે ગયા અને તેમનો પુત્ર શોભનરાય નાસીને તેના સસરા કલિંગરાજ સુલોચન પાસે ગયા. સુલોચનરાય પણ જૈન હતા અને તેમને સંતાનમાં માત્ર એક પુત્રી હતી. એટલે તેમના મૃત્યુ પછી શોભનરાય કલિંગાધિપતિ થયા.

**શોભનરાયની દશમી પેઢીએ ભિખ્ખુરાય વીર સં. ૩૦૦ માં કલિંગનો રાજા બન્યો. તે તેના પૂર્વજોની પેઠે જૈન ધર્મી અને મહા પ્રતાપી હતો. તેના ત્રણ નામો છે—**

૧. **ભિખ્ખુરાય**—જૈન નિર્ગ્રંથ ભિક્ષુઓ–શ્રમણોનો પરમભક્ત હોવાથી તે ભિખ્ખુરાય કહેવાતો.

૨. **મહામેઘવાહન**—એને એના પૂર્વજોથી ચાલ્યા આવતા મહામેઘ જેવા હાથીનું વાહન હોવાથી મેઘવાહન કહેવાતો.

૩. **ખારવેલાધિપતિ**—તેની રાજધાની સમુદ્ર કિનારે હોવાથી અને તેના રાજ્યની સીમા સમુદ્ર સુધી હોવાથી તે ખારવેલાધિપતિ કહેવાતો.

આ ભિખ્ખુરાયે મગધના રાજા પુષ્પમિત્રને હરાવ્યો હતો.

**આચાર્ય હિમવંત કૃત સ્થવિરાવલીમાં** બીજી આગમવાચનાનું વર્ણન કરતાં નીચે પ્રમાણે લખ્યું છે—

બાર દુકાળી પડી તેમાં આર્ય મહાગિરિ તથા આર્ય સુહસ્તિજીના અનેક શિષ્યો શુદ્ધ આહાર ન મળવાથી કુમારગિરિ (પર્વત) નામના તીર્થમાં અનશન કરીને દેહમુક્ત થયા હતા. એ દુકાળના પ્રભાવથી

ઘણાં સિદ્ધાંત નષ્ટપ્રાય થઈ ગયા હતા એમ સમજીને મહારાજા મહામેઘવાહન ભિખ્ખુરાય ખારવેલે જૈન સિદ્ધાંતના સંગ્રહ અને જૈન ધર્મનો વિસ્તાર કરવા માટે શ્રમણ નિર્ગ્રંથ અને નિર્ગ્રંથિનીઓની એક સભા કુમારી પર્વત નામના તીર્થ ઉપર મેળવી હતી.

તેમાં આર્ય મહાગિરિની પરંપરાના બલિસ્સહ, દેવાચાર્ય ધર્મસેનાચાર્ય, નક્ષત્રાચાર્ય આદિ ૨૦૦ જિનકલ્પની તુલના કરવાવાળા જિનકલ્પી સાધુ, આર્ય સુસ્થિત, આર્ય સુપ્રતિબદ્ધ, ઉમાસ્વાતિ, શ્યામાચાર્ય વગેરે ૩૦૦ ત્રણસો સ્થવિરકલ્પી નિર્ગ્રંથો આવ્યા હતા. તથા પોઇણી આદિ ૩૦૦ ત્રણસો નિર્ગ્રંથિણી સાધ્વીઓ પણ એકત્ર થઈ હતી.

મહારાજા ભિખ્ખુરાય ખારવેલ, સીવંદ, ચૂર્ણક વગેરે ૭૦૦ સાતસો શ્રમણોપાસક તથા ભિખ્ખુરાયની રાણી પૂર્ણમિત્રા આદિ સાતસો શ્રાવિકાઓ પણ તે સભામાં ઉપસ્થિત હતી.

પુત્ર, પૌત્ર, રાણીઓ વગેરે પરિવારથી સુશોભિત મહારાજા ભિખ્ખુરાય ખારવેલે નિર્ગ્રંથ નિર્ગ્રંથિણીઓને નમસ્કાર કરીને કહ્યુ—હે મહાનુભવો ! હવે આપ તીર્થંકર ભગવાન વર્દ્ધમાન સ્વામીના પ્રરૂપિત જૈન ધર્મની ઉન્નતિ તથા વિસ્તાર કરવા માટે સર્વ શક્તિથી ઉદ્યમવંત થાઓ.

મહારાજા ભિખ્ખુરાય ખારવેલના ઉપર્યુક્ત પ્રસ્તાવ પર સર્વ નિર્ગ્રંથ નિર્ગ્રંથિણીઓએ પોતાની સમ્મતિ પ્રગટ કરી અને ભિખ્ખુરાય પૂજિત સન્માનિત નિર્ગ્રંથ નિર્ગ્રંથિણીઓ મગધ, મથુરા, વંગ આદિ દેશોમાં તીર્થંકર પ્રણીત ધર્મની ઉન્નતિને માટે ચાલી નીકળ્યા.

તે પછી ભિખ્ખુરાયે કુમારગિરિ તથા કુમારીગિરિ નામના પર્વતો ઉપર જિન પ્રતિમાઓથી સુશોભિત અનેક ગુફાઓ બનાવરાવી. ત્યાં ...ી તુલના કરવાવાળા નિગ્રંથો વર્ષાકાળમાં કુમારી પર્વતની ગુફાઓમાં રહેતા. અને જેઓ સ્થવિર કલ્પી નિર્ગ્રંથ હતા. તે કુમાર

પર્વતની ગુફાઓમાં ચાતુર્માસ રહેતા. એ પ્રમાણે મહારાજા ખારવેલે નિર્ગ્રંથો માટે વિભિન્ન વ્યવસ્થા કરી હતી

ઉપરોક્ત વ્યવસ્થા કરવાનો સભામાં નિર્ણય કરી લીધા પછી ભિખ્ખુરાયે કૃતાર્થતા અનુભવી. તે પછી તેમણે બલિસ્સહ ઉમાસ્વાતિ, શ્યામાચાર્ય આદિ સ્થવિરોને વંદના નમસ્કાર કરીને, જિનાગમમાં મુકુટ તુલ્ય દૃષ્ટિવાદના દશપૂર્વ સુધીના શ્રુતનો સંગ્રહ કરવા માટે પ્રાર્થના કરી

ભિખ્ખુરાયની પ્રેરણાથી પૂર્વોક્ત સ્થવિર આચાર્યોએ અવશિષ્ટ દૃષ્ટિવાદને શ્રમણ સમુદાય પાસેથી થોડું થોડું એકત્ર કરીને, વ્યવસ્થિત કરીને, **ભોજપત્ર, તાડપત્ર તથા વલ્કલ પર અક્ષરોથી લિપિબદ્ધ કરીને ભિખ્ખુરાયનો મનોરથ પૂર્ણ કર્યો અને એ પ્રમાણે સુધર્માસ્વામી રચિત દ્વાદશાંગીના સંરક્ષક થયા.**

એ પ્રસંગે **શ્યામાચાર્યે** નિર્ગ્રંથ સાધુ સાધ્વીઓના સુખબોધાર્થે **પન્નવણા (પ્રજ્ઞાપના) સૂત્રની** રચના કરી જે વીર સં. ૩૪૦માં સંપૂર્ણ થયું હતું

સ્થવિર શ્રી **ઉમાસ્વાતિજીએ** એ જ ઉદ્દેશથી નિર્યુક્તિ (ભાષ્ય) સહિત **તત્ત્વાર્થ** સૂત્રની રચના કરી.

અહીં સ્થવિરાવલી લેખકની સરખા નામથી ભૂલ થઈ હોય એમ લાગે છે કારણ કે એ વખતે સર્વ જૈન મુનિઓ અર્ધમાગધી ભાષામાં જ લખતા હતા **તે વખતે મુનિઓ સંસ્કૃત ભાષા વાપરતા જ નહોતા. અને તત્ત્વાર્થ સૂત્ર સંસ્કૃત ભાષામાં રચાયેલું છે. તેથી તે પહેલા ઉમાસ્વાતિનું હોઈ શકે નહિ.** પણ વિક્રમની પહેલી બીજી સદીમાં થયેલા બીજા ઉમાસ્વાતિએ તત્ત્વાર્થ સૂત્ર રચેલું છે.

સ્થવિર **આર્ય બલિસ્સહે** વિદ્યાપ્રવાદ પૂર્વમાંથી **અંગવિદ્યા** આદિ શાસ્ત્રોની રચના કરી

ઉપરોક્ત ત્રણેય ગ્રંથો આજે પણ વિદ્યમાન છે

આ રીતે જિનશાસનની ઉન્નતિ કરવાવાળા કલિંગાધિપતિ મહારાજા ભિક્ખુરાય ખારવેલ અનેકવિધ ધર્મ કાર્યો કરીને મહાવીર નિર્વાણથી ૩૩૦ વર્ષ બાદ સ્વર્ગવાસી થયા

ઉપરના વર્ણનમાં 'જિનકલ્પની તુલના કરવાવાળા જિનકલ્પી' અને સ્થવિરકલ્પી નિર્ગ્રંથોને જુદા બતાવેલા છે. કારણ કે જિનકલ્પને વિચ્છેદ ઠરાવ્યા પછી આર્ય મહાગિરિ તથા તેમના અનુયાયીઓએ જિનકલ્પના જેવા કેટલાક આચાર ચાલુ રાખ્યા હતા. તેથી તેમને એ રીતે જુદા જુદા નામથી ઓળખાવેલા છે. જંબુસ્વામીના નિર્વાણ પછી તુરત જ જિનકલ્પ વિચ્છેદ ગયાની ઘોષણા કરી હતી. પણ જિનકલ્પ ચાલુ છે એમ માનનાવાળા કડકપક્ષના મુનિઓએ આ સંમેલનમાં હાજરી આપી ન હોય તે બનવા જોગ છે

અને તેથી જ દિગમ્બરોએ શ્રુતરક્ષા માટેના આ મુનિ સમ્મેલનોની નોંધ લીધી નહિ હોય

આ સભામા ફકત દ્દષ્ટિવાદ સૂત્રના પદેના દશ પૂર્વનુ શ્રુત જે સ્થૂળભદ્ર પછી ચાલુ રહ્યુ હતુ તેના કોઈ કોઈ અંગો વિસ્મૃત થયા હશે અને તે યાદ કરીને બરાબર વ્યવસ્થિત કર્યા હશે પણ પદેના અગીઆર અંગો વિસ્મૃત થયા નહિ હોય એમ લાગે છે

બીજી વાત એ કે અત્યાર સુધી સર્વ શ્રુત મુનિઓને મુખપાઠ જ હતુ. પરંતુ આ સભામાં પહેલવહેલુ તે ભોજપત્ર તાડપત્ર વગેરે ઉપર લિપિબદ્ધ કરવામા આવ્યુ હતુ. પરતુ તેની ઝાઝી નકલો બનાવવામા આવી હોય એમ લાગતુ નથી અને તેથી જ તે પછીના સમયમાં ફરી પણ શ્રુત વિસ્મૃત થવા પામ્યુ હતુ

# ત્રીજું મુનિ સમ્મેલન
## ત્રીજી આગમ વાચના

આર્ય વજ્રસૂરિના સમયમાં ત્રીજી વાર ભયંકર બાર વર્ષનો દુકાળ પડ્યો હતો. ત્યારે ઘણા મુનિઓએ જ્યાં ત્યાં અનશન કરી સ્વર્ગગમન કર્યું, શ્રી વજ્રસૂરિ પણ રથાવર્ત પર્વત પર અનશન કરી સ્વર્ગે સીધાવ્યા હતા આ દુકાળથી શ્રમણોના ઘણાં ગણો, કુળો અને વાચક વંશોનો વિચ્છેદ થઈ ગયો હતો. મુનિવરોની સંખ્યા બહુ નાની થઈ ગઈ હતી

સુકાળ થતાં જ શ્રી આગમરક્ષાનો પ્રશ્ન પહેલાં હાથમાં લીધો. આ સમયે શ્રી સંઘમાં વાચનાચાર્ય શ્રી નંદિલસૂરિ, યુગપ્રધાન શ્રી આર્યરક્ષિતસૂરિ અને ગણાચાર્ય શ્રી વજ્રસેનસૂરિ પ્રધાન પ્રભાવકો હતા.

આર્યરક્ષિતસૂરિ ૯ા પૂર્વના જ્ઞાતા હતા તેથી શરીરવિજ્ઞાન, મતિવિજ્ઞાન અને માનસવિજ્ઞાન વગેરેના ઊંડા જાણકાર હતા. તેમણે વિચાર્યું કે આ પડતો કાળ છે, બાર બાર વર્ષનો દુકાળ પડવાથી શ્રુતજ્ઞાનમાં મોટો હ્રાસ થયો છે અને હવે કદાચ ફરી વાર દુકાળ પડે તો શ્રુતજ્ઞાનનો સર્વથા નાશ થશે.

વળી સંહનન બળ પણ ઘટયું છે. દરેક સૂત્રોમાં ચાર અનુયોગો તો છે જ. એ દરેકને ધારણ કરે એવી બુદ્ધિવાળા મુનિઓ થેડા છે. અને નવા મુનિઓને જલદી શ્રુતજ્ઞાન આપી શકાય તેવો પ્રબંધ થવો જોઇએ.

આર્યરક્ષિત સૂરિએ ગંભીર વિચાર કર્યો, વિદ્યમાન પ્રભાવક આચાર્યોની સંમતિ લીધી. અને સૂત્ર પાઠોનો એક એક પ્રધાન અર્થ કાયમ રાખી ગૌણ અર્થોને જતા કર્યા એ રીતે દરેક આગમોને નીચે પ્રમાણે ચાર અનુયોગોમાં વહેંચી નાખ્યા—

૧. દ્રવ્યાનુયોગ દૃષ્ટિવાદ.

૨. ચરણકરણાનુયોગ—૧૧ અંગો, છેદ સૂત્રો, મહાકલ્પ. ઉપાંગો, મૂળસૂત્ર.

૩. ગણિતાનુયોગ—સૂર્યપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ.

૪. ધર્મકથાનુયોગ—ઋષિભાષિત, ઉત્તરાધ્યયન

આર્ય રક્ષિતસૂરિએ વીરસંવત ૫૧૦ ની લગભગમાં અનુયોગો જુદા પાડ્યા છે. આજે આ અનુયોગ પ્રમાણે જ આગમોનું અધ્યયન અધ્યાપન થાય છે.

આ વખતે આર્યરક્ષિત સૂરિએ અનુયોગદ્વાર સૂત્ર રચ્યું

દિગંબર ઇતિહાસ પણ કહે છે કે આ. અર્હદ્બલિએ આગમોનું ચાર અનુયોગોમાં વિભાજન કર્યું. સંભવ છે કે આર્યરક્ષિતે કરેલ અનુયોગો પ્રમાણે તેમને પણ અનુયોગોમાં શાસ્ત્રગ્રંથોની વહેંચણી કરવી આવશ્યક લાગી હોય.

આ વખતે વસ્ત્રપાત્ર ધારણ સંબંધી મતભેદ શરૂ થઈ ગયો હતો તેથી આ સંમેલનમાં પણ કંઈક પક્ષ હાજર નહિ હોય એમ સમજી શકાય છે. પરંતુ અનુયોગોની વહેંચણી તેમને પણ પસંદ પડી એમ દેખાય છે અને તેમણે પણ એ જ પ્રમાણે અનુયોગોની વહેંચણી કરી પરંતુ તેમાં થોડો ફેરફાર કર્યો કે જેની વિગત મેં મારા જૈનધર્મ અને એકતા પુસ્તકમાં આપેલી હતી.

વીર સં. ૬૦૬ અથવા ૬૦૯માં શ્વેતાંબર અને દિગંબર નામથી જૈન ધર્મમાં બે સંપ્રદાય ઉભા થયા. સાધુઓના નગ્નત્વ માટે એકાંત આગ્રહ રાખનારાએ દિગંબર નામ ધારણ કર્યું અને વસ્ત્રપાત્રનો એકાંત આગ્રહ રાખનારે શ્વેતાંબર નામ ધારણ કર્યું.

## ચોથું મુનિ સંમેલન
## માથુરી વાચના

આચાર્ય સ્કંદિલના યુગ પ્રધાનત્વના સમયમાં ફરી પાછો બાર વર્ષનો દુકાળ પડ્યો. તેથી સાધુઓને ભિક્ષા મળવાનો અસંભવ થઈ ગયો. તેથી સાધુઓ શાસ્ત્રાભ્યાસ કરી શકયા નહિ તેમજ શિખેલા શાસ્ત્રોને યાદ કરી જઈ તેનું પુનરાવર્તન પણ કરી શકયા નહિ. આ કારણથી ઘણા શ્રુતધર સ્થવિર પરલોકવાસી થઈ ગયા અને વિદ્યમાન શ્રમણ સંઘમાં પઠનપાઠનની પ્રવૃત્તિ બંધ થતી ગઈ. તેથી ઘણા અલૌકિક શ્રુતનો વિનાશ થયો.

તે સમયે તે પ્રદેશમાં આચાર્ય સ્કંદિલ એક જ વિશેષ શ્રુતધર રહેવા પામ્યા હતા. તેથી સુકાળ થતાં **વીર સં. ૮૨૭ થી ૮૪૦ (વિક્રમ સંવત ૩૫૭ થી ૩૭૦)**ની વચમાંના કોઈપણ વર્ષમાં મથુરા નગરીમાં યુગપ્રધાન શ્રી સ્કંદિલાચાર્યની પ્રમુખતામાં ઉત્તરાપથનો શ્વેતાંબર શ્રમણ સંઘ એકઠો થયો અને તેઓ આગમને વ્યવસ્થિત કરવામાં લાગી ગયા.

જેને જે આગમ સૂત્ર કે તેનો ખંડ યાદ હતો તે તેઓ કહેતા ગયા અને એ રીતે અગીઆર અંગ અને થોડુંક પૂર્વશ્રુત સંઘટિત કરાયું અને તે વ્યવસ્થિત કરીને લખી લેવામાં આવ્યું. તે પછી સ્કંદિલાચાર્યે તે અનુસાર સાધુઓને વાચના આપી. તેથી તે વાચના **સ્કંદિલી** વાચનાના નામથી પ્રસિદ્ધ થઈ અને મથુરામાં સંપન્ન થઈ હોવાથી તે **માથુરીવાચના** કહેવાઈ.

## પાંચમું મુનિ સંમેલન
## વાલભીવાચના

મથુરામાં આચાર્ય સ્કંદિલે આગમોદ્ધાર કરીને વાચના શરૂ કરી તે જ વખતે સૌરાષ્ટ્રમાં વલ્લભી નગરીમાં (હાલનું વળા) આચાર્ય

નાગાર્જુનસૂરિએ દક્ષિણા પથના શ્વેતાંબર શ્રમણ સંઘને એકત્ર કરેલો અને દુકાળમાં ભૂલાઈ ગયેલા આગમનો ઉદ્ધાર કરવાનું શરૂ કરેલું. વાચક નાગાર્જુનને તથા શ્રમણસંઘને જે જે આગમ પાઠ યાદ હતા તે વ્યવસ્થિત કરીને સ્થાપન કર્યા. અને જે ભૂલાઈ ગયા હતા તે સ્થળે પૂર્વાપર સંબંધ જોઈને વ્યવસ્થિત કર્યા.

એ પ્રમાણે આગમ ઉપરાંત પ્રકીર્ણ (પ્રકરણ) ગ્રંથોનો પણ ઉદ્ધાર કર્યો. અને પછી તે અનુસાર વાચના આપવા લાગ્યા. તેને **નાગાર્જુની** વાચના કહે છે. અને વલ્લભીમાં સંપન્ન થયેલ હોવાથી તેને **વાલભી** વાચના પણ કહે છે.

આચાર્ય સ્કંદિલ અને આચાર્ય નાગાર્જુન સમકાલિન હતા, અને લગભગ એક સમયે જ બન્ને વાચના સંપન્ન થઈ હતી, પરંતુ તે પછી તે બન્ને આચાર્યો એક બીજાને મળી શકયા ન હોતા. તેથી બન્નેની વાચનામાં કયાંક કયાંક ભિન્નતા રહી ગઇ હતી તે એમની એમ રહી ગઇ.

વિસ્મૃત થયેલ તેને યાદ કરીને બે ઠેકાણે વ્યવસ્થિત કરવામાં વાચનાભેદ આવે તે સમજી શકાય તેમ છે. બન્ને આચાર્યો મળી શકયા હોત તો તેઓ પરસ્પર રૂબરૂ ચર્ચા કરીને ભિન્નતા મટાડી શકયા હોત. પરંતુ તેમ નહિ બની શકેલ હોવાથી મતભેદના – ભિન્નતાઓના ઉલ્લેખ આજે પણ ટીકાઓમાં જોઇ શકાય છે.

## છઠું મુનિ સમેલન
## દેવર્દ્ધિ ગણિનું પુસ્તક લેખન
## વાલભીવાચના બીજી

આચાર્ય સ્કંદિલ સૂરિએ મથુરાની વાચનામાં જે આગમ લખ્યાં હતાં તેનો વારસો આચાર્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ પાસે હતો. અને આચાર્ય નાગાર્જુને વલ્લભીમાં વાચના કરી જે આગમો લખ્યાં હતાં તેનો વારસો આચાર્ય ભૂતદિન તથા આચાર્ય કાલકસૂરિ (ચોથા) પાસે હતો.

આ બન્ને વાચનાના વારસાવાળા આચાર્યોના વખતમાં વળી પાછો બાર વર્ષનો ભારે દુકાળ પડ્યો. તેથી થોડું જીર્ણશીર્ણ રહેલું શ્રુત પણ છિન્નભિન્ન થઈ ગયું. તેથી સુકાળ થતાં તેમણે વીર સંવત ૯૮૦માં વલ્લભીમાં (વળામાં) મોટું મુનિસંમેલન મેળવ્યું અને તે સંમેલનની રૂબરૂમાં બન્ને વાચનાના પાઠોને તપાસી એક ચોક્કસ પાઠ તૈયાર કર્યો. તે વખતે બન્ને વાચનાઓના સિદ્ધાંતોના પરસ્પર સમન્વય કરવામાં આવ્યા. અને બની શકયો તેટલો ભેદભાવ મટાડીને એકરૂપ કરવામાં આવ્યા

અને જે જે મહત્વપૂર્ણ ભેદ રહ્યા તેને પાઠાંતરના રૂપમાં ટીકા ચૂર્ણિઓમાં સંગ્રહીત કરવામાં આવ્યા. કેટલાક પ્રકીર્ણ ગ્રંથો ફક્ત એક જ વાચનામાં હતા તેને પ્રમાણ માની લીધા.

એ પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી આચાર્ય સ્કંદિલની માથુરી વાચના અનુસાર સર્વ સિદ્ધાંત લખવામાં આવ્યા. જ્યાં જ્યાં નાગાર્જુન વાચનાનો મતભેદ કે પાઠભેદ હતો ત્યાં તે ટીકામાં લખી લેવામાં આવ્યો. પણ જે પાઠાંતરો નાગાર્જુની અનુયાયીઓ કોઈ રીતે છોડી દેવા તયાર નહોતા તેને મૂળ સૂત્રમાં પણ વાયણંતરે પુણ એવા શબ્દોની સાથે તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો.

લખવાની સરળતા માટે ફરી ફરી આવતા પાઠોને પૂર્વે લખેલ સ્થાનોની સાક્ષી આપી ટુંકાવી દીધા છે. આ પ્રમાણે અભ્યાસ કરવામાં સુગમતા રહે એવી રીતે શૃંખલાબદ્ધ સર્વ આગમ ગ્રંથો લખાયા.

આ રીતે બન્ને વાચનાઓમાં લખેલા સિદ્ધાંતો ઉપરાંત જે જે ગ્રંથ પ્રકરણ હતા તે સર્વને લખાવીને સુરક્ષિત કરવામાં આવ્યા. આ પ્રમાણે દેવર્દ્ધિગણિ બધા આગમ ગ્રંથ પ્રકરણના સંપાદક બન્યા.

આ વખતે શ્રી દેવર્દ્ધિગણિએ નંદીસૂત્ર રચ્યું.

## સૂત્રો ક્યારથી લખાવા માંડયા ?

સર્વ શ્વેતાંબર સંપ્રદાયોમાં સામાન્ય રીતે એવી માન્યતા પ્રવર્તે છે કે આગમશાસ્ત્રો શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના વખતમાં જ વીર

સં. ૯૮૦ મા જ પુસ્તકારૂઢ થયા, અને તે પહેલા તો સર્વ આગમ ગ્રંથો આચાર્યો તથા સાધુ સાધ્વીઓને મુખપાઠે જ રહેતા હતા

દેવર્દ્ધિગણિના સમયમા સર્વ સૂત્રશાસ્ત્ર ગ્રંથ પ્રકરણ પુસ્તકારૂઢ થયા એ તો ખરૂ જ પરંતુ તેની પહેલા સૂત્રશાસ્ત્ર લખાયા જ નહોતા એમ ચોક્કસપણે કહેવાય જ નહિ

આપણે ઉપર જોયુ કે બીજા સાધુ સમેલનમા મહારાજા ખારવેલે સૂત્રો ભોજપત્ર તાડપત્ર વગેરે ઉપર લખાવ્યા હતા એટલે સૂત્રો પહેલ વહેલા વીર સ ૩૩૦ની લગભગમા લિપિબદ્ધ થયા હતા પરંતુ એની નકલો બહુ જૂજ કરેલી અને તેનો જરૂર પડયે જ ઉપયોગ કરવાનો હતો બાકી સૂત્રો તો સાધુઓ નિયમિત રીતે મુખપાઠ જ રાખતા

ત્રીજી આગમ વાચના વખતે આર્યરક્ષિત સૂરિએ અનુયોગદ્વાર સૂત્ર રચ્યુ હતુ તેના સૂત્ર ૩૪મા કહ્યુ છે કે—से किं त जाणय शरीर भवि असरीर वइरित्त द्रव्वसुअ। पत्तय पोत्थय लिहिअ। એટલે પત્ર પુસ્તક (પોથી) પર લખેલ શ્રુતને દ્રવ્ય શ્રુત કહેલ છે

ભોજપત્ર તાડપત્ર પર તો બીજા સાધુ સમેલન વખતે સૂત્ર લખાયા હતા તે પછી કાગળ પર લખવાની પણ શરૂઆત થઈ ગઈ હશે માટે જ આર્યરક્ષિતે કહ્યુ છે કે પત્ર તેમ જ પોથી પુસ્તક પર લખેલ શ્રુતને દ્રવ્યશ્રુત કહેવાય છે

એટલે તે વખતે સૂત્ર શાસ્ત્રો લખવાની પ્રવૃત્તિ ચાલુ તો થઈ ગઈ હતી અને તેથી નિશીથ સૂત્રમાં કાલિક શ્રુત તથા ગાલિક શ્રુત નિર્યુક્તિને માટે પાચ પ્રકારના પુસ્તકો રાખવાનો સાધુઓને અધિકાર આપવામા આ તો છ જો પૂર્વકાળમા સૂત્રો લખવામા આવતા જ ન હોત તો નિશીથ ભાષ્યકાર વગેરે તેની ચર્ચા અને વિધાન કરત નહિ

એટલે માથુરી અને વાલભી વાચનાના સમયમા સ્કંદિલાચાર્યે અને નાગાર્જુનાચાર્યે સૂત્રો પુસ્તકોમા લખાવ્યા હતા એમ તો કોઈ પણ

નથી. પરંતુ તેની પહેલાં પણ આગળ લખાતા હતા અને કારણયોગથી સાધુઓ તે પુસ્તકો પોતાની પાસે રાખતા હતા.

છતાં પણ જ્યાં સુધી યાદ શક્તિ સારી હતી ત્યાં સુધી વિશેષે કરીને સાધુઓ સર્વ શ્રુત મુખપાઠે રાખતા હતા અને જરૂર પડયે પુસ્તકનો ઉપયોગ કરતા હતા.

આ પ્રમાણે સૂત્રોશાસ્ત્રો પહેલેથી આજસુધી કેવી રીતે જાળવી રાખવામાં આવ્યા તેનો ઇતિહાસ છે.

હવે દિગંબરો મૂળ સૂત્રો જળવાયા નથી તેનાં કારણો આપે છે તે અને શ્વેતાંબરો તેનું સમાધાન કરે છે તે જોઇએ.

## મૂળસૂત્રો જળવાયા નથી તે માટે દિગંબરોનાં કારણો

૧. દિગબરો પહેલું કારણ એમ કહે છે કે અગસૂત્રોનો મૂળમાં જેટલો વિસ્તાર હતો તેટલો નથી. કાળપ્રભાવે કેટલુક ભૂલાઈ ગયુ હોય તે સભવિત છે. પરતુ હાલના સૂત્રોમાં ક્યાય કાંઈપણ ખડિત થયું હોય એમ દેખાતું નથી. બધા સૂત્રોમાં પહેલીથી છેલ્લે સુધી એકસરખો સંબધ જળવાઈ રહેલો દેખાય છે તો તેનો કોઈ ભાગ ખડિત થયો હતો એમ કેમ માની શકાય?

**શ્વેતાંબરનું સમાધાન**—ઉપર આપેલા ઇતિહાસ ઉપરથી જોઇ શકાય છે કે મૂળ જેટલુ જેટલુ યાદ હતુ તે દરેક વખતે યાદ કરીને તેને વ્યવસ્થિત રૂપે એટલે સબધ જાળવીને ગોઠવી દેવામાં આવ્યું હતું. કારણકે નહિતર પઠનપાઠનમાં બહુ અડચણ પડે તેથી સર્વ શાસ્ત્રોને દરેક વખતે સંબધ પ્રમાણે ગોઠવીને લખાયા હતા.

તેથી દિગંબરોની એ દલીલ ટકી શકતી નથી.

૨. **દિગંબરોની** બીજી દલીલ એ છે કે—પદોની સંખ્યા મૂળ પ્રમાણે મળતી નથી જો કે સૂત્રમાં સળગ નંબર સખ્યા દેખાય છે.

**શ્વેતાંબરોનું સમાધાન**—દરેક વખતે વ્યવસ્થિત કરવા માટે યાદ રહ્યું હોય તેટલાને જ સળંગ નંબરો આપ્યા છે. તેમ કરવામાં ન આવે તો પઠનપાઠનમાં ગરબડ ઉભી થાય. સળંગ નંબર અપાઈ જાય ત્યારે જ સૂત્ર વ્યવસ્થિત થયું કહેવાય અને તે પછી જ વાચના યથાર્થ રીતે અને વ્યવસ્થિત રીતે આપી શકાય.

એટલે દિગંબરોની એ દલીલ પણ વજુદ વિનાની છે.

૩. હાલના સૂત્રોની ગણધરોના જેવી ગંભીર વાણી નથી.

**શ્વેતાંબરોનું સમાધાન**—દિગંબર દલીલકારનું કહેવું એમ લાગે છે કે હાલના સૂત્રોની ભાષા ગણધરોની ભાષા જેવી નથી. એમ કહેવું હોય તો તે બનવું સંભવિત છે. કારણ કે—

મૂળસૂત્રો મગધ દેશમાં અઢી હજાર વર્ષ પહેલાં રચાયેલાં તે પછી સાધુ મુનિઓ ધીરે ધીરે પૂર્વ હિંદુસ્તાનમાંથી પશ્ચિમ તરફ વિહાર કરતા આવ્યા. તેમના વિહારમાં વચમાના અનેક પ્રદેશની ભાષાઓના શબ્દોનું મિશ્રણ થયું હોય તે સ્વાભાવિક છે. કારણ કે વિસ્મૃત થયેલ શ્રુતને ફરી વાર યાદ કરતાં મૂળ શબ્દને બદલે એ જ અર્થનો બીજો શબ્દ મૂકાઈ જાય તે સંભવિત છે. એ પ્રમાણે પુસ્તક લખાયા ત્યાં સુધીના એક હજાર વર્ષમાં શબ્દોમાં પરિવર્તન થયું હોય તે સંભવિત છે.

પરંતુ ભાષા ગંભીરતા તેના શબ્દોના અર્થમાં છે. અને આજે પણ વિદ્વાન સાધુએ સૂત્રોના શબ્દોના જુદા જુદા અનેક અર્થ કરી બતાવી શકે છે.

**એટલે દિગંબરોની એ દલીલમાં ખાસ વજુદ નથી**

૪. દિગંબરો ચોથી દલીલમાં કહે છે કે ઉપરની ત્રીજી દલીલના જવાબમાં વખતે તમે એમ કહેશો કે અંગસૂત્રોને ગણધરોના કથનાનુસાર મહર્ષિઓએ (પૂર્વાચાર્યોએ) બનાવ્યા છે. તો મહર્ષિઓએ કર્તા તરીકે પોતાનું નામ ન રાખતાં ગણધરનું નામ કેમ રાખ્યુ છે? એથી તો તેમના બીજા મહાવ્રતનું ઉલ્લંઘન થયું. એથી જૈનજગતિ ઉપર કેવો પ્રભાવ પડે?

શ્વેતાંબરોનું સમાધાન—એ વાત તો ખરી જ છે કે હાલનાં ઉપલબ્ધ સૂત્રોનો બધો ભાગ મૂળનો જ નથી કારણ કે પૂર્વાચાર્યો તેમના શિષ્યોને શિખડાવવાને માટે મૂળ સૂત્રો ઉપર વિવેચન કરતા. તે વિવેચન પદ્યમાં કરતા કે જેથી શિષ્યોને સહેલાઇથી યાદ રહી જાય. કારણ કે બધુ શ્રુત મુનિઓને મુખપાઠ જ રહેતુ.

મૂળ સૂત્ર અને પૂર્વાચાર્યોના વિવેચનો બધું એક સાથે શિષ્યો યાદ રાખતા. પૂર્વાચાર્યો પોતાના વિવેચનો પોતાના નામથી જુદા પાડતા નહોતા કારણ કે તેમને નામનો મોહ નહોતો. તેમનો ઉદ્દેશ ફક્ત શિષ્યોને જ્ઞાન આપવાનો હતો.

હાલના ઉપલબ્ધ સૂત્રોમાં મૂળ તથા વિવેચનોનું મિશ્રણ જરૂર છે. પણ તેનું કારણ એવું નથી કે જેથી સૂત્રોને વિચ્છેદ ગણાય અથવા સૂત્રો અમાન્ય ગણાય.

વિવેચન તે મૂળના સ્પષ્ટીકરણરૂપે છે અને તેથી તે જરૂરનુ જ ગણાય. સૂત્ર કે ગ્રંથ અમાન્ય તો ત્યારે જ ગણાય કે જ્યારે તેની અંદરનું લખાણ સિદ્ધાંત વિરુધ્ધનું હોય. અને સૂત્રોમાં સિધ્ધાંત વિરુધ્ધનું શું શું છે તે તો દિગંબરોએ બતાવ્યું જ નથી.

## સૂત્રો વિચ્છેદ ગયાની દિગંબરોની વાત તેમના જ ગ્રંથોથી ખોટી ઠરે છે.

દિગંબરો કહે છે કે સૂત્રો વીર સંવત ૬૮૩ માં વિચ્છેદ ગયા હતા. આ વાત તેમના જ ગ્રંથો ઉપરથી ખોટી પૂરવાર થાય છે તેની કેટલીક વિગત મે મારા જૈનધર્મ અને એકતા પુસ્તકના 'સૂત્રો અને આગમ'નામના પ્રકરણ ન. ૨ માં આપી છે તે જિજ્ઞાસુએ જોઈ લેવી.

દિગંબર ગ્રંથકારોએ વિક્રમની છઠી સદી સુધી શ્વેતાંબર સૂત્રો શાસ્ત્રોનો તેમના ગ્રંથોમાં છૂટથી ઉપયોગ કર્યો છે; જેમ કે

શ્રી શિવકોટિ આચાર્યના ભગવતી આરાધના ગ્રથમા શ્વેતામ્બરીય નિર્યુક્તિઓ તથા ભાષ્યોની સખ્યાબધ ગાથાઓ જેમની તેમ અથવા નજીવા ફેરફાર સાથે ઉપલબ્ધ છે

દાખલા તરીકે—ભગવતી આરાધનાની ગાથા ન ૪૨૧ મી છે તે એ માન્ય કપનિર્યુક્તિની દશકલ્પ પ્રતિપાદિકાની ગાથા છે ગાથા ન ૧૧૨૩ તે એ બૃહત્ કલ્પ ભાષ્યની છે તેની અદર તાલપ્રલબ સૂત્રનો નામોલ્લેખ છે તે બૃહત્કલ્પનુ પ્રથમ સૂત્ર છે ગાથા ન ૧૯૮૩ તથા ૧૯૮૨ તે આવશ્યક સૂત્રની ગાથા ન ૪૮ તથા ૫૧ છે તેમા થોડો થોડો ફેરફાર કરીને ભગવતી સૂત્રમા મૂકેલી છે

વળી મૂળાચાર ગ્રથમા શ્રી કુદકુદાચાર્યે કેટલીયે શ્વેતામ્બરીય ગાથાનો ઉપયોગ કર્યો છે તે 'કુદકુદાચાર્ય'' નામના પ્રકરણ ન ૨૦ મા બતાવેલ છે

શ્વેતામ્બર અને દિગમ્બર સપ્રદાયો વીર સ ૬૦૬ અથવા ૬૦૯ મા છૂટા પડ્યા તે ખરૂ પરતું છૂટા પડ્યા પછી પણ ઘણા વખત સુધી દિગમ્બરોએ શ્વેતામ્બર સૂત્રોને માનવાનુ ચાલુ રાખ્યુ હતુ અને તે ઠેઠ વિક્રમની પાચમી સદીના અત સુધી અથવા છટ્ઠી સદીની શરૂઆત સુધી દિગમ્બરો શ્વેતામ્બર સૂત્રો ને માનતા હતા માટે જ દિગમ્બર ગ્રથકારોએ શ્વેતામ્બર સૂત્રશાસ્ત્રમાથી અનેક ગાથાઓ લઈને તેમના ગ્રથોમા મૂકેલી છે

દિગમ્બરો શ્વેતામ્બર સૂત્રોને માનતા હતા તેનો અર્થ એમ જ સમજવાનો છે કે શ્વેતામ્બરોએ સૂત્રોમા વસ્ત્રધારણ સબધી કરેલા નવા ફેરફારો કે ઉમેરાને તેઓ માનતા નહોતા પણ તે સિવાયની બાકીની વાતમા તે વખતે મતભેદ નહિ હોવાથી તે માનતા હતા

શ્રી કુદકુદાચાર્યે દિગમ્બર માન્યતાઓને ચોક્કસ રીતનુ નવુ સ્વરૂપ આપ્યા પછી તેમણે શ્વેતામ્બર સૂત્રશાસ્ત્રનો ઉપયોગ કરવાનુ ન તર બધ કર્યું

## સૂત્ર વિચ્છેદ કહેવાનું ખરૂં કારણ

જો કે દિગંબરો કહે છે કે સૂત્રો વીર સ. ૬૮૩ માંજ વિચ્છેદ ગયા હતા પણ તે વાત ખોટી છે તે ઉપર બતાવાઈ ગયું છે. સૂત્રો વિચ્છેદ ગયાની વાત તેમણે ઘણા વખત પાછળથી કરી હતી. તેનું કારણ એ હતું કે—

શરૂઆતમાં તો ફકત નગ્નત્વનો જ મતભેદ હતો. અને આચારાંગ સૂત્રમાં નગ્નત્વનું પ્રતિપાદન હતું જ તેથી તેમને સૂત્રો વિચ્છેદ ગયા એમ કહેવાની જરૂર જ નહોતી. નગ્નત્વને વળગી રહેવા છતાં તે વખતે દિગંબરો અપવાદ તરીકે વસ્ત્રપાત્રની જરૂરીયાત પણ સ્વીકારતા હતા. કે જે પ્રમાણે ભગવતી આરાધનામાં પ્રતિપાદન કરેલુ છે અને આચારંગ સૂત્રમાં પણ તે જ પ્રમાણે છે તેથી દિગંબરો છૂટા પડ્યા છતાં શ્વેતાંબર સૂત્રોને માન્ય ગણતા હતા.

**પરંતુ શ્રી કુંદકુંદાચાર્યે દિગંબર માન્યતાને નવું સ્વરૂપ આપ્યું. તેમણે અપવાદ માર્ગનો ઇન્કાર કર્યો અને નગ્નત્વનું એકાંત આગ્રહથી પ્રતિપાદન કર્યું.** તેથી અનેક નવી સમસ્યાઓ ઉત્પન્ન થઈ. જેવી કે—કવળાહાર, સ્ત્રી મુકિત, સ્ત્રીદીક્ષા વગેરે. તે વખત સુધી દિગંબર લેખકોની એ વિષયમાં શ્વેતાંબરોના જેવી જ માન્યતા હતી. પણ શ્રી કુંદકુંદાચાર્યે આગ્રહ પૂર્વકની જે નવી માન્યતાઓ શરૂ કરી તેના પરિણામે તેમને શ્વે. સૂત્રોને અમાન્ય કરવાની ફરજ પડી. પણ લગભગ ચારસો વર્ષ પછી અમાન્ય કરવા તે અયોગ્ય કહેવાય એટલે ચારસો વર્ષ પહેલાંથી જ વિચ્છેદ ગયા છે એમ જાહેર કર્યું.

એ કારણથી જ કુંદકુંદાચાર્યની પૂર્વના દિગંબર આચાર્યોના ગ્રંથો કરતાં પણ શ્રી કુંદકુંદાચાર્યના ગ્રંથોને પરમાગમ કહી પ્રધાનપદ આપવામાં આવ્યુ.

ત્યારે હવે પ્રશ્ન એ રહે છે કે—

## શ્વેતાંબર સૂત્રો
### -માન્ય કે અમાન્ય ?

શ્વેતાંબર સૂત્રશાસ્ત્રો દિગંબર માટે અમાન્ય ગણાય અને શ્વેતાંબર સંપ્રદાયી માટે માન્ય ગણાય એ દેખીતુ જ છે પરંતુ જે ભિન્નસંપ્રદાયી છે અને શુદ્ધ જૈન ધર્મના અનુયાયી રહીને મૂળ શુદ્ધ જૈન ધર્મને અનુસરવા માંગે છે તેને માટે વિચાર કરવાનો રહે છે. કારણ કે—

૧ અંગ સૂત્રો ભગવાનના ઉપદેશ પ્રમાણે ગણધર મહારાજના રચેલા મનાય છે. તો ગણધર મહારાજના નિર્વાણ પછી બનેલી અનેક હકીકતો અને તે પણ ઠેઠ સૂત્રો છેલ્લા લિપિબંધ થયાં ત્યાં સુધીની હકીકત પણ સૂત્રની અંદર આવે છે તે સાબિત કરે છે કે સૂત્રોમાં નવા ઉમેરા અને ફેરફાર સારી રીતે કરવામાં આવ્યા છે. એટલે સૂત્રો ભગવાન પ્રણીત રહ્યા નથી.

૨. સૂત્રોમાં શરૂઆત એવી રીતે હોય છે કે—જંબુસ્વામીના પૂછવાથી સુધર્મા સ્વામીએ કહ્યુ કે—એ ઉપરથી સમજી શકાય છે કે હાલના સૂત્રો જંબૂસ્વામી પછી થયેલા આચાર્યે અથવા આચાર્યોએ રચેલા છે.

૩. આર્ય મહાગિરિના શિષ્યોના વખતથી જ નરમ દળે ભગવાનના વચનોના ખોટા અર્થો કરીને પોતાનો શિથિલાચાર સૂત્ર સિદ્ધ કરવાના પ્રયત્નો આદર્યા હતા. અને તે પ્રમાણે શિષ્યો પ્રશિષ્યોને શિખડાવતાં પરંપરાએ સૌ ખોટા અર્થને સાચા તરીકે માનવા લાગ્યા.

૪. તે પ્રમાણે પછીના સર્વ ટીકાકારોએ પણ સૂત્રના ખોટા અર્થો જ સમજાવ્યા છે.

૫. સૂત્રોનો ઘણો ભાગ ભલે ભૂલાઈ ગયો હોય પરંતુ યાદ રહ્યો હોય તેટલો પણ મૂળ ભાગ જુદો રાખ્યો નથી. પહેલેથી જ મૂળને, વિવેચનને તથા ઉમેરાઓને જુદા જુદા રાખવાની દરકાર જ કરી ન હોતી. કારણ કે મૂળ અને ઉમેરાઓને જુદા રાખે તો ઉમેરાઓ પણ શિષ્યોને ભગવાનના નામે શિખડાવી શકાય નહિ.

૬. સંપ્રદાયવાદીઓએ પોતાની માન્યતાઓને સૂત્રસિદ્ધ ઠરાવવા માટે સૂત્રોમાં અનેક જાતના ઉમેરા કર્યા છે, ફેરફારો કર્યા છે. જેમકે—

ભગવાને સાધુને વસ્ત્ર પહેરવાની છૂટ આપી છે એમ બતાવવા માટે નગ્નતા પ્રતિપાદક 'સૂત્રોને ગૌણ બનાવી દીધા અને ઓઢવાના વસ્ત્રને પહેરવાના વસ્ત્ર તરીકે ગણાવવા જેવા ખોટા અર્થ કર્યા.

વસ્ત્રધારી પણ અપરિગ્રહી જ ગણાય તેમ બતાવવા માટે અનેક જાતની નવી ગાથાઓ ઉમેરી.

સાધુઓ ભગવાનના વખતમાં પણ વસ્ત્ર પહેરતા એમ બતાવવા માટે પણ અનેક જાતના ઉમેરા કર્યા.

જિનકલ્પ અને સ્થવિર કલ્પના ભેદ પાડી તે ભેદો ભગવાને જ પાડેલા છે એમ બતાવવા માટે અનેક જાતના નવા ઉમેરા કર્યા.

સાધુના વસ્ત્રપાત્રની સંખ્યા દિવસે દિવસે વધારતા ગયા.

સાધુના અપવાદ માર્ગોમાં અનેક જાતની નવી છૂટછાટ ઉમેરતા ગયા તે એટલે સુધી કે સાધુને સંયમી કેમ કહેવા તે પણ વિચાર થઈ પડે.

મૂર્તિની દ્રવ્ય પૂજા શરૂ કરી એટલું જ નહિ પણ તેમાં અનેક જાતની ખર્ચાળ નવી વિધિઓ ઉમેરતા જ ગયા જાણે કે ધર્મ પૈસાવાળા માટે જ છે!

મૂર્તિની પ્રતિષ્ઠા માટેની પણ એ જ પ્રમાણે વિધિઓ બનાવી.

હિંસાના ત્રણ પ્રકાર પાડીને સાવદ્ય પૂજા સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો.

આવા આવા અનેક એટવા બધા ઉમેરઓ અને ફેરફારો કર્યા કે મૂળ શું હતું તે શોધવાનું કામ ઘણું જ મુશ્કેલ થઇ પડયું.

વ્યવહાર ધર્મના પ્રકારો અને તેની મહત્તાઓ એટલ બધાં હદ-ઉપરાંતના વધારી દીધા છે કે તે વાતો જૈન ધર્મના કર્મ સિધ્ધાતની જ વિરુધ્ધ જાય છે, અને લોકોને વ્યવહાર ધર્મમાં એવા ખુડાડી દીધા છે કે તેઓને નિશ્ચય ધર્મની તો ઝાખી પણ થતી નથી.

નિશ્ચય તરફ ન લઈ જાય તે વ્યવહાર ધર્મ અસદ્‌ભૂત જ ગણાય છે.

૭. સચેલકવાદને મૂળ સ્વરૂપ આપવા માટે સૂત્રેના ખોટા અર્થ કર્યા છે, નવી વાતો ઉમેરી છે તે ઉપરાંત નગ્ન મુનિ સંબંધની વાતો, કથાઓ શ્વે. સાહિત્યમાંથી સદંતર કાઢી નાખી છે. કે જેથી સાધુની નગ્નતાનું કદિ અસ્તિત્વ જ નહોતું એમ સમજાય.

૮. તાપસો જૈન દીક્ષા લીએ ત્યારે તથા ગૃહસ્થલિંગી વગેરે કેવળીને કેવળજ્ઞાન થાય કે તરત દેવેંદ્ર આવીને તેમને મુનિવેષ આપે એમ કહી નગ્નતા સદંતર નહોતી એવી ખોટી માન્યતા ઉપજાવી છે.

૯. ભગવાન મહાવીર છદ્મસ્થ નિર્ગ્રંથ અવસ્થામાં ચાર જ્ઞાનના ધણી અને અપ્રતિમ શકિતવાળા હતા તે વત ધ્યાનમાં લેતાં કલ્પસૂત્રમાં વ્યંતરદેવ વગેરેની અનેક વાતો કાલ્પનિક અને ભગવાનના જ્ઞાન તથા શકિતની અવહેલના કરતી હોય એમ લાગે છે.

૧૦. શ્વેતાંબર સંપ્રદાયની માન્યતા મુજબની અનેક વાતો સૂત્રોમાં એવી રીતે ઉમેરી દીધી છે કે તે સર્વ ભગવાન મહવીરે પ્રરૂપેલું છે એમ જ સમજાય કારણ કે સૂત્રોમાં ભગવાન મહાવીરની જ પ્રરૂપણા હોય.

૧૧. સૂત્રોને આગમ કહેવાનું કારણ એ જ છે કે સૂત્રનામધારી ગ્રંથો એ મૂળ સૂત્રો નથી પણ મૂળ, વિવેચન અને ઉમેરાના સમૂહમાથી યાદ રહેલું અને પરંપરાથી ચાલ્યું આવેલું તે આગમ છે.

શ્વેતાંબરોએ જાળવી રાખેલું આગમ શ્રુત તે મૂળ કે

તેનું વિવેચન માત્ર જ નથી પણ તેની અંદર શ્વે. માન્યતા મુજબ કરેલા અનેક ઉમેરા અને ફેરફારો સહિતનું છે.

દરેક 'આગમવાચના' વખતે સૂત્રો વ્યવસ્થિત કર્યા એમ કહ્યું છે. તેમાં વ્યવસ્થિત શબ્દ ખાસ અર્થમાં વપરાયેલો છે. સામાન્ય કરતાં તેમાં વિશેષ અર્થ રહેલો છે. મૂળ તથા વિવેચન ઉપરાંત તેમાં શ્વેતામ્બર માન્યતા મુજબના ઉમેરા અને ફેરફારોને એવી સુંદર રીતે ગોઠવીને વ્યવસ્થિત કર્યા છે કે વાંચનાર તે સર્વને મૂળ જેવું જ સમજી લીએ, બધું ભગવાને પ્રરૂપ્યું છે એમ જ માની લીએ. એટલે કે—

વ્યવસ્થિત શબ્દનો અર્થ એમ થાય છે કે—મૂળ, વિવેચન તથા નવા કરેલા ઉમેરા અને ફેરફારો એ સર્વને સુંદર રીતે ગોઠવીને ભગવાનના નામે ચડાવી દેવાની કળા.

આ બધા ઉમેરાઓ, ફેરફારો આચાર સંબંધીના છે. પરંતુ નવતત્ત્વ, છ દ્રવ્ય, પંચાસ્તિકાય, ગુણસ્થાન વગેરે સર્વ તાત્ત્વિક બાબતો જેમની તેમ છે.

અહીં એટલું ધ્યાનમાં રાખવાનું કે હાલના સૂત્રો-શાસ્ત્રોમાં જે કઇ ફેરફારો, ઉમેરાઓ થયા છે તે સર્વ ખોટા છે અથવા અમાન્ય છે એમ કહેવાનો હેતુ નથી પણ તે સર્વ ફેરફારો ભગવાનના નામે ચડાવાયા છે તે ખોટી રીત સામે વાંધો છે. કારણ કે જે વસ્તુ ભગવાને કહી નથી તે વસ્તુ ભગવાનના નામે સૂત્રમાં ઉમેરવી તેથી અનંત સંસાર વધારવા જેવું થાય છે.

નવા ફેરફાર, ઉમેરા કે નવા નિયમો હાલના સંજોગો માટે અનુકૂળ હોય અને ઉપાદેય હોય તેને માન્ય ગણવામાં વાંધો નથી. પરંતુ એ સર્વ મૂળથી, ભગવાનના વખતથી ચાલ્યુ

આવતું નથી એમ તો કબૂલ કરવું જોઈએજ. અને જે વસ્તુ સિદ્ધાંત વિરૂદ્ધ જતી હોય તે ખોટી છે અથવા અમાન્ય છે એમ પણ કબૂલ કરવું જ જોઈએ.

**એટલે શુદ્ધ જૈન ધર્મને અનુસરવા ઈચ્છતા હોય તેમણે આચાર સંબંધી સર્વ બાબતોને સિદ્ધાંતની બારિકાઈથી ચકાસવી જોઇએ અને તેમ કર્યા પછી જે સત્ય લાગે તેટલું જ સ્વીકારવું જોઈએ.**

## સાધ્વી પ્રત્યેના વર્તનમાં ફેરફાર

જૈન આચાર શાસ્ત્રમાં પૂર્વાચાર્યોએ અનેક ફેરફારો કરી નાખ્યા છે તેમાનો એક ફેરફાર એ છે કે—૮૦ કે ૧૦૦ વર્ષની દીક્ષા પર્યાયવાળી સાધ્વીએ એક જ દિવસના દીક્ષિત સાધુને પણ વંદન કરવું જોઈએ!

**આવો ફેરફાર કરતી વખતે તેઓ જૈન સૂત્ર સિદ્ધાંત વિરુદ્ધનું જ વર્તન કરી કરાવી રહ્યા છે તેની પણ તેમણે પરવા કરી નથી.**

મુનિશ્રી વિદ્યાવિજયજીએ જણાવ્યું છે તેમ સર્વ શ્વેતાંબરો ભગવાન મલ્લિનાથ સ્ત્રીતીર્થંકર હતા એમ માને છે જ અને તે સ્ત્રીતીર્થંકરને સર્વ પુરુષ સાધુઓ વંદન કરતા હતા એમ પણ માને છે જ. આમ તીર્થંકરોએ પણ સાધુ માટે સ્ત્રીને વંદન કરવાની મના કરી નથી. **ત્યારે પૂર્વાચાર્યોએ તીર્થંકર ભગવાનોની આજ્ઞા વિરુદ્ધ સાધ્વીને વંદન કરવાની સાધુઓને મના ફરમાવી છે!**

સાધુ માટેની આવી મના જૈન સિદ્ધાંત વિરુદ્ધની છે તેની પુરુષ તરીકેના અભિમાનમા પૂર્વાચાર્યોએ પરવા કરી નથી. અને અંધશ્રદ્ધાળુ

સાધુઓ એવા ખોટા ફરમાનને સાચું માની ચુસ્તપણે વળગી રહ્યા છે કારણ કે તેથી તેમનું અભિમાન પોષાય છે.

જૈન ધર્મ પુરુષાર્થ પ્રધાન છે એ સિદ્ધાંતને ફેરવીને પોતાના અભિમાનને અનુકૂળ બનાવવા માટે પૂર્વાચાર્યોએ જૈન ધર્મને પુરુષ પ્રધાન બનાવી દીધો!

વિક્રમની બીજી સદીથી પૂર્વાચાર્ય-પુરુષોએ સાધ્વી-સ્ત્રીઓની કક્ષા નીચી પાડી નાખવા માટે જે અનેક નવા નિયમો દાખલ કર્યા તેમાંના કેટલાક આ પ્રમાણે છે—

અને આ રીતે સ્ત્રીને હલકી પાડવાના દોષના બચાવમા આચાર્યોએ સ્ત્રીઓના જે દોષના બહાનાં બતાવ્યા છે તે સર્વ જૂઠા છે કારણ કે **એ જ દોષો સ્ત્રીઓમાં તેમ જ પુરુષોમાં પણ હોઈ શકે છે.** છતાં સાધુઓએ એ બહાનાને સત્ય તરીકે શ્રાવકોને સમજાવ્યા એટલે શ્રાવકો પણ અંધશ્રદ્ધાથી સાધુની વાત સાચી માની બેઠા !

મૂર્તિપૂજકોમાં સાધ્વીઓ માટેની ઉપરની છ યે બાબતો કડક રીતે પાળવામાં આવે છે. પરંતુ સ્થાનકવાસીઓ નં. ૩ અને ૪ ની બાબતમાં ઉદાર બન્યા છે. છતાં બાકીની બાબતોમાં સ્થાનકવાસીઓ પણ મૂર્તિપૂજક જેટલા જ સંકુચિત વિચાર ધરાવે છે. દિગંબરોએ તો સાધ્વીની કક્ષા એટલી બધી ઉતારી પાડી છે કે તેમની તો વાત જ શી કરવી ?

**સાધ્વી સ્ત્રીઓને પુરુષ સાધુઓથી ઉતરતી કક્ષાની માનનાર સાધુ તેમ જ શ્રાવકોએ નીચેની બાબતો વિચારવી ઘટે છે.**

૧. જીવ સ્ત્રીત્વ પ્રાપ્ત કરે છે તે તેના પૂર્વભવના પાપનું ફળ છે પણ આ ભવના પાપનું ફળ નથી. આ ભવે સાધ્વી સ્ત્રી જ્ઞાને, વિદ્યાએ, ઉંમરે વૃદ્ધ હોય તેને નવો દીક્ષિત યુવાન મુનિ વંદન ન કરે પણ એથી ઊલટું એ વૃદ્ધ સાધ્વી યુવાન નવદીક્ષિત સાધુને વંદન કરે. એનો અર્થ એ થયો કે સાધ્વી સ્ત્રીના પૂર્વભવના પાપને માટે આ ભવે તેનો તિરસ્કાર કરવામાં આવે છે.

**આવું વર્તન જૈન સિદ્ધાંતની વિરુદ્ધનું છે.**

૨. પૂર્વ ભવના પાપ માટે ચાલુ ભવે એટલે વર્તમાન ભવે તે જીવ ધર્મી, ગુણવાન, વિદ્વાન, ચારિત્રવાન હોય તો પણ તેનો તિરસ્કાર કરવાનું જૈન સિદ્ધાંતમાં કયે ઠેકાણે જણાવ્યું છે? સિદ્ધાંતમાં એવો કયો નિયમ છે ?

૩ ચાંડાલત્વ પ્રાપ્ત થય તે પણ પૂર્વ ભવનુ જ પાપ છે પણ જ્યારે ચાંડાલ ધર્મિષ્ટ, તપસ્વી સાધુ બને ત્યારે તે ચાંડાલને પણ જૈનધર્મ પૂજ્ય ગણે છે તો તેજ પ્રમાણે સાધ્વી સ્રી પૂજ્ય કેમ નહિ?

૪ ધર્મ પુરુષ પ્રધાન છે એ વાત ના તદ્દન જૂઠી છે ધર્મ તો પુરુષાર્થ પ્રધાન છે. સ્રી કે પુરુષ બન્ને એકસરખી રીતે પુરુષાર્થ કરી શકે છે એમ તો જૈનધર્મે સ્વીકાર્યું જ છે

૫ જો ધર્મને પુરુષ પ્રધાન માનતા હો તો તીર્થંકર પુરુષ જ હોઇ શકે પણ સ્રી તીર્થંકર હોઈ શકે નહિ ત્યારે તમે તો ભગવાન મલ્લિનાથને સ્રી તીર્થંકર માનો છો જ્ઞાતા સૂત્રમા ભગવાન મલ્લિનાથને સ્રી તરીકે વર્ણવેલા છે પણ તમારા નિયમ પ્રમાણે તો તીર્થંકર પુરુષ જ હોય તો શું મલ્લિનાથ

હોવાનું માને છે. છતાં પુરુષ તરીકેના અભિમાનથી સ્ત્રીને હલકી ઠરાવવી કે ગણવી તે સિદ્ધાંત વિરુદ્ધનું કાર્ય છે.

૯. વ્યવહારમાં માતા વગેરે વડીલ સ્ત્રીઓને પૂજ્ય ગણવામા આવે છે તેજ રીતે ધર્મમાં કેમ નહિ?

માતા ગુણવતીએ દીક્ષા લીધી છે અને સાધ્વી બનેલ છે. થોડા વખત પછી પુત્ર વિનયચંદ્રની પત્ની ગુજરી જતાં વૈરાગ્ય ભાવ આવવાથી વિનયચદ્ર પણ દીક્ષા લઈ સાધુ બને છે. સંસારમાં માતા તરીકે, વિનયચંદ્ર ગુણવતીને પૂજ્ય ગણી નિયમિત વદન કરતો. અને ગુણવતી સાધ્વી થયા પછી પણ વિનયચદ્ર સાધ્વી ગુણવતીને ભક્તિ અને વિનયથી વદન કરતો. હવે વિનયચદ્ર સાધુ થયેલ છે તેથી શુ સાધ્વી ગુણવંતી વિનયચદ્રને વદન નમસ્કાર કરશે? નહિ જ.

**સાધ્વી ગુણવંતીએ વિનયચંદ્રને નમસ્કાર કરવા જ જોઇએ, વંદન કરવું જ જોઇએ એમ માનનારા કે કહેનારાને જૈન ધર્મના સિદ્ધાંતનું જ ભાન નથી એમ કહેવું જોઈશે. અથવા તો એવું કહેનારા માનનારા જૈન ધર્મી નથી પણ જૈન હોવાનો દંભ કરે છે એમ જ માનવું જોઇએ.**

૧૦. **જૈન ધર્મમાં સર્વ ઠેકાણે ચારિત્ર અને ગુણની મહત્તા ગાઇ છે પણ ક્યાંય પુરુષ વેદની મહત્તા બતાવી નથી.** આત્માનો વિકાસ, આત્માનો ઉત્કર્ષ ગુણ અને ચારિત્રથી થઈ શકે છે. તેમાં વેદના ભેદ સ્વીકારવામાં આવ્યો નથી. છતાં સાધ્વી સ્ત્રીના ગુણ ચારિત્રની મહત્તા ટાળી નાંખીને તેને નવદીક્ષિત મુનિથી પણ હલકી ગણવામાં આવે ત્યારે જૈન સિદ્ધાતનુ જ ખૂન કરવામાં આવે છે એમ જ ગણાય.

૧૧. "થેરી ગાથા" નામના બૌદ્ધ ભિક્ષુણીઓના "ગાથા સંગ્રહ"માં ભદ્રા કુંડલા કેશા નામની એક જૈન સાધ્વીનુ વર્ણન આવે છે

કે એણે અંગ, મગધ, વજ્જ, મથી અને કોશલ દેશમાં પચાસ વર્ષ સુધી વિહરીને ધર્મપ્રચાર કર્યો હતો. બુદ્ધના યુગમાં બૌદ્ધ શાસ્ત્રમાં એ જૈન સાધ્વીની જે પ્રશંસા કરવામાં આવી છે તે **બતાવી આપે છે કે સાધ્વી સ્ત્રી પણ કેવું ઉત્તમ કામ કરી શકે છે.**

૧૨ શ્રી વિજયસેન સૂરિકૃત 'સેન પ્રશ્ન' પુસ્તકમાં પંડિત કીર્તિવિજયજી ગણીકૃત પ્રશ્નમાં એવો પાઠ છે કે ગુરુ**ઓના ઉપદેશથી જેટલા જીવો સિદ્ધ થાય છે તે કરતાં સાધ્વીઓના ઉપદેશથી પ્રતિબોધિત પામેલા જીવો સંખ્યાત ગુણા સિદ્ધ થાય છે.**

૧૩ તીર્થંકરોના સમયમાં સાધુ કરતાં સાધ્વીની સંખ્યા વિશેષ બતાવેલ છે આજે પણ સાધુ કરતાં સાધ્વીની સંખ્યા વિશેષ છે એમ કહેવામાં આવે છે જે સાધ્વીઓ વિશેષ પ્રમાણમાં ધર્મારાધન કરે છે અને વિશેષ જીવોને ધર્મ પમાડી શકે છે તેને સાધુથી હલકી ગણવી તેમાં અભિમાન કે મિથ્યાત્વ સિવાય બીજું કાંઈ દેખાતું નથી

## સૂત્રકર્તાના નામમાં ગોટાળો

સૂત્રકર્તાના નામ સંબંધી પણ ગોટાળો પ્રવર્તે છે શ્વેતાંબરોની માન્યતા એવી છે કે હાલના ઉપલબ્ધ સૂત્રો મૂળ સુધર્માસ્વામીના રચેલા છે ત્યારે દિગંબરો એમ માને છે કે તેમનું શ્રુત પરંપરાથી ગૌતમ સ્વામી તરફથી મળેલું છે

વિક્રમની બીજી સદીમાં શ્વેતાંબર દિગંબર જુદા પડ્યા ત્યાં સુધી જૈન સંઘ એક જ હતો અને ત્યારે સૂત્રો પણ એક જ દ્વાદશાંગી હતા તે વખતે બે દ્વાદશાંગી અસ્તિત્વમાં હતી એવો કોઈ પણ ઉલ્લેખ કોઈ પણ સંપ્રદાયમાં નથી

ત્યારે પ્રશ્ન એ થાય છે કે—હાલના ઉપલબ્ધ સૂત્રો મૂળ કોનાં રચેલા છે અથવા શ્વેતાંબર દિગંબર એ બેમાંથી કોની માન્યતા સાચી છે?

એક દલીલ એમ થાય છે કે છૂટા પડ્યા પછી દિગંબરોએ શ્વેતાંબરોથી પોતાનું કાંઈક જુદુ બતાવવા માટે તેમનું શ્રુત ગૌતમ-સ્વામીથી ઉતરી આવેલું જણાવ્યું છે.

પરંતુ એમ માનતાં વિરોધ એ આવે છે કે હાલના ઉપલબ્ધ સૂત્રોમાં ઠેકઠેકાણે ગૌતમસ્વામીનું જ નામ આવે છે પણ ક્યાંય સુધર્મા-સ્વામીનું નામ આવતુ નથી. જો કે મૂળ સૂત્રો સુધર્માસ્વામીના બનાવેલા હોય તો તેમાં સુધર્માસ્વામીનુ જ નામ આવવુ જોઈએ.

એના જવાબમાં એમ કહેવામાં આવે કે ગૌતમસ્વામી મોટા હોવાથી ગૌતમસ્વામીનુ નામ મૂકેલુ છે. બાકી સૂત્રો તો સુધર્મા-સ્વામીના જ બનાવેલા છે.

તો ત્યાં પણ આપણી મૂળ માન્યતામાં જ વિરોધ આવે છે. કારણુ કે મૂળ માન્યતા એમ છે કે—અગીઆર ગણધરે અગીઆર દ્વાદશાંગી બનાવી હતી. અને દરેક ગણધર પોતાની દ્વાદશાગી પ્રમાણે તેમના શિષ્યોને શિક્ષા આપતા. દશ ગણધરો વહેલા કેવળજ્ઞાન પામ્યા તેથી તેમની દ્વાદશાંગીઓ વિચ્છેદ ગઈ અને સુધર્માસ્વામી છેલ્લા રહ્યા. તેમની દ્વાદશાંગી ચાલુ રહી.

એટલે કે ગણધર તરીકે બધા સરખા હતા માટે અગીઆર દ્વાદશાંગી બની. અને તેથી દરેકની દ્વાદશાંગીમાં તેના બનાવનાર ગણધરનુ જ નામ હોઈ શકે. ત્યાં મોટાના વિનયનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી.

છતાં હાલના ઉપલબ્ધ સૂત્રો જે સુધર્મા સ્વામીના મૂળ બનાવેલા માનવામાં આવે છે તેમાં દરેક ઠેકાણે ગૌતમ સ્વામીજીનાં જ સંબોધનો છે. એ હકીકત છે જ.

ભગવાન મહાવીરના નિર્વાણ પછી ગૌતમ સ્વામી યુગપ્રધાનપદે ન આવ્યા કારણકે કેવળી યુગપ્રધાનપદ પર ન આવે એવી માન્યતા છે. પરંતુ તેમાં વિરોધ આવે છે તે આ પ્રમાણે—

ભગવાન મહાવીર પછી સુધર્માસ્વામી તેમની વારે વીશ વર્ષ સુધી યુગપ્રધાનપદે રહ્યા આ વીશ વર્ષમા તેઓ બાર વર્ષ છદ્મસ્થ તરીકે અને આઠ વર્ષ કેવળી તરીકે રહ્યા હતા

તે પછી જબૂસ્વામી યુગપ્રધાનપદે આવ્યા હતા તેઓ ૪૪ વર્ષ યુગપ્રધાનપદે રહ્યા અને તે બધાય ૪૪ વર્ષ તેઓ કેવળીપણે જ રહ્યા હતા

કેવળી યુગપ્રધાનપદે અથવા આચાર્યપદે ન આવે એ માન્યતા સાચી હોત તો સુધર્માસ્વામી કેવળી તરીકે આઠ વર્ષ અને જબૂસ્વામી કેવળી તરીકે ૪૪ વર્ષ યુગપ્રધાનપદે રહ્યા નહોત

આ ઉપરથી સિદ્ધ થાય છે કે ગૌતમસ્વામી કેવળી તરીકે યુગપ્રધાનપદે નહિ રહેવાથી તેમની દ્વાદશાગી લુપ્ત થઈ એ માન્યતા યથાર્થ લાગતી નથી કારણ હાલના સૂત્રોમા પણ સબોધનમા કે પ્રશ્નોત્તરોમા બધેય ગૌતમસ્વામીનુ જ નામ આવે છે એટલે આ જે દિગબરોની માન્યતા છે કે ગૌતમસ્વામીની દ્વાદશાંગીમાથી પરપરાએ હાલનુ શ્રુત ઉતરી આવેલું છે તે માન્યતા યથાર્થ લાગે છે

અહીં એમ સવાલ થશે કે શ્વેતાબર સાહિત્ય ભેળસેળવાળુ છે તો પછી તેના કરતા દિગબર સાહિત્યને જ કેમ ન અનુસરવુ ? તો તેની ભૂલ પણ કરવી નહિ કારણ કે—

તથા મહાપુરુષોના ચારિત્રોને પુરાણ નામ આપ્યુ. બ્રાહ્મણોમાં નૈષ્ઠિક બ્રહ્મચારી છે તેમ દિગબરોએ નૈષ્ઠિક શ્રાવક બનાવ્યા.

આચારોમાં તો દિગબરોએ વૈષ્ણવીય આચારોને ખૂબ પ્રધાનતા આપી. જૈન ધર્મમાં જેના આચારોનુ નામ નિશાન પણ હોઈ ન શકે તેવા આચારો દિગબરોએ પ્રચલિત કર્યા અને આજે પણ પ્રચલિત છે

બાળક જન્મે ત્યારથી વૈષ્ણવોના જેવા સસ્કાર આપવા યજ્ઞોપવિત, કમડલુ, છુતાછુત, સ્ત્રીમુક્તિ નિષેધ, શુદ્રમુક્તિ નિષેધ, જૈન સિવાય બીજાને ઘેર જૈન સાધુએ આહાર લેવાનો નિષેધ, આહવનીય આદિ અગ્નિઓની પૂજા, સધ્યા, તર્પણ, આચમન વગેરે વગેરે આચાર વિચારો જૈન ધર્મના નહિ પણ વૈષ્ણવ ધર્મના પ્રતિક છે

**શ્વેતાંબર તરફના દ્વેષને લીધે શ્વેતાંબરોથી નવું અથવા ઊલટું કરવાની ભાવનાથી દિગંબરોએ ઘણા વૈષ્ણવ આચારો અપનાવી લીધા છે.**

**એટલે દિગબર આચાર સાહિત્ય અપનાવવાનો વિચાર કરતાં પહેલાં તેમાં જૈન આચાર કેટલો છે તે જ શોધવું જોઇશે.**

માટે સત્ય મૂળ ધર્મને અનુસરવા ઇચ્છિનારાએ સપ્રદાયવાદી સાહિત્યમાની વાતોની ચકાસણી કરીને સત્ય જણાય તે જ માનવુ

## સંપ્રદાયવાદથી દૂર રહેવું

સપ્રદાયોની ઉત્પત્તિ અહભાવ અને અજ્ઞાનતાથી ઉપજેલા એકાત આગ્રહથી થયેલી છે.

સપ્રદાય શરૂ કરનાર ગુરૂ અથવા ગુરૂઓએ જે વસ્તુ જે રીતે ચકી, શિખવાડી કે સમજાવી તે રીતે જ તેને બરાબર સમજવી અને માનવી તે સંપ્રદાયવાદ.

ગુરુએ જે કોઈ શબ્દ, વાક્ય કે સૂત્રના અર્થ જે રીતે કહ્યા, બતાવ્યા કે સમજાવ્યા તે અર્થને તે રીતે જ સમજવા કે માનવા અને

તેના જ બીજા અર્થ થતા હોય તેને ગૌણ કરી દેવા અથવા તેને માનવા જ નહિ તે સંપ્રદાયવાદ.

સત્યાસત્યના વિવેક વિના અથવા અર્થની સત્યતાની ચકાસણી કર્યા વિના ગુરુએ જે વસ્તુ જે રીતે સમજાવી તે રીતે જ તેને સંપૂર્ણ સત્ય તરીકે માનવી તે અંધ શ્રદ્ધા.

સંપ્રદાયવાદમાં અમુક અંશે ભગવાનના વચનની વિરુદ્ધની માન્યતા હોય છે. જેટલે અંશે ભગવાનના વચનની વિરુદ્ધ માન્યતા, તેટલે અંશે મિથ્યાત્વ.

સંપ્રદાયવાદમાં અમુક પ્રકારનો મતાગ્રહ હોય છે. મતાગ્રહથી કદી મોક્ષ નથી એટલે—

સંપ્રદાયવાદ એ શુદ્ધ સમકિતનો બાધક છે.

અંધશ્રદ્ધાળુ સંપ્રદાયવાદીમાં સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિનો સદંતર અભાવ હોય છે કારણ કે તે તેના ગુરુએ શિખડાવેલી રીતે જ વિચાર કરવાને ટેવાઈ જાય છે તેથી તે બીજી કોઈ રીતે વિચાર કરી શકતો નથી. એટલે તે સત્યને કદી સત્ય તરીકે સમજી, માની કે ઓળખી શકતો નથી

અંધશ્રદ્ધાળુ સંપ્રદાયવાદી પોતાની માન્યતાના વર્તુલની બહાર નીકળી શકતો નથી, વર્તુલની બહાર જોઈ શકતો નથી, વર્તુલની બહારનું જોવા કે જાણવાની ઈચ્છા પણ કરતો નથી તેથી તે સત્ય સમજી શકવાને અસમર્થ હોય છે

સત્યાસત્ય વિવેકપૂર્વક સ્વતંત્ર રીતે વિચાર કરી શકે તે જ માણસ સત્ય સમજી શકે છે અને સત્ય સમજવું એ જ સમકિત છે, એ જ મોક્ષનો દરવાજો છે.

માટે મોક્ષની અભિલાષાવાળાએ સંપ્રદાયવાદના મતાગ્રહથી અળગા રહી, મૂળ શુદ્ધ જૈન ધર્મને સમજવા, માનવા અને અનુસરવાનું જ લક્ષ રાખવું.

卐

### પ્રકરણ ચોથું

## તીર્થની મહત્તા

સ્થાનકવાસી જૈનો તીર્થ સ્થળોની મહત્તા માનતા નથી, તીર્થ સ્થળોને કોઇ રીતે ઉપયોગી સાધન તરીકે સ્વીકારતા નથી. ત્યારે સ્થાનકવાસી સિવાયના સર્વ જૈનો તીર્થની મહત્તા માને છે, સમજે છે અને તીર્થ સ્થળોને ભક્તિભાવ વધારનાર, ધર્મભાવના વધારનાર એક ઉત્તમ સાધન ગણે છે.

તેથી તીર્થ સબંધી વિચાર કરવાનુ પ્રાપ્ત થાય છે.

સ્થાનકવાસીઓએ પોતાની માન્યતા શી છે તેનું કયાંય પણ સ્પષ્ટીકરણ કર્યું હોય એમ દેખાતુ નથી. માન્યતા માટે મુખ્ય સવાલ એ છે કે—

(૧) સ્થાનકવાસી સૂત્ર સિદ્ધાંતને બાધ ન આવતો હોય તો ધાર્મિક બાબતો માને છે કે નહિ અથવા—

(૨) સ્થાનકવાસી ફક્ત સૂત્રોમા હોય તેટલુ જ માને છે?

જો સૂત્રોમાં હોય તેટલુ જ માનવાનુ સ્થાનકવાસીઓ કહેતા હોય તો તેમની માન્યતા એક ક્ષણ પણ ટકી શકે તેમ નથી. કારણ કે સૂત્રમાં નથી તેવી સેકડો બાબતો સ્થાનકવાસીઓ શ્વેતાંબરોની પેઠે જ માને છે.

ત્યારે એમ નક્કી સમજાય છે કે સૂત્ર સિદ્ધાંતને બાધ ન આવે તેવી વાતો સ્થાનકવાસીઓ માનતા આવ્યા છે અને તેથી આજે પણ તેઓ તેવી વાતો માનવા તૈયાર છે અથવા તૈયાર હોવા જોઇએ એમ સમજવું જોઈએ જ.

એટલે તે રીતે તીર્થ સબધી પણ વિચાર કરીએ

તીર્થ બે પ્રકારના છે—(૧) જગમ અને (૨) સ્થાવર.

જગમ તીર્થ તે નિશ્ચયનયથી છે અને સ્થાવર તીર્થ તે વ્યવહાર નયથી છે.

જગમ તીર્થ તે ચતુર્વિધસઘ અને તેમા પણ શ્રાવક શ્રાવિકા માટે વિશેષે કરીને સાધુ સાધ્વી તે જગમ તીર્થ છે કારણ કે તેમની પાસેથી આપણુને મોક્ષ માર્ગનુ જ્ઞાન મળે છે આ જગમ તીર્થને સ્થાનકવાસીઓ પણ માને છે.

સ્થાવર તીર્થ તે તીર્થંકર દેવો, ગણધરો વગેરે મહાપુરુષો જે સ્થળોએ નિર્વાણ પામ્યા હોય તે સ્થળો આવા સ્થાવર તીર્થો તે અષ્ટાપદ પર્વત, સમેત શિખર, ગિરનાર, શત્રુજય પર્વત વગેરે અનેક સ્થળો છે

ઉપરાત તીર્થંકર દેવોની પ્રભાવક મૂર્તિવાળા મદિરો પણ તીર્થ સ્થળો ગણાય છે

સ્થાનકવાસીઓ આ સ્થાવર તીર્થોને તદ્દન નકામા ગણી અવગણી કાઢે છે તે માટે સ્થા. મુનિશ્રી જેઠમલજીએ તેમના સમકિતસાર પુસ્તકમા આ પ્રમાણે હકીક્ત કરી છે—

> "જેમ કોઈ વ્યવહારીઓ કોઇ હાટે બેસી નાણાવટ કરે ત્યારે લોક વ્યવહારીઆને હાટે આવીને તેમની થાપણ મૂકી જાય. પછી કાળાતરે વ્યવહારીએ તે હાટ મૂકી દીધુ એટલે ધણીનો ફેરફાર થયો હાટ તો તેનુ તે જ છે પણ લોક વ્યવહારીઆનું હાટ જાણીને ત્યા થાપણ કેમ નથી મૂકતા ?
>
> "તેમ જ રીતે એ પર્વતો (તીર્થના) તો હાટ સમાન છે વ્યવહારીઆ સમાન (પર્વત ઉપર) સાધુઓ સીધ્યા તે છે હવે તે પહાડ તો સૂના હાટ સમાન રહ્યા ત્યા હુડીનો સીકારનાર કોઈ નથી તે માટે અવદનીક થયા"

આ દલીલમાં સ્થાનકવાસીઓની મુખ્ય ભૂલ એ છે કે તેઓ મહાત્મા પુરુષોના સ્થળોને સંસારી જનના સ્થળ સાથે સરખાવે છે. એ સરખામણી જ ખોટી છે. સસાર વ્યવહારના સ્થળને ધર્મના સ્થળ સાથે સરખાવી શકાય જ નહિ.

સંસારી માણસના સ્થળમાં આખો દિવસ સંસાર વાસનાના વિચારો જ ચાલતા હોય છે તેથી તે સ્થળમાં તેવા વિચારના પુદ્ગળ પરમાણુઓ જ ભરેલા પડયા હોય છે. તેથી તેવા સ્થળે જનારને સંસાર સંબંધીના જ વિચાર ઉપજે છે.

ત્યારે મહાપુરુષોના સ્થળે તો પવિત્ર વિચારો જ થતા હોય છે. ત્યાં પવિત્ર ધાર્મિક વિચારોના પુદ્ગળો ફેલાયલા હોય છે. અને તેથી તેવા સ્થળે જનારને પવિત્ર ધાર્મિક વિચારો જ વિશેષ કરીને ઉદ્ભવે છે.

યોગી જે કુટિરમાં હમેશાં તેની યોગ સાધના કરતા હોય છે તે આખી કુટિર યોગીના પવિત્ર વિચારોના પુદ્ગળ પરમાણુઓથી ભરાયેલી હોય છે. તેથી તે કુટિરમાં જનારને જરૂર પવિત્ર વિચારો જ ઉત્પન્ન થાય છે.

ધર્મસ્થાનોમાં જતાં મનને શાંતિ પ્રાપ્ત થાય છે તેનુ કારણ પણ એ જ છે કે ત્યાં અનેક ધર્મિષ્ટ મનુષ્યો ધર્મારાધન કરે છે. તેમના ધાર્મિક વિચારોના પુદ્ગળ પરમાણુઓ તે ધર્મસ્થાનમાં ફેલાય છે તેથી ત્યાં જનારને ધાર્મિક વિચાર ઉત્પન્ન થાય છે અને તેનુ મન શાંતિ પ્રાપ્ત કરે છે.

આ રીતે જ તીર્થ સ્થળોમાં એક તો ત્યાં શાંત વાતાવરણ હોવાને લીધે મનને શાંતિ ઉપજે છે અને બીજુ એ કે ત્યાં અત્યારે તે તે મહાપુરુષો નહિ હોવા છતાં ત્યાં સખ્યાબધ યાત્રાળુઓ નિરતર જતા હોય છે. તેમના ધાર્મિક વિચારોના પુદ્ગળ પરમાણુઓ તે સ્થળોમાં ફેલાય છે તેથી ત્યાં જનાર મનુષ્યમાં પણ તે પવિત્ર પરમાણુઓ પ્રવેશ કરીને તેનામાં ધાર્મિક વિચારો અને ધર્મભાવના ઉત્પન્ન કરે છે.

યાત્રાળુઓ ઉપરાંત તીર્થ સ્થળોમા તેના અધિષ્ટાયક દેવો હોય છે તેઓ પણ ત્યા સદૈવ ભક્તિ, પૂજા, આરાધના કરતા હોય છે તેમના તે શુદ્ધ ધાર્મિક પરમાણુઓ પણ તે તીર્થ સ્થળોમા ફેલાયલા હોય છે તેથી સરળ પ્રકૃતિના માણસને તો તીર્થ સ્થળોમાં શુભ વિચારો, ધાર્મિક વિચારો આવ્યા વિના રહેતા જ નથી અને એ શુભ વિચારો શુભ ફળદાયક જ નીવડે એ તો સૈદ્ધાતિક નિશ્ચિત વાત છે

આ ઉપરાત તીર્થના અધિષ્ટાયક દેવો ત્યા જતા યાત્રાળુઓને અદશ્ય રીતે પણ ઘણી રીતે સહાયક થાય છે અને એ રીતે તેઓ તીર્થનો મહિમા પણ વધારે છે

આખુ જગત પુદ્ગળ પરમાણુઓથી ભરેલુ પડ્યુ છે એમ તો સ્થાનકવાસીઓ માને જ છે પુ ગળની શકિત શાસ્ત્રોમા કહ્યા પ્રમાણેની જ સ્થાનકવાસીઓ માને જ છે વિચારોના અને શબ્દોના પુદ્ગળો આખા વિશ્વમા ફેલાઈ જાય છે વગેરે શાસ્ત્રીય હકીકતો પણ સ્થાનકવાસીઓ માને છે જ પુદ્ગળ પરમાણુની શકિતને ન માને તેને જૈન જ કહી શકાય નહિ

વળી અમુક અમુક ભૂમિની ખાસ અમુક અમુક રીતે પણ મહત્તા હોય છે દાખના તરીકે, મહાભારતની લડાઈનુ સ્થાન કુરુક્ષેત્ર આજે પણ બે પરમ મિત્રો કુરુક્ષેત્રમાથી પસાર થાય તો તે વખતે તેમના મનમા દુશ્મનાવટનો ભાવ ઉત્પન્ન થાય છે અને તેઓ લડવાને તૈયાર થઈ જાય છે અથવા લડી પડે છે એમ સાભળ્યુ છે

તો સખ્યાતા કે અસખ્યાતા વર્ષથી પવિત્ર ભૂમિ તરીકે પકાયલી ભૂમિ આજે પણ પવિત્ર ગણવામાં આવે તો તેમા અજુગતુ શુ છે? તેમા સૈદ્ધાતિક રીતે શો બાધ છે?

અને તીર્થ સ્થળોમાં શુભ અને શુદ્ધ ધાર્મિક પરમાણુઓ વિશેષ પ્રમાણમા ફેલાયલા હોઇને તીર્થ સ્થળોની તે કારણે ખાસ મહત્તા છે તે માનવુ જ જોઇએ તેમજ તીર્થ સ્થળોના અધિષ્ટાયક દેવો યાત્રાળુને

સહાયક બનીને તેમજ બીજી અનેક રીતે તીર્થની મહત્તા વધારે છે. તો પછી તીર્થ સ્થળોની અવહેલના, અવગણના કે આશાતના કરવી તે સારૂં કાર્ય નથી એમ સિદ્ધ થાય છે.

**મુનિશ્રી ભદ્રંકરવિજયજી મહારાજે તેમનાં "પ્રતિમા પૂજન" પુસ્તકમાં તીર્થયાત્રાના લાભ બતાવતાં નીચે પ્રમાણે લખ્યું છે.**

પ્રશ્ન—તીર્થયાત્રા વિષે કયા સૂત્રમાં લખ્યું છે અને તેથી શો લાભ થાય?

ઉત્તર—તીર્થ બે પ્રકારે છે—(૧) જંગમ તીર્થ તે ચતુર્વિધ સંઘ અને (૨) સ્થાવર તીર્થ તે શત્રુંજય, ગિરનાર, નંદીશ્વર, અષ્ટાપદ, આબુ, સમેત શિખર વગેરે.

શ્રી ભગવતીજી સૂત્રમાં જંઘાચારણ વિદ્યાચારણ મુનિવરો નંદીશ્વર વગેરેની યાત્રાએ ગયા હતા એમ ફરમાવ્યું છે.

શ્રી ગૌતમ સ્વામી પણ શ્રી અષ્ટાપદ પર ગયા હતા.

શ્રી આચારાંગ સૂત્રમાં બીજા શ્રુત સ્કંધમાં ત્રીજી ચૂલિકામાં દર્શનભાવનામાં ગાથા ૩૩૧-૩૩૨ માં નીચે પ્રમાણે તીર્થભૂમિ બતાવી છે—

जम्माभिसेय निक्खमणचरणनाणुप्पया य निव्वाणे ।
दियलोअ भवणमंदरनंदीसर भोमनगरेसु ॥ ३३१ ॥
अट्ठावयमुज्जिंते गयग्गपयए य धम्मचक्केय ।
पासरहावत्तनगं चमरुप्पायं च वंदामि ॥ ३३२ ॥

ભાવાર્થ—શ્રી તીર્થંકરદેવના જન્માભિષેકની ભૂમિ, દીક્ષા લેવાની ભૂમિ, કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું તે ભૂમિ, નિર્વાણભૂમિ, દેવલોકના

સિદ્ધાયતન, ભૂવનપતિઓનાં સિદ્ધાયતન, નદીશ્વર દ્વીપનાં સિદ્ધાયતન, અષ્ટાપદ, ગિરનાર, ગજમદતીર્થ, ધર્મચક્રતીર્થ, શ્રી પાર્શ્વનાથ સ્વામીનાં સર્વતીર્થ, શ્રી મહાવીરસ્વામી કાઉસગ્ગમાં રહ્યા તે તીર્થને હુ વદન કરૂ છુ

**તીર્થયાત્રાનો લાભ**—ઘર પર વ્યાપાર, રોજગાર, સગાસબંધી આદિની ઉપાધિઓ આડી આવે છે તેમાં જ આખો દિવસ સકલ્પ વિકલ્પ આદિ રહેવાથી ધર્મધ્યાનમાં ચિત્ત સ્થિર રહી શકતુ નથી પરતુ ઘર છોડયા પછી યાત્રામાં તે સર્વ ઉપદ્રવો દૂર થઈ જાય છે

યાત્રામા અન્ય સ્વધર્મી બધુઓ હોવાથી તેમની સાથે ધાર્મિક વાર્તાલાપથી મન પ્રફુલ્લિત થાય છે, શાસ્ત્રનુ જ્ઞાન મળે છે.

માર્ગમા અનેક ગ્રામો શહેરો આવે ત્યા ઉત્તમ સાધુજનો તથા સુગ્ર શ્રાવકોનો જોગ મળવાથી નવીન શિક્ષા અને બોધ પ્રાપ્ત થાય છે

તીર્થભૂમિ ઉપર એવા ઘણા સજ્જનોની મુલાકાતનો લાભ થાય તથા તેમની સમીપ રહેવાથી ઘણો ફાયદો થાય

ઘર ઉપર આવા મહાત્મા અને ઉત્તમ પુરુષોનો જોગ ક્વચિત જ મળે અને નવરાશ થોડો મળવાથી વિશેષ લાભ ન લઈ શકાય.

તીર્થભૂમિ ઉપર શ્રી તીર્થંકર, શ્રી ગણધર તથા બીજા ઉત્તમોત્તમ પુરુષોના નિર્વાણ થયા છે તેથી તેઓ યાદ આવે છે અને તેમના ગુણાનુવાદ કરવાનો ઉત્તમ પ્રસગ મળે છે. બુદ્ધિ નિર્મળ થવાનુ તે એક ખાસ કારણ છે, તથા તે પૂજ્ય પુરુષો જે રસ્તે ચાલી ગુણવંત થાય તે રસ્તે ચાલવાની આપણને પણ ઇચ્છા થાય છે.

તે વખતે સસાર અસાર જેવો લાગે છે તથા તે પર ઉદાસીનતા પેદા થઈ આત્મધ્યાન કરવાનુ મન થાય છે પરભવમાં રમણ કરવાનુ મન થતુ નથી આત્મિક ગુણોને પ્રગટ કરવાના અનેક સાધનો મળવાથી

તેમાં ઉદ્યમવંત બની શકાય છે. જે જે પ્રકારે આત્મવિશુદ્ધિ થઈ શકે તે તમામ ઉપાયો યોજવાની કિંમતી તક મળે છે.

કેટલાક ધ્યાની પુરુષો પહાડની ગુફાઓમાં જઈ એકાંતમાં બેસી, આત્મા તથા જડના વિભાગો તથા તે બન્નેમાં રહેલી ભિન્નતાનો વિચાર કરે છે, ધર્મધ્યાનમાં તલ્લિન બને છે અને શુક્લ ધ્યાન આદિ ધ્યાવી શકાય તે માટેનો અભ્યાસ કરે છે.

વધારે શુદ્ધિનું બીજું કારણ તો એ છે કે—ઉત્તમ મનુષ્યોના શરીરના પુદ્‌ગળ–પરમાણુઓ ત્યાં ફેલાએલા હોય છે તે સર્વે ઉત્તમ હોય છે.

જે પુરુષોની મુક્તિ થવાની હોય તેવા ઉત્તમ પુરુષોના શરીરમાં ધ્યાનને પુષ્ટિ આપે એવાં પુદ્‌ગળો એકત્ર થયેલાં હોય છે. હવે તે પુરુષો તો નિર્વાણુ પામી ગયા પણ તે પુદ્‌ગળો તેમની નિર્વાણભૂમિમાં વિખરાએલાં હોય છે. ત્યાં ઘણુ કરીને સારા પુદ્‌ગળોનો જ જથ્થો હોય છે. અને તે આપણામાં દાખલ થાય છે. જો કે ઘણો કાળ વ્યતીત થયો છે છતાં તે સર્વ પુદ્‌ગળો કાંઈ નાશ પામતા નથી.

આવી વિશુદ્ધ જગ્યા પર પુણ્યવાન સ્ત્રી પુરુષોને આ નિર્મળ પુદ્‌ગળોનો સ્પર્શ થતાં બુદ્ધિ કેટલી બધી નિર્મળ થતી હશે તેનો ખ્યાલ અનુભવ સિવાય આવી શકતો નથી. કદાચ દુર્ભાગી મનુષ્યને ત્યાં સારાને બદલે અશુભ પુદ્‌ગળોનો સ્પર્શ થાય તો તે તેના કર્મનો જ દોષ છે.

મુખ્યત્વે કરીને તો ત્યાં ઉત્તમ પુદ્‌ગળોનો જ સદ્‌ભાવ છે. એ રીતે ધર કરતાં તીર્થયાત્રામાં ઘણો વિશેષ લાભ મળે છે. અને ધર્મધ્યાન નિર્વિઘ્ન અને સુગમ બની જાય છે.

આ પ્રમાણે તીર્થસ્થળ એ ધર્મારાધનનુ એક અચૂક સાધન છે, ભક્તિભાવની વૃદ્ધિનું એક અચૂક સાધન છે અને એ રીતે જીવને મોક્ષ

માર્ગમાં પ્રવર્તન કરવાની પ્રેરણા કરનાર ઘણું ઉપયોગી સાધન છે અને તેટલા માટે જ તીર્થસ્થળોની મહત્તા માનવામા આવે છે

સૂત્રોમાં નિશ્ચયનયથી તીર્થ શુ અને યાત્રા શુ તે બતાવ્યુ છે. અને તે પ્રમાણે જ શ્વેતામ્બરો તેમજ દિગમ્બરો પણ માને છે, પરતુ વ્યવહારનયથી તીર્થ શુ અને યાત્રા શુ તે સૂત્રમા બતાવ્યુ ન હોય તો પણ વ્યવહારને ઉવેખવો નહિ એમ તો સૂત્રો કહે છે જ તો ધર્મની બાબતમા વ્યવહાર કેમ ઉવેખાય ? અને એમ તો સૂત્રોમા બીજી પણ ઘણી બાબતોનુ વ્યવહાર નયથી સ્પષ્ટીકરણ કરેલ નથી છતા તેજ બાબતોનુ સ્પષ્ટીકરણ બીજા શાસ્ત્રીય ગ્રથોમાથી લઇને તેને માનવામા આવે છે જ. તો તીર્થને માનવામા ક્યો સૈદ્ધાતિક વાધો આવી ગયો ?

તીર્થની મહત્તા માનવામાં સૈદ્ધાતિક રીતે શી વિરુદ્ધતા આવે છે તે સ્થાનકવાસીઓએ બતાવવુ જ જોઇએ. પણ બતાવ્યુ નથી તેથી સ્થાનકવાસીઓની માન્યતામાં ધર્મ નથી પણ કેવળ એકાંત આગ્રહ અથવા દુરાગ્રહ જ છે એમ સ્પષ્ટ રીતે સમજાય છે.



## પ્રકરણ પાંચમું

# મુહપત્તિ

મુહપત્તિ માટે જૈનોના ત્રણ ફિરકામાં ત્રણ જુદી જુદી માન્યતાઓ છે-

દિગંબરો નિશ્ચયને પ્રાધાન્ય આપે છે. તેથી મુહપત્તિને માનતા નથી.

**શ્વેતાંબરો** વ્યવહારને પ્રાધાન્ય આપે છે તેથી તેઓ મુહપત્તિની જરૂરીઆત સ્વીકારે છે. પણ શ્વેતાંબરમાં બે સંપ્રદાય છે—(૧) મૂર્તિપૂજક અને (૨) સ્થાનકવાસી. ત્રીજો તેરાપંથ છે પણ તે સ્થાનકવાસીમાંથી જ નીકળેલો હોઈ તે સ્થાનકવાસી પ્રમાણે જ મુહપત્તિ સંબંધી માન્યતા ધરાવે છે. આ બન્ને સંપ્રદાય મુહપત્તિ માટે જુદી જુદી માન્યતા ધરાવે છે.

**મૂર્તિપૂજક** મુહપત્તિને હાથમાં રાખી જરૂર પડ્યે તેનો ઉપયોગ કરવો એમ હાલ માન્યતા ધરાવે છે.

**સ્થાનકવાસી** મુહપત્તિ અહોરાત્ર મોઢે બાંધી રાખવાની માન્યતા ધરાવે છે.

સ્થાનકવાસી મુનિઓએ પોતાની માન્યતા સિદ્ધ કરવાના અતિરેકમાં જુદા જુદા પુસ્તકો બહાર પાડી તેમાં તીર્થંકર ભગવાનના મુહપત્તિ સહિતના ચિત્રો બનાવી તેમના પુસ્તકોમાં છપાવ્યાં તેમજ પ્રાચીન કાળમાં થઈ ગયેલા પ્રસિદ્ધ મુનિવરોનાં પણ ચિત્રો બનાવી તે ચિત્રો તેમના પુસ્તકોમાં છપાવ્યા.

**સ્થાનકવાસી મુનિઓ એ રીતે ઉત્સૂત્ર પ્રરૂપણા કરતાં જરાય અચકાયા નહિ. કારણ કે તીર્થંકર ભગવાનો સંપૂર્ણ રીતે અચેલક હોય છે એ સૂત્ર-સિદ્ધ હકીકત છે.**

ત્યારે મૂર્તિપૂજક મુનિઓએ, શું તીર્થંકર ભગવાનો તેમના મુખ પર મુહપત્તિ દોરાથી બાધી રાખતા હતા ? એવો પ્રશ્ન કરી મુહપત્તિ હાથમા રાખવાની છે અને મોઢે બાધી રાખવાની નથી પણ હાથમાની મુહપત્તિનો જરૂર પડયે મોઢા આડી રાખીને ઉપયોગ કરવાનો છે એમ પ્રતિપાદન કરનારા પુસ્તકો છપાવ્યા

તેના જવાબમા સ્થાનકવાસીઓએ એવા મૂર્તિપૂજક લેખકોને ચારિત્રભ્રષ્ટ કહી અનેક વિશેષણોથી તેમને બદનામ કરનારા લખાણો તેમના પુસ્તકોમા લખી સાથે સાથે મુહપત્તિ બાધી રાખવી એ જ સાચો નિયમ છે એમ પ્રતિપાદન કર્યું

તેમાં પણ તેમની એક દલીલ તો ખરેખર હાસ્યાસ્પદ દેખાય છે, કારણ કે તે દલીલ તેમની જ વિરૂદ્ધ જાય છે, તેઓ કહે છે કે મૂર્તિપૂજકોના શાસ્ત્રોમા મૃત મુનિના દેહને મુહપત્તિ બાધવાનુ લખેલું છે એટલે મુહપત્તિ કાયમ બાધી રાખવાનું પૂરવાર થાય છે પરતુ મૃતના મોઢા ઉપર મુહપત્તિ બાધી દેવાનુ કહ્યુ છે એ જ સાબિત કરી બતાવે છે કે પહેલા મુહપત્તિ બાધેલ નહોતી એટલે કે બાધી રાખવામા આવતી નહોતી આવો છે તર્કનો ઊંધો ઉપયોગ !

આમ બન્ને પક્ષ તરફથી અનેક રીતે તર્કબાજીઓ ચલાવીને પોતપોતાના મતની પુષ્ટિ કરનારા લખાણો દલીલો કરી છે, પણ ખૂબીની વાત એ છે કે એ બન્ને પક્ષના બધા લેખકોએ ફક્ત પોતાની માન્યતાના જ ગાણા ગાયા છે પરતુ કોઈએ સત્ય શોધવાની મહેનત કરી નથી તેમજ તેનો સમન્વય કરવામા તેમનુ ચિત્ત લગાડયુ નથી

"હુ સાચો છુ" એવી જાતનો મહાગ્રહ બન્ને પક્ષોએ પકડી રાખ્યો તેને બદલે તેઓએ સમાધાનકારક સમન્વય કરવામા ચિત્ત લગાડયુ હોત તો કયારનુ એ સમાધાન થઈ ગયુ હોત અને એકતામા એક પગલુ આગળ વધી શકાયુ હોત

સમાધાનની ઇચ્છા હોય તો સમાધાનના ઘણા રસ્તા નીકળી શકે

જ, ફક્ત સમાધાનની ઇચ્છા જોઈએ. પણ પોતાના મતને એકાંતથી પકડી રાખવાનો આગ્રહ ન જોઈએ.

**મતાગ્રહથી કોઈકાળે મોક્ષ નથી પણ મતાગ્રહથી ભવભ્રમણનો વધારો જ છે.**

**એટલું જો સ્થાનકવાસીઓ તેમ જ મૂર્તિપૂજકો ધ્યાનમાં રાખે તો વિરોધને ઠેકાણે એકતા આવીને ઉભી રહે તેમાં જરાય સંશય નથી.**

## સમન્વય

ખરું કહીએ તો આ એક નજીવો વિગ્રહ છે. તે વિરોધ ટળે અને બન્ને વચ્ચે સંતોષકારક સમાધાન થાય તેવી અભિલાષાથી, હું મારી અલ્પમતિ પ્રમાણે સમન્વય માટે નીચે પ્રમાણેની મારી સૂચના બન્ને પક્ષની વિચારણા માટે મૂકું છું.

મુહપત્તિનો ઉદ્દેશ બોલતી વખતે વાયુકાય જીવોની રક્ષા કરવાનો છે. એટલે કે મુહપત્તિ એ અહિંસા પાલનની તાલિમ માટે છે અથવા તો યતના જાળવવાની તાલિમ માટે છે.

જેમ મુહપત્તિ માટે ત્રણ જાતની માન્યતા છે તેમ તેના સમન્વય માટે પણ ત્રણ વિભાગ પાડી શકાય. મુહપત્તિ એ એક આચાર ધર્મ છે અથવા તો વ્યવહાર છે. જુદી જુદી કક્ષાના બધા મુનિઓ માટે એકસરખો કડક નિયમ હોઈ શકે નહિ કારણ કે બધા મુનિઓ એકસરખી કક્ષાના હોતા નથી પણ જુદી જુદી કક્ષાના હોય છે. એમ તો દરેક મુનિની કક્ષા જુદી કહી શકાય પણ સમુચ્ચય રીતે તે કક્ષાના ત્રણ વિભાગ પાડી શકાય. તે નીચે પ્રમાણે—

(૧) જેઓ ઉપયોગ જાળવવા અને યતના પાળી શકવા અશક્ત હોય તેમણે અહોરાત્ર કાયમ મુહપત્તિ મુખ પર બાંધી રાખવી.

(૨) જેઓ ઉપયોગ રાખવામા સતત જાગૃત રહી શકે છે તેઓ મુહપત્તિ હાથમા રાખી જરૂર પડ્યે બરાબર ઉપયોગ કરે

(૩) જેઓ નિરતર સપૂર્ણપણે ઉપયોગવત રહે છે અને જેઓ અયોક છે તેઓને મુહપત્તિની જરૂર નહિ

(૧) મુનિપણાની શરૂઆતમા સર્વ વ્યવહારમા યત્નાપૂર્વક બોલવા જેટલી જાગૃતિ રાખી શકાય નહિ તે સમજી શકાય તેવી વાત છે અને તેથી તેવા મુનિ માટે પ્રથમ મુહપત્તિ બાધી રાખવાનો નિયમ રાખવામા આવે તો તે તેને માટે લાભકારક જ ગણાય તેમ જરૂરનો પણ ગણાય

(૨) ત્યાગ પછી અભ્યાસ વધતા મુનિમા વિશેષ જાગૃતપણુ આવે અને તેથી તે બોલવા વગેરેના પ્રસગોએ મુહપત્તિ મોઢા આગળ રાખવાન ચૂકે નહિ તેવા જાગૃત મુનિવરો મુહપત્તિ હાથમા રાખે તો પણ તેમને કોઈ જાતનો બાધ નડે નહિ અને જ્યારે તેમના બન્ને હાથ રોકાયના હોય ત્યારે તેમણે પણ મુહપત્તિ મોઢે બાધી રાખવી જેમકે—

વ્યાખ્યાન વખતે બન્ને હાથ રોકાયલા રહે

સ્વાધ્યાય વખતે વાચવા લખવામા બન્ને હાથ રોકાયના હોય

ગોચરી વખતે બન્ને હાથ રોકાયના હોય

સ્થંડિલ જતી વખતે બન્ને હાથ રોકાયલા હોય

પડિલેહણ કરતી વખતે બન્ને હાથ રોકાયના હોય

બન્ને હાથ રોકાયલા હોય ત્યારે કોઈ પણ કારણે બોલવાની જરૂર પડે તેથી તે વખતે મુહપત્તિ બાધેલ ન હોય તો જયણા સચવાય નહિ માટે તેવા વખતે મુહપત્તિ બાધી રાખવી તે જરૂરનું કહેવાય

મુહપત્તિ એ સાધુના લિંગ અથવા ચિન્હ તરીકે છે માટે તે બાધી રાખવાની જ જરૂર છે એમ દલીલ છે તેનુ સમાધાન સાધુનુ ચિન્હ બનાવવાન તો અન્ય ધર્મા માટે જ ખાસ કરીને હોય સ્વધર્મી

તો સૌ કોઈ જાણતા જ હોય કે આ અમારા મહારાજશ્રી છે. અજૈનને મુનિની ઓળખાણ મુહપત્તિથી પડે એમ દલીલ છે. પરન્તુ મુહપત્તિ સિવાય પણ મુનિ તેમના વેષથી જૈન સાધુ તરીકે ઓળખાઈ શકે છે. બીજું આવી ઓળખાણનો પ્રસગ તો મુનિ બહાર નીકળે ત્યારે જ આવે. અને બહાર નીકળતી વખતે મુનિએ મુહપત્તિ બાંધી રાખવાનો નિયમ હોય તો પછી તે સબંધનો વાંધો રહે નહિ.

( ૩ ) જેમનુ હૃદય સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવો પ્રત્યે પણ કરુણાથી ભરપૂર છે. જેઓ સૂક્ષ્મહિંસા કરવાથી ડરે છે એટલુ જ નહિ પણ અનિચ્છાએ ય સૂક્ષ્મ હિંસા થઈ જતા હૃદયમાં દુ:ખ ધરે છે. જેઓ નિરંતર યત્ના જાળવવામાં સાવધાન છે અને જેઓ સદાયે આત્મસ્વરૂપની ભાવનામાં લીન રહે છે તેમને મુહપત્તિની જરૂર નથી એમ ગણવું.

આ સમન્વયમાં પણ એક વિરોધ તો કાયમ રહેશે. જેમ અચેલકને જ સાધુ માનનારા સચેલકને સાધુ માનતા નથી તેમ મુહપત્તિને જ સાધુનુ ચિન્હ માનનારાઓ અચેલકને સાધુ તરીકે સ્વીકારશે નહિ, આ બન્ને વિરોધો તો કાયમ રહેવાના. એ વિરોધો જૈન ધર્મની એકતા થશે ત્યારે જ ટળશે.

એકતા ઇચ્છનારે તો તત્ત્વ સમજવુ જોઈએ અને તત્ત્વને માન આપી વર્તવુ જોઈએ.

મુહપત્તિ માટે તત્ત્વ તો એ છે કે—

પુણ્ય કે પાપ બન્ને કર્મનો આધાર જીવના ભાવ ઉપર છે. ભાવ ખરાબ ન હોય, હિંસાની વૃત્તિ ન હોય, સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવ પ્રત્યે પણ દયાભાવ વર્તતો હોય ત્યારે જીવને તેની સ્વાભાવિક ક્રિયાથી પાપ લાગી શકે નહિ.

બોલવું એ સ્વાભાવિક ક્રિયા છે. અને મુનિ તો જરૂર પૂરતુ જ બોલે અને તે પણ ધર્મને, સત્યને અનુસરીને જ બોલે. મુનિમા

સર્વ જીવ પ્રત્યે દયાભાવ જ વર્તતો હોય તેથી મુનિની સ્વાભાવિક ક્રિયાથી તેને પાપ લાગે નહિ.

પરંતુ જીવને અનાદિકાળથી હિંસાનો અભ્યાસ ચાલ્યો આવ્યો છે. તેથી ઘણા પ્રયત્ન પછી, ઘણી તાલિમ પછી જ તેના ભાવ દયાપૂર્ણ બની શકે. તેથી **શરૂઆતમાં મુનિને અહિંસાની તાલિમ આપવાની જરૂર રહે છે. તે તાલિમના એક સાધન તરીકે મુહપત્તિ છે.**

મુનિને જ્યાં સુધી યતના જાળવવાનો અભ્યાસ ન હોય, બોલવાની જરૂર પડયે મુખ આડી મુહપત્તિ રાખવા જેટલી જાગૃતિ આવી ન હોય તેને માટે મુહપત્તિ ચોવીશે કલાક મુખ પર બાંધી રાખવી જરૂરની ગણાય.

અભ્યાસથી બોલતી વખતે મુહપત્તિ મોઢા આગળ રાખવા જેટલી જાગૃતિ આવી જાય ત્યારે મુનિ મુહપત્તિ હાથમાં રાખી શકે અને બોલતી વખતે મોઢા આગળ રાખી શકે.

અને મુનિ જ્યારે ઉત્કૃષ્ટ અધ્યાત્મ દશામાં આવી જાય, જ્યારે તેમનામાં સૂક્ષ્મ જીવો પ્રત્યે પણ દયાભાવ જ વર્તતો હોય ત્યારે પછી તેમને મુહપત્તિ રાખવાની જરૂર ગણાય નહિ.

તીર્થંકર ભગવાન દીક્ષા લીએ ત્યારથી જ તેઓ મુહપત્તિ રાખતા નથી. કારણ કે છદ્મસ્થ અવસ્થામાં પણ તીર્થંકર ભગવાનમાં સંપૂર્ણ કરુણાભાવ વર્તતો હોય છે, સૂક્ષ્મ કે બાદર, ત્રસ કે સ્થાવર સર્વ જીવો પ્રત્યે ભગવાનમાં એકસરખો કરુણાભાવ વર્તતો હોય છે તેથી તેમને મુહપત્તિની જરૂર રહેતી નથી.

પોતાનું હિત ઇચ્છનારે તો હમેશ આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, રાગદ્વેષ ભાવના પુદ્ગળ, વાદ, લિંગ, શરીર, ઉપકરણ એ

સર્વ **પરવસ્તુ** છે અને જડ છે; **સ્વવસ્તુ** તો કેવળ ચૈતન્યઘન આત્મા જ છે. પરવસ્તુ એટલા પુરતી જ માનવાની છે કે તેનો ઉપયોગ થઈ શકે તો કરીને સ્વવસ્તુ પ્રાપ્ત કરવી. સ્વવસ્તુ પ્રાપ્ત કરવામાં મદદગાર થવાને બદલે આડખીલ રૂપ થતી પરવસ્તુ ત્યાજ્ય છે, આવી સમજ જ્યાં હોય ત્યાં ટંટા કે ગાળાગાળી, નિંદા કે વિતંડાવાદ હોવા સંભવે જ નહિ. પોતાનો અને જગતનો ઉદ્ધાર એવા પુરુષોથી જ થઈ શકે.

અહોહો કેવું આશ્ચર્ય છે કે જે વીતરાગ પ્રભુની વાણી સાંભળવાથી સિંહ અને બકરી, વાઘ અને મનુષ્ય સર્વ એક પાસે એક બેસવા છતાં સ્વાભાવિક વૈરભાવ ભૂલી જતા અને બન્ધુતા તથા શાન્તિ અનુભવતા, તે જ વીતરાગની વાણીને આજે કલહ ટંટાનું હથીઆર બનાવવામાં આવે છે, અને તે છતાં એમ કરનારાઓ પોતાને વીતરાગના પુત્ર કહેવડાવે છે, રે એકના એક પુત્ર (*The only heirs*) કહેવડાવે છે!

વિવેકી પુરુષોએ ધ્યાનમાં રાખવું જોઈએ કે, સત્યનો છેવટનો અને ચોક્કસ નિર્ણય તો અતીંદ્રિય જ્ઞાન સિવાય થઈ જ શકે નહિ, અને અતીંદ્રિય જ્ઞાન રાગદ્વેષની ગેરહાજરીમાં જ થઈ શકે છે. બાકી તો અતીંદ્રિય જ્ઞાનવાળા મહાત્માઓએ કથેલા એકેક વચનના અનંતા અર્થ થાય છે. જેવી અર્થ કરનાર માણસની યોગ્યતા તેવો તે અર્થ કરે. વધારે કે ઓછો અપૂર્ણ અને વધારે કે ઓછો દોષિત અર્થ કરે. સમ્પૂર્ણ અને દોષરહિત અર્થ તો **સ્વાનુભવી—અતીંદ્રિય** જ્ઞાનવાળો મનુષ્ય જ કરી શકે. આવું સમજનારો માણસ કોઈ દિવસ બીજાના અર્થ (Interpretation) માટે ટંટા કરવા તૈયાર થશે નહિ.

અતીંદ્રિય જ્ઞાનીઓ જેટલું જાણે છે તેટલું સર્વ ભાષામાં લાવી શકતા નથી, અને જેટલું તેઓ કહી શકે છે તેનો અનંતમો ભાગ પણ સાધારણ મનુષ્યો સમજી શકતા નથી. અને તે છતાં આજકાલના

બાળજીવો, જેઓ નથી જાણતા પદાર્થવિજ્ઞાનશાસ્ત્રના મૂળ તત્ત્વો કે નથી જાણતા ભાષાના નિયમો, પણ અતીંદ્રિયજ્ઞાનીના કથનનું ખરૂ અને સંપૂર્ણ રહસ્ય સમજવાનો ખોટો ફાંકો ધરાવે છે, આહા કેવુ તૂત!

એક પિતા પોતાના નાનામોટા પુત્રો વચ્ચે કલહ જોઈ ખુશી થાય નહીં, હોય ગમે તેનો દોષ તો પણ પિતા તો કલહની પહેલ કરનાર પુત્રને તેમ જ તે વખતે સહિષ્ણુતા નહિ બતાવી શકનારા બીજા પુત્રને—એમ બન્નેને—કપૂત જ કહેશે એ જ ન્યાયે (વ્યવહારથી) મહાવીર પિતા પોતાના ટંટાખોર પુત્રો માટે એમ કહે.

ખરા પુત્ર તે છે કે જે પોતાના પિતાના બીજા પુત્રોને માત્ર બંધુ જ નહિ પણ આત્મવત્ માને છે અને તેનો અપરાધ થતા છતાં ઉદાર દિલથી અને ચુપકીથી તેને ક્ષમા ઉપરાંત બને તેટલી સેવાબુદ્ધિથી તેની મતિ સુધારવા કોશિશ કરે છે.



પ્રકરણ છઠ્ઠું

# જૈન ધર્મમાં એકતાની જરૂર

હું અગાઉ જાહેર કરી ચૂક્યો છું તે પ્રમાણે હું કોઈ પણ એક સંપ્રદાયનો ચુસ્ત અનુયાયી નથી. પણ શુદ્ધ જૈન ધર્મનો અનુયાયી છું અને શુધ્ધ જૈન ધર્મનો જ અનુયાયી રહેવા ઇચ્છું છું. એટલે મને કોઇ પણ સંપ્રદાય તરફ પક્ષપાત કે રાગ નથી તેમ કોઈના પણ તરફ દ્વેષ નથી.

શુધ્ધ જૈન ધર્મ, તત્ત્વ, સિધ્ધાંત જાણવા સમજવા માટે દરેક જૈન સંપ્રદાયનું સાહિત્ય, ખાસ કરીને એકબીજાથી વિરુધ્ધ પડતું સાહિત્ય વાંચવું જોઇએ.

મારા એવા સ્વતંત્ર અધ્યયન, વાંચન, મનન, ચિંતનથી મને જે કંઈ નવું જ્ઞાન પ્રાપ્ત થયું તેના ફળ રૂપે આ પુસ્તક છે. તેની અંદર મારા કથનની પુષ્ટિ માટે જરૂરના પ્રમાણો આપ્યા છે. છતાં તેમાં ક્યાંય પણ મારી ભૂલ થઇ હોય તો તે મને જણાવવાની મારી વિનંતિ છે. મારી ભુલની ખાત્રી થયે તે હું હમેશાં સુધારવાને તૈયાર છું.

## શુદ્ધ જૈન ધર્મ એક જ છે

એ તો સર્વમાન્ય વાત છે કે શુદ્ધ સાચો જૈન ધર્મ એક જ હતો અને એક જ રહેશે. ભગવાન તીર્થંકર દેવોએ એક જ શુદ્ધ ધર્મ પ્રરૂપ્યો છે. તેમાં કોઈ પણ સંપ્રદાય પ્રરૂપ્યો નથી એટલે કે સંપ્રદાયવાદ એ શુદ્ધ જૈન ધર્મ નથી.

જે જે માન્યતા સાચી પૂરવાર થાય તેને અપનાવવા તૈયાર થવું જોઇએ. કારણ કે એ રીતે જ શુધ્ધ ધર્મ શું છે તે સમજી શકાય અને તેથી એકતા કરી શકાય.

દાખલા તરીકે હુ મારી જ વાત કરૂ. હુ સત્યાર્થી છુ. હુ શુદ્ધ જૈન ધર્મનો જ અનુયાયી રહેવા માગુ છુ. પરંતુ મારી માન્યતા એ હતી કે મુર્તિને માનવી એ જૈન ધર્મમાં નહિ દર્શાવેલુ કાર્ય છે. હવે મુર્તિને માનવી એ જૈન ધર્મ વિરુદ્દનું કાર્ય નથી એમ સિદ્ધાંતથી, પ્રમાણથી, શોધખોળથી સાબિત થાય તો મારે તે પ્રમાણે માનવુ જ જોઈએ. હુ સત્યને ન સ્વીકારૂ તો હુ હઠવાદી, દુરાગ્રહી કે મતાગ્રહી કહેવાઉં.

તે જ પ્રમાણે તીર્થંકર ભગવાને પ્રરૂપેલા શુદ્ધ જૈન ધર્મના અનુયાયી રહેવા ઇચ્છતા મુમુક્ષુઓએ મતભેદના દરેક વિષયમાં જે જે સત્ય તરીકે પૂરવાર થાય તે સત્ય તરીકે સ્વીકારવુ જ જોઈએ અસમત્ત જેઓ સંપ્રદાયવાદને જ અથવા મતાગ્રહને જ ચુસ્તપણે વળગી રહેવા માગતા હોય તેમને માટે કાંઈ કહેવાનુ જ નથી.

હું તો મતાગ્રહથી મોક્ષ નથી પણ ભવ ભ્રમણ છે એમ જ માનું છું.

તો હવે સૌથી પહેલાં ધર્મ એટલે શુ એ આપણે સમજવુ જોઈએ જીવને ઊંચે ધરી રાખે તે ધર્મ અથવા જીવની ઉત્કાંતિ કરીને, ઉત્કાંતિ કરાવતો કરાવતો તેને મોક્ષ સુધી પહોંચાડે તે ધર્મ કહેવાય.

## ધર્મના બે પ્રકાર

ભગવાને એવો ધર્મ બે પ્રકારનો કહ્યો છે—(૧) વ્યવહાર ધર્મ અને (૨) નિશ્ચય ધર્મ. ખરેખર પરમાર્થ ભૂત તો નિશ્ચય જ છે નિશ્ચય ધર્મ જ મોક્ષની પ્રાપ્તિ કરાવે છે. પરંતુ અનાદિકાળથી કર્મથી બંધાયેલો આત્મા એકદમ નિશ્ચય ધર્મમાં આવી શકતો નથી. અલબત્ત,

જવલ્લે અપવાદ પણ બની જાય છે. પરંતુ તેવા અપવાદ સિવાય સામાન્ય રીતે વ્યવહાર ધર્મનું અવલંબન લઈને જીવ નિશ્ચય ધર્મમાં પહોંચી શકે છે. માટે ભગવાને વ્યવહાર ધર્મનું અવલંબન લઇને ધીરે ધીરે ઊંચે ચડીને નિશ્ચય ધર્મમાં આવવાનુ કહ્યુ છે.

**નિશ્ચય તરફ લક્ષ રાખીને જ વ્યવવહાર ધર્મ પાળવાનો છે અને એમ કરવાથી જ નિશ્ચય તરફ પહોંચાય છે.**

કહ્યુ છે કે—

નિશ્ચય દૃષ્ટિ હૃદય રાખી પાળે જે વ્યવહાર,
પુણ્યવંત તે પામશે જી, ભવસાગરનો પાર.

—શ્રીમદ્ યશોવિજયજી

નિશ્ચય વાણી સાંભળી, સાધન તજવા નોય,
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય.

– શ્રીમદ્ રાજચંદ્ર ( આત્મ સિદ્ધિ )

## વ્યવહાર ધર્મમાં મતભેદ

નિશ્ચય ધર્મ સંબંધી જૈનોના કોઈપણ સંપ્રદાયમાં મતભેદ નથી. પણ વ્યવહાર ધર્મમાં મતભેદ છે. આપણે અત્યારે શ્વેતાંબરના જે સંપ્રદાયો, મૂર્તિપૂજક અને સ્થાનકવાસીના મતભેદ સંબંધી થોડો વિચાર કરીશું. તેમનો મુખ્ય વિરોધ અથવા મોટો વિરોધ મૂર્તિ પૂજા સંબંધી છે. બીજા વિરોધો મુહપત્તિ, તીર્થક્ષેત્રો વગેરે વિષે છે.

શ્વેતાંબર મૂર્તિપૂજક અને સ્થાનકવાસી એ બન્ને પક્ષ મૂર્તિપૂજાને જ વિરોધ તરીકે ગણે છે. પરંતુ **મૂર્તિ અને મૂર્તિપૂજા એ બન્ને જુદા જુદા વિષયો છે.** માટે તે બન્ને વિષયોની જુદી જુદી છણાવટ કરવી જોઈએ.

મુનિશ્રી જ્ઞાનસુંદરજીના બે પુસ્તકો—( ૧ ) મૂર્તિ પૂજાકા પ્રાચીન ઇતિહાસ અને ( ૨ ) શ્રીમાન લોકાશાહ—તે પુસ્તકો વાંચ્યા પછી તે સંબંધી મારા સ્વતંત્ર અભ્યાસ તથા ચિંતન અને મનનથી મને જણાયું

કે આ સંબંધી સ્થાનકવાસીઓએ હજુ ઘણું ઘણું વિચારવા જેવું છે. તેથી મને જણાયું કે મારા વાંચન મનનના ફળ તરીકે મારા જે વિચારો થયા છે તે મારે જાહેર કરવા જોઈએ કે જેથી સત્યાર્થી મુમુક્ષુ વાચકો યથાર્થ વસ્તુ સ્થિતિ ધ્યાનમાં લઈને તેઓ પોતાની મેળે જ સત્ય શું છે તેનો નિર્ણય કરી શકે.

અલબત્ત, સંપ્રદાય મોહથી પ્રેરાઈને કોઈ, મૂર્તિપૂજકને અજ્ઞાન પુરંદર કહી કે એવું બીજું યદ્વાતદ્વા બોલી, તેનો તિરસ્કાર કરવામાં આવે કે મૂર્તિપૂજકોને હિંસાધર્મી કહી તેમનો તિરસ્કાર કરવામાં આવે. એમ તિરસ્કાર કરવો તો સહેલો છે પણ આવા તિરસ્કારથી તે તિરસ્કાર કરનાર પોતે જ મહા મહા કષાયી છે એટલું તો તે પોતે જ પોતાની મેળે સાબિત કરી આપે છે અને તીવ્રકષાયનું ફળ શું છે તે તો જૈન સિદ્ધાંતે સ્પષ્ટ રીતે બતાવેલું છે જ.

દલીલનો જવાબ દલીલથી જ હોય એટલું જ નહિ પણ જેટલું સાચું હોય તેનો સ્વીકાર પણ કરવાનો હોય જ. સત્યને સ્વીકારે તે જ સાચો જૈન કહેવાય. પણ દલીલ કર્યા વિના વિતંડાવાદથી કોઇ પણ જવાબ આપવામાં આવે કે કોઈને ઉતારી પાડવામાં આવે તો તે જૈન નામધારી શ્રાવકને યોગ્ય પણ ગણાય નહિ એટલે પછી તે સાધુને યોગ્ય તો ન જ હોઈ શકે.

સત્યાર્થી મુમુક્ષુ જે સંપ્રદાયવાદને, એકાંતવાદને કે મતાગ્રહને ઝેર સમાન ગણે છે તે તો બન્ને બાજુની દલીલો વિચારીને તટસ્થ ભાવથી પોતે પોતાની મેળે જ સત્ય શું છે તેનો નિર્ણય કરવાનું પસંદ કરશે, અને જે વસ્તુનો નિર્ણય પોતે ન કરી શકે તેને કેવળીગમ્ય રાખશે. પરંતુ તે નિશ્ચિત રીતે કોઈપણ તરફ ઢળી પડશે નહિ. એમ માનીને હું અત્રે મારા વિચારો પ્રગટ કરૂં છું.

☆

પ્રકરણ સાતમું

# મૂર્તિનું અસ્તિત્વ

મૂર્તિ એ મુખ્યત્વે ભાવનો વિષય છે ત્યારે મૂર્તિપૂજા એ મુખ્યત્વે આચારનો વિષય છે.

તેથી પહેલાં આપણે મૂર્તિસંબંધી જ વિચાર કરીશું. અને તે વિચારાઈ રહ્યા પછી મૂર્તિપૂજાનો વિચાર કરીશું.

અહીંઆ આપણે મૂર્તિ એટલે તીર્થંકર ભગવાનોની મૂર્તિ અથવા પ્રતિમાની જ વાત કરીએ છીએ એમ સમજવાનું છે. મૂર્તિ, પ્રતિમા, પ્રતિબિંબ, ચિત્ર, ફોટો, છબી વગેરે પર્યાયવાચી શબ્દો છે.

## સ્થાનકવાસીઓની માન્યતા

સ્થાનકવાસીઓની માન્યતા એવી છે કે પ્રાચીનકાળમાં મૂર્તિ કે મૂર્તિપૂજાનું અસ્તિત્વ જ નહોતું. અને તેથી આપણા સૂત્રોમાં મૂર્તિ કે મૂર્તિપૂજાનું નામનિશાન પણ નથી. માટે મૂર્તિ કે મૂર્તિપૂજા એ ધર્મ વિરુદ્ધનું કાર્ય છે.

પહેલાં તો સ્થાનકવાસીઓ એમ જ માનતા હતા કે મૂર્તિ અને મૂર્તિપૂજા ઘણા અર્વાચીન કાળથી શરૂ થઈ છે. પણ તે કાળ કયો તે નિશ્ચિત રીતે કોઈ કહી શકતું નહોતું. અને હજુસુધી પણ કોઈ નિશ્ચિત રીતે કહી શક્યું નથી. કારણ કે તે વાતની તેમને ખબર જ નથી.

પરંતુ જેમ જેમ શોધખોળો થતી ગઈ તેમ તેમ તે અર્વાચીન કાળની મર્યાદા સ્થાનકવાસીઓ તરફથી લંબાવાતી ગઈ. અને થોડા વર્ષ પહેલાં શોધખોળ ઉપરથી મૂર્તિ લગભગ ૨૩૦૦ વર્ષ પહેલાં પણ

વિદ્યમાન હતી એમ સાબિત થતા સ્થાનકવાસીઓને તે પ્રમાણે માનવુ પડ્યુ છે.

## મૂર્તિના વિચાર માટે ત્રણ મુદ્દા

એટલે મૂર્તિ સબધી આપણે વિચાર કરવાનુ કે નક્કી કરવાનુ એ છે કે—

( ૧ ) મૂર્તિની માન્યતા ધર્મ વિરુદ્ધ છે કે નહિ

( ૨ ) પ્રાચીનકાળમા મૂર્તિ હતી કે નહિ

( ૩ ) સૂત્રોમા મૂર્તિનો ઉલ્લેખ કે ઉલ્લેખો છે કે નહિ

આ મુદ્દાઓ જાણવાથી કોની માન્યતા સાચી છે એ નક્કી કરી શકાય એટલે આપણે આ ત્રણેય મુદ્દાઓ એક પછી એક તપાસીશુ.

## દેવલોકમાં શાશ્વતી મૂર્તિઓ

દેવલોકમા તેમજ નદીશ્વર વગેરે સ્થળોએ પર્વત ઉપર શાશ્વતી મૂર્તિઓ છે અને દેવદેવીઓની તે મૂર્તિઓની પૂજા ભક્તિ કરે છે એ વાત સ્થાનકવાસીઓ માને છે કારણ કે તે વાત સ્થાનકવાસીઓના માન્ય સૂત્રોમા પણ જણાવેલી છે. એટલે એ વાત ન માને તો તેઓ સૂત્ર જ માનતા નથી એમ ઠરે.

જોકે સ્વા ઋષિ સપ્રદાયના મુનિશ્રી અમોલખ ઋષિજીએ તેમના અનુવાદ કરેલા સૂત્રોમા એ શાશ્વતી મૂર્તિઓના ઉલ્લેખો છે ત્યાં કેટલેક ઠેકાણે નોંધ મૂકીને તે મૂર્તિઓને કામદેવની મૂર્તિઓ ઠરાવી છે પરતુ એવી નોંધ મૂકતી વખતે તેમણે આગળ પાછળના શબ્દોનો સબધ તૂટી જાય છે તે વિચાર્યુ જ નહિ અને તેથી વિદ્વાનો પાસે તેમની નોંધો ખોટી છે, સાપ્રદાયિક મોહથી લખાયલી છે તે સિદ્ધ થઈ ગયુ છે

પરતુ ખૂબીની વાત તો એ છે કે સ્થાનકવાસીઓ મોટે ભાગે શાશ્વતી મૂર્તિઓ તીર્થંકર ભગવાનોની છે એમ માને છે છતા મનુષ્યકૃત

મૂર્તિઓને તેઓ માનતા નથી! શાશ્વતી મૂર્તિ માનવાથી ધર્મ વિરુદ્ધતા આવતી નથી તો કૃત્રિમ મૂર્તિ માનવાથી પણ ધર્મ વિરુદ્ધતા આવી ન શકે એ તો એક સામાન્ય બુદ્ધિની સમજની વાત છે.

દેવલોકની મૂર્તિ માનવી અને મનુષ્યલોકની મૂર્તિને ન માનવી તેનો અર્થ એ થાય કે એક સમકિતી તથા શ્રાવક મૃત્યુ પામી દેવલોકમાં ઉપજ્યા પછી તે જ જીવ મૂર્તિને માનતો થઈ જાય!

શુદ્ધ ધર્મમાં આવી બેવડી માન્યતા હોઈ જ ન શકે. જે જીવ મનુષ્યલોકમાં અને દેવલોકમાં વારાફરતી ઉત્પન્ન થાય ત્યારે તે વારાફરતી તેની માન્યતા ફેરવતો રહે તે સમકિતી જ ન કહી શકાય અથવા તેને સાચો ધર્મી જ કહી ન શકાય. કારણકે સાચો ધર્મી સમકિતી તેની માન્યતામાં ફેરબદલી ન કરે.

આ ઉપરથી સમજી શકાશે કે જે લોકો દેવલોકની મૂર્તિને માનતા હોય તેમણે મનુષ્ય લોકમાં પણ મૂર્તિને માનવી જ જોઈએ, એમ ન કરે તો તેઓ સાચા શુદ્ધ ધર્મને અનુસરતા નથી એમ ચોક્કસપણે કહી શકાય.

મૂર્તિને માનવી ને પુજવી તે દેવદેવીઓનો જીત વ્યવહાર છે એમ કહેવું તે પણ ખોટું છે કારણ કે દેવો મૂર્તિપૂજા વ્યવહાર તરીકે નથી કરતા પણ ધર્મ માટે કરે છે એમ તો સૂત્રોમાં સ્પષ્ટ ઉલ્લેખો છે જ. અને તે આગળ ઉપર બતાવાશે.

## મૂર્તિ એ વ્યવહાર ધર્મ છે

મૂર્તિ અને મૂર્તિ પૂજા એ વ્યવહાર ધર્મના વિષયો છે એ ધ્યાનમાં રાખવું. એટલે અહીં જે વિચારણા થાય છે તે વ્યવહારને અનુસરીને જ કરવામાં આવે છે.

જ્યાં પાપ છે અથવા જ્યાં મિથ્યાત્વ છે ત્યાં ધર્મ નથી. તો જ્યાં

સુધી મૂર્તિ જીવને પાપ ક્રિયામાં લઈ ન જાય ત્યાં સુધી તેને વ્યવહાર ધર્મમાં લઈ જવાને વાંધો લઈ શકાય નહિ. તેમ જ મૂર્તિ જીવને મિથ્યાત્વમા ધમડી ન જાય ત્યાં સુધી તેને વ્યવહાર ધર્મમાં લેવાને વાંધો કાઢી શકાય નહિ.

## ભગવાનની મૂર્તિ ભક્તિ ઉત્પન્ન કરે છે

તીર્થંકર ભગવાનની મૂર્તિ જીવને પાપમા તો ખેચી શકે જ નહિ. એ તો જીવને વૈરાગ્ય કે ભક્તિભાવમા પ્રેરક બને છે. કારણ કે મૂર્તિના શાત મુદ્રાવાળા ધ્યાનમય આકારને જોવાથી જોનારના હૃદયમાં પણ વૈરાગ્ય અને ભક્તિ ઉત્પન્ન થાય છે

કોઈ એમ કહેશે કે જેને આ મૂર્તિ કોની છે એમ ખબર હોય તેને જ તેવા ભાવ ઉત્પન્ન થઈ શકે પરતુ અજ્ઞાનીને તેવા ભાવ ઉત્પન્ન ન થાય તેના જવાબમા કહેવુ જોઈએ કે—

અજ્ઞાનીઓ પણ સસારીના બાહ્ય દેખાવમાં અને સાધુ વૈરાગીના બાહ્ય દેખાવમા ભેદ છે એટલુ તો સમજે જ છે. જગલી લોકો પણ સાધુને જોઈને તેમને વદન નમસ્કાર કરે છે. એ વાત અનેક પ્રાચીન કથાઓમા પણ આવે છે. એનુ એ જ કારણ છે કે સસારીનો દેખાવ સાધુના દેખાવથી તદ્દન ભિન્ન છે. અને તેમાં પણ ધ્યાનસ્થ સાધુનો દેખાવ ભિન્ન હોય છે એટલું જ નહિ પરતુ તે પૂજ્યભાવ, ભક્તિભાવ ઉત્પન્ન કરનાર છે. તેથી જ જગલી લોકો પણ સાધુને તુરત ઓળખી શકે છે. અને તે જ પ્રમાણે અજ્ઞાની જગલી લોકો મૂર્તિ જોઈને તે મૂર્તિ ભગવાનની છે એમ ન જાણતા હોય તો પણ તે મૂર્તિ કોઈ સત મહાત્માની છે એમ તો સમજે જ છે. એટલે મૂર્તિ અજ્ઞાનીમાં પણ ભક્તિભાવ પ્રેરે છે

તો પછી જ્ઞાની અને સમજુ માણસને મૂર્તિ જોઈને પૂજ્યભાવ, ભક્તિભાવ ઉત્પન્ન થાય તો તેમાં નવાઈ જેવું પણ કાંઈ નથી.

## મૂર્તિની માન્યતા ધર્મ વિરુદ્ધ નથી

આ પ્રમાણે મૂર્તિ મનુષ્યને પાપ તરફ તો લઈ જઈ શકતી જ નથી પણ ધર્મ તરફ વાળવામાં તો જરૂર નિમિત્ત બની શકે છે. એટલે એ રીતે મૂર્તિને ધર્મ વિરુદ્ધ કહી શકાય નહિ.

તીર્થંકર ભગવાન તો મિથ્યાત્વના નાશક છે. એટલે તેમની મૂર્તિ કદી જીવને મિથ્યાત્વમાં પાડી શકે જ નહિ. મૂર્તિમાં શ્રદ્ધાભક્તિ એટલે તીર્થંકર ભગવાનમાં શ્રદ્ધાભક્તિ એ તો સમ્યક્ત્વનું લક્ષણ છે એટલે એ રીતે પણ મૂર્તિને ધર્મ વિરુદ્ધની કહી શકાય નહિ.

**આમ જ્યારે મૂર્તિની માન્યતા ધર્મ વિરુદ્ધની ઠરી શકતી નથી તેમ જ મૂર્તિ ધર્મભાવપ્રેરક થઈ રહે છે ત્યારે તેને વ્યવહાર ધર્મમાં માન્ય રાખવામાં કોઈ જાતનો વાંધો રહેતો હોય એમ જણાતું નથી.**

## સંસાર વ્યવહારમાં મૂર્તિનો આદર

સંસાર વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે કોઈ મહાભાગ્યશાળી પુરુષે તેના કુટુંબને સમૃદ્ધ બનાવ્યું હોય તો તે કુટુંબ તે ભાગ્યશાળી પુરુષની યાદગીરી માટે તેની રંગીન તૈલચિત્ર છબી કે બાવલું (મૂર્તિ) બનાવીને પોતાના ઘરમાં રાખે છે અને દરરોજ તેમના દર્શન કરી વદન નમસ્કાર કરી તેની યાદગીરીથી તેમના જેવા થવાની પ્રેરણા મેળવે છે.

કોઈ મહાપુરુષે સમાજ માટે કોઈ ઉત્તમ કાર્ય કર્યું હોય તો સમાજ તેની યાદગીરી માટે ચિત્ર કે બાવલું બનાવીને યોગ્ય સ્થળે મૂકે છે કે જેથી સૌ તેના દર્શન કરી વદન નમસ્કાર કરી શકે

ગામ કે દેશને માટે કોઈ વીર પુરુષે શૂરવીરતાનું કામ કર્યું હોય તો તેનું બાવલું (મૂર્તિ) પાળીઓ કોઈ સારા જાહેર સ્થળે મૂકીને તેની યાદગીરી જાળવી રાખવામાં આવે છે. આવા પાળીઆ કે બાવલા વિનાનું ભાગ્યે જ કોઈ ગામ ખાલી હશે.

વ્યાપાર ધંધામાં પણ કોઈ મહાપુરૂષે વ્યાપાર ઉદ્યોગ ધંધો ખૂબ ખીલવ્યો હોય તો તેનું પણ ચિત્ર કે બાવલું તેમના ધંધાના મકાનમાં મૂકીને તેના દરરોજ દર્શન કરી, વંદન નમસ્કાર કરી તેની યાદગીરીથી તેના જેવું કામ કરવાની પ્રેરણા મેળવે છે

આમ સંસારના દરેક ક્ષેત્રમાં મહાપુરુષોની મૂર્તિ બનાવી, તેમના દર્શન કરી, તેમની યાદગીરીથી તેમના જેવા થવાની પ્રેરણા મેળવાય છે.

તેવી જ રીતે ધર્મમાં ધર્મના મહાપુરુષ, ધર્મનાયક તીર્થંકર ભગવાનની યાદગીરી માટે તેમની મૂર્તિ બનાવી, તેમના દરરોજ દર્શન કરવામાં આવે, ભક્તિથી તેમને વંદન નમસ્કાર કરવામાં આવે અને એ રીતે તેમના જેવા થવાની પ્રેરણા લેવામાં આવે તો તેને પણ એક ધર્મકાર્ય કહી શકાય અથવા તે પણ એક જાતનો વ્યવહાર ધર્મ જ કહી શકાય.

## મૂર્તિ એટલે શું ?

મૂર્તિ એટલે આકૃતિ, બાવલું, ચિત્ર, ફોટો, છબી, પ્રતિબિંબ અથવા પ્રતિમા એટલે મૂળનું કોઈપણ જાતનું પ્રતીક.

**ઉપર કહ્યું તેમ સંસારવ્યવહારમાં મૂર્તિનો ખૂબ આદરભાવ છે.**

આપણે આપણા ઘરમાં પણ આપણા બાપદાદાઓ, વડીલોના ફોટા કે રંગીન ચિત્રોને પવિત્ર માનીએ છીએ. વડીલોના ફોટા ચિત્રોને જોઈને પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય છે અને એ ફોટા કે ચિત્રને કોઈ ફાડી નાખે, તેના ઉપર કોઈ પગ મૂકે તો તેણે ફોટામાના વડીલનું અપમાન કર્યું એમ પણ માનીએ છીએ.

તેજ પ્રમાણે ભગવાનની મૂર્તિ એ પણ ભગવાનનું પ્રતીક છે તો ભગવાનના ચિત્ર કે તેમની મૂર્તિની કોઈ આશાતના કરે તેણે ભગવાનની જ આશાતના કરી એમ ગણાય.

## મૂર્તિની હાંસી કરનારા વિચારે

મૂર્તિને જડ પત્થર તરીકે ગણી હસી કાઢનારે, અવગણી કાઢનારે એ પણ વિચારવું જોઇએ કે તેમના વડીલને ફોટા કે ચિત્ર પણ જડ વસ્તુ જ છે. તેના તરફ તમે પૂજ્યભાવે શા માટે જુઓ છો? વડીલ કરતાં ભગવાન તો અનંતગણા વિશેષ પૂજ્ય છે તો તેમની મૂર્તિને કે તેમના ચિત્રને ન માનવું એમાં ડહાપણ કેવી રીતે ગણાય?

## સ્થા. પુસ્તકોમાં ચિત્રો

સ્થાનકવાસી આચાર્ય શ્રી જવાહરલાલજી મહારાજે તેમના "સચિત્ર અનુકંપા વિચાર" નામના પુસ્તકમા કેશી શ્રમણનું ચિત્ર છાપ્યું છે. શ્રી શંકર મુનિજીએ તેમના "સચિત્ર મુખવસ્ત્રિકા" પુસ્તકમાં પાંડવ મુનિઓ, પ્રસન્નચંદ્ર રાજર્ષિ તથા ગજસુકુમાલ મુનિના ચિત્રો છાપેલાં છે. શ્રી ચોથમલજી મહારાજે તેમના "મહાવીર યાચા સદેશ" નામના પુસ્તકમાં ભગવાન મહાવીરનું ચિત્ર છાપેલ છે.

સ્થા. આચાર્ય શ્રી આત્મારામજીના પુસ્તકોમાં, તેમના શિષ્ય જ્ઞાન મુનિના પુસ્તકોમાં તેમજ બીજી પંજાબી, મારવાડી, ગુજરાતી સાધુઓના પુસ્તકોમાં તેમના પોતાના તેમજ બીજા સાધુસાધ્વીઓના ચિત્રો (ફોટા) છપાયા છે અને છપાય છે.

પૂજ્ય શ્રી રત્નચંદ્રજી મહારાજની સમુદાયના મુનિઓનો ગ્રુપ ફોટો છપાયેલો છે. જેમાં અગિયાર મુનિઓના ફોટા છે.

ગુજરાત, કચ્છ, કાઠિયાવાડના સાધુ મંડળનો ગ્રુપ ફોટો જેમાં તેર મુનિઓના ફોટા છે તે ફોટો અમદાવાદમાં ત્રણ ત્રણ પૈસે વેચાયો હતો.

## સ્થા. મુનિઓની મૂર્તિ

વળી મારવાડના ગામ ગિરિમાં સ્થાનકવાસી સાધુ હર્ષચંદજીની તથા મારવાડના ગામ સાદડીમાં સ્થાનકવાસી મુનિશ્રી તારાચંદજીની પાષાણમય મૂર્તિ પૂજાય છે.

આગ્રામાં સ્થાનકવાસી મુનિશ્રી રત્નચંદજીની પાદુકાઓની પૂજા થાય છે.

બડોદ તથા અમાલામાં સ્થાનકવાસી સાધુઓની ઘણા કાળથી સમાધિઓ છે અને તે અતિ આદરથી પૂજાય છે ત્યાં દર સાલ મેળો ભરાય છે અને હજારો લોક એકઠા થાય છે.

ઉપર લખ્યા સ્થા સાધુઓના ફોટા તથા મૂર્તિ વગેરેના ચિત્રો મૂર્તિપૂજક પ્રાચીન ઇતિહાસ પુસ્તકમાં વિગત સાથે છપાયેલા છે.

આ પ્રમાણે મૂર્તિના રૂપાંતરો સ્થાનકવાસીઓમાં ઘણા લાંબા કાળથી પ્રચલિત છે જ. અને આમ જ્યારે સ્થા. મુનિઓના ફોટા. **મૂર્તિ, પાદુકા વગેરેને વંદન પૂજન થાય છે ત્યારે સાધુઓથી અનંત ગુણા ગુણવાન અને પૂજ્ય તીર્થંકર ભગવાનની મૂર્તિ માટે જ વિરોધ કરવો એમાં ન્યાય કે ડહાપણ કેમ ગણી શકાય?**

**અને જ્યારે સ્થાનકવાસી મુનિઓ ભગવાનના, પ્રાચીન કાળના મુનિઓના અને અત્યારે તેમના પોતાના ચિત્રો કે ફોટાઓ છાપે છે તો પછી ભગવાનની મૂર્તિ માટે જ શા માટે વાંધો હોઇ શકે તે સમજાતું નથી. સિવાય કે સંપ્રદાયવાદના મોહનો કે મતાગ્રહનો આશ્રય લઇને ખોટી રીતે વાંધા ઉઠાવવામાં આવે.**

૨૩૦૦ ત્રેવીશ સો વર્ષ પહેલાં મૂર્તિની માન્યતા ચાલુ હતી તે તો કલિંગ દેશના ( ઓરિસાના ) ખંડગિરિ, ઉદયગિરિ વગેરે પહાડોમાં

કોતરેલી મૂર્તિઓ તથા શિલાલેખો ઉપરથી સિદ્ધ થઈ ચૂક્યું છે. તે વખતે તો ચૌદ પૂર્વધર અને દશ પૂર્વધર મુનિ મહાત્માઓ અસ્તિત્વ ધરાવતા હતા.

## સ્થાનકવાસીઓ વિચારે

આપણા હાલના કોઇ પણ સાધુ મુનિરાજ કરતાં એ પૂર્વધર મહાત્માઓ ઘણા ઘણા વિશેષ જ્ઞાની હતા એ તો સૌ કોઇને કબૂલ કરવું જ પડશે એટલું જ નહિ પણ ૫૦૦ પાંચસો વર્ષ પહેલાંના એટલે કે લોંકાશાહના વખતના કોઇ પણ સાધુ કે શ્રાવકના જ્ઞાન કરતાં ૨૩૦૦ ત્રેવીશસો વર્ષ પહેલાંના પૂર્વધરોનું જ્ઞાન ઘણું ઘણું જ વધારે હતુ એ પણ કબૂલ કરવું જ પડશે.

તો એ મહાજ્ઞાની પૂર્વધર મહાત્માઓએ મૂર્તિને ધર્મ-વિરુદ્ધની કેમ ન ઠરાવી? આ બાબતનો સ્થાનકવાસીઓ અથવા તો મૂર્તિવિરોધીઓએ વિચાર કરવો ઘટે છે. અથવા તો પૂર્વધરોએ મૂર્તિને ધર્મવિરુદ્ધ ઠરાવી હતી એમ તેઓએ બતાવી આપવું જોઇએ. અથવા તો પૂર્વધર મહાત્માઓએ પણ ભૂલ કરી હતી એમ સ્થાનકવાસીઓએ જાહેર કરવું જોઇએ અને જો પૂર્વધરોએ ભૂલ કરી ન હોય તો મૂર્તિની માન્યતા એ વ્યવહારધર્મ છે એમ કબૂલ કરવું જોઇએ.



પ્રકરણ આઠમું

# અવલંબન માટે મૂર્તિની જરૂરીઆત

મૂર્તિએ વ્યવહાર ધર્મમા જ આવે છે. વ્યવહાર ધર્મ અ'પણ માટે અથવા બાળજીવો માટે છે. પરતુ નિશ્ચય ધર્મમા પહોચવા માટે વ્યવહાર ધર્મ અનિવાર્ય રીતે જરૂરનો છે વ્યવહાર ધર્મ પાળતા કે અનુસરતા જીવને કંઇકપણ અવલબનની જરૂર પડે છે જ

આ વાત તપસ્વી મહાત્મા સ્થાનકવાસી મુનિશ્રી માણેકચંદજી સ્વામીએ તેમના **કાળજ્ઞાન તત્ત્વ ચિંતામણી** નામના પુસ્તકમાં સારી રીતે સમજાવેલ છે તેથી તેમનુ તે લખાણ અત્રે ઉધ્ધૃત કરૂ છે

## જડ પદાર્થના ત્રણ ગુણ

દરેક જડ પદાર્થમાં ત્રણ ગુણ રહ્યા છે-(૧) અવલબન ગુણ, (૨) ઓળખાણુ ગુણ અને (૩) મગળ ગુણ

**અવલબન ગુણ**—જેને જેટલો વૈભવ છે તેને તેટલો જડ પદાર્થનો અવલબન ગુણ જાણવો ઉદાહરણ તરીકે-રસ્તે ચાલતાં લાકડીનું અવલબન, દાદરે ચડતા પગથીઆં અને દોરડાનુ અવલબન, હાલતાં ચાલતા રસ્તાનુ અવલબન, પૂલ ઉપર ચાલતા કઠેડાનુ અવલબન, ભૂખ તરસમા અનાજ અને પાણીનું અવલબન, રોગમા ઔષધનું અવલબન વગેરે જડ પદાર્થોના હજારો અવલબન લેવા પડે છે જડ પદાર્થોનુ અવલબન તે જીવતરનું જીવન છે

**ઓળખાણુ ગુણ**—માતા પિતા, દીકરા, દીકરી, હેતુમિત્રો વિગેરેના તથા પશુ પક્ષી વગેરેના જે જે રૂપ છે તે તેમની ઓળખાણુના છે.

તે પોતે ફોટો જડ પદાર્થ છે. પણ માવતરના ફોટા ઓળખાણ પાડી આપે છે. તે ફોટા દેખીને માવતરોના ગુણોની ભાવના ઉત્પન્ન થાય છે અથવા યાદી આપે છે, તે ઓળખાણ ગુણ મહા મોટામાં મોટો **દ્રવ્ય સ્થાપના નિક્ષેપો છે.**

મંગળગુણ—તે સારાં રૂડાં સુગંધી પદાર્થો છે, તે મંગળ કાર્યોમાં મંગળરૂપ થાય છે. અને વિઘ્નોને દૂર કરે છે. જેમકે—લાપશીનું મંગળ, ગોળનું મંગળ, સાકરનું મંગળ વગેરે. મિષ્ટાન્નમંગળ તે રૂડાં ભોજન છે. તે દરેક કાર્યના વિઘ્નોનો નાશ કરે છે. તેમ વસ્ત્રમંગળથી વસ્ત્ર મળે છે. શુકનના મંગળથી કામ શુભ થાય છે.

"તેવા માંગલિક જડ પદાર્થોથી હજારો જાતના મંગળ ગુણ થાય છે તે આ સ્થળે ગ્રંથ ગૌરવના ભયથી સંક્ષેપી લઈને **સિદ્ધાંતની સાક્ષી** આપવામાં આવે છે કે—

"શ્રીઠાણાંગ સૂત્રના આઠમે ઠાણે આઠ* મંગળના મંગળરૂપે નામો જણાવ્યા છે તે આઠેય મંગળ જડપદાર્થ છે. છતાં અનેક દુઃખ અને વિઘ્નોનો નાશ કરે છે... જ્યાં સુધી કર્મને આધીન છે, ત્યાં સુધી મંગળનું સાધન સુખરૂપ છે.

જેમ રસ્તે ચાલતાં ભોમીઆનો આધાર લેવો પડે તથા ચરતાં, તરતાં અને ફરતાં વાહનોનો આધાર લેવો પડે છે તેમ જ્યાં સુધી મોક્ષે નથી પહોંચ્યા ત્યાં સુધી પુણ્ય મંગળનો આધાર લેવો પડે છે. તેમ જ ગુરુનો ફોટો, તીર્થંકર ભગવાનનો ફોટો મંગળ રૂપે, ઓળખાણ રૂપે અને ધ્યાનના અવલમ્બન માટે લેવાથી ગુરુના ગુણની અને તીર્થંકર ભગવાનના ગુણની ભાવના ઉત્પન્ન થશે.

અવલમ્બનથી અનેક ગુણોની ભાવના પ્રગટ થતાં ગુણી થવાશે. વળી ફોટા ઉપરથી ગુરુની અને ભગવાનની ઓળખાણ રહેશે અને

* દેવલોકમાં પણ આઠ મંગળ ગણાય છે—સ્વસ્તિક, શ્રીવત્સ, નંદાવર્ત, વર્ધમાનક, ભદ્રાસન, કળશ, મત્સ્યયુગલ અને દર્પણ—રાજપ્રશ્નીય સૂત્ર.

અનેક જાતના મગળો થશે. વિઘ્નોનો નાશ થશે. પણ ફોટા લેનાર પણ ફોટા લેનાર તથા સદાકાળ રાખનારે એવો નિર્ણય કરી રાખવો કે તેના ગુરુશ્રીના કે પ્રભુજીના ફોટાને (મૂર્તિને) સાવદ્ય પાપ પૂજાથી પૂજવાની ત્રણે કાળમાં પદ્ધતિ પાડવી નહિ. એમ સિદ્ધાંતિક વાકયો છે તેને સિદ્ધ કરી રાખવા.

## ધ્યાનમા અવલંબન

"જ્ઞાનવાણીના મિદ્ધાંતે ધર્મ ધ્યાન તથા શુક્લ ધ્યાનના બત્રીશ ભેદ કહ્યા છે તેમા અવલબન ધ્યાનના ચાર ભેદ જણાય છે તે પદસ્થ ધ્યાન, પિંડસ્થ ધ્યાન, રૂપસ્થ ધ્યાન અને રૂપાતીત ધ્યાન એ ચાર પદમા ત્રણપદ તો સાકારી મૂર્તિ માટે છે તેમા જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયની ત્રિપુટી રહેલી છે જ્ઞેય વિના જ્ઞાન નહિ તેમ જ ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની ત્રિપુટીમા ગુરુશ્રીનો અથવા તીર્થંકર ભગવાનનો જે ફોટો (અથવા મૂર્તિ) તે જ્ઞેય પદાર્થ છે અને તે જ્ઞેય–ધ્યેયનો ધ્યાતા આત્મા જીવ પોતે ધ્યેય રૂપ લક્ષ પામે છે, ત્યારે ધ્યાનનુ સ્વરૂપ એક વૃત્તિએ થાય છે તે વખતે પ્રતિમાનુ અવલબન લેવા ગુરુનો દ્રવ્ય ફોટો સ્થાપના સ્વરૂપે થાય છે. એ સિદ્ધાંત સાક્ષી છે."

## પ્રતિમા આરાધનાનો હેતુ

સ્થાનકવાસી મહાત્માજીએ ઉપર પ્રમાણે વ્યવહાર ધર્મમા મૂર્તિના અવલબનની જરૂરીઆત બતાવી છે તેમ ધ્યાન માટે પણ મૂર્તિની જરૂરીઆત બતાવી છે વળી તેઓશ્રી પ્રતિમાની આરાધનાનો હેતુ જણાવતા લખે છે કે—

"અનત ગુણના ધણી અનત શક્તિના ધણી શ્રી જિનેશ્વર પ્રભુની પ્રતિમાઓ આ લોકમાં શાંતિ સુખ માટે. હિત માટે. પરલોક હિત માટે અવલબન તરીકે આરાધાય છે.

"તે પ્રભુના પ્રતિમાજીને જ્ઞાની લોકો પ્રતિમાજી તરીકે માને છે પણ સાક્ષાત પ્રભુ તરીકે માનતા નથી. જે જે સ્થળે જે જે તીર્થંકર દેવો નિર્વાણ પદને પામ્યા હોય તે તે સ્થળ શ્રી દયાળુ અરિહંત પ્રભુની અનંત યોગ સાધનાની શકિતનાં જે જે અનત ગુણરૂપ, દ્રવ્યરૂપ પર્યાયરૂપ પદાર્થોમાં વાસના પરિણમી ગઇ હોય તેવા પવિત્ર પરમાણુ વાળા જે જે સ્થળો છે તે તે સ્થળોએ જવાથી ઊંચી ઊંચી ભાવનાઓ ઉત્પન્ન થતાં ઊંચા ઊંચા પવિત્ર ગુણોની પ્રાપ્તિ થાય છે અને અનત નિર્જરા થાય છે. તેવા હેતુથી જ શ્રી અરિહંત દેવની પ્રતિમાઓ પૂજાય છે પણ છકાયની હિંસા માટે પૂજાતી નથી તેમ કોઇ જ્ઞાની મહાપુરુષો હિંસા સ્વરૂપે પુજતા પણ નથી."



પ્રકરણ નવમું

## શાશ્વતી પ્રતિમાનું મહાત્મ્ય

દેવલોકમાંની મૂર્તિઓ સંબંધી સ્થાનકવાસી સમાજમાં કંઇક ભ્રમ પ્રવર્તે છે તેથી તે સંબંધી પણ થોડાક વિચાર કરી લઇએ.

સ્થાનકવાસી મહાત્મા મુનિશ્રી **તપસ્વી શ્રી માણેકચંદજી** સ્વામીએ તેમના **"કાળજ્ઞાન તત્ત્વ ચિંતામણિ"** પુસ્તકમાં દેવલોકમાંની શાશ્વતી મૂર્તિઓનું મહાત્મ્ય દર્શાવતાં આ પ્રમાણે લખ્યું છે—

"સ્વર્ગમાં જે જે જિનપ્રતિમાઓ છે તે તો અનાદિ કાળની શાશ્વતી છે. તે જિનપ્રતિમામાં સ્વાભાવિક અનંત ગુણો રહ્યા છે. તેવા ગુણનું અવલંબન દેવતા લોકો સુખ સમાધિના હિત માટે લીએ છે. જેમ મૃત્યુલોકમાં મહા ચમત્કારી વસ્તુઓ પૈકી કલ્પવૃક્ષ ચિંતામણી, ચંદનવૃક્ષ અને સુગંધી મહા પદાર્થોનાં અવલંબનથી અનંત દુઃખોનો નાશ થાય છે તેમજ તે ન્યાયે શ્રી જિન પ્રતિમા પણ મહાન ચમત્કારી ચિંતામણી છે. તેના અવલંબનથી દેવોને અનંત શાંતિ મળે છે.

"સ્વર્ગના દેવો શ્રી જિનેશ્વરના પ્રતિમાજીના પ્રભાવથી પોતપોતાની હદ મર્યાદા લોપી શકતા નથી. તેમ બીજા કોઈ દેવો પણ એકબીજાની હદ લોપવાની મરજી કરતા નથી. એ વગેરે અનેક પ્રભાવ શ્રી જિન પ્રતિમાના માનથી સચવાય છે. શ્રી જિન પ્રતિમા સર્વ વિઘ્નોને હરે છે, સર્વ દુઃખોને ટાળે છે અને મહામંગળ આપે છે. એવો પ્રૌઢ પ્રતાપ શ્રી જિન પ્રતિમાજીનો છે."

## શાશ્વતી મૂર્તિ કયા તીર્થંકરની ?

દેવલોકમાં શાશ્વતી મૂર્તિઓ છે એટલે તે કોઇ અમુક તીર્થંકરની નથી તેથી તે માનવા લાયક નથી એમ કેટલાક સ્થાનકવાસીઓ વાંધો

કાઢે છે: પણ તેનુ સમાધાન પણ રાજપ્રશ્નીય સૂત્રમાં આપેલુ છે. તે નીચે પ્રમાણે—

**રાજપ્રશ્નીયસૂત્રમાં** કહ્યુ છે કે ત્યાં દેવચ્છંદામાં એકસો આઠ પ્રતિમા છે તે પર્યંકાસને બેઠેલી સ્થિતિની છે અને તે તીર્થંકરોની ઊંચાઇના પ્રમાણુની છે એટલે કે પાંચ ભરતક્ષેત્ર અને પાંચ ઐરવત ક્ષેત્રમાં અથવા મનુષ્ય લોકમાં જુદા જુદા વખતે જે જે તીર્થંકરો થાય તેમની ઊંચાઇ કાળના પ્રમાણમાં જુદી જુદી હોય છે. તેથી તીર્થંકરોના પ્રતીક તરીકે અને સર્વ તીર્થંકરોની ઊંચાઈના પ્રતીક તરીકે આ એકસો આઠ જિન પ્રતિમાઓ છે.

વળી એ જ સૂત્રમાં તે જ ઠેકાણે એમ પણ કહેલુ છે કે ત્યાં મણિપીઠિકા ઉપર ચાર જિન પ્રતિમા છે તેના નામ—ઋષભ, વર્ધમાન, ચંદ્રાનન અને વારિષેણ છે. પાંચ ભરત ક્ષેત્ર અને પાંચ ઐરવત ક્ષેત્રમાં મળીને દરેક ચોવીશીમાં આ ચાર નામના તીર્થંકર તો થાય છે જ. જેમ કે આ ચોવીશીમાં આ ભરતક્ષેત્રમાં પહેલા ઋષભદેવ અને છેલ્લા વર્ધમાન નામના તીર્થંકર થયા અને ઐરવત ક્ષેત્રમાં પહેલા ચંદ્રાનન અને છેલ્લા વારિષેણ નામના તીર્થંકર થયા. એ પ્રમાણે આ ચાર નામના તીર્થંકર થયા અને થતા રહેશે માટે આ ચાર નામની શાશ્વતી પ્રતિમાઓ છે.

દેવો તેમજ મનુષ્યો મૂર્તિને વાંદે પૂજે છે. તેઓ અમુક તીર્થંકરની મૂર્તિ છે એમ કહીને અથવા ગણીને તેઓ તે અમુક તીર્થંકરને જ વાંદે પૂજે છે એમ હોતુ નથી. પરંતુ તીર્થંકર અરહિંત ભગવનના પ્રતીક રૂપ એ મૂર્તિ છે તેને અરિહંતના પ્રતીક તરીકે ગણીને જ વાંદે પૂજે છે.

દાખલા તરીકે—અહીંઆ મંદિરમાં મૂર્તિ તો કોઇ પણ એક તીર્થંકર ભગવાનની હોય પણ તેની પૂજા કરનાર ગમે તે બીજા તીર્થંકરનુ સ્તુતિસ્તોત્ર બોલીને, ગાઈને પૂજા કરે છે. કારણ કે બધા તીર્થંકર ભગવાનો સરખા છે. અને એકની સ્તુતિ કરી તે બધાની સ્તુતિ કરી એમ સમજીને સ્તુતિ થાય છે.

જેમ અહીંઆ તેમ દેવલોકમાં પણ સર્વ તીર્થંકરો અથવા સર્વ સિદ્ધોના પ્રતીક તરીકે ત્યાંની મૂર્તિઓને ગણીને પૂજા કરતા હોય તો તેમા આશ્ચર્ય જેવુ કાંઈ જ નથી.

## દેવોનો જીત વ્યવહાર શેને માટે છે?

દેવલોકમા દેવ દેવીઓ તીર્થંકર ભગવાનોની શાશ્વતી મૂર્તિઓ પ્રતિમાઓની પૂજાભક્તિ કરે છે એ વાત સ્થાનકવાસીઓના માન્ય સૂત્રમાં આવે છે એટલે તે વાત સ્થાનકવાસીઓ કબૂલ તો કરે છે જ. પરંતુ તેનુ મહત્વ ઉડાડી દેવા માટે સ્થાનકવાસીઓ કહે છે કે—

"એ તો દેવોનો જીત વ્યવહાર છે એટલે કે એક રિવાજ છે. પણ દેવો ધર્મ માટે, કલ્યાણ માટે કે તરવા માટે ભક્તિપૂજા કરતા નથી પરંતુ રાજ્યશાંતિ માટે સુખની બુદ્ધિએ દેવો પ્રતિમાજીને માને છે. કારણ કે દેવલોકમા ધર્મ ક્રિયા નથી, પુણ્ય ક્રિયા નથી, દાન ક્રિયા નથી, દેવો તો ફકત પૂર્વપુણ્યના ફળ ભોગવવા માટે જ દેવપણે ઉત્પન્ન થયા છે અને તેથી સુખ ભોગવે છે."

જો દેવોને તેમના આત્મકલ્યાણની ઇચ્છા ન હોય તો "મારે શ્રેયરૂપ શું કરવાનું છે?" એવો વિચાર કેમ આવે? સૂર્યાભદેવનો વિચાર જ તેની આત્મકલ્યાણની ઇચ્છા બતાવી આપે છે.

સૂર્યાભદેવે ઉપર પ્રમાણે વિચાર કર્યો ત્યારે તેના સામાનિક દેવોએ કહ્યું કે—

> "અહીંઆ સૂર્યાભ વિમાનમાં સિદ્ધાયતનમાં ૧૦૮ જિનપ્રતિમા છે તે આપને અર્ચા, વંદના, પર્યુપાસના કરવા યોગ્ય છે. એ આપનું પહેલું કરવા લાયક કામ છે તેમજ પછી કરવા લાયક કામ છે અને તે વર્તમાનમાં તેમજ ભવિષ્યમાં સદાને માટે શ્રેયસ્કર છે, હિતકારી છે, સુખકારી છે, કલ્યાણકારી છે, નિસ્તાર એટલે મોક્ષનું કારણ છે અને અનુગામિ એટલે આત્માની સાથે આવનારૂ છે."

આથી સિદ્ધ થાય છે કે દેવો તીર્થંકરની પ્રતિમાને વાંદે પૂજે છે તે આત્મકલ્યાણ સમજીને કરે છે. એટલે કે તે જીતવ્યવહાર આત્મકલ્યાણ માટેનો કોઈ પહેલાં અને પછી અર્થાત્ હમેશ કરવા યોગ્ય ગણે છે.

આ ઉપરથી સમજી શકાશે કે દેવોના જીતવ્યવહારમાં ધર્મ નથી એમ માનવું એ તદ્દન ભૂલભરેલું છે. પરંતુ એ જીત વ્યવહાર પણ વ્યવહાર ધર્મ છે એમ સમજવું.

જ્યારે ભગવાન મહાવીર સ્વામી આમલકપ્પા નગરીમાં પધાર્યા ત્યારે સૂર્યાભદેવે ત્યાં દેવલોકમાં રહીને જ ભગવાનને વાંદ્યા અને મનમાં વિચાર્યું કે—

> 'શ્રમણ ભગવાન મહાવીરની એ પર્યુપાસના મારે માટે જન્મજન્માંતરમાં હિતકર, સુખકર, ક્ષેમકર, કલ્યાણકર નીવડવાની છે અને નીવડશે.''

સૂર્યાભદેવનો આ વિચાર બતાવી આપે છે કે તે આત્મકલ્યાણના ભારે ઇચ્છુક હતા, તે પ્રમાણે ઘણા દેવો આત્મકલ્યાણની ઇચ્છાવાળા હોય છે.

વળી સૂર્યાભદેવ ભગવાન શ્રી મહાવીર સ્વામી પાસે આવીને વદન નમસ્કાર કરીને પોતાનુ નામ જણાવે છે ત્યારે ભગવાન તેને કહે છે કે—

> "હે સૂર્યાભ! (ઉપર પ્રમાણે વદન વગેરે) એ પુરાતન છે, જીત છે, કૃત્ય છે, કરણીય છે, આચરાએલુ છે અને હે સૂર્યાભ! એ સમત થએલુ છે કે ભવન પતિના, વાણવ્યતરના, જ્યોતિષિકના અને વૈમાનિકવર્ગના દેવો અરિહત ભગવતોને વાંદે છે. નમે છે અને પછી પોતપોતાનાં નામ ગોત્રો કહે છે"

એટલે કે ભગવાન કહે છે કે—હે સૂર્યાભ! આ પ્રમાણે તારા પૂર્વજો પુરાતનકાળથી કરતા આવ્યા છે અને તારે પણ કરવા જેવુ છે આ પ્રમાણે અરિહત ભગવતોને વદન નમસ્કાર કરવાનો દેવોનો જીત વ્યવહાર છે એમ મહાવીર ભગવાન કહે છે તો શુ દેવોમા ધર્મભાવના ન હોય તો ભગવાન તેમના જીત વ્યવહારને પ્રશસે ખરા? નહિ જ એ રીતે ભગવાને બતાવ્યુ છે કે દેવો ધર્મશીલ છે એટલે કે જીત વ્યવહાર તે ધર્મભાવના સહિતનો છે, ધર્મ કૃત્ય તરીકેનો છે એ ભગવાનના શબ્દો ઉપરથી સમજી શકાય છે

ત્યારપછી ભગવાનની દેશના સાભળી લીધા પછી સૂર્યાભો ભગવાન મહાવીરસ્વામીને પૂછે છે કે—

> "હે ભગવન! શુ સૂર્યાભદેવ (તે પોતે) ભવસિદ્ધિક—ભવ્ય છે કે અભવસિદ્ધિક—અભવ્ય છે? સમ્યગ્ દૃષ્ટિવાળો! કે મિથ્યા દૃષ્ટિવાળો છે? સસારમા પરિમિતપણે ભમનારો છે અનતકાળ સુધી ભમનારો છે? બોધિની પ્રાપ્તિ થવી તેને મા

સુલભ છે કે દુર્લભ? શું તે આરાધક છે કે વિરાધક? તે ચરમ શરીરી છે કે અચરમ શરીરી!"

ભગવાન જવાબમાં કહે છે કે—

"હે સૂર્યાભ? તું ભવ્ય છો, સમ્યગ્ દૃષ્ટિવાળો છો, સંસારમાં પરિમિતપણે ભમનારો છો, તને બોધિની પ્રાપ્તિ સુલભ છે, તું આરાધક છો અને તું ચરમ શરીરી છો."

આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કે દેવલોકમાં સમ્યગ્ દૃષ્ટિ દેવો ઘણા હોય છે, તેઓ ધર્મ ભાવનાવાળા હોય છે, આત્મકલ્યાણની ઇચ્છાવાળા હોય છે અને અરિહંત ભગવતોની તથા **તેમની પ્રતિમાની ભક્તિપૂજા કરવી એ તેમનો ધર્મ માટેનો જીત વ્યવહાર છે.**

મનુષ્યોની માફક દેવો વ્રત પચ્ચખ્ખાણ કરી શકતા નથી કે સામાયિક વગેરે ક્રિયા કરી શકતા નથી પરંતુ તેઓમાં ધર્મભાવના હોય છે, અરિહંત ભગવંતોની તથા તેમની પ્રતિમાની ભક્તિ પૂજા કરે છે એટલું જ નહિ પણ જીવાભિગમ સૂત્રમાં કહ્યું છે કે—

નંદીશ્વર દ્વીપે બાવન પર્વત ઉપર બાવન સિદ્ધાયતન છે. ત્યાં ઘણા ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી તથા વૈમાનિક દેવતા આષાડ, કાર્તિક અને ફાગણ એ ત્રણ ચોમાસામાં, પર્યુષણ પર્વ, સંવત્સરી તથા બીજી ઘણી તિથિને વિષે તીર્થંકરના જન્મ કલ્યાણિક, દીક્ષા કલ્યાણિક, કેવળ જ્ઞાનપ્રાપ્તિ કલ્યાણિક, પરિનિર્વાણ કલ્યાણિક ઇત્યાદિ વખતે દેવો એકઠા થઈને અષ્ટાન્હિકા મહા મહોત્સવો કરે છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે દેવો ધર્મભાવના સહિત હોય છે, ધર્મોત્સવ ક્રિયાઓ કરે છે અને આત્મકલ્યાણની ભાવના ભાવતા રહે છે.

દેવોને પુણ્યક્રિયા કે પાપક્રિયા નથી એમ કહેવું તે ભૂલભરેલું છે. દેવભવમાં ઘણા પાપ કરીને નરક કે તિર્યંચ ગતિમાં જાય છે અને

પુણ્યક્રિયા કરનારા જ મનુષ્યગતિમાં આવે છે. માટે દેવોને ધર્મક્રિયા, પુણ્યક્રિયા અને પાપક્રિયા છે જ એમ માનવુ એ જ સિદ્ધાંતાનુકૂળ છે

## જીત વ્યવહારમાં ભાવ પ્રમાણે ફળ

બીજી એક દલીલ એમ છે કે—દેવલોકમા મિથ્યાદૃષ્ટિ જીવ ઉત્પન્ન થાય તે પણ એ જ પ્રતિમાઓને પૂજે છે તો મિથ્યાદૃષ્ટિ જિનપ્રતિમાને તો પૂજે નહિ, માટે તે જિનપ્રતિમા નથી અને મિથ્યાદૃષ્ટિ તેમજ સમ્યગ્દૃષ્ટિ બન્ને જાતના સર્વદેવો પૂજે છે માટે તે દેવોનો સામાન્ય જીત વ્યવહાર છે

અહીં પહેલી વાત તો એ કે મિથ્યાદૃષ્ટિ દેવો પણ એ પ્રતિમાઓ પૂજે છે કે કેમ તે માટે સૂત્રમા સ્પષ્ટ પાઠ નથી. પરતુ તેની જ સામે તે જ ન્યાયે પ્રશ્ન એ છે કે સમ્યગ્દૃષ્ટિ દેવ વીતરાગ તીર્થંકર દેવની જ પ્રતિમાને પૂજે, અન્યદેવની પ્રતિમાને પૂજે નહિ.

હવે એ પૂજન તે માત્ર જીત વ્યવહાર છે તેમા ધર્મ જ નથી એમ દલીલ થાય છે તે બહુ વ્યાજબી નથી, કારણ કે મુખ્ય આધાર ક્રિયા પર નહિ પણ ભાવ ઉપર છે. ધર્મિષ્ટ જીવે ધર્મભાવથી, કરેલી ધર્મ ક્રિયામા ધર્મ જ નથી એમ કેમ માની શકાય? એ ધર્મ ક્રિયા ભલેને જીત વ્યવહાર હોય* પણ ભાવ તો ધર્મના છે જ. એ જીત વ્યવહાર તે વ્યવહાર ધર્મ છે.

મિથ્યાદૃષ્ટિની ધર્મભાવ વિનાની ક્રિયા પાપમાં પરિણમે તેમ સમ્યગદૃષ્ટિની ધર્મભાવ સહિતની ક્રિયા ધર્મમાં જ પરિણમે અથવા પુણ્યમાં પરિણમે. એકની એક ક્રિયા ભાવ પ્રમાણે જુદી જુદી રીતે પરિણમે.

## કલ્યાણકના જીતવ્યવહારનું કારણ?

તીર્થંકર ભગવાનના જન્મકલ્યાણક, દીક્ષાકલ્યાણક, કેવળ જ્ઞાન પ્રાપ્તિ કલ્યાણક અને નિર્વાણ કલ્યાણક ઉજવવા એ સર્વ દેવદેવીઓનો જીતવ્યવાર છે તેમાં ધર્મ નથી એવી સ્થાનકવાસીઓની દલીલ છે.

તો તીર્થંકર ભગવાન સિવાય બીજા કોઈ પણ મહાપુરુષના કલ્યાણક ઉજવવાનો જીતવ્યવહાર દેવો માટે કેમ નથી? જીતવ્યવહાર રૂઢ થવાનું કારણ શું?

**તીર્થંકર ભગવાનના જ કલ્યાણક ઉજવવાનો જીત વ્યવહાર રૂઢ થવાનું કારણ એ જ હોઈ શકે કે તીર્થંકર ભગવાનની ભક્તિમાં જ ધર્મ છે માટે તીર્થંકર ભગવાનના કલ્યાણકો ઉજવવા તે પણ ભગવાનની ભક્તિ છે માટે ધર્મ છે.**

પણ બીજા કોઈ પુરુષના જન્મ વગેરે કલ્યાણક કહેવાતા નથી અને તે ઉજવવામા ધર્મ પણ નથી માટે દેવોના જીત વ્યવહારમાં આવેલ નથી.

**એટલે દેવોનો જીત વ્યવહાર ધર્મના કારણે જ રૂઢ થયો છે. અને તે કલ્યાણકો ઉજવવામાં દેવની જેવી ભાવના હોય તે પ્રમાણે તેને ધર્મ અથવા પુણ્ય કે પાપની પ્રાપ્તિ થાય.**

## જીત વ્યવહાર એટલે વ્યવહાર ધર્મ

જૈન ધર્મ એક જ છે અને તે સસારના સર્વ જીવો માટે એક સરખો જ છે. તેમાં ફેરફાર નથી. તિર્યંચ, મનુષ્ય કે દેવમાંની ગમે તે ગતિનો જીવ હોય પણ તેને માટે ધર્મ તો એક જ અને એકસરખો જ છે. ધર્મના સિદ્ધાંતો, ધર્મના નિયમો દરેક ગતિના દરેક જીવ માટે એક સરખા છે.

દેવો માટે ધર્મના નિયમો જુદા નથી તેમ મનુષ્ય માટે ધર્મના નિયમો જુદા નથી પરતુ દેવો માટેના ધર્મના નિયમો મનુષ્ય કે તિર્યંચને પણ એક સરખા લાગુ પડે છે. એટલે દેવોના જીત વ્યવહાર મનુષ્યને કોઈ રીતે લાગુ પડી શક્તા નથી એમ માનવુ એ ભૂલ ભરેલુ છે દેવોના જીત વ્યવહાર એટલે દેવોનો વ્યવહાર ધર્મ મનુષ્યને પણ એક સરખો લાગુ પડે છે

દેવોનો વ્યવહાર ધર્મ અને જીત વ્યવહાર મનુષ્યને લાગુ પડતો નથી એમ જેઓ માનતા હોય તેમણે તે માટેના કારણો દર્શાવી સાબિત કરવુ જોઈએ કે દેવોનો ધર્મ મનુષ્યથી જુદો છે તેથી મનુષ્ય માટે ઉપયોગી નથી એમ સાબિત કરવામા ન આવે તો મારી ઉપરની વાત સાચી છે એમ સૌ કોઈ સમજી શકશે



## પ્રકરણ દશમું

# પ્રાચીનકાળની મૂર્તિઓ

મૂર્તિ સંબંધી આપણે ત્રણ રીતે વિચાર કરવાનો છે એમ મે સાતમા પ્રકરણમાં જણાવ્યું હતુ. પહેલો વિચાર મૂર્તિની માન્યતા ધર્મ વિરુદ્ધ છે કે નહિ તે વિષે કરવાનો હતો. આ પહેલાંના બે પ્રકરણમાં આપણે જોઈ ગયા કે મૂર્તિની માન્યતા ધર્મવિરુદ્ધ તો નથી જ પણ તે વ્યવહાર ધર્મનું એક અંગ છે.

**હવે આપણે બીજા નંબરનો એટલે કે પ્રાચીનકાળમાં મૂર્તિ હતી કે નહિ તે સંબંધી અહીં વિચાર કરવાનો છે.**

હાલમા મંદિર મૂર્તિઓ વિદ્યમાન છે તે ઉપરના શિલાલેખો તથા પ્રાચીન શહેરોની શોધખોળ માટે થતા ખોદકામમાંથી મળી આવેલ મૂર્તિઓ તથા બીજા સાધનો ઉપરથી મૂર્તિ ભગવાન શ્રી પાર્શ્વનાથ સ્વામીના વખતમા અને તે પહેલાં પણ હતી તે સિદ્ધ થાય છે. આ માટેનાં સેંકડો ઉદાહરણો છે તે અત્રે આપી શકાય તેમ નથી. પણ તેમાંના બહુ જ થોડા અને તે પણ ટુંકી વિગતથી અહીં આપવામાં આવેલ છે.

આ બધાની પૂરી વિગત માટે પુરાતત્ત્વ ખાતાના રિપોર્ટો તથા પુસ્તકો, શિલાલેખોના પ્રસિદ્ધ થયેલા પુસ્તકો, ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ, મૂર્તિ પૂજાકા પ્રાચીન ઇતિહાસ વગેરે અનેક પુસ્તકો ઉપલબ્ધ છે તે જોઈ લેવાની જિજ્ઞાસુ વાંચકોને વિનતિ છે.

## પ્રાચીન કાળમાં મૂર્તિ હતી તે સાબિત કરતા ઉદાહરણો

૧. સ્તભંનતીર્થ—ગૌડ દેશના આષાડ નામના શ્રાવકે એકવીશમાં તીર્થંકર શ્રી નમિનાથ ભગવાનના શાસન કાળમાં આત્મકલ્યાણ અર્થે ત્રણ પ્રતિમા બનાવીને તેની પ્રતિષ્ઠા કરાવી હતી. તેમાથી એક પ્રતિમા ચારૂપ નગરમાં, બીજી શ્રીપતન નગરમાં અને ત્રીજી સ્તભન (ખભાત) નગરમાં સ્થાપિત કરવામાં આવી હતી.

કાળક્રમે ચારૂપ તથા શ્રીપતનની મૂર્તિઓનો પત્તો નથી. પણ સ્તભન તીર્થમાં ત્રીજી પ્રતિમા અત્યારે પણ મોજુદ છે. તે પ્રતિમાના પાછલા ભાગમા નીચે પ્રમાણે શિલાલેખ છે—

नमेस्ती कृतन्तीर्थे वर्षे द्विक चतुष्टये।
अषाड श्रावको गौडोऽकारयत् प्रतिमा त्रयम ॥

આ શિલાલેખ ઉપરથી સમજાય છે કે એકવીશમા નમિનાથ ભગવાનના પછી અથવા તો બાવીશમા નેમિનાથ ભગવાન પછી ૨૨૨૨ વર્ષ પછી એટલે કે ભગવાન પાર્શ્વનાથના પણ વખત પહેલા ગૌડદેશના આષાડ શ્રાવકે આ પ્રતિમા તથા બીજી બે પ્રતિમા એમ ત્રણ પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી.

૨. હરપ્પા—સિંધ અને પન્જાબની સરહદ પર ખોદકામ કરતા હરપ્પા નામનુ નગર દટાયેલુ તે મળી આવ્યુ છે. તેમાંથી મળી આવેલી મૂર્તિઓ તે નગરના જેટલી જ પ્રાચીન ગણાય એટલુ જ નહિ પણ તેથી વિશેષ પ્રાચીન પણ હોઈ શકે એમ પુરાતત્ત્વવિદોએ કહેલ છે અને નગર ઈ. સ પૂર્વ પાચથી દશ હજાર વર્ષ પહેલાંનુ છે એટલે ઈ. સ. પહેલા દશ હજાર વર્ષ પહેલા મૂર્તિ હતી એમ કહી શકાય છે

**૩. પ્રભાસપાટણનું તામ્રપત્ર**—ઇતિહાસ સંશોધક મંડળને પ્રભાસપાટણના એક સોમપુરા બ્રાહ્મણ પાસેથી એક તામ્રપત્ર મળી આવ્યું છે. તેની ભાષા ઘણી દુર્ગમ્ય છે. સાધારણ પંડિતો તેને ઉકેલી શકતા નહોતા. પણ હિન્દુ વિશ્વ વિદ્યાલયના અધ્યાપક પ્રખર ભાષાશાસ્ત્રી શ્રીમાન પ્રાણનાથજીએ ઘણા પરિશ્રમે તે તામ્રપત્રનું લખાણ ઉકેલીને તેનો ભાવાર્થ આ પ્રમાણે પ્રગટ કર્યો છે—

> "રેવાનગર રાજ્યના સ્વામી સુ ... જાતિના દેવ નેબુસદનેઝર થયા તે યદુરાજ (કૃષ્ણ) ના સ્થાન (દ્વારકા) આવ્યા ત્યારે તેમણે એક મંદિર બનાવીને સૂર્ય . દેવ "નેમ" જે સ્વર્ગસમાન રૈવતપર્વતના દેવ છે તેમને સદાને માટે અર્પણ કર્યું "—જૈનપત્ર તા ૩-૧-૧૯૩૭

આ નૃપતિનો સમય ઈ સ પૂર્વે છઠ્ઠી શતાબ્દિ બતાવેલ છે એટલે કે મહાવીર સ્વામીના જન્મ પહેલાનો વખત બતાવેલ છે આ ઉપરથી અનુમાન થઈ શકે છે કે રાજા નેબુસનેઝર જૈનધર્મનો ઉપાસક હતો અને તેણે રૈવતગિરિ (ગિરનાર) પર્વત ઉપર એક ભવ્ય મંદિર બનાવીને તેમાં ભગવાન નેમિનાથની પ્રતિમા સ્થાપન કરી હતી

**૪. મોહન જો ડેરા**—તક્ષશિલાની પાસે અંગ્રેજોએ ખોદકામ કરાવેલું તેમાં એક નગર દટાયેલું મળી આવ્યું છે તેનું નામ "મોહન જોડેરા" છે તેમાંથી એક મૂર્તિ ધ્યાનમુદ્રાવાળી મળી આવી છે તે ૫૦૦૦ પાંચ હજાર વર્ષ પહેલાની છે એમ પુરાતત્ત્વવિદો કહે છે એટલે પાંચ હજાર વર્ષ પહેલા મૂર્તિની વિદ્યમાનતા સિદ્ધ થાય છે

**૫. બારસી તાકલી**—આકોલા જીલ્લાના બારસી તાકલી નામના એક નાના ગામમાં ખોદકામ થતા ત્યાંથી ૨૬ છવીશ જૈન મૂર્તિઓ મળી આવી છે તેમાંની કેટલીક ઈ સ પૂર્વે ૬૦૦-૭૦૦ છમોથી સાતમો વર્ષ પહેલાની છે એમ પુરાતત્વ વિદોએ નક્કી કરેલ છે

તે મૂર્તિઓ નાગપુરના સેન્ટ્રલ મ્યુઝીઅમમાં રાખવામાં આવી છે એમ અને ૧૯૩૬ના સમાચાર પત્રોમાં જાહેર થયું છે.

૬. **વડલી ( અજમેર )**ના સ્તૂપનો શિલાલેખ વીરાત્ ૮૪ વર્ષનો છે. આ શિલાલેખ અજમેરના મ્યુઝીઅમમા સુરક્ષિત છે. અને તેમાં માઝિમિકા એટલે માધ્યમિકા નગરીનો ઉલ્લેખ છે. આ નગરી ઘણી પ્રાચીન છે. આ શિલાલેખવાળો સ્તૂપ ભગવાન પાર્શ્વનાથની પણ પહેલાનો મનાય છે. એટલે કે ભગવાન પાર્શ્વનાથના પહેલાં પણ મૂર્તિ હતી

૭. **જીવત સ્વામીની પ્રતિમા**—જીવત સ્વામીની મૂર્તિ હાલ ઉજ્જૈનમાં છે. તે ભગવાન મહાવીરના સમયની છે. તેનો ઇતિહાસ ઘણો લાંબો છે. ત્રિશષ્ટિ શલાકા પુરુષ ચરિત્રમાંના મહાવીર ચરિત્રમાંથી તથા બીજા ઘણા પુસ્તકો પ્રસિદ્ધ થયેલ છે તેમાંથી જિજ્ઞાસુએ વાંચી લેવો.

૮. **હસ્તીગુફાનો શિલાલેખ**—કલિંગાધિપતિ મહામેઘવાહન મહારાજા ખારવેલના હસ્તીગુફામાંના શિલાલેખમાં ઉલ્લેખ છે કે—

નદ રાજા જે શ્રેણિક મહારાજા પછી દોઢસો વર્ષે થયેલ હતો તેણે કલિંગ ઉપર ચડાઈ કરીને ત્યાંથી જિનપ્રતિમા લઈ જઈને પોતાને ત્યાં મંદિર બનાવી તેમાં સ્થાપન કરી હતી.

હેમવતસૂરિની પટ્ટાવલી કે જેનો સમય વિક્રમની પહેલી શતાબ્દિનો છે એટલે તે સૌથી પ્રાચીન પટ્ટાવલી છે તેમાં પણ જણાવે છે કે નદ રાજા કલિંગથી જિનમૂર્તિને મગધમાં લઈ ગયા.

કલિંગમાં આ મૂર્તિ તથા તે મદિર મહારાજા શ્રેણિકે ભગવાન મહાવીરની વિદ્યમાનતામાં બનાવ્યું હતુ.

આ કાર્ય આત્મકલ્યાણ તથા ધર્મકાર્યસાધનાનું એક અગ હોવાથી ભગવાન મહાવીરે તેની મના કરી નહોતી કે કાંઈ વિરોધ કર્યો ન હતો. શ્રેણિક મહારાજનુ મદિરમૂર્તિ બનાવવાનુ કાર્ય ધર્મવિરુદ્ધ હોત તો મહાવીર ભગવાને તેમના અનન્ય ભકત શ્રેણિક મહારાજને તે કામ કરતાં જરૂર અટકાવ્યા હોત

૯. **શ્રાવસ્તી નગરીની** શોધ માટે ખોદકામ કરતાં ત્યાંથી એક શ્રી સંભવનાથ સ્વામીનુ મંદિર મળી આવ્યુ છે આ મંદિર ભગવાન મહાવીર સ્વામીની પહેલાંનું છે. ખુદ મહાવીર ભગવાન પણ ત્યાં વિચરેલા હતા.-જૈન જ્યોતિ. તા. ૨૫-૪-૧૯૩૬.

૧૦. **રાજગૃહમાં સુપાર્શ્વમંદિર-બૌદ્ધ ગ્રંથ મહાવગ્ગાના** ૧-૨૨-૨૩ માં લખેલ છે કે મહાત્મા બુદ્ધ પહેલવહેલા રાજગૃહમાં ગયેલા ત્યારે સુપાર્શ્વનાથના મંદિરમાં ઉતર્યા હતા. સુપાર્શ્વતીર્થને સંક્ષેપમાં પાલી ભાષામાં **સુપ્પતિથ્થ** લખેલ છે પરંતુ દિગંબર વિદ્વાન બાબુ કામ્તાપ્રસાદજીએ તેમના "મહાવીર ભગવાન અને બુદ્ધ" નામના પુસ્તકમાં ૫૧ મા પાના ઉપર અનેક દલીલો અને પ્રમાણોથી સિદ્ધ કર્યું છે કે મહાત્મા બુદ્ધ સૌથી પહેલી વાર રાજગૃહમાં આવ્યા ત્યારે સુપાર્શ્વનાથના મંદિરમાં રહ્યા હતા.

એટલે ભગવાન મહાવીરના વખતમાં રાજગૃહ નગરમાં સુપાર્શ્વનાથની મૂર્તિ તથા મંદિર વિદ્યમાન હતા.

૧૧. **મુંડસ્થળ મંદિર**—ભગવાન મહાવીરે દીક્ષા લીધા પછી વિહાર કરતાં કરતાં સાતમા વર્ષે આબુની નજીક મુંડસ્થળ નામના ગામમાં પધારેલા ત્યારે તેમના દર્શનાર્થે રાજા નંદિવર્ધન ત્યાં ગયેલા. તેની યાદગીરી તરીકે તેમણે ત્યાં એક મંદિર બનાવી તેની પ્રતિષ્ઠા શ્રી કેશી શ્રમણાચાર્ય પાસે કરાવેલી હતી, તેના શિલાલેખની વિગત તા. ૧૫-૩-૧૯૩૧ ના "જૈન" પત્રમાં પ્રગટ થઈ ચુકી છે.

૧૨. **કોટિકાપુર સ્તૂપ**-"રાજાવલી કથા"માં આચાર્ય શ્રી ભદ્રબાહુના ગુરુ, તેમના શિષ્ય સમુદાય સાથે કોટિકાપુરમાં શ્રી જંબૂ સ્વામીના સ્તૂપના દર્શન કરવા ગયા હતા. એવો ઉલ્લેખ છે. જંબૂ સ્વામી અંતિમ કેવળી હતા. એટલે તેમનો સ્તૂપ ૨૪૦૦ વર્ષ પહેલાંનો ગણી શકાય. (જુઓ— Inscriptions at Shravan Belgola by W. Lewis Rice)

તે વિક્રમ સંવત પહેલાં બીજી શતાબ્દિની છે.—ભારત વર્ષનો પ્રાચીન ઇતિહાસ ભાગ ૨ જો પૃષ્ટ ૧૨૨.

૨૩. કલિંગના શિલાલેખો—કલિંગ દેશ (ઓરિસા)ના ખંડગિરિ, ઉદયગિરિ વગેરે પર્વતો ઉપર અનેક ગુફાઓ, મૂર્તિઓ, શિલાલેખો છે. અને તે મહારાજા મહામેઘવાહન ખારવેલના છે. તે લગભગ ૨૧૧૦ વર્ષ પહેલાંના છે.

સેંકડો ઉદાહરણોમાંથી અહીં આ તો થોડાંક જ ઉદાહરણો આપેલા છે. પરંતુ એટલા ઉપરથી પણ વાંચકને પ્રાચીનકાળમાં મૂર્તિ હતી તેનો પૂરનો ખ્યાલ આવી શકશે. પૂરી વિગત માટે તો વાંચકોએ આ શિલાલેખો સંબંધી અનેક પુસ્તકો પ્રગટ થઈ ચૂક્યા છે તે જોઈ લેવા. જેવા કે—Epigraphia India Vol. 20, Hathi gunpha Inscription of Kharvel. Jainism in South ludia by Chimanlal Shah, *The Jain Stupa and other antiquaries of* Mathura by Smith. Legends of Jain Stupa at Mathura by Beuler વગેરે.

## મૂર્તિની માન્યતા
## તીર્થંકર માન્ય કરે છે.

મૂર્તિની માન્યતા આ અવસર્પિણી કાળની શરૂઆતથી અથવા પહેલા તીર્થંકર ભગવાન શ્રી ઋષભદેવના વખતથી ચાલુ થઈ હતી કે નહિ એનો વિચાર બાજુએ રાખીએ તો પણ ઉપરની વિગતો ઉપરથી એટલું જોઈ શકાય કે ભગવાન નેમિનાથના વખત પહેલાંની તો મૂર્તિની માન્યતા ચાલુ હતી જ.

## બૌદ્ધગ્રંથની સાક્ષી

આ ઉપરાંત બૌદ્ધગ્રંથ મહાવગ્ગ (૧-૨૨-૧૩) અનુસાર બુદ્ધના સમયમાં રાજગૃહમાં સાતમા તીર્થંકર શ્રી સુપાર્શ્વનાથનું મંદિર હતું. વળી

એ જ ગ્રંથ જણાવે છે કે આજીવક સંપ્રદાયનો ઉપક નામે તપસ્વી ચૌદમા તીર્થંકર શ્રી અનંતનાથ સ્વામીનો ઉપાસક હતો.

આ ઉપરથી સાબિત થાય છે કે—**ભગવાન મહાવીરના સમયમાં તેમજ તેમની પૂર્વે પ્રાચીનતર તીર્થંકરોની મૂર્તિઓ પૂજાતી હતી.**

## સ્થાનકવાસીઓ વિચારે

**ત્યારે હવે મૂર્તિ નહિ માનનારે વિચાર એ કરવાનો છે કે ભગવાન મહાવીરની પહેલાંના પણ બે તીર્થંકર ભગવાનોના વખતમાં તો મૂર્તિની માન્યતા ચાલુ હતી જ. છતાં એ ત્રણે તીર્થંકર ભગવાનોએ એ માન્યતાને ધર્મવિરુદ્ધ કહી નથી તેમ તે માન્યતાને અટકાવી નથી તેથી જ તે માન્યતા ચાલુ રહી હતી અને ચાલુ રહી છે.**

**તો હવે વિચારવાનું કે જે વસ્તુને તીર્થંકર ભગવાનોએ ધર્મ વિરુદ્ધ ઠરાવી નથી તેને આપણે કેવી રીતે ધર્મ વિરુદ્ધ ઠરાવી શકીએ ? અરે, ઠરાવવાનું તો એક બાજુએ રહ્યું પણ તેને ધર્મ વિરુદ્ધનું કહી પણ કેમ શકાય ? કારણ કે એમ કહેવામાં પણ તીર્થંકર ભગવાનોની આશાતના કરી કહેવાય. મૂર્તિ નહિ માનનારાઓએ આ વાત ખૂબ ઊંડી રીતે વિચારવી ઘટે છે.**



प्रकरण अगीआरमुं

# सूत्रोमां मूर्ति मंदिरना विधानो

मूर्तिनी मान्यता धर्मविरुद्ध नथी तेम ज प्राचीन काळमां मूर्ति हती घेर घेर श्रावको मूर्ति राखता ए आपणे आगला लेखोमां प्रमाणोथी सिद्ध करी चूक्या, हवे सूत्रोमां मूर्तिना हल्लेखो छे के केम अने मूर्तिनी मान्यता सूत्रानुसार छे के केम तेनो आपणे विचार करीशु.

## चेइय – चैत्य शब्दनो अर्थ

मूर्तिनो सबंध चैत्य शब्दथी छे. प्राकृतमां चैत्यनुं चेइय थाय छे

सूत्रोमां ठेकठेकाणे चेइय शब्द आवे छे तेम ज अरिहन्त चेइया शब्द पण आवे छे. चेइय चैत्य शब्दना अर्थमां मतभेद थवाथी ज स्थानकवासी तथा मूर्तिपूजक संप्रदायोमा मतभेद उत्पन्न थयो छे.

स्थानकवासीओ चैत्य शब्दना आ प्रमाणे अर्थ करे छे.— अरिहंत, ज्ञानवत, ज्ञान, साधु, व्यतरायतन अने वृक्ष, चोतरो, स्तूप वगेरे स्मारक चिह्न.

चैत्य शब्द मूळ चिता, चिति के चित्या उपरथी बनेलो छे. ए त्रणे शब्दोनो अर्थ चेह थाय छे. एटले चिता अथवा चेह साथे संबंध धरावे ते चैत्य छे. एटले के मृतकना अग्नि संस्कारना स्थने तेनी स्मृति माटे यादगीरी माटे स्थापवामां आवतु चिन्ह ते चैत्य. जे कई स्मारक वस्तु के स्मारक चिन्ह ते चैत्य.

चितानी उपर के पासे स्थापवामां आवेल शिलापट, वृक्ष, कुंड, स्तूप, छत्री, नानी देरी वगेरे चैत्य कहेवाय. तेज प्रमाणे प्रतिमा अथवा मूर्ति पण स्मारक चिन्ह छे ते पण चैत्य कहेवाय.

ચૈત્યના સ્થાને વ્યંતર દેવ વાસ કરે ત્યારે તેને વ્યંતરાયતન કહેવાય.

## ચૈત્યનો અર્થ જ્ઞાન થતો નથી

ચિત્ એટલે જાણવું તે ઉપરથી જ્ઞાન અર્થ ઉપજાવેલો હોય એમ લાગે છે. પરંતુ વ્યાકરણની દૃષ્ટિએ ચિત્ ધાતુ ઉપરથી ચૈત્ય શબ્દ થાય પણ ચૈત્ય ન થાય એમ વિદ્વાન પંડિતો કહે છે. અને ચૈત્યનું પ્રાકૃત રૂપાંતર ચેઇય ન બની શકે એમ પણ તેઓ કહે છે. એટલે સૂત્રમાં આવતા ચેઇય=ચૈત્ય શબ્દનો અર્થ જ્ઞાન કરવામાં આવે છે તે યથાર્થ કેમ ગણાય તે સમજાતું નથી

## સ્થાનકવાસીઓનું વ્યાકરણના વિરોધનું કારણ

વ્યાકરણ શિખવાથી શબ્દોના સાચા અર્થ સમજી શકાય છે એ કારણથી જ સ્થાનકવાસી સાધુઓએ વ્યાકરણ શિખવાની મના કરી હતી એમ સમજી શકાય છે. કારણ કે વ્યાકરણ શિખવાથી ચૈત્ય વગેરે શબ્દોના સ્થાનકવાસીઓએ જે ખોટા અર્થ કરેલા છે તે સમજી જવાય છે.

ચૈત્ય વગેરે શબ્દોના સ્થાનકવાસીઓએ કરેલા અર્થ ખોટા છે એમ જાણવાથી જ જેમણે ઘણા વર્ષ સુધી રહ્યા, સાધુ પર્યાય પાળી હતી તેવા સંખ્યાબંધ સત્યાર્થી અને હિંમતવાળા સ્થાનકવાસી સાધુઓએ સ્થા. સંપ્રદાય છોડીને મૂર્તિ પૂજક સંપ્રદાયને અપનાવ્યાના ઘણા દાખલા બની ગયા છે.

આજે પણ એવા ડરથી જ ઘણા અંધશ્રદ્ધાળુ શ્રાવકો વ્યાકરણ શિખવાની અને શિખડાવવાની વિરુદ્ધ પ્રરૂપણા કરતા હોય એમ દેખાય છે. પરંતુ એમ ખોટી રીતે સત્યને છુપાવી શકાય નહિ. વહેલું કે મોડું સત્ય બહાર આવે છે જ.

દરેક સાધુ કે શ્રાવકે સત્રોના અર્થ બરાબર યથાર્થ રીતે જાણવા સમજવા હોય તેમણે પ્રાકૃત તેમજ સસ્કૃત વ્યાકરણ શિખવુ જોઇએ જ અને વ્યાકરણ શિખે તો ચૈત્ય વગેરે શબ્દોના સાચા અર્થ જાણી શકે અને પછી જો તે સપ્રદાયવાદમા તણાઈ કે લોભાઈ ન જાય તો સત્રોના શબ્દોના સાચા અર્થ જ કરે

## દેવય ચેઇયનો અર્થ

દાખના તરીકે—ભગવાનની સ્તુતિ કરતા અથવા ભગવાનનો મહિમા બતાવતા कल्लाण मगल देवय चेइय શબ્દો. ઘણે ઠેકાણે સત્રોમા આવે છે તિખુત્તોના પાઠમા પણ સ્થાનકવાસીઓ હમેશા તે શબ્દો બોલે છે તેના અર્થ આમ થાય છે—હે ભગવાન ! આપ કલ્યાણકારી, મગળકારી, દેવસ્વરૂપ, ચૈત્ય સ્વરૂપ છો. અહીંઆ ભગવાનને ચૈત્ય સ્વરૂપ એટલે જ્ઞાનસ્વરૂપ અથવા જ્ઞાનવત છે એમ કહી શકાય. પરતુ આત્મા પોતે જ્ઞાનરૂપ જ છે આત્મા અને જ્ઞાન જુદા જુ। નથી ભગવાનને દેવસ્વરૂપ કહ્યા તે દેવસ્વરૂપમાં જ્ઞાનસ્વરૂપ અંતર્ગત છે જ. જે જ્ઞાનસ્વરૂપ નથી તેને દેવસ્વરૂપ કહી શકાય જ નહિં એટલે દેવ અને જ્ઞાન એકરૂપ છે તેને જુદા કેમ પાડી શકાય તે સમજાતુ નથી

અને અહીં ચૈત્ય સ્વરૂપ એટલે આપ સ્મરણીય છો અથવા સ્મારક રૂપ છો અથવા પ્રતિમા સ્વરૂપ છો એમ કહેવામા આવે તો પણ વાધા જેવુ લાગતુ નથી કારણ કે ભગવાનની પ્રતિમાને પણ તીર્થંકરોના વખતમા પણ માનવામા આવતી તે આપણે આગળના લેખોમાં જોઈ ગયા છીએ એટલે ભગવાનને કલ્યાણકારી, મગળ કારી દેવસ્વરૂપ અને પ્રતિમા સ્વરૂપ એમ જો કહેવાયુ હોય તો પણ તે અસભવિત લાગતુ નથી તેમ અયોગ્ય પણ લાગતુ નથી. પ્રતિમા એ સ્મૃતિરૂપ સ્મારક છે એટલે ભગવાનને સ્મરણીય કે સ્મારક રૂપ પણ કહેવાય

## સ્થાનવાસીઓના અર્થ ખોટા છે

વળી જ્ઞાન માટે તો સીધો શબ્દ નાણ છે અને સૂત્રોમા બધે ઠેકાણે જ્ઞાન માટે નાણ શબ્દ જ વપરાયો છે

ચૈત્ય શબ્દનો અર્થ અરિહત કર્યો છે તો તો જ્ઞાનવત તે અરિહત એમ ગણીને કર્યો હોય એમ લાગે છે કારણ કે ચૈત્યનો અર્થ સાધુ તો કોઈપણ રીતે બધબેસતો થઈ શકતો નથી અને સાધુ માટે નિર્ગ્રથ, ભિક્ષુ, અણગાર, સયતિ વગેરે શબ્દો સૂત્રોમા મોટે ભાગે વપરાયા છે તો સાધુના અર્થ સાથે સીધો સબધ ધરાવતા શબ્દો છોડી દઈને કોઈક જ ઠેકાણે સાધુ માટે ચૈઇય શબ્દ વાપરવામા આવે તે સભવિત લાગતુ નથી

## પ્રતિમા–પડિમા શબ્દસૂત્રોમાં પ્રતિજ્ઞાના અર્થમાં વપરાયેલ છે.

પ્રતિમા અર્થ માટે સૂત્રોમાં પડિમા શબ્દ વપરાયો છે જેમકે, નાગપડિમા, યક્ષપડિમા, વગેરે એટલે તે પ્રમાણે અરિહતની પ્રતિમા માટે પણ પડિમા શબ્દ જ વપરાયો હોવો જોઈએ એમ પણ સ્થાનકવાસીની દલીલ છે. એક રીતે એ દલીલ પણ બરાબર છે.

પરતુ પડિમા શબ્દ મૂર્તિના અર્થમા બહુ જુજ ઠેકાણે વપરાયો છે પડિમા = પ્રતિમા શબ્દના બીજા ઘણા અર્થ થાય છે જેમકે શ્રાવકોની અગીઆર પડિમા અથવા પ્રતિમા. સાધુઓની બાર પડિમા અથવા પ્રતિમા. તેમજ તપના કેટલાક નામમા પણ પડિમા શબ્દ વપરાયો છે. જેમકે—સમાધિપ્રતિમા, ઉપધાનપ્રતિમા, વિવેકપ્રતિમા, વિહારપ્રતિમા વગેરે વગેરે. આ બધે ઠેકાણે પડિમા–પ્રતિમાનો અર્થ પ્રતિજ્ઞા, નિયમ કે અભિગ્રહ જેવો થાય છે પણ મૂર્તિ અર્થ થતો નથી

**સૂત્રોમાં ઝાઝે ભાગે પડિમા શબ્દ પ્રતિજ્ઞા, નિયમ કે અભિગ્રહના અર્થમાં જ વપરાયો છે; ત્યારે ચેઈય = ચૈત્ય શબ્દ**

બધે જ ઠેકાણે મંદિર. મૂર્તિ, પાદુકા વગેરે કોઇપણ પ્રકારના સ્મારક માટે જ વપરાયો છે. એટલે ચૈત્યને મુખ્ય અર્થ સ્મારકની વસ્તુ માટેનો જ સમજવો જોઇએ.

## સ્થા.ઓએ પણ કેટલેક ઠેકાણે ચૈત્યનો અર્થ મૂર્તિ કરેલ છે.

સ્થાનકવાસી મુનિશ્રી અમોલખ ઋષિજીએ બત્રીશ સૂત્રોના હિન્દી અનુવાદ કરી બહાર પાડેલા છે તેમાં તેમણે પણ કેટલેક ઠેકાણે ચૈત્યન અર્થ મંદિર અથવા પ્રતિમા કરેલ છે. જેમકે—

(૧) ઉવવાઇ સૂત્રમા ચેઇય (ચૈત્ય) શબ્દનો અર્થ યક્ષનુ મંદિર કર્યો છે.

(૨) ઉવવાઈ સૂત્રમા પૂર્ણભદ્ર ચૈત્યનો અર્થ કર્યો છે—મંદિર

(૩) પ્રશ્ન વ્યાકરણ સૂત્રમા પૃષ્ટ ૮મા ચૈત્યનો અર્થ પ્રતિમા કર્યો છે

(૪) પ્રશ્ન વ્યાકરણ સૂત્ર પૃષ્ટ ૧૧માં ચૈત્યનો અર્થ વેદિકા કર્યો છે

(૫) પ્રશ્ન વ્યાકરણ સૂત્ર પૃષ્ટ ૧૨૨ માં ચૈત્યનો અર્થ પ્રતિમાં કર્યો છે.

## સૂત્રોમાં વપરાયલા શબ્દો અને તેના અર્થ

. આ ઉપરથી સમજી શકયા હશો કે સૂત્રોમા—

ચેઇય = ચૈત્ય શબ્દ કોઈ પણ જાતના સ્મારક તરીકે વપરાયો છે જેમકે—મંદિર, મૂર્તિ, સ્તૂપ, ચોતરો વગેરે અથવા તેવા સ્મારકવાળા ઉધાનને પણ ચૈત્ય કહ્યુ છે.

પડિમા = પ્રતિમા શબ્દ મુખ્યત્વે વ્રત, નિયમ કે અભિગ્રહ માટે વપરાયો છે

નાણ = જ્ઞાન. જ્ઞાન માટે નાણ શબ્દ જ વપરાયો છે.

સાધુ માટે અણગાર, ભિક્ષુ, નિર્ગ્રંથ, મુનિ વગેરે શબ્દો વપરાયા છે કે જેનો સીધો અર્થ સાધુ થાય છે.

અરિહંત માટે અરિહત અથવા અર્હંત શબ્દ જ વપરાયેલ છે.

સૂત્રોમાં ચેઇય શબ્દ આવે છે તેવા થોડાક દાખલા આપણે વિચારીશું ત્યારે ઉપરની હકીકત ધ્યાનમાં રાખવી. કારણ કે તેથી તે દરેક ઠેકાણે ચૈત્યનો કયો અર્થ લાગુ પડે છે તે સમજવાનુ સહેલુ થઇ પડશે.

સ્થાનકવાસીઓ નિક્ષેપાથી મૂર્તિ અવંદનીય છે એમ સિદ્ધ કરે છે તેથી પહેલાં આપણે નિક્ષેપા સબંધી થોડો વિચાર કરી લઈએ.

## ચાર નિક્ષેપા

મૂર્તિપૂજક અને સ્થાનકવાસીમા નિક્ષેપા સબંધી મતભેદ છે.

વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજવા માટે **અનુયોગદ્વાર સૂત્રમાં** વસ્તુના ચાર નિક્ષેપા કરી વસ્તુનુ સ્વરૂપ જાણવાનુ, સમજવાનુ કહ્યુ છે એમ તો બન્ને સપ્રદાય માને છે. તે ચાર નિક્ષેપા આ પ્રમાણે છે— (૧) નામ, (૨) સ્થાપના, (૩) દ્રવ્ય અને (૪) ભાવ.

હવે મતભેદ એ છે કે સ્થાનકવાસી માન્યતા પ્રમાણે ત્રણ નિક્ષેપા જ્ઞેય છે, જાણવા યોગ્ય છે પણ વંદનીક પૂજનીક નથી. ફક્ત છેલ્લો ભાવ નિક્ષેપો વાંદવા પૂજવા યોગ્ય છે. ત્યારે મૂર્તિપૂજકો જેનો ભાવ નિક્ષેપો વંદનીક પૂજનીક હોય તેના ચારે નિક્ષેપા વંદનીક પૂજનીક ગણાય એવી માન્યતા ધરાવે છે.

આ મતભેદને કારણે સ્થાનકવાસીઓ મૂર્તિને વંદનીક પૂજનીક ગણતા નથી. કારણ કે મૂર્તિમાં અરિહંતના ગુણ નથી, ત્યારે મૂર્તિપૂજકો ભાવ નિક્ષેપાથી અરિહંત વંદનીક પૂજનીક છે માટે સ્થાપના નિક્ષેપાથી પણ મૂર્તિને વંદનીક પૂજનીક ગણે છે. આ મતભેદના કારણથી નિક્ષેપા સબંધી વિચાર કરવો પડે છે.

અનુયોગદ્વારમા કયા નિક્ષેપા વદનીક પૂજનીક છે એમ અનુયોગદ્વાર સૂત્રમા બતાવ્યુ છે કે નહિ તે એમાથી એકે પક્ષે સ્પષ્ટ રીતે જણાવ્યુ નથી પરતુ પોતપોતાની રીતે તર્ક કરીને પોતાની માન્યતા સાચી ઠરાવી છે

એકલા ભાવ નિક્ષેપાને માનવો એ નિશ્ચય નયની વાત થઈ અને ભાવ નિક્ષેપો જેનો પૂજનીક હોય તેના ચારે નિક્ષેપા પૂજનીક ગણવા એ વ્યવહાર નયની વાત થઈ એમ વિચાર કરતાં જણાય છે. અને એ રીતે બન્નેની વાત સાચી છે એમ કહી શકાય છે.

ત્યારે હવે અહીં વિચારવાનુ એ પ્રશ્ન થાય છે કે નિક્ષેપામા સ્થાનકવાસીઓ જેમ ફક્ત નિશ્ચયને જ સ્વીકારે છે તેમ બીજી બધી બાબતમા પણ નિશ્ચયને જ સ્વીકારે છે કે કેમ તો સ્થાનકવાસીઓ એકલા નિશ્ચયને જ માને છે અને વ્યવહારને નથી માનતા એમ નથી એ તો તેમના વર્તનો, લખાણો વગેરે ઉપરથી ચોખ્ખુ દેખાય છે સ્થાનકવાસીઓ જો વ્યવહારને માને છે જ તો પછી મૂર્તિ સામે જ વિરોધ શા માટે? મૂર્તિ એ વ્યવહાર ધર્મમા જ આવે છે એમ તો અર્ મૂર્તિપૂજકો માને છે નિશ્ચયમા કોઈ મૂર્તિને સ્થાન આપતુ જ નથી

તો પછી ન્યાયની રીતે મૂર્તિને ન માનવાની સ્થાનકવાસીની માન્યતા અસગત ઠરે છે, અયોગ્ય ઠરે છે. માટે સ્થાનકવાસીઓએ એ સબધમાં વિશેષ વિચાર કરવો ઘટે છે. કારણ કે ધર્મની બાબતમાં અસગતતા અયોગ્યતા કે વિરોધતા હોવી ન જોઈએ અને અસગતતા કે વિરોધતા હોય તે સાચો ધર્મ કહી ન શકાય. એવો ધર્મ એકાંતવાદી જ કહી શકાય. સાચો ધર્મ અનેકાંતવાદી જ હોય.

નિક્ષેપાની સપૂર્ણ વિગત માટે આ પુસ્તકમાં જ "ચાર નિક્ષેપા"નામનુ પ્રકરણ જુઓ.

હવે આપણે સૂત્રોમાં ચેઇય = ચૈત્યનો ઉલ્લેખ ક્યાં ક્યાં આવે છે અને તેનો શો અર્થ થાય છે તે બાબતનો થોડા દાખલાઓ ઉપરથી વિચાર કરીએ.

## સૂત્રોમાં ચૈત્યના ઉલ્લેખો

### નગરનું વર્ણન

સૂત્રોમાં જ્યાં જ્યાં નગરનુ વર્ણન આવે છે ત્યાં ત્યાં ઉવવાઈ સૂત્રમાંના ચપા નગરીના વર્ણન પ્રમાણે સમજી લેવાનુ કહ્યું છે. એટલે સૂત્રમાંનું વર્ણન જોવું જોઈએ. તે વર્ણન આ પ્રમાણે છે—

(૧) आयारवत चेइया जवइ विविह सन्निविठ्ठ बहुला

(૨) પાઠાંતર—आयारवत अरिहंत चेइया ......

**અર્થ**—આકારવંત એટલે સુંદર આકારના સુશોભિત ઘણા ચૈત્યો અને વિવિધ પ્રકારના વેશ્યોના ઘણા સન્નિવેશો હતા.

અહીંઆ સ્થાનકવાસીઓએ પહેલા પાઠમાં ચૈત્યનો અર્થ યક્ષાદિના મદિર એમ કર્યો છે. તેઓ પાઠાંતર બતાવે છે પણ એ અર્થ સ્વીકારતા નથી. કારણ કે પાઠાતરમા अरिहंत चेइया નો અર્થ અરિહતના મંદિરો એમ થાય તે વાત સ્થાનકવાસીઓને કબૂલ નથી.

હવે વિચારવાનું એ છે કે આગળ આપણે જોઈ ગયા તે પ્રમાણે ભગવાન પાર્શ્વનાથના વખત પહેલાંથી તો મૂર્તિની માન્યતા ચાલુ હતી જ. અને મૂર્તિ હોય ત્યાં ચૈત્ય–મદિર પણ હોય જ. અને જ્યાં જૈનોની વસ્તી હોય ત્યાં જૈનોના અરિહતના મદિર પણ હોય જ. એટલે ચપાનગરીમાં જિનમદિરો ઘણાં હતા એમ સૂત્રમાંના ઉલ્લેખનો અર્થ માનવો જ જોઈએ.

એટલે કે પાઠાંતરમાંનો અરિહત શબ્દ કબૂલ કરવામાં ન આવે તો પણ ચંપાનગરીમાં જિનમદિરો હતા એમ સાબિત થઈ જાય છે.

## ચમરેન્દ્ર

**શ્રી ભગવતી સૂત્રના** ત્રીજા શતકના બીજા ઉદ્દેશામાં અસુરેન્દ્ર ચમરેન્દ્ર પહેલા દેવલોકે જતા શક્રેન્દ્રે વિચાર્યુ કે ચમરેન્દ્ર કોઈનુ શરણુ લઈને આવેલ હોવો જોઈએ. તેનો મૂળ પાઠ—

णण्णत्थ अरिहंते वा अरिहंत चेइयाणि वा अणगारे वा भावियप्पाणो णीसाए उद्ढं उप्पयति ।

**અર્થ**—અરિહંત, અરિહંત ચૈત્ય કે ભાવિતાત્મા અણગાર (સાધુ) એ ત્રણમાથી કોઈ એકનુ શરણુ લઈને આવી શકે

અહીંયા સ્થાનકવાસીઓ અરિહંત ચૈત્યનો અર્થ છદ્મસ્થઅરિહંત કરે છે ચૈત્યનો અર્થ છદ્મસ્થ તો કોઈ રીતે થતો જ નથી એટલે સ્થાનકવાસીઓએ ચૈત્યનો સાચો અર્થ પોતાની માન્યતાની વિરુદ્ધ જાય છે માટે છદ્મસ્થ અર્થ ઉપજાવી કાઢ્યો છે કારણ કે ક્યાય પણ ચૈત્યનો અર્થ છદ્મસ્થ થતો જ નથી

ચમરેંદ્રે મહાવીર ભગવાન હજુ છદ્મસ્થ અવસ્થામા હતા ત્યારે તેમનુ શરણુ લીધુ હતુ. તે નિમિત્ત જોઈને સ્થાનકવાસીઓએ ચૈત્યનો અર્થ છદ્મસ્થ એમ ઉપજાવી કાઢ્યો ! આવી રીતે ખોટા અર્થ ઉપજાવી કાઢવા તે સીધા મરળ મત્યાર્થીનુ કામ નથી જ

વળી તેમની એ ઉપજાવી કાઢવા માટેની દલીલ પણ એટલી જ હાસ્યાસ્પદ છે તેઓ કહે છે કે પ્રતિમા મૂર્તિની ચમરેંદ્રને શરણ આપવા જેવી શક્તિ હોઈ શકે નહિ આવી તર્ક બુદ્ધિને ધન્યવાદ ! દેવો બધાય અવધિજ્ઞાનવાળા હોય છે એ તો સ્થાનકવાસીઓ માને જ છે અને અવધિજ્ઞાનવાળા દેવ અરિહંતની મૂર્તિમા તેવી શક્તિ હોય કે નહિ તે મનુષ્ય કરતા તો ઘણી વધારે સારી રીતે જાણી શકે જ

વળી દેવલોકમાં શાશ્વતી મૂર્તિઓ છે તે પણ સ્થાનકવાસીઓ માને છે જ. હવે જો તે મૂર્તિઓમા કોઈ

**પણ જાતનું દૈવત ન હોય તો અવધિજ્ઞાનવાળા દેવો તે શાશ્વતી મૂર્તિઓને માને જ નહિ. દેવ પોતે જ મહાશક્તિશાળી હોય છે. તે તેમના કરતાં વિશેષ શક્તિશાળી મૂર્તિને માને પણ શક્તિ વિનાની મૂર્તિને અવધિજ્ઞાની દેવો માનવાની મૂર્ખાઈ કરે જ નહિ.**

આથી સિદ્ધ થાય છે કે અહીંઆ અરિહંત ચેઇયાણિનો અર્થ અરિહંતની પ્રતિમા જ થાય છે અને એ જ અર્થ થઈ શકે.

## સમવાયાંગમાં
## ઉપાસક દશાંગની નોંધ

ઉપાસક દશાંગ સૂત્રમાં શું શું આવે છે. તેની નોધ **સમવાયાંગ** સૂત્રમાં આપેલ છે. તેમાં લખ્યુ છે કે—**તેમાં શ્રાવકોના નગર, ઉદ્યાન, ચૈત્ય, વનખંડ, ધર્માચાર્ય,... શ્રવણ...ઇત્યાદિ.”**

અહીંઆ ચૈત્યનો અર્થ સ્થાનકવાસીઓએ વ્યંતરાલય એમ કર્યો છે. વ્યંતરાલય તો શ્રાવક માટેના જ ન હોય પણ બધા લોકો માટે હોય. કારણ કે જૈન કરતાં અજૈન જ બધા વ્યંતરને વિશેષે કરીને સંસારના સુખ માટે માને પૂજે. જૈન તો વિશેષે કરીને આત્મકલ્યાણ માટે જિનપ્રતિમાને જ માને પૂજે.

એટલે અહીંઆ ચૈત્યનો અર્થ ખાસ કરીને જિનમંદિર થવો જોઈએ. કારણ કે આ સૂત્રમા **શ્રાવકના ચૈત્ય** છે એમ કહ્યું છે.

છતાં માનો કે ગામનુ વર્ણન છે તેમાં સર્વ લોક માટેનાં ચૈત્ય હોય તો પણ ચૈત્યને સમુચ્ચય તરીકે લેવાથી તેમાં જિનમંદિર અને અજૈનના વ્યંતરાલય વગેરે મંદિરોનો સમાવેશ થઈ જાય છે.

## આનંદ શ્રાવક

ઉપાસક દશાંગ સૂત્રમાં આનદ શ્રાવકે વ્રત લેતી વખતે આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી છે—

"મને ( આનદ શ્રાવકને ) આજથી અન્ય તીર્થિક, અન્યતીર્થિક દેવ અને અન્ય તીર્થિકોએ ગૃહણ કરેલ ચૈત્યને વદના નમસ્કાર કરવા એ કલ્પતુ નથી"

**અહીંઆ સ્થાનકવાસીઓએ મૂર્તિની માન્યતા અને મૂર્તિની પૂજા બન્નેને એક ગણીને મૂર્તિપૂજાનો વિરોધ કરવાના ઈરાદાથી અહીંઆ ચૈત્ય શબ્દનો અર્થ સાધુ કરેલ છે. પણ આ અર્થ ખોટો છે, કારણકે—**

પહેલુ તો એ કે અહીં પૂજાની વાત જ નથી. બીજુ, અન્ય તીર્થિકોએ ગૃહણ કરેલ સાધુ જૈન તરીકે ગણી શકાય જ નહિ. જૈન સાધુ બીજા કોઈ ધર્મમા ભળી જાય પછી તો તે, તે ધર્મના સાધુ તરીકે જ ગણાય એટલે અહીં સ્થાનકવાસીઓએ ઉપજાવી કાઢેલ અર્થ બંધ બેસતો થઈ શકતો નથી

વળી સ્થાનકવાસીની બીજી દલીલ છે કે આનદ શ્રાવકની પ્રતિજ્ઞામા આહારપાણી મુખવાસ વગેરે આપવાની વાત પણ છે અને મૂર્તિને ખાવાપીવાનુ હોય નહિ માટે તે અર્થ થઈ શકે નહિ અહીં એ જોવુ ઘટે છે કે પ્રતિજ્ઞા તો સમુચ્ચયે લેવાય છે પછી તેમાં બધા શબ્દ બધાને લાગુ પડવા જ જોઈએ એમ ન હોય પણ જેને જેટલુ લાગુ પડતુ હોય તેટલુ સમજવુ જોઈએ.

તે વખતે મૂર્તિ હતી તે તો અગાઉના લેખો ઉપરથી આપણે જાણી ચુકયા છીએ. અને અહીં સાધુ કરતા મૂર્તિ અર્થ વિશેષ બંધ બેસતો થાય છે કારણકે તે સમયે પણ મૂર્તિઓ દેવોથી અધિષ્ટિત હોઈ મહા ચમત્કારી અને પ્રભાવિક હતી અને તેથી જ અન્યધર્મીઓ ચોરી

છૂપીથી જિનમૂર્તિઓ ઉપાડી જતા હતા. અને તેને પોતાના દેવ તરીકે પૂજતા હતા.

એવી અન્ય ધર્મીઓએ લઈ ગયેલી મૂર્તિને જૈન શ્રાવક વદન નમસ્કાર ન કરે એ સ્વાભાવિક છે. એટલે આનદ શ્રાવકે તેવી મૂર્તિને વદન નમસ્કાર ન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી

## અંબડ શ્રાવક

ઉવવાઈ સૂત્રમા અબડ શ્રાવકે આનદ શ્રાવકની પેઠે જ પ્રતિજ્ઞા લીધી છે કે—

"મને અરિહત અને અરિહતના ચૈત્ય સિવાય અન્ય તીર્થિક, અન્યતીર્થિક દેવો અને અન્યતીર્થિકોએ ગ્રહણ કરેલા અરિહત ચૈત્યને વદના કરવી, નમસ્કાર કરવા, પર્યુપાસના-સેવા-ભક્તિ વગેરે કરવુ કલ્પે નહિ"

અહીં બે ઠેકાણે ચૈત્ય આવે છે તેમા પહેલા ઠેકાણે સ્થાનકવાસીઓ અરિહતના જ્ઞાનીગણ એવો અર્થ કરે છે અને બીજી વાર આવતા ચૈત્યનો અર્થ અરિહતનુ જ્ઞાન એવો અર્થ કરે છે!

**આનદ શ્રાવકના અધિકારમાં સ્થાનકવાસીઓએ સાધુ અર્થ કર્યો ત્યારે અહીંઆ જ્ઞાનીગણ અને જ્ઞાન એમ બે જુદા જુદા અર્થ કર્યા! અહીં પણ મૂર્તિપૂજાની તો વાત જ નથી પણ મૂર્તિપૂજાનો ભ્રમ મનમાં પેસી ગયેલો તે ભ્રમે સ્થાનકવાસીઓ પાસે જુદા જુદા ઠેકાણે જુદા જુદા અર્થ કરાવ્યા છે.**

**મતાગ્રહ સીધી વાત સમજવા ન દીએ અને સીધા સાચા અર્થ પણ કરવા ન આપે.**

અહીં પણ અબડ શ્રાવકની પ્રતિજ્ઞા તો એ જ છે કે અરિહંત અને અરિહંતની પ્રતિમાને જ વંદન કરીશ પણ અન્ય તીર્થિક, તેના દેવો અને તેણે ગૃહણ કરેલ અરિહંત પ્રતિમાને વંદન નમસ્કાર કરીશ નહિ

સ્થાનકવાસીઓની દલીલ એ છે કે એમ અર્થ કરવાથી આચાર્ય, ઉપાધ્યાય અને સાધુને વંદન કરવાનો નિષેધ થઈ જાય છે

મારી પાસે ઉવવાઇ સૂત્ર નથી તેથી તેનો આગળપાછળનો સબંધ હું જોઈ શક્યો નથી પણ અબડ શ્રાવકનો એવો ભાવ તો ન જ હોય શકે કે તે આચાર્ય વગેરેને વંદન નહિ કરે પરંતુ અરિહંતમાં જ તેણે તેના અનુયાયી સર્વ સાધુને ભેગા ગણી લીધા હશે

ગમે તેમ પણ ચૈત્યનો અર્થ તો આનંદ શ્રાવકના અધિકારમાં કહ્યું તેમ અહીં પણ જિનપ્રતિમા જ થઇ શકે છે

## વિદ્યાચારણ-જંઘાચારણ

**શ્રી ભગવતી સૂત્ર** શતક ૨૦ ઉદ્દેશા ૯ મા વિદ્યાચારણ જંઘાચારણ મુનિઓ ચૈત્યવંદન કરવા ગયાની વાત આવે છે

વિદ્યાચારણ માનુષોત્તર પર્વત, નંદીશ્વર દ્વીપ, પાંડુકવન અને નંદનવન ગયાની વાત છે તે તે ઠેકાણે જઈને તેઓએ ચૈત્યાદિ વાંદ ચૈત્યોને વંદન કર્યાનો પાઠ છે અને પાછા અહીં આવીને અહીંના ચૈત્યોને વંદન કરવાનો પાઠ છે

**અહીં પણ મૂર્તિપૂજાની કશી વાત જ નથી છતાં સ્થાનકવાસીઓએ વિરોધ કરવા ચૈત્યનો અર્થ જ્ઞાન કરીને તે તે ઠેકાણે જઇને વિદ્યાચારણ તથા જંઘાચારણ મુનિઓએ અરિહંતના જ્ઞાનની સ્તુતિ કરી એમ કહે છે ! તર્કબુદ્ધિની બલિહારી છે ને !**

અરિહંતના કેવળજ્ઞાનની સ્તુતિ શું અહીં બેઠાં ન થઇ શકે કે ત્યાં એટલા બધે લાંબે ઠેકાણે ગયા? અને અહીં ચેઇયાઇ બહુવચન છે એટલે ઘણા ચૈત્યોને વાંદ્યા એમ પાઠ છે ત્યારે જ્ઞાન તો એકવચન છે એટલે વ્યાકરણથી પણ એ અર્થ તદ્દન ખોટો છે.

**મૂળ અર્થ એટલો જ છે કે તે તે ઠેકાણે જઈ તેઓએ અરિહંતની પ્રતિમાઓને વંદન નમસ્કાર કર્યા. અહીં જ્ઞાન અર્થ બેસતો જ નથી.**

નંદનવન તથા પાંડુકવનમાં શાશ્વતી પ્રતિમાઓ છે તેનો ઉલ્લેખ **જંબૂદ્વીપપન્નતિ** સૂત્રમાં છે. નંદીશ્વર દ્વીપ પર શાશ્વતી પ્રતિમાઓ છે તેનો ઉલ્લેખ **જીવાભિગમ** સૂત્રમાં છે. માનુષોત્તર પર્વત, ઇક્ષુકાર પર્વત, નંદીશ્વર દ્વીપ, રુચકવર દ્વીપ ઉપર જિનમંદિરો છે તેનો ઉલ્લેખ **દ્વીપસાગર પન્નતિ** સૂત્રમા છે.

સ્થાનાગ સૂત્રના ચોથે ઠાણે ચાર પન્નતિ સૂત્રોના નામ આપ્યા છે તે—(૧) જબૂદ્વીપ પન્નતિ, ચંદ્રપન્નતિ, સૂર્ય પન્નતિ અને દ્વીપસાગર પન્નતિ.

એટલે એ બાબત સ્થાનકવાસીઓનો વાંધો ખોટો છે.

આ પાઠમાં છેલ્લે કહ્યુ છે કે વિદ્યાચારણ જંઘાચારણ મુનિઓ પાછા આવીને આલોયણા ન લીએ તો વિરાધક કહેવાય. એ માટે પણ સ્થાનકવાસીનો વિરોધ છે. પરતુ સાધુ ૧૦૦ કદમથી આગળ જાય તો તેને આલોયણા લેવી પડે છે. અને લબ્ધિધારી મુનિઓને લબ્ધિનો ઉપયોગ કરવો તે પ્રમાદ છે. લબ્ધિનો ઉપયોગ કર્યો હોય અને તેની આલોચના કરી ન હોય તો તેને ચારિત્રની આરાધના નથી થતી. માટે સ્થાનકવાસીઓનો ને વાંધો પણ ખોટા છે.

શ્રી દશવૈકાલિક સૂત્રમાં કહ્યુ છે કે—સાધુ ગોચરી લાની ગુરુની પાસે સમ્યક્ પ્રકારે આલોવે તે આલોયણા ગોચરીની નહિ પણ તેમાં

પ્રમાદથી આવવા જવામાં ઉપયોગ ન રહેવાથી જે કોઈ દોષ લાગ્યો હોય તેની આલોયણા કહી છે

સાધુને આવતા જતા, પ્રતિક્રમણ કરતા કે બીજું હરકોઈ કામ કરતા આલોયણા તથા ઇરિયાવહી પડિક્કમવાની છે તે પ્રમાદને આશ્રયીને છે પણ નહિ કે—તે શુભ કાર્યોને આશ્રયીને।

## પ્રશ્ન વ્યાકરણ સૂત્ર

પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં ત્રીજા સંવરદ્વારમાં આ પ્રમાણે પાઠ છે—

> अत्यंत बाल दुब्बल गिलाण वुड्ढ खवके पवत्ति
> आयरिय उवज्झाए सेहे साहम्मिए तवस्सीकुलगण
> संघचेइयट्ठे य णिज्जरट्ठी

અર્થ—અત્યંત બાળ, દુર્બળ, ગ્લાન, વૃદ્ધ, માસક્ષમણ આદિ તપની પ્રવૃત્તિ કરનાર આચાર્ય, ઉપાધ્યાય, શિષ્ય, સાધર્મિક તપસ્વી કુળગણ, સંઘચૈત્ય એટલાની વૈયાવૃત્ય નિર્જરાને માટે..

અહીં સંઘચેઇયટ્ઠે શબ્દ છે તેમાં સ્થાનકવાસીઓ "સંઘ તથા જ્ઞાનાર્થીની" વૈયાવૃત્ય એમ અર્થ કરે છે ત્યારે મૂર્તિપૂજકો સંઘ તથા મૂર્તિની વૈયાવૃત્ય એમ અર્થ કરે છે અથવા સંઘની મૂર્તિની વૈયાવૃત્ય એમ અર્થ કરે છે. સંઘ અને ચૈત્ય એ બે શબ્દોને ભેગા ગણવાથી સંઘની મૂર્તિ અથવા સંઘનું મંદિર એવો અર્થ થઈ શકે છે મૂર્તિ મંદિર સંઘના જ હોય એટલે એમ પણ અર્થ થઈ શકે

મૂર્તિની કોઈ આશાતના કરતો હોય તેને સાધુ અટકાવે તે સાધુએ મૂર્તિની વૈયાવૃત્ય કરી એમ ગણાય છે.

સ્થાનકવાસી "જ્ઞાનાર્થી" એમ અર્થ કરે છે તો આચાર્ય ઉપાધ્યાય, શિષ્ય, સાધર્મિક વગેરે પણ જ્ઞાનાર્થી તો હોય જ તેમને

જ્ઞાનાર્થી ન માનવા તો બીજા કોનો જ્ઞાનાર્થી માનવા ? એટલે જ્ઞાનાર્થી અર્થ ખોટો જ દેખાય છે.

વળી સ્થાનકવાસીઓ બીજો અર્થ, જ્ઞાનને માટે વૈયાવૃત્ય એમ કરે છે. વૈયાવૃત્યથી નિર્જરા થાય પણ જ્ઞાન પણ કેવી રીતે થઇ શકે ? નિર્જરા એટલે જ્ઞાનાવરણુની નિર્જરા થઇ ગયા પછી જ્ઞાન થઈ શકે માની શકાય. પણ અહીં ચેઇય શબ્દ તો પહેલાં આવ્યો છે અને **નિર્જરા** શબ્દ પછી છે; એટલે સ્થાનકવાસીઓનો આ અર્થ પણ બરાબર લાગતો નથી.

આ ઉપરથી ચેઇય શબ્દનો સાચો અર્થ ચૈત્ય એટલે મંદિર અથવા મૂર્તિ જ હોવો જોઇએ એમ સમજી શકાય છે.

## નંદી સૂત્ર

શ્રેણિક મહારાજાના પુત્ર કોણિક ( અજાતશત્રુ ) રાજાએ વિશાલા-નગરી ઉપર ચઢાઈ કરી હતી અને તે નગરીમાં શ્રી મુનિસુવ્રત સ્વામીની પાદુકાસ્તૂપ હતો તેથી તે નગરી જીતી શકાતી નહોતી એ વાત પ્રસિદ્ધ છે. અને શ્રી **નંદી સૂત્ર**માં પારિણામિકી બુદ્ધિના દૃષ્ટાંતમાં આ સંબંધી ઉલ્લેખ છે. તેનો પાઠ આ પ્રમાણે છે—

**विशालाय पुरी कूलवालकेन विशालाभङ्गाय यन्मुनिसुव्रत स्वामि पादुका स्तूपोत्स्वात् सा तस्य पारिणामिकी बुद्धिः ।**

**અર્થ**—વિશાલા નગરીના નાશને માટે કુલવાલુક મુનિએ કહ્યું કે— શ્રી મુનિસુવ્રત સ્વામીના પાદુકાયુક્ત સ્તૂપને ઉખેડી નાખવાથી નગરીનો ભંગ થઇ શકશે. મુનિની આ પરિણામિકી બુદ્ધિ થઇ.—**સ્થાનકવાસી મુનિશ્રી હસ્તીમલજીના નંદીસૂત્રનું પાનું ૯૧.**

ભગવાન મહાવીર સ્વામીના વખતની આ વાત છે. એટલે પ્રાચીન કાળમાં તીર્થંકર ભગવાનોના વખતમાં સ્તૂપો, મૂર્તિઓ હતી એટલું જ નહિ પણ તે ઘણા પ્રભાવશાળી હતા એ પૂરવાર થાય છે.

## વ્યવહાર સૂત્ર

વ્યવહાર સૂત્ર ઉ. ૧માં પાઠ છે કે—जत्थेव सम्ममवियाइ चेइयाइ पासेज्जा कप्पइ से तस्संतिए आलोइत्ताए वा ।

અર્થ—આચાર્ય આદિ બહુશ્રુતનો સયોગ ન હોય તો चेइय જિનચૈત્ય-પ્રતિમા પાસે જઈને આલોચના લઈ શકાય છે.

## મૂર્તિની મહત્તા

દેવલોકમા મૂર્તિ છે અને તેની મહત્તા પણ છે સઘળા દેવો અવધિજ્ઞાની હોય છે. તેથી દેવો પોતાના જ્ઞાનથી જાણી શકે છે કે મૂર્તિ શકિતશાળી કે પ્રભાવશાળી છે કે નહિ. દેવો પોતે જ ભારે શકિતશાળી હોય છે. તેઓ તેમના કરતાં પણ મૂર્તિ વિશેષ શકિતશાળી હોય તો જ મૂર્તિને માને. દેવો મૂર્તિને માને છે. વંદે છે, નમસ્કાર કરે છે એ તો સૂત્રસિદ્ધ હકીકત છે. એટલે દેવલોકમાની શાશ્વતી મૂર્તિઓ દેવો કરતાં વિશેષ શક્તિશાળી છે એમ સિદ્ધ થાય છે

અહીંઆ પણ પ્રાચીન કાળથી જ મૂર્તિઓ, સ્તૂપો વગેરે પ્રભાવશાળી, શક્તિશાળી હતા તેના દાખલા મળી આવે છે. જેમકે—

( ૧ ) વિશાલા નગરીમાં શ્રી મુનિસુવ્રત સ્વામીનો સ્તૂપ હતો ત્યા સુધી કોણિક મહારાજાથી તે નગરી જીતી શકાતી નહોતી.

( ૨ ) શય્યભસ્વામી દીક્ષા લીધા પહેલાં વૈદિક બ્રાહ્મણ હતા અને યજ્ઞો કરાવતા. તેમના યજ્ઞના સ્તંભ નીચે તેમના ગુરુએ સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ સ્વામીની મૂર્તિ છુપાવી હતી કે જેથી સર્વ વિઘ્નો ટળી જતા. તે મૂર્તિના દર્શનથી શય્યભસ્વામી બોધ પામી દીક્ષા લઈ શ્રમણ બની ગયા

આપણા કથા સાહિત્યમા આવા બીજા પણ ઘણા દાખલાઓ મળી આવે છે અને અન્યાન્ય પણ તીર્થોની મૂર્તિઓની મહત્તા જણાતી છે

## મૂર્તિનું કાર્ય

આ પ્રમાણે આપણે મૂર્તિની માન્યતા ધર્મ વિરુદ્ધ નથી, પ્રાચીન કાળમાં મૂર્તિઓ હતી અને સૂત્રોમાં પણ ઠેકઠેકાણે મૂર્તિના ઉલ્લેખો છે તે આપણે વિસ્તારથી જોઈ ગયા. અને એ રીતે મૂર્તિની માન્યતા વ્યવહાર ધર્મમાં સહાયરૂપ છે એ પણ જોઇ ગયા.

વ્રત અનુષ્ઠાન, સામાયિક, પ્રતિક્રમણ વગેરે ધાર્મિક ક્રિયાઓ મનને કાબુમાં લાવવાને માટે તાલીમરૂપ છે. મનને સંસારમાં ભટકતુ અટકાવીને ધર્મમાં વાળવા માટે ધાર્મિક ક્રિયાઓ તાલીમરૂપ છે.

તેવી જ રીતે મૂર્તિ પણ મનને ધર્મભાવમા લાવવા માટેનું એક ઉત્તમ સાધન છે. મૂર્તિથી ધર્મભાવના જાગૃત થઈ શકે છે તેમજ હમેશ ભાવપૂર્વક મૂર્તિના દર્શન કરવાથી ધર્મભાવના ટકી રહે છે અને ધર્મશ્રદ્ધા દૃઢ બને છે.

એટલે બીજી ધાર્મિક ક્રિયાઓની પેઠે મૂર્તિના દર્શન પણ મનને કાબુમાં રાખવાના એક ઉત્તમ સાધનરૂપ બને છે

જેમ બીજી ધાર્મિક ક્રિયાઓ સીધો મોક્ષ પ્રાપ્ત કરાવી શકતી નથી તેમ મૂર્તિ પણ સીધો મોક્ષ અપાવી શકતિ નથી. મોક્ષ પ્રાપ્ત કરવા તો મનને કાબુમા લેવાના બધા સાધનોનો ઉપયોગ કરી પહેલા મનને કાબુમાં લેવાની જરૂર છે. તે પછી મનને ધર્મ ધ્યાનમાં લીન કરવાનું એ પ્રમાણે મનની એકાગ્રતા સાધ્યા પછી મનને આત્મસ્વરૂપના ચિંતનમાં લીન કરવાનુ છે એમ થાય ત્યારે જ મોક્ષ થઈ શકે છે.

## મૂર્તિ-વંદનનો ફાયદો

ભક્તિભાવપૂર્વક ભગવાનની મૂર્તિને વદન નમસ્કાર કરવાથી શો ફાયદો થાય છે ને મૂર્તિ કેવો આ પ્રમાણે બનાવે છે—

(૧) ચૈત્યવંદન આદિ ભગવાનની ગુણસ્તુતિ કરવાથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય છે

(૨) ભગવાનના દર્શન કરવાથી દર્શનાવરણીય કર્મનો ક્ષય થાય છે

(૩) અરિહંત તથા સિદ્ધ ભગવાનના ગુણનું સ્મરણ કરવાથી સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ અને મોહનીય કર્મનો ક્ષય થાય છે.

(૪) પ્રતિમા સમક્ષ ભાવપૂજામાં તલ્લીન થવાથી તથા શુભ અધ્યવસાયથી શુભ ગતિના આયુષ્યનો બંધ પડે છે

(૫) અરિહંતનું નામ લેવાથી અશુભ નામ કર્મનો ક્ષય થાય છે

(૬) અરિહંતના વંદન ભક્તિથી નીચ ગોત્ર કર્મનો ક્ષય થાય છે

(૭) ચૈત્યવંદનમાં શક્તિનો સદુપયોગ કરવાથી અંતરાય કર્મનો ક્ષય થાય છે.

## સ્થાનકવાસીઓનું કર્તવ્ય

હવે જ્યારે મૂર્તિની માન્યતા સૂત્રાનુસાર સાચી સિદ્ધ કરે છે ત્યારે સ્થાનકવાસીઓએ તે વાત કબુલ કરી લેવી એ તેમનું યોગ્ય કર્તવ્ય ગણાય. સ્થાનકવાસીઓ સૂત્રને અનુસરવાનું માને છે તેથી મૂર્તિને માનવી એ તેમનું કર્તવ્ય થઈ પડે છે. સત્યાર્થી હોય તે તો સત્યની ખાત્રી થયેથી સત્ય સ્વીકારે જ. સત્ય ન સ્વીકારે તો સંપ્રદાયવાદી મતાગ્રહી એકાંતવાદી કહેવાય.

★

પ્રકરણ બારમુ

# સૂત્રોમાં દ્રવ્ય મૂર્તિપૂજાનો ક્યાં ય ઉલ્લેખ નથી

મૂર્તિની માન્યતા તીર્થંકર માન્ય, સૂત્ર માન્ય અને ધર્મ-માન્ય છે એમ પ્રમાણોથી બતાવી આપ્યા પછી એટલે કે મૂર્તિની માન્યતા સૂત્રાનુસાર સાચી છે એમ સિદ્ધ થઈ ગયા પછી હવે અહીંઆ આપણે મૂર્તિપૂજા સંબંધી વિચાર કરીશું. મૂર્તિપૂજા પ્રાચીન કાળમાં હતી કે કેમ, સૂત્રોમાં મૂર્તિપૂજાના ઉલ્લેખો છે કે કેમ અને મૂર્તિપૂજકો મૂર્તિપૂજાને સિધ્ધ કરવા માટે જે દાખલાઓ આપે છે તે યથાર્થ છે કે કેમ તે હવે આપણે વિચારીશું.

## પૂજા કોની અને શા માટે ?

મૂર્તિપૂજાનો વિચાર કરતી વખતે બે વાત સૌથી પહેલાં વિચારવાની છે—

(૧) પૂજા કોની કરવાની છે?

(૨) પૂજાનો હેતુ શો?

પહેલા પ્રશ્નના જવાબમાં કહીશું કે તીર્થંકર ભગવાનની, અરિહંત ભગવાનની કે સિદ્ધ ભગવાનની પૂજા કરવાની છે.

બીજા પ્રશ્નના જવાબમાં કહીશું કે ધર્મ માટે, આત્મકલ્યાણ માટે અમવા મોક્ષ પ્રાપ્તિ માટે પૂજા કરવાની છે।

## ૧

## પૂજા કોની ?

પૂજા બે પ્રકારની છે—ભાવપૂજા અને દ્રવ્યપૂજા અહીંઆ મૂર્તિપૂજા એ દ્રવ્યપૂજાનો વિષય છે કારણ કે ભાવપૂજામા તો કોઈનો મતભેદ નથી

### પૂજ્યને કલ્પતી વસ્તુથી જ પૂજા થાય

દ્રવ્યપૂજામા પણ ભાવ જોઈએ ભક્તિ જોઈએ ભાવ અને ભક્તિ વિનાની પૂજા તો તદ્દન નિષ્ફળ ગણાય ભગવાનને ખપતી, કલ્પતી વસ્તુથી ભગવાનની પૂજા કરવામા આવે તો જ તે સાચા ભાવ અને સાચી ભક્તિવાળી પૂજા કહી શકાય

વ્યવહારમા કોઈ ભાઈને ત્યા તેનો શેઠ આવ્યો હોય તો તે તેનું બહુમાન કરવાની સાથે શેઠને ગમતી વસ્તુ આપીને તેનુ સન્માન કરે છે, કોઈ જમવા આવ્યુ હોય તો તે મહેમાનને ગમતી વાનીઓ બનાવીને જમાડાય તો તેનુ સારૂ સન્માન કર્યું ગણાય છે જેનુ સન્માન કરવુ હોય તે વ્યક્તિને તેને પસદ પડતી વસ્તુ અપાય તો જ તેનુ સાચુ સન્માન થયુ ગણાય છે અને તેને પસદ ન હોય તેવી વસ્તુ તેને આપવામા આવે તો તે નારાજ થઈને જાય છે એટલે તેનું સાચુ સન્માન થયુ ગણાતુ નથી

જે વ્યક્તિનુ સન્માન કરવુ હોય તે વ્યક્તિની પસદગી કે ઇચ્છા પહેલી જોવાય છે, સન્માનીય વ્યક્તિની ઇચ્છાને જ પ્રાધાન્ય અપાય છે તો તે જ પ્રમાણે ધર્મમા પણ સન્માનીય વ્યક્તિ એટલે ભગવાનની ઇચ્છાને પ્રાધાન્ય હોવુ જ જોઈએ એટલે કે ભગવાનને ખપતી, કલ્પતી વસ્તુ તેમને અર્પણ કરવાથી જ સાચી પૂજાભક્તિ કરી ગણાય

**સાધુને પણ તેમને કલ્પતી વસ્તુઓ જ વહોરાવાય છે.**

એટલે ભગવાનને ખપતી, કલ્પતી ન હોય તેવી વસ્તુ જો ભગવાનને અર્પણું કરવામાં આવે તો તે સાચી ભક્તિ કે સાચી પૂજા ન ગણાય એટલું જ નહિ પણ એ તો તીર્થંકર ભગવાનનું અપમાન ગણાય.

તીર્થંકર ભગવાન સચેત વસ્તુના ત્યાગી છે. ભગવાને સચેત વસ્તુ ત્યાગવાનો ઉપદેશ આપ્યો છે કારણ કે તેમાં હિંસા છે. છતાં આપણે ભગવાનના ઉપદેશની વિરુદ્ધ ભગવાનને જ તેમને નહિ કલ્પતી વસ્તુ અર્પણ કરીએ તો તેમાં ભગવાનની ભક્તિ નહિ પણ ભગવાનનું અપમાન અને ભગવાનની આશાતના જ કહેવાય.

**પૂજા કરનારનો ભાવ ભલે ઉત્તમ છે કે ભગવાનને સારામાં સારી વસ્તુ અર્પણ કરવી. પરંતુ પૂજા કરનારની ઇચ્છા કરતાં પણ પૂજ્યની ઇચ્છા જ પ્રાધાન્ય ગણાય. પૂજ્યની ઇચ્છાને જે માન ન આપે તે સાચો પૂજક જ ન કહેવાય. માટે ભગવાનને સચેત વસ્તુ અર્પણ કરનારને આરાધક કહી શકાય જ નહિ. ભગવાનને ન ખપતી વસ્તુ અર્પણ કરે તે વિરાધક જ કહેવાય.**

**ભગવાન દીક્ષા લીએ ત્યારથી તેમણે સ્નાન કરવાનું છોડી દીધું હોય છે, વસ્ત્ર પાત્ર રાખવાનું છોડી દીધું હોય છે: એટલે ન્હાવણ કે વસ્ત્રાલંકાર ભગવાનને ખપે નહિ છતાં તે તેમને અર્પણ કરવામાં આવે તો તેમાં પણ ભગવાનની આશાતના છે. ભગવાનને સ્નાન કરાવવું તેમાં ભલેને ગરમ કરેલું અચેત પાણી હોય પરંતુ ભગવાને જ્યાં સ્નાન કરવાનું જ છોડી દીધું હોય ત્યાં પછી તેમને સ્નાન કરાવવું તે ભગવાનની આશાતના નહિ તો બીજું શું કહેવાય?**

## થોડા પાપવાળી ક્રિયા

મૂર્તિપૂજકોની દલીલ એ છે કે પૂજા કરનારની ભાવના ધર્મ અને ભક્તિ માટેની હોવાથી પૂજા કરનારને તેમાં પાપ લાગતું જ નથી.

ભગવાનની પૂજામાં મારે મનથી તો આ સવાલ તદ્દન ગૌણ છે. મુખ્ય વાત તો એ છે કે ભગવાનને શું કલ્પે છે અને શું કલ્પતું નથી એ જ જોવું જોઈએ. એ જોવામાં જ ખરો ધર્મ અને ખરી ભક્તિ છે.

વળી રાગભાવથી થતી પ્રવૃત્તિમાં હિંસા થાય તે હિંસાનું પાપ લાગે જ મૂર્તિપૂજા રાગભાવથી જ થાય છે. એટલે તેમાં થતી હિંસાથી પાપ લાગે જ

પાપ પુણ્ય માટે જૈન ધર્મનો સિદ્ધાંત તો એ છે કે શ્રાવકના કોઈ પણ કાર્યમાં પાપપુણ્ય હોય તેમાં જેટલે અંશે હિંસાકારી કાર્ય થાય તેટલે અંશે પાપ અને જેટલે અંશે શુભ કાર્ય હોય તેટલે અંશે પુણ્ય તેમાં પણ જે પ્રમાણે તીવ્ર કે મંદરસથી તે પાપકાર્ય કર્યું હોય તે પ્રમાણે તીવ્ર કે મંદ ફળ મળે. પુણ્યના અંશ ઘણા હોય અને પાપના અંશ બહુ ઓછા હોય, બહુ થોડા હોય અને તે પણ મંદ રસના હોય તો તેનું ફળ ઘણું મંદ અથવા પુણ્યના પ્રમાણમાં નજીવું હોય. તેથી વ્યવહારથી તે પાપનું ફળ નથી એમ કહેવાય પણ સિદ્ધાંતની રૂએ નાની હિંસાને પણ પાપ તો કહેવાય જ. ભલે પછી તેનું ફળ નહીંવત્ હોય.

અનુબંધહિંસા—વીતરાગની આજ્ઞા વિરુદ્ધ આચરણ કરવાવાળાને તથા મિથ્યાત્વનું સેવન કરવાવાળા જીવોને અનુબંધહિંસાનો કર્મબંધ થાય છે.

હેતુહિંસા—ગૃહસ્થ પોતાના જીવન વ્યવહારના કાર્યોમાં જે હિંસા કરે તે હેતુહિંસા.

સ્વરૂપહિંસા—શુભ યોગોની પ્રવૃત્તિ કરતાં બહારથી હિંસા જોવામાં આવે પરંતુ પરિણામ વિશુદ્ધ હોવાથી તેનો અશુભ કર્મબંધ થતો નથી.

તો હવે વિચારો કે—પ્રત્યક્ષ પ્રમાણથી હિંસા થાય છે અને તે હિંસાની પરંપરા ચાલે છે તેવા અનુષ્ઠાનો દાખલ કરે તેને પણ અનુબંધ હિંસા કેમ ન લાગે?

**જળ, પુષ્પ, ધૂપ, દીપક, ફળ વગેરે દ્રવ્યોથી ફક્ત ગૃહસ્થ જ દ્રવ્યપૂજા કરી શકે છે પણ સાધુ તેવી દ્રવ્ય પૂજા કરી ન શકે એવું મૂર્તિપૂજકનું વિધાન જ સાબિત કરે છે કે દ્રવ્યપૂજામાં હિંસા છે અને સાધુએ નવકોટિએ હિંસાનો ત્યાગ કરેલ હોવાથી તે દ્રવ્યપૂજા કરી શકતા નથી. તો ગૃહસ્થની આવી જાતની દ્રવ્યપૂજાને અનુમોદન આપે, તેનો ઉપદેશ આપે તો શું તેથી નવકોટિનો ભંગ થતો નથી?**

આમ જ્યારે તેમાં પ્રત્યક્ષ હિંસા સાબિત થાય છે અને જેમાં સૂત્રના ન્યાય પ્રમાણે યતના પણ નથી તેને સ્વરૂપ હિંસા કહેવી કે ગણવી એ તો મોટી ભૂલ ગણાય.

**જ્યારે મનમાં સૂક્ષ્મ હિંસાનો જરા પણ ભાવ વર્તતો ન હોય, સૂક્ષ્મ જીવો પ્રત્યે પણ સંપૂર્ણ દયાભાવ વર્તતો હોય ત્યારે યતના સહિત જીવને બોલવું, ચાલવું વગેરે સ્વાભાવિક ક્રિયા કરવી પડે ત્યારે જ તેમાં હિંસાનું પાપ ન**

ભગવાન મહાવીરના સમવસરણમાં જવાની ઘોષણા કરાવી ત્યારે તેણે સેવકોને આજ્ઞા કરી કે—

"તમે આમલકપ્પા નગરીએ જાઓ અને અંબસાલવણ ચૈત્યમાં બિરાજમાન..... ......શ્રમણ ભગવાન મહાવીરના ઉતારાની આસપાસ ચારે બાજુ યોજન પ્રમાણ જમીનમાં અપવિત્ર, સડેલા, દુર્ગંધી તણખલાં, લાકડાં, પાંદડાં કે કચરો જે કાંઈ પણ હોય તેને ત્યાંથી ઉઠાવી દૂર કરો અને એ જમીનને તદ્દન ચોખ્ખી કરો, વળી તેટલી જમીન ઉપર સુગંધી પાણીનો છંટકાવ એવી રીતે કરો કે જેથી ત્યાંની ઉડતી બધી ધૂળ બેસી જાય, બહુ પાણી પાણી ન થાય અને વધારે કિચ્ચડ પણ ન થાય. પછી જરા પણ રજ ઉડતી નથી એવી જમીન ઉપર જળજ (जलया), થળજ (थलया) એવા પાંચ પ્રકારના સુગંધી પુષ્પોનો વરસાદ એવી રીતે વરસાવો કે ત્યાં બધા પુષ્પો ચત્તા જ પડે, તેમના ડિંટિયા નીચે જ રહે .. .. .. એવી રીતે એ ભૂમિને સર્વ પ્રકારે દિવ્ય કરો. જ્યાં ઉત્તમ દેવ આવી શકે એવી સુન્દરમાં સુંદર, સુગંધી અને પવિત્રમાં પવિત્ર બનાવો"

અહીંઆ ખાસ ધ્યાનમાં રાખવાનું એ છે કે સૂર્યાભિદેવે કહ્યું છે કે अभवद्दल विउवइ रत्ता पुप्फद्दल विउवइ रत्ता એટલે પાણીના વાદળ અને ફૂલના વાદળ વિકુર્વ્યાં. અને વિકુર્વેલા પાણી અને ફૂલ અચેતજ હોય.

મૂર્તિપૂજાના હિમાયતીઓ એવી દલીલ કરે છે કે સમવસરણમાં જતા શ્રાવકના ખીસ્સામા સચિત ખાવાની વસ્તુ હોય તો તે કાઢી નાંખવી. સમવસરણમાં જતી વખતે શ્રાવક ખાવાની વસ્તુ ખીસ્સામાં લઈ જાય તે વાત અસંભવિત લાગે છે.

પરંતુ સમવસરણમા જતા શ્રાવકના મોઢામાં પાન હોઈ શકે તેમજ તેની પાસે ફૂલનો હાર કે ગજરો હોઈ શકે અથવા તેના પહેરેલા કપડા ઉપર છાતીએ ફૂલ ભરાવેલુ હોય એમ બની શકે. એવી જે કઈ અચિત વસ્તુ પાસે હોય તેને દૂર કરીને જ સમવસરણમાં જવાય.

## જિન પ્રતિમા જિન સરિખી એટલે શું?

"જિન પ્રતિમા જિન સરિખી" એ મૂર્તિપૂજકોનો મુદ્રાલેખ છે તે પ્રમાણે પણ પ્રતિમા-મૂર્તિને ભગવાનના જેવી ગણીને વર્તવું જોઈએ. એટલે કે મૂર્તિપૂજામાં ભગવાનને નહિ કલ્પતી કોઈ પણ વસ્તુ રાખી શકાય નહિ.

અથવા મૂર્તિ ભગવાનના જેવી નથી એમ મૂર્તિપૂજકોએ જાહેર કરવુ જોઈએ કે જેથી મૂર્તિને ભગવાન જેવી ગણવામાં ન આવે, એટલે પછી કઈ પણ કહેવાનુ રહે જ નહિ. જ્યાંસુધી પોતાના મતની પુષ્ટિ થઈ શકતી હોય ત્યાં સુધી "જિન પ્રતિમા જિન સરિખી"નો મુદ્રાલેખ આગળ ધરવો અને જ્યાં પોતાના મત વિરુદ્ધ વાત જતી હોય ત્યાં "આ તો સ્થાપના છે" કહીને છૂટી જવાની કોશીશ કરવી એ ન્યાયસંગત વાત નથી. તો પછી જિન પ્રતિમા કઈ કઈ બાબતમાં—જ્ઞાનમાં, ગુણમાં, પ્રતિભામાં, મહાત્મ્યમાં, આકારમાં વગેરે કઈ કઈ બાબતમાં અને કેટલે અંશે જિન પ્રતિમા જિન સરિખી છે તે મૂર્તિપૂજકોએ સ્પષ્ટ રીતે બતાવવુ જોઈએ.

## સૂત્રમાં સાવદ્ય પૂજાનો નિષેધ

સાવદ્ય પૂજા એટલે જે પૂજન વિધિમાં સૂક્ષ્મ જીવની પણ હિંસા થતી હોય તેવી વિધિવાળી પૂજા. એવી સાવદ્ય પૂજાનો ભગવાને નિષેધ કર્યો છે. તે નિષેધના વચનો આ પ્રમાણે છે—

**શ્રી આચારાંગ સૂત્રમાં** પહેલા શ્રુતસ્કંધમાં પાંચમા ઉદ્દેશામાં વનસ્પતિના અધિકારમાં પાંચમા સૂત્રમાં કહેલ છે કે—

> "ભગવાને જીવન નિભાવવાનો વિવેક સમજાવ્યો છે છતાં કોઈ વંદન, માન, પૂજાસત્કાર, જીવન, જન્મમરણથી મુક્તિ અને શારીરિક તથા માનસિક દુઃખના નિવારણ માટે સ્વયં વનસ્પતિ આરંભી હિંસા કરે છે, બીજાઓ દ્વારા કરાવે છે કે કરનારને અનુમોદન આપે છે તો તે વસ્તુ તેના હિતને બદલે હાનિકર્તા અને જ્ઞાનને બદલે અજ્ઞાનજનક જ છે"

એટલે વંદન પૂજામાં વનસ્પતિકાયની હિંસા થવી ન જોઈએ એમ જિનેશ્વરની આજ્ઞા છે વળી જન્મમરણની મુક્તિ અને દુઃખનું નિવારણ ધર્મથી જ થઈ શકે તેથી ધર્મારાધનમાં પણ વનસ્પતિ કાયની હિંસામાં જિનેશ્વરની આજ્ઞા નથી

આ રીતે જ રીતે બીજા અધિકારોમાં પણ કહેલું જ તે ઉપરથી સમજી શકાય છે કે **સચેત વસ્તુથી ભગવાનની પૂજા થઈ શકે નહિ. સચેત વસ્તુ ભગવાનને ચડાવતાં કે સચેત વસ્તુથી ભગવાનની પૂજા કરતાં ભગવાનની આજ્ઞાનો લોપ થાય છે અને ભગવાનની મહાન આશાતના થાય છે**

આની સામે મૂર્તિપૂજકો એવી દલીલ કરે છે કે આચારાંગ સૂત્રમાંની વાતો તો મધુમુનિઓ માટે છે પણ શ્રાવકો માટે નથી

તેના જવાબમાં જણાવવાનું કે સાધુ તેમ જ શ્રાવક બન્ને માટે ધર્મ તો એક જ છે અહિંસા તો બન્નેયે પાળવાની જ છે સાધુએ

સંસાર છોડેલો હોવાથી તે સર્વાંશે અહિંસા પાળી શકે, ત્યારે ગૃહસ્થને સંસારમાં રહેવાનું હોવાથી તેના ચાલુ કર્તવ્યોમાં જે હિંસા અનિવાર્ય હોય તે કરવી જ પડે. પણ ગૃહસ્થને હિંસાનું પાપ નથી લાગતું એમ તો નથી જ તેમજ ગૃહસ્થને હિંસા કરવાની ધર્મ છૂટ આપે છે એમ પણ નથી.

**ધર્મના કાર્યમાં ધર્મનો સિદ્ધાંત સાધુ તેમ જ શ્રાવક બન્નેને એકસરખો જ લાગુ પડે. હિંસામાં ધર્મ નથી એ જૈન ધર્મનો સિદ્ધાંત છે.** ત્યારે સાવદ્ય પૂજા કરનાર ગૃહસ્થ હોય કે સાધુ હોય તે બન્નેને એકસરખુ જ પાપ લાગે અને એકસરખુ જ પુણ્ય થાય.

જ્ઞાતાસૂત્રમા મલ્લિકુંવરીએ ચોકખા નામની પરિવ્રાજિકાને કહ્યુ હતુ કે—**જેમ લોહીથી ખરડાયેલુ કપડું લોહીથી સાફ થઈ શકતું નથી તેમ હિંસાથી મલિન થયેલ શૌચધર્મથી આત્મા શુદ્ધ થઈ શકે નહિ. મતલબ કે નાની હિંસાથી પણ મલિન થયેલી ક્રિયાથી ધર્મ થઇ શકે નહિ.**

જૈન દર્શનમાં **આજ્ઞાએ** ધર્મ કહેલો છે. જૈન ધર્મમાં વીતરાગી પુરુષો માટે સચેત વસ્તુ આજ્ઞા બહારની કહી છે. એટલે **વીતરાગ ભગવાનને સચેત વસ્તુ અર્પણ કરવી એ આજ્ઞા બહારનું કાર્ય છે, ધર્મ વિરુદ્ધનું કાર્ય છે. જિનાજ્ઞાનું પાલન એ જ ખરી પૂજા છે, એ જ ખરો ધર્મ છે.**

## મહાનિશીથ સૂત્રનો દાખલો

સૈલાનાના તખતમલ કટારીયાએ "સ્થાનકવાસી જૈન ધર્મની સત્યતા" નામનુ પુસ્તક લખ્યુ છે. તેમાં જૈન ધર્મના બીજા બધા સંપ્રદાયોની સાચી ખોટી વાતો લખી તેની નિંદા કરેલી છે તેમાં પણ ખાસ કરીને મૂર્તિપૂજક સંપ્રદાય માટે ખૂબ વિસ્તારથી લખ્યું છે અને તેમનાં આચારો ધર્મવિરુદ્ધના છે એવો ચિતાર આપ્યો છે. એટલે ખરી

રીતે બીજા સપ્રદાયોની નિંદાથી સ્થા. સપ્રદાયની સત્યતા ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે

તેમા મૂર્તિપૂજા વિષે તેમણે લખ્યુ છે તે ઘણુ ખરૂ સાચુ લખ્યુ છે તેમા તેમણે મહાનિશીથ સૂત્રનો તથા વિવાહ ચૂલિયા સૂત્રનો દાખલો આપીને મૂર્તિપૂજકોને માન્ય સૂત્રો પણ સાવદ્યપૂજાનો વિરોધ કરે છે તે બતાવ્યુ છે તે બન્ને દાખલા અત્રે ઉદ્ધૃત કરૂ છુ

## મહાનિશીથ સૂત્રનો દાખલો

એક વખત ગણધર શ્રી ગૌતમસ્વામી ધ્યાનમા બેઠા હતા તે વખતે તેમને સકલ્પ થયો કે "પ્રભુના વચન અથવા તેમનાં સિદ્ધાત કોઈ જીવ અન્યથા વિપરીત પ્રરૂપે તો તે શુ ફળ આપે ?"

એવો વિચાર થતા જ તેઓશ્રી મહાવીર ભગવાન પાસે આવ્યા અને વિધિપૂર્વક વદન કરી શકાનુ સમાધાન પૂછ્યુ. અનતજ્ઞાની ભગવાને સક્ષેપમા ગર્ભિત જવાબ આપ્યો કે "હે ગૌતમ! 'સાવદ્યાચાર્ય' જે ફળ પામ્યો તેવુ પામે"

શ્રી ગૌતમ સ્વામીએ પૂછ્યું—"જે કોઈ સાધુ, સાધ્વી, નિર્ગ્રંથ, અણગાર, મહાવ્રતી જળ, ફુલ, ધુપ આદિ વડે દ્રવ્યપૂજા કરે અથવા પ્રરૂપે તેને કેવા કહીએ?"

ભગવાને ઉત્તરમાં કહ્યું કે—"હે ગૌતમ! જે સાધુ સાધ્વી અથવા નિર્ગ્રંથ અણગાર જળ, ફુલ આદિથી દ્રવ્યપૂજા કરે છે અગર પ્રરૂપે છે તેઓ અયત્નાવંત કોઈ પચમહાવ્રતપાલક કહેવાય નહિ. તેઓને અસંયતિ દેવના ભોજક કહીએ અગર તો દેવના પૂજારા કહીએ. ટુંકામાં તેઓ અવળે માર્ગે ગયેલા કહેવાય. અથવા તો શીલાદિક આચાર છાંડવાથી કુત્સિત આચારવાળા કહીએ. તીર્થંકરની આજ્ઞા છાંડીને સ્વેચ્છાથી વર્તે તેમને એમ જ કહેવું ઠીક છે."

## કમળપ્રભ આચાર્યનો ઇતિહાસ

તે પછી કમળપ્રભ આચાર્યનો ઇતિહાસ આગળ ચલાવતાં કહ્યું કે—

દ્રવ્ય પૂજાના એ જમાનામાં કમળપ્રભ આચાર્ય મહા તપસ્વી, ઘણા દયાળુ, લજ્જાવંત અને સાધુના સર્વે ગુણ સહિત હતા. એક વખતે મહાનુભાવ કમળપ્રભાચાર્ય પોતાના સુશિષ્યો સહિત વિહાર કરતા કરતા પેલા વેષધારી સાધુઓના સ્થાનકને વિષે આવી પહોંચ્યા. તેઓએ તેમને યોગ્ય આદર સહિત ત્યાં ઉતાર્યા. જ્યારે આચાર્ય ત્યાંથી વિહાર કરવા તત્પર થયા ત્યારે તે વેષધારીઓએ કહ્યું કે—

"હે ભગવન! જો આપ અત્રે ચાતુર્માસ કરો તો કેટલાંક ચૈત્ય, સ્થાનક, દેહરાં અહીં બને. માટે કૃપા કરી અત્રે ચોમાસું કરો."

ભગવાનની આજ્ઞા યાદ કરીને કમળપ્રભાચાર્ય બોલ્યા કે—હે પ્રિયવર્ય નિમંત્રણકારો! જેટલાં દેહરાં છે તેટલાં આરંભના સ્થાનક જાણવાં. એ સાવદ્ય કર્મ હું તો વચનથી પણ નહિ કરૂં. તો કરવું, કરાવવું અને અનુમોદવું તે તો ક્યાં જ રહ્યું?

ભગવાન ગૌતમ સ્વામીને કહે છે કે—આ શુદ્ધ પ્રરૂપણાથી કમળપ્રભે તીર્થંકર નામ કર્મ ગોત્રના દળીયા ઉપરાજ્યા.

પરતુ પેલા શોખીના છોકરાને આ શબ્દો શરરૂપ થઇ પડ્યા. તેઓ ખીજવાયા અને કમળપ્રભનુ નામ સાવદ્યાચાર્ય પાડીને તે નામથી જ્યાએ જ્યાએ તેને નિદ્યો

કમળપ્રભ વિહાર કરી ગયા પછી તે વેષધારીઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે—"શ્રાવક ન હોય તે દ્રવ્યસપતિ સાધુઓ દેવળને સમરાવે, ઉદ્ધાર કરે, બીજા પણ દેહે। વગેરેના કામ કરે, કરાવે, અનુમોદે તો યતિને સાવદ્ય કર્મના દોષનો સભવ નથી" ત્યારે તેમના માના જ કેટલાક કહેવા લાગ્યા કે—"યતિને સયમ એ જ મોક્ષનુ કારણુ છે"

આમ મતભેદ થતા નિરાકરણુ કરવા માટે તેમણે એ જ કમળપ્રભ આચાર્યને બોલાવ્યા કમળપ્રભ આચાર્ય આવીને સભામા બિરાજમાન થયા તેવા જ તે વેષધારીઓમાની એક સાધ્વીએ ભક્તિવશ થઈ આચાર્યના પગને પોતાના મસ્તકનો સ્પર્શ કરાવ્યો તે સર્વેએ પ્રત્યક્ષ જોયુ.

પછી તેમણે ઉપદેશમા મહાનિશીથ સૂત્રનુ પાચમુ અધ્યયન કહેવા માડયુ તેમા સ્પષ્ટ આવ્યુ કે—"રોગાદિ ગમે તે કારણુ છતા તીર્થંકર પણુ એક વસ્ત્રને આતરે જો સ્ત્રીના હાથનો સ્પર્શ કરે તો તે ગચ્છ મૂળ ગુણરહિત થાય"

એ પાઠનો અર્થ સમજાવતાં પહેના આચાર્ય અચકાયા દરમ્યાનમા પેલા સાધુઓ તેને વિચારમા પડેલો જોઇ, શકાઈ, કોલાહળ કરી મૂકવા લાગ્યા "શુ તુ ઉત્તર જોડી કાઢવામા ગુથાયો છે તને મોરો જાણીને તેડાવ્યો તે શુ આટલા માટે કે?" એમ અનેક પ્રકારના મેણા મારી ગાભરો બનાવ્યો

આચાર્યે જવાબ આપ્યો કે—"શુ તમે નથી જાણુતા કે અમવાને ઉત્સર્ગ અને અપવાદ એવા બે રસ્તા કહ્યા છે?"

એટલે એણે એમ કહેવા માંગ્યું કે મને સાધ્વીએ સ્પર્શ કર્યો તે અત્યંત ભક્તિવશ થઈ અપવાદ માર્ગે કર્યો માટે સૂત્ર વિરુદ્ધ કાંઇ થયુ નથી. અને એ જ બારીમાંથી પેલા મૂર્તિપૂજકોને પણ નાસી છૂટવાનું મળ્યું તેઓ કહેવા લાગ્યા કે—"અમે પણ પ્રભુ ઉપરના અત્યંત ભક્તિભાવને લીધે દેહેરાં કરાવીએ છીએ અને ફળફુલ આદિ ચડાવીએ છીએ તો તેનું પણ પ્રાયશ્ચિત નથી."

મહાવીર દેવે ગૌતમને કહ્યુ કે—હે ગૌતમ ! આ ચલિત સ્વભાવના આચાર્યે અનંત સંસાર ભમવારૂપ લાભ મેળવ્યો. કાળ સમયે કાળ કરીને તે વાણ વ્યંતર દેવ થયો.. એમ તિર્યંચ, નારકી, મનુષ્ય આદિ અવતાર લઈ મહા દુખ તે જીવ પામ્યો. છેવટે મહાવિદેહ ક્ષેત્ર મનુષ્ય થઈ તીર્થંકરની વાણી સાંભળી બુઝયો અને મુક્તિ પામ્યો."

**આ પ્રમાણે મહાનિશીથ સૂત્રમાં ભગવાનના શબ્દમાં સાવદ્યપૂજાનો નિષેધ કર્યો છે.**

### વિવાહ ચૂલિયા સૂત્રનો દાખલો

ગૌતમસ્વામી—જિનેશ્વરોની પ્રતિમાનું વદન પૂજન કરવાથી શ્રુતધર્મ કે ચારિત્રધર્મની પ્રાપ્તિ થાય ?

મહાવીર પ્રભુ—ગૌતમ, તે કહ્યુ તે બરાબર નથી.

ગૌતમ સ્વામી—આપ એમ કેમ કહો છો ?

મહાવીર પ્રભુ—એ બાહ્ય પૂજામાં નાના મોટા જીવોની હિંસા થાય છે.

ગૌતમ સ્વામી—ભલે સૂક્ષ્મ હિંસા થાય પરંતુ તેનું ફળ સુંદર મળે તો શા માટે મૂર્તિપૂજા જૈનધર્મમાં વિધેય ન હોઈ શકે?

મહાવીર પ્રભુ—હિંસા એ ચોખ્ખી રીતે અધર્મનું કાર્ય છે અને તેથી હિંસાને પરિણામે આઠ કર્મો પૈકીના માત્ર આયુષ્ય કર્મને છોડીને

સાત કર્મોની પ્રકૃતિઓ જે શિથિલ બંધવાળી હોય તો ગાઢ બંધનવાળી બાંધે છે.

આ પ્રમાણે વિવાહચૂલિયા સૂત્રમાં પણ સાવદ્યપૂજાનો નિષેધ કર્યો છે.

## ૨

## પૂજાનો હેતુ

જૈન ધર્મનો હેતુ મોક્ષ પ્રાપ્તિનો છે. સર્વે લોકો મોક્ષ પ્રાપ્તિના હેતુથી જ જૈન ધર્મની આરાધના કરે છે અથવા કરતા હતા. એટલે મૂર્તિ પૂજાનો હેતુ પણ મોક્ષ પ્રાપ્તિનો જ હોવો જોઈએ. અને તેથી પૂજાની સામગ્રી પણ મોક્ષ માર્ગને અનુસરતી જ હોવી જોઈએ. તે સામગ્રીમાં એક પણ વસ્તુ એવી હોવી ન જોઈએ કે જે ધર્મના સિદ્ધાંતને બાધા કરનારી હોય.

**અત્યારે દ્રવ્ય મૂર્તિપૂજામાં જળ, પુષ્પ, ધુપ વગેરે અનેક વસ્તુઓ વપરાય છે કે જે ધર્મના સિદ્ધાંતને બાધ કરતા છે.**

લૌકિક દેવોની દ્રવ્યપૂજા થાય છે અને તેમાં જળ, ધૂપ, દીપ વગેરે અનેક પ્રકારની સાવદ્ય સામગ્રી હોય છે. પરંતુ લૌકિક દેવોની પૂજા ઐહિક સુખ માટે જ કરવામાં આવે છે. તેમની પ્રાર્થનામાં સંસારની સુખશાંતિની જ યાચના હોય છે. પણ પારમાર્થિક સુખની, મોક્ષના સુખની યાચના હોતી નથી.

જેમકે—કુબેરની પૂજા ધન માટે કરવામાં આવે છે, કૃષ્ણની કે શિવની પૂજા સંસારના સુખ માટે કરવામાં આવે છે. અનેક પ્રકારના સુખ માટે જુદી જુદી રીતે લૌકિક દેવોની દ્રવ્ય પૂજા કરવામાં આવે છે.

જૈનોએ જિનદેવની પૂજામાં પણ લૌકિક દેવોની પૂજાનું અનુસરણ કર્યું હોય એમ લાગે છે. પરંતુ તેવી પૂજા મોક્ષનો હેતુ થઈ શકે નહિ.

**અલબત્ત, જિનદેવની દ્રવ્ય પૂજા સ્વર્ગ પ્રાપ્તિનો હેતુ બની શકે. પરંતુ જૈનોની પૂજાનો હેતુ સ્વર્ગ પ્રાપ્તિનો નથી પણ મોક્ષ પ્રાપ્તિનો છે.**

જૈનોની સર્વ સાધના મોક્ષ પ્રાપ્તિ માટે જ છે અથવા હોય છે. પરંતુ સાધના અધૂરી રહે અને આયુષ્ય પૂરું થાય તેથી સ્વર્ગની પ્રાપ્તિ પણ થઈ શકે છે. પરંતુ જૈનની સાધના સ્વર્ગ પ્રાપ્તિ માટે જ હોતી નથી. સ્વર્ગપ્રાપ્તિ એ તો અધૂરી સાધનાને લીધે મળેલો વિસામો માત્ર છે. સાધકનું લક્ષ્ય તો મોક્ષનું જ છે.

પરંતુ ઘણા લાંબા વખતથી જૈનોનો હેતુ જ બદલાઈ ગયો છે અથવા બદલી નાખવામાં આવ્યો છે એમ જણાય છે. કારણ કે ઘણી સ્તુતિઓમાં ભગવાનની સ્તુતિથી સ્વર્ગ પ્રાપ્તિની અથવા તો ઐહિક સુખના લાભની વાત જ બતાવી હોય છે.

**જૈનોનો આ પ્રમાણે જીવનનો હેતુ બદલાઇ જવાનું મૂળ દ્રવ્યપૂજાની શરૂઆતમાં જ હોય એમ દેખાય છે.**

દ્રવ્યપૂજા ગમે તેવા શુભ આશયથી શરૂ કરવામાં આવી હોય પરંતુ તેનુ પરિણામ તો વિપરીત જ આવેલું છે એમ સ્પષ્ટ જોઈ શકાય છે. અને આવું પરિણામ જ આવે તે સ્વાભાવિક જ છે.

દ્રવ્યપૂજાથી પરંપરાએ મોક્ષ પ્રાપ્તિ થઈ શકે એમ કહેવું એ પણ એક પ્રકારનો વદતો વ્યાઘાત છે. કારણકે **દ્રવ્યપૂજાથી સ્વર્ગના સુખની પ્રાપ્તિ થાય છે તેમાં આનંદ માન્યા પછી મોક્ષના સુખની ઈચ્છા રહેતી જ નથી. એ ઈચ્છા ક્યાંય વિલાઈ જાય છે. અને પૂજક સ્વર્ગના સુખના આનંદમાં જ મગ્ન રહ્યા કરે છે. તેને પછી મોક્ષ પ્રાપ્તિની જરૂર પણ જણાતી નથી.**

અનેક પ્રકારની નવનવી દ્રવ્ય પૂજામાં જ રચ્યાપચ્યા રહેનારને

તાત્કાલિક સ્વર્ગ સુખના લાભની જ ઈચ્છા રહ્યા કરે છે તેને પછી મોક્ષ માટેની કષ્ટપૂર્ણ સાધના તરફ કંટાળો જ આવે છે.

એટલે દ્રવ્ય પૂજાનુ અનિષ્ટ પરિણામ એ આવે છે કે જૈન ધર્મની સાધનાનો મૂળ હેતુ માર્યો જાય છે અને સ્વર્ગના પૌદ્ગલિક સુખમાં જ તેનો આનંદ પૂર્ણ રીતે સમાઈ જાય છે

મૂર્તિ પૂજકોએ મૂર્તિ અને મૂર્તિ પૂજાનો એક જ વિષય બનાવી દઈને જે ગોટાળો કર્યો છે તેમાથી હવે તેઓ છૂટી શકતા નથી. તેથી મૂર્તિ પૂજાને–દ્રવ્ય પૂજાને સિદ્ધાત અનુસાર ઠરાવવા માટે વિચિત્ર દલીલો રજૂ કરે છે. મુનિ શ્રી ભદ્રકર વિજયજીએ "પ્રતિમા પૂજન" નામનુ પુસ્તક લખેલ છે તે પુસ્તક બીજી રીતે સુન્દર હોવા છતાં તેમાં મુનિશ્રીએ પૂજા માટે જે દલીલો કરી છે તે વિચિત્ર અને ધર્મ સિદ્ધાતને વિપરીતરૂપમાં બતાવનારી છે, જેમકે—

દલીલ ૧. (પ્રતિમા પૂજન પૃષ્ટ ૯)મા મુનિશ્રી લખે છે કે—

"ઉપાસ્યના આકારની ભક્તિ માટે જે હિંસા કરે છે તે હિંસા વ્યક્તિ-નિમિત્તક નથી, કિંતુ ઉપાસકના સ્વાભાવિક હિંસક જીવનને જ આભારી છે.

મુનિશ્રીની દલીલ વિચિત્ર છે ઉપાસક હિંસક સ્વભાવનો હોય અથવા તેનું જીવન હિંસામય હોય તેથી તેને હિંસામય પૂજા કરવાનો પણ અધિકાર છે અને તેથી તેની હિંસા ભક્તિને કારણે નથી એમ કહેવુ તે અસત્યને સત્ય તરીકે ઠરાવવા જેવુ છે

દલીલ ૨. (પ્રતિમા પૂજન પૃષ્ટ ૯)મા મુનિશ્રી લખે છે કે—

"ત્રસ જીવ નિકાયની હિંસાથી પણ સર્વથા નહિ વિરમેલા આત્માઓ, તે હિંસાથી વિરમવા માટે ત્રસની અપેક્ષાએ અતિ અલ્પ હિંસા જેમા રહેલી છે એવા પદાર્થો વડે ઉપાસ્યની ભક્તિ કરે તથા સર્વ જીવ નિકાયના વધથી વિરામ

પામવા સ્વરૂપ સર્વ વિરતિ 'સ્વરૂપ મહાન ગુણની પ્રાપ્તિને નિકટ લાવવા માટે ઉદ્યમ કરે, તે કાર્ય હિંસાનુ કાર્ય છે કે તેથી તે સાવદ્યને આચરે છે એમ કહેવુ તે સમજણ વિનાનુ તથા ઉપહસનીય છે."

મૂર્તિની સાવદ્ય પૂજાને સાચી ઠરાવવા માટે મૂર્તિપૂજક મુનિઓ જૈન ધર્મના સિદ્ધાંતને કેવી ખોટી રીતે સમજાવે છે તેનો આ એક નમૂનો છે.

તીર્થંકર ભગવાનોએ તો કહેલુ છે કે **લોહીથી ખરડાયેલું લુગડું લોહીથી ધોવાથી સાફ થતું નથી.** ભગવાન મલ્લિનાથના ચરિત્રમાં એ વાત ઘણી સ્પષ્ટ રીતે સમજાવેલી છે એટલે **અલ્પ હિંસાવાળી ભક્તિથી સર્વવિરતિ ગુણની પ્રાપ્તિ થાય એમ કહેવું તે તો ધર્મના સિદ્ધાંતને જ ઊલટાવવા જેવું છે.**

ખરી રીતે સાધુઓ આવી રીતે શ્રાવકોને દ્રવ્યપૂજાના કાર્યોમાં જ રચ્યાપચ્યા રાખીને તેમને આગળ વધવા દેતા નથી જાણે કે પૂજામા જ ઇતિ કર્તવ્યતા છે એવી જાતનો ભ્રમ શ્રાવકોમાં ઉત્પન્ન કરે છે

અલબત્ત કેટલાક શાસ્ત્રજ્ઞ મૂર્તિપૂજક સાધુઓ એટલુ તો કબૂલ કરે છે કે સૂત્રોમા ક્યા ય દ્રવ્ય મૂર્તિપૂજાની વાત નથી

## પૂજા શા માટે ?

હાલમા ચાલતી મૂર્તિપૂજાની વિધિના બચાવમા મૂર્તિપૂજકો એવી દલીલ કરે છે કે તેઓ ભગવાનની બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને નિર્ગ્રંથ તીર્થંકર અવસ્થાની એમ ત્રણ અવસ્થાની પૂજા કરે છે.

પૂજા જો ધર્મ માટે કે મોક્ષ માટે કરવામા આવતી હોય તો ભગવાનની સંસારાવસ્થાની પૂજા હોઈ શકે જ નહિ, કારણ કે સંસારીની પૂજામાં ધર્મ નથી. વ્યવહાર ધર્મમા પણ સંસારીની પૂજા હોઈ શકે જ નહિ. **સંસારી અવસ્થાની પૂજા તો સંસાર ભાવની જ વૃદ્ધિ કરે અને તે તો ભવભ્રમણનું કારણ બને.**

સંસારી દેવની પૂજામાં ધર્મ છે એમ મૂર્તિપૂજકો માનતા હોય તો પછી તેઓ જ અન્યધર્મના સંસારી દેવોની પૂજાનો વિરોધ શા માટે કરે છે?

જે ધર્મ બતાવે તેની જ પૂજા હોય. તીર્થંકર ભગવાન કેવળજ્ઞાન પ્રગટ કર્યા પહેલાં ધર્મ બતાવતા જ નથી તો કેવળી સર્વજ્ઞ થયા પહેલાની અવસ્થાની પૂજા કેવી રીતે હોઈ શકે?

સાચી પૂજા સર્વજ્ઞ તીર્થંકર અરિહંત ભગવાનની કે સિદ્ધ ભગવાનની જ હોઇ શકે તે સિવાયની બીજી કોઇપણ અવસ્થાની પૂજા મોક્ષના કારણરૂપ હોઈ શકે નહિ

## પૂજાનો સાચો અર્થ

ઉપરના લખાણથી વાચકો સમજી શકયા હશે કે વીતરાગ ભગવાનની પૂજા દ્રવ્યપૂજા વિધિથી થઈ શકે નહિ દ્રવ્યપૂજા સંસારી દેવની જ હોઇ શકે વીતરાગ દેવની ખરી પૂજા ભાવપૂજા જ છે પૂજ્યની આજ્ઞાને અનુસરીને ચાલવું, વર્તન કરવું, પૂજ્યને વંદન નમસ્કાર કરવા, પૂજ્યનું બહુમાન કરવું એ જ પૂજાનો સાચો અર્થ છે

તીર્થંકરોના જન્મ કલ્યાણક વખતે તેમના માતાપિતાની દેવેન્દ્ર પૂજા કરે છે એમ કહ્યું છે ત્યાં પણ દેવેન્દ્ર તીર્થંકરના માતાપિતાને વંદન નમસ્કાર કરે છે, તેમની સ્તુતિ કરે છે, તેમની પ્રશંસા કરે છે અને એ રીતે તેમનું બહુમાન કરે છે. એ જ તેમની પૂજા કરી કહેવાય છે

## મહિયા

મૂર્તિપૂજા સિદ્ધ કરવા માટે મૂર્તિપૂજકો મહિયા શબ્દનો દાખલો આપે છે મહિયાનો અર્થ પૂજા અથવા પૂજન થાય છે અને પૂજા ફૂલ વગેરે પૂજનસામગ્રી દેવ પાસે ધર્યા વિના થઈ શકતી નથી એમ દલીલ કરી મૂર્તિપૂજકો તેમની પૂજા વિધિ સિદ્ધ કરે છે

આ દલીલ તદ્દન ખોટી છે કારણ કે એક તો હુ આગળ જેમ બતાવી ગયો તેમ ભગવાનની પૂજા તેમને કલ્પે તે જ રીતે થવી જોઇએ. ભગવાનને ન કલ્પે તેવી ચીજો તેમને અર્પણ કરવી તે મારે મન ભગવાનની આશાતના છે

બીજુ મહિયા શબ્દનો અર્થ પૂજા થાય છે પણ તેની સાથે પુષ્પનો અર્થ બતાવનારો पुष्फ જેવો બીજો કોઈ શબ્દ જોડાયેલો નથી. અને મહિયા શબ્દનો પુષ્પ સહિતની પૂજા એવો અર્થ થતો જ નથી.

સૂત્રોમાં ફૂલ ચડાવીને પૂજા કરવાનું કહ્યુ છે ત્યાં पुष्फ શબ્દ ખાસ વાપરેલ છે. જેમકે અર્જુનમાળી મોગરપાણી યક્ષની પૂજા કરે છે ત્યાં पुष्फ શબ્દ સૂત્રમા આપેલો છે.

ભગવાનની પૂજા માટે महिया શબ્દ વપરાય છે જેમકે લોગસ્સમાં कित्तिय वंदीय महिया એમ પાઠ આવે છે તેના અર્થ આ પ્રમાણે થાય છે—

कित्तिय = કીર્તન = વચનથી ભગવાનની સ્તુતિ, કીર્તન.

वंदीय = વંદન = કાયાથી ભગવાનને વંદન નમસ્કાર.

महिया = પૂજન = મનથી ભગવાનની ભાવ પૂજા.

એમ મન, વચન અને કાયાથી ભગવાનની સ્તુતિ, પૂજા, ભક્તિ કરવાનુ કહેલ છે.

ભગવાનની ભક્તિ મન, વચન અને કાયાથી કરવાની છે. મહિયાનો અર્થ પુષ્પ વડે ભક્તિ કરવાનો હોય તો મનથી ભક્તિ કરવા માટે બીજો કોઈ શબ્દ હોવો જોઈએ. લોગસ્સમાં તેવો બીજો કોઈ શબ્દ નથી.

લોગસ્સનો પાઠ સર્વ સાધુઓ બોલે છે અને સાધુ પુષ્પથી પૂજા ન કરી શકે એમ તો મૂર્તિપૂજકો સ્વીકારે છે જ. એટલે મહિયાનો અર્થ ભાવપૂજા જ છે એમ સિદ્ધ થાય છે.

## કયબલિકમ્મા

कयबलिकम्मा = कृत बलि कर्म = બલિ કર્મ કર્યું અથવા કરીને. સૂત્રોમાં જ્યાં જ્યાં કયબલિકમ્મા શબ્દ આવે છે ત્યાં ત્યાં આ પ્રમાણે પાઠ આવે છે—

ण्हाया कयबलिकम्मा कय कोउय मंगलपायच्छित्ता

અર્થ—ન્હાઈને, બલિકર્મ કરીને, કૌતુક અને મંગળરૂપ પ્રાયશ્ચિત કરીને

અહીંઆ મતભેદ કયબલિકમ્મા શબ્દના અર્થ માટેનો છે સ્થાનકવાસીઓ કયબલિકમ્માનો અર્થ મુખ્યત્વે આ પ્રમાણે કરે છે—બળવર્ધક પીઠી ચોળીને અને પછી ન્હાઈને, અને (૨) ગૌણરૂપે અર્થ કરે છે કે—ગોત્રદેવી કે કુળદેવીનું પૂજન કરીને.

શ્રીમદ્ રાજચંદ્ર જિનાગમ શાસ્ત્રમાળા તરફથી બહાર પડેલ ભગવતીસૂત્રમાં પંડિત બેચરદાસે 'ગોત્રદેવીનું પૂજન કરીને" એવો અર્થ કર્યો છે ત્યારે મૂર્તિપૂજકો કયબલિકમ્માનો અર્થ કરે છે કે—ગૃહદેવની પૂજા કરીને અગર કે જિનપ્રતિમાની પૂજા કરીને

સમજણ આ પ્રમાણે આપવામા આવે છે—રાત્રે આવેલા કુસ્વપ્ન આદિના નિવારણ અર્થે તેમ જ શુભ શુકનને અર્થે કરાતી તિનકધારણની ક્રિયા તથા સરસવ, દહીં વગેરે માગલિક વસ્તુનું દર્શન વગેરે **સ્થાનકવાસી શ. પ. મુનિશ્રી રત્નચંદ્રજીએ** તેમના "અર્ધ માગધી કોષ"મા એ પ્રમાણે જ સમજૂતી આપી છે

કપાળે કેસરનુ તિલક કરવુ એ અત્યારે પણ માંગલિક ગણાય છે તે પ્રમાણે પ્રાચીનકાળમા પણ માંગનિક ગણાતુ હોય તે સભવિત ગણાય આ તિલક ભગવાનની ભક્તિરૂપ છે અથવા ભક્તિના પ્રતીકરૂપ છે એટલે તિલકથી અથવા ખરી રીતે પ્રભુભકિતથી કુસ્વપ્નની અસર એટલે મનમાના કુવિચાર ઉડી જાય અને ભકતને મગળરૂપ થાય એવા ભાવનાળો અર્થ હોય એમ સમજાય છે

સમકિતી શ્રાવકના સબધમા વાત હોય ત્યારે ગોત્રદેવ તે જિનદેવ હોય એમ વધારે બેસતું આવે છે કારણ કે તિલક જિનદેવની ભક્તિનુ ચિન્હ છે ત્યારે કુળદેવની ભક્તિ માટે કોઈ ખાસ તિલકનુ ચિન્હ હોતુ નથી

અજૈન અથવા મિથ્યાત્વીના સબધમા વાત હોય ત્યારે ગોત્રદેવ, કુળદેવ તે ગમે તે કોઈ પણ અન્ય દેવ હોય મિથ્યાત્વીના દેવોના પણ જુદા જુદા તિલક હોય છે

ત્યારે હવે શ્રાવકો કેવુ બલિકર્મ કરતા તે વિચારવાનુ રહે છે ઉપર કહ્યું તેમ બલિનો અર્થ ભોગ આપવાનો છે તો શ્રી જિનેશ્વર ભગવાન કેવા ભોગથી પ્રસન્ન થાય? ભગવાન તો પરિપૂર્ણ છે તેમને તો કઈ જોઈતુ નથી પણ આપણે ભગવાનની આજ્ઞા પ્રમાણે વર્તવાનુ સ્વીકારીને આપણા સ્વચ્છંદ વિચાર વર્તનનો ત્યાગ કરવો, અસદ્ વિચાર વર્તનનો ત્યાગ કરવો એ જ સાચો ભોગ છે એવા ભોગથી જ વીતરાગ ભગવાન પ્રસન્ન થાય છે

એટલે કે શ્રાવકે બલિ કર્મ કર્યાનો અર્થ એ થયો કે શ્રાવકે ભગવાનની આજ્ઞા પ્રમાણે વર્તવાનો સંકલ્પ કરતા ભગવાનને પ્રાર્થના કરી કે—

હે ભગવાન ! હે પરમકૃપાળુ દેવ ! જન્મ, જરા, મરણ આદિ આ સંસારના સર્વ દુઃખોનો અત્યંત ક્ષય કરવાનો માર્ગ બતાવી આપે અનહદ ઉપકાર કર્યો છે તે ઉપકારનો કંઇ પણ બદલો વાળવાને હું તદ્દન અસમર્થ છું. વળી હે પ્રભુ ! આપ તો કંઈ પણ લેવાને સર્વથા નિસ્પૃહ છો. તેથી હે દેવ ! હું મન, વચન અને કાયાની એકાગ્રતાથી આપના ચરણાર્વિંદમાં નમસ્કાર કરૂં છું. આપના પ્રત્યે પરમ ભક્તિ અને આપે બતાવેલા ધર્મની ઉપાસના મારા હૃદયમાં જીવનપર્યંત અખંડ જાગૃત રહે એવી મારી ઇચ્છા સફળ થાઓ.

હવે આ ઉપરથી મને એમ સમજાય છે કે સમ્યગ્દૃષ્ટિ શ્રાવકની વાત હોય ત્યાં તેણે જિનદેવની ભક્તિ કરી એટલે વંદન નમસ્કાર કરીને તથા તેમની આજ્ઞા પ્રમાણે વર્તવાનો ઉપ૦ પ્રમાણે સંકલ્પ કરીને કેસરનું કપાળે તિલક કર્યું એવો આ પાઠનો અર્થ હોવા વિશેષ સંભવ છે પણ બલિ કર્મના અર્થમાં પૂજા કરવાનો ભાવ તો છે જ નહિ.

## મૂર્તિનો પ્રાદુર્ભાવ કેમ થયો ?

મૂર્તિનો પ્રાદુર્ભાવ કેમ થયો તે દર્શાવતાં પં. શ્રી કલ્યાણ વિજયજી ગણિ તેમના "જિનપૂજા પદ્ધતિ" પુસ્તકમાં લખે છે કે—

"જે દેશમાંથી તીર્થંકર ભગવાનનો વિહાર કરી જતા તે દેશના તેમના પરમોપાસક બનેલા ગૃહસ્થો તેમના વિરહમાં તેમનું દર્શન કરવાને તન્મયતા અને સૂરતા પણ તે કંઈ એવી વસ્તુ નહોતી કે કોઈની ઇચ્છા માત્રથી મળી જાય પરિણામે તેઓ પોતાની દર્શનેચ્છાને પૂર્ણ કરવા

તેમના આકારો ચીતરાવીને કે તેમનાં પ્રતિબિંબો કરાવીને પોતપોતાના ઘરમાં રાખતા અને તેમના દીદાર નીરખીને નયનોને તૃપ્ત કરતા. આમ મનુષ્યની દર્શનેચ્છામાંથી મૂર્તિનો પ્રાદુર્ભાવ થયો."

આમાં કોઈને અતિશયોક્તિ લાગશે પણ તેમ નથી. વર્તમાનકાળમાં પણ સરળ હૃદયી ભક્તને તેના ધર્મ ગુરુના બીજે ગામ જવાથી વિરહદુઃખ પડતાં આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યા જવાના દાખલા બનેલા છે. તો ચોથા આરાના અત્યંત સરળ ભવ્યાત્માઓને ભગવાનના વિરહનું દુઃખ અસહ્ય થાય તે સ્વાભાવિક છે. તે દુઃખ ટાળવાને માટે તેઓ ઘરમાં ભગવાનની મૂર્તિ રાખતા અને તેમના દરરોજ દર્શન કરી તેમને વંદન નમસ્કાર કરતા.

એટલે કયબલિકમ્માનો અર્થ શ્રાવકના ઘરમાંની તીર્થંકર ભગવાનની મૂર્તિને વંદન નમસ્કાર કરવા એ જ અર્થ વિશેષ સુસંગત લાગે છે.

સ્થાનકવાસીઓની એક દલીલ અથવા શંકા એમ પણ છે કે સ્નાનગૃહમાં ન્હાવા ગયા અને ત્યાં બલિ કર્મ કર્યું તો સ્નાનગૃહમાં મૂર્તિ કયાંથી હોય ? તો મૂળ પાઠમાં એમ છે કે—" ન્હાઇને, બલિકર્મ કરીને, કૌતુક અને મંગળરૂપ પ્રાયશ્ચિત કરીને, બહાર જવાને યોગ્ય શુદ્ધ સુંદર વસ્ત્રો પહેરીને.. " તો આ બધુ કામ સ્નાનગૃહમાં જ કર્યું એમ માનવું ભૂલ ભરેલું છે. સ્નાનગૃહમાં ન્હાઈને બહાર નીકળીને મૂર્તિને ( જ્યાં રાખેલી હોય ત્યાં ) વંદન નમસ્કાર કરીને પછી તિલક કરવાના ઠેકાણે જઈને તિલક કરીને પછી વસ્ત્ર પહેરવાના ઠેકાણે જઈને વસ્ત્ર પહેરીને....એવી રીતે પાઠનો અર્થ સમજવો જોઈએ. એટલે સ્થાનકવાસીની એ શંકા યથાર્થ નથી.

વળી શેઠીઆઓ, ધનવાનો, રાજા મહારાજાઓના બંગલામાં તો નિવાસગૃહ, રસોઈગૃહ, સ્નાનગૃહ, અતિથિગૃહ વગેરે અનેક જુદા જુદા મકાનો હોય છે. તેમાં સ્નાન ઘર એટલે ન્હાવાની એક ઓરડી કે ઓરડો નહિ પણ મોટું મકાન. તેમાં ટબથી, ફુવારાથી

વગેરે જુદી જુદી રીતે ન્હાવા માટે જુદી જુદી ઓરડીઓ હોય છે કેટલેક ઠેકાણે તો અંદર તરી શકાય એવા મોટા હોજ હોય છે તેમજ ન્હાયા પછી શરીર લુછવાને, વસ્ત્ર પહેરવાને વગેરે માટે જુદી જુદી ઓરડી હોય છે. તેવી રીતે ભક્ત શ્રીમતો અને રાજાઓ ન્હાઈને તુરત ભગવાનને વંદન નમસ્કાર કરવા માટે એક જુદા ઓરડામા ભગવાનની મૂર્તિ રાખતા હોય તો તે કાંઈ નવાઈ જેવુ નથી એ આખુ મકાન સ્નાનગૃહ જ કહેવાય પરંતુ તેમા જુદા જુદા કામ માટે જુદા જુદા ઓરડા હોય તે બધુ કામ પતાવીને બહાર નીકળે ત્યારે સ્નાનગૃહમાંથી બહાર નીકળ્યા એમ કહેવાય

**ભગવતી સૂત્ર** શ ૨ ઉ ૫ મા તુંગિયાનગરીના શ્રાવકો તથા **નિરયાવલિકા સૂત્ર** તેમજ **બીજા કથાપ્રધાન સૂત્રોમા** જ્યા જ્યા શ્રાવકોને ભગવાનના સમવસરણમા કે ગણધર મહારાજ અથવા કેશીશ્રમણ વગેરે આચાર્યોને વંદન કરવા તથા પ્રવચન સભળવા જવાની વાત આવે છે ત્યા ત્યા તેઓ ન્હાઈ, બલિકર્મ કરીને ગયા એવો પાઠ આવે છે

પરંતુ સ્થાનકવાસી સંપ્રદાયના શતાવધાની પંડિત મુનિશ્રી રત્નચંદ્રજીએ જ્ઞાતા સૂત્રની આદર્શો વર્ષ પહેલાની પ્રતિ ઉપરથી પુરવાર કર્યું હતું કે એ પાઠ પ્રક્ષિપ્ત છે કારણ કે તે આદર્શો વર્ષની જૂની પ્રતિમા તો પાઠ જ નથી.

દેવોની પૂજાની વિધિ ફક્ત **રાજપ્રશ્નીય** તથા **જીવાભિગમ** એ બે સૂત્રોમાં જ બતાવેલ છે. અને એ બંને સૂત્રો તો ભ. મહાવીરના નિર્વાણ પછી પણ પાય સાત સૈકા પછી જ બનેલા છે. એટલે તેમાં જે પૂજા વિધિ આપેલ છે તે તો અહીં ભારત વર્ષમાં તે વખતે જે પુજાવિધિ પ્રચલિત થઈ ગઈ હતી તેનું વર્ણન કરેલું હોય તે સ્વાભાવિક છે

**બાકી દેવો મહાવિનયી અને વિવેકી હોય છે. તેઓ તીર્થંકર ભગવાનના સમવસરણોમાં પણ જતા હોય છે. અને તેનો ઉપદેશ સાંભળતા હોય છે. તેથી પૂજા એટલે શું ? અને ભગવાનની પૂજા કેમ થાય ? તે પણ તેઓ સારી રીતે જાણતા હોય છે. એટલે વીતરાગ ભગવાનને કલ્પે નહિ તેવી વસ્તુ ભગવાનની પ્રતિમા પાસે ધરીને ભગવાનની આશાતના થાય એવી સાવદ્ય પ્રકારની દ્રવ્યપૂજા દેવો કરે એવી વાત તો કદી માની શકાય નહિ.**

**એટલે દેવો પણ વંદન નમસ્કાર વગેરે ભાવપૂજા જ કરે છે. એમ જ માની શકાય.**

## ઉવવાઈ સૂત્રમાં પૂજાનો દાખલો

મૂર્તિપૂજા સાબિત કરવા માટે મૂર્તિપૂજકો ઉવવાઇ સૂત્રમા *अप्पेगइया वंदणवत्तिय, अप्पेगइया पूयणवत्तिय* એ પાઠનો ઉલ્લેખ કરીને કહે છે કે તેનો અર્થ વંદન કરવાને તથા પૂજન કરવાને એમ થાય છે અને પૂજા તો પુષ્પ આદિ દ્રવ્યોથી જ થાય એટલે મૂર્તિ પૂજા સિદ્ધ થાય છે.

આ દલીલ કરતી વખતે એ જ ઉવવાઈ સૂત્રનો બીજો પાઠ તેઓ ભૂલી જાય છે કે જેમાં ભગવાનની પૂજાની વિગત આપી છે. કોણિક મહારાજાએ મહાવીર ભગવાન પાસે જઈને તેમની પૂજા કેવી રીતે કરી તેનું વર્ણન ઉવવાઈ સૂત્રમાં આ પ્રમાણે છે—

**(૧) શરીરથી**—હાથપગ સંકોચીને, બંને હાથ જોડીને નમ્રતા તથા વિનયપૂર્વક ભગવાનના સામે બેસી ગયા અને ભગવાનની સુશ્રૂષા કરવા લાગ્યા. એમ શરીરથી ભકિત પૂજા કરવા લાગ્યા.

**(૨) વચનથી**—જેમ જેમ ભગવાન વચન ઉચ્ચારતા તેમ તેમ હે ભગવાન! એમ જ છે. હે ભગવાન! સત્ય છે, હે ભગવાન! બરાબર સત્ય છે. સંદેહરહિત છે. હે ભગવાન! હું ઇચ્છું છું, હું વિશેષ ઇચ્છું છું અને આપે જે કાંઈ કહ્યું તે બરાબર છે. એમ કહીને તે ભગવાનની વચન દ્વારા સેવા–ભકિત–પૂજા કરવા લાગ્યા.

**(૩) મનથી**—મનમાં મહાન વૈરાગ્યભાવ ધારણ કરીને તેમજ તીવ્ર ધર્માનુરાગ રત બનીને મનથી ભગવાનની સેવા–ભકિત–પૂજા કરવા લાગ્યા.

**આ પાઠથી સ્પષ્ટ છે કે ભગવાન મહાવીરની પૂજા ત્રણ પ્રકારે કરવામાં આવતી. માનસિક, વાચિક અને કાયિક. મનમાં તેમનું ધ્યાન કરવું, સ્મરણ કરવું એ માનસિક પૂજા છે. વચનથી તેમના ગુણગાન કરવા એ વાચિક પૂજા છે. અને પંચાંગ નમાવીને નમ્રતાપૂર્વક નમસ્કાર કરવા એ કાયમી પૂજા છે. વીતરાગ ભગવાનની પૂજા એ પ્રકારે થાય છે.**

**જે પદાર્થ રાગ ઉત્પન્ન કરનાર તરીકે મનાય છે તે વીતરાગ ભગવાન પર ચઢાવવા અથવા તેમને ભેટ ધરવા એ પૂજા નથી પણ ભગવાનની અવજ્ઞા છે. રાગ ઉત્પન્ન**

કરનાર વસ્તુઓનો તો ભગવાન પહેલેથી જ ત્યાગ કરી ચૂક્યા છે. ભગવાને ત્યાગેલી વસ્તુઓ ભગવાનને અર્પણ કરવી એમાં તેમની પૂજા નહિ પણ અવજ્ઞા છે, આશાતના છે.

## આનંદ શ્રાવક

ઉપાસક દશાંગ સૂત્રમાં આનદ શ્રાવકે વ્રત લેતાં પ્રતિજ્ઞા કરી છે કે—"મને (આનદ શ્રાવકને) આજથી અન્ય તીર્થિક, અન્ય તીર્થિક દેવ અને અન્ય તીર્થિકોએ ગૃહણ કરેલ ચૈત્યને (પ્રતિમાને) વંદન નમસ્કાર કરવા... એ કલ્પતું નથી."

અહીં પૂજા કરવાની કાંઈ વાત જ નથી જો તે વખતે મૂર્તિપૂજા પ્રચલિત હોત તો તેમણે અન્ય તીર્થિકોએ ગૃહણ કરેલ મૂર્તિને વંદન નમસ્કાર ન કરવાની પ્રતિજ્ઞાની સાથે તેની પૂજા પણ ન કરવી એવી પ્રતિજ્ઞા લીધી હોત. પણ તેવી પ્રતિજ્ઞા લીધી નથી.

એટલે તે વખતે મૂર્તિપૂજા પ્રચલિત નહોતી તે સાબિત થાય છે.

## અંબડ શ્રાવક

આનદ શ્રાવકની પેઠે જ અબડ શ્રાવકે પણ અન્ય તીર્થિકોને, તેમના દેવોને તેમજ અન્ય તીર્થિકોએ ગ્રહણ કરેલા અરિહત ચૈત્યને વંદન નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. કારણ કે તે વખતે મૂર્તિપૂજા થતી નહોતી. મૂર્તિની પૂજા પણ કરવામાં આવતી હોત તો અન્ય તીર્થિકે ગ્રહણ કરેલ અરિહંતની મૂર્તિને વંદન નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી તેમ અરિહંતની મૂર્તિની પૂજા નહિ કરવાની પણ સાથે સાથે પ્રતિજ્ઞા લીધી હોત. પણ ફક્ત વંદન નમસ્કાર પર્યુપાસના–સેવા ભક્તિ નહિ કરવાની જ પ્રતિજ્ઞા લીધી. એટલે તે વખતે મૂર્તિપૂજા નહોતી તે સિદ્ધ થાય છે.

## સૂત્રોમાં પૂજા વિધિ નથી કારણ દ્રવ્યપૂજા થતી નહોતી

પ્રાચીન કાળમાં મૂર્તિ હતી, મૂર્તિનાં દર્શન, વંદન, નમસ્કાર હતા. પણ મૂર્તિની પૂજા થતી નહોતી. એટલે જ અગ સૂત્રોમાં કયાંય મૂર્તિપૂજાનો ઉલ્લેખ નથી તેમ મૂર્તિપૂજાની વિધિ પણ કયાંય બતાવી નથી. એક ફક્ત જ્ઞાતા સૂત્રમાં દ્રૌપદીના અધિકારમાં દ્રૌપદીએ સ્વયવર વખતે મૂર્તિપૂજા કરી હતી એમ ઉલ્લેખ છે. તેથી અહીં તેનો પણ વિચાર કરી લઈએ.

## દ્રૌપદી

મૂર્તિપૂજા સાબિત કરવા માટે મૂર્તિપૂજક સપ્રદાય જ્ઞાતાસૂત્રમાંના દ્રૌપદીના સ્વયવરના અધિકાર ઉપર બહુ ભાર મૂકે છે. પણ દ્રૌપદીના અધિકારથી મૂર્તિપૂજા સાબિત થઈ શકતી નથી.

દ્રૌપદીના સ્વયંવર અધિકારમાં બે વાત છે—(૧) સ્નાન કરી બલિકર્મ કર્યુ, (૨) જિનઘરમાં પૂજા કરી.

દ્રૌપદી સ્વયવર વખતે મિથ્યાદૃષ્ટિ હતી કે સમ્યગદૃષ્ટિ હતી તેમાં મતભેદ છે. સ્થાનકવાસી દ્રૌપદીને તે વખતે મિથ્યાદૃષ્ટિ માને છે તેના કારણમાં તેઓ જણાવે છે કે—

(૧) દ્રૌપદીએ નિયાણુ કરેલુ હોવાથી તે નિયાણું પૂરુ ન થ ત્યાં સુધી તેને સમકિત પ્રાપ્ત થઈ શકે નહિ.

(૨) ઓઘનિર્યુક્તિમાં પાઠ છે કે દ્રૌપદી લગ્ન પછી સમકિ થઈ હતી.

મૂર્તિપૂજકો કહે છે કે દ્રૌપદી સમ્યગ્દૃષ્ટિ હતી, તેના માતાપિતા પ સમ્યગદૃષ્ટિ હતા કારણ કે દ્રૌપદીનું નિયાણુ મદ રસે થયેલું હતુ તે સમકિત પામી શકે અને નિયાણુ તો ભવપૂરો થાય ત્યારે જ પૂરું થા

વાસુદેવ પદ્દી નિયાણું કરવાથી જ પ્રાપ્ત થાય છે. છતાં કૃષ્ણ વાસુદેવને સમકિત પ્રાપ્ત થયું હતું અને શ્રી નેમિનાથ તીર્થંકર ભગવાનના તેઓ અનન્ય ભકત હતા એટલે દ્રૌપદીને પણ સમકિત પ્રાપ્ત થઈ ગયું હોય તે સંભવિત છે.

ત્યારે બીજો પ્રશ્ન એ રહે કે મૂર્તિપૂજકોના કહેવા પ્રમાણે દ્રૌપદીએ બે વાર જિનપુજા કેમ કરી? કારણ કે એક તો કયબલિકમ્મા શબ્દ પ્રમાણે અને પછી જિનઘરમાં એમ બે ઠેકાણે દ્રૌપદીએ પૂજા કરી હતી એમ મૂર્તિપૂજકો કહે છે.

અહીંઆ મને એ સંભવિત લાગે છે કે દ્રૌપદીએ સ્નાનગૃહમાં કયબલિકમ્માના અર્થ પ્રમાણે જુદી ઓરડીમાં જિનપ્રતિમા હશે તેને વંદન નમસ્કાર કર્યા. અને બીજી વાર જિનઘરે જવાની વાત નથી અને બનાવટી લાગે છે, કારણ કે—

રાજમહેલની અંદર બે જિનઘર હોવાનું સંભવિત નથી (૧) સ્નાનગૃહના મકાનની અંદર અને (૨) બીજા મકાનમાં પણ રાજમહેલની વંડીની અંદરજ. જો જિનઘર એટલે મંદિર રાજમહેલની બહાર હોય તો સૂત્રકાર તે પ્રમાણે જણાવત. વળી રાજમહેલની બહાર મંદિર હોત તો દ્રૌપદી ચાલીને નહિ પણ રથમાં બેસીને જ જાત. પણ સૂત્રમાં તો ચાલીને જવાનીજ વાત છે. એટલે બીજીવાર દ્રૌપદી જિનઘરમાં ગઈ તે આખી વાત પ્રક્ષિપ્ત લાગે છે. કારણ કે આ જ્ઞાતાસૂત્ર કે બીજા કોઈપણ અંગસૂત્રમાં કોઈએ પણ બીજી વાર પ્રતિમાનું પૂજન કે દર્શન કર્યાની વાત હેય એમ કોઈએ કહ્યું નથી.

જ્ઞાતા સૂત્રની આઠસો વર્ષની જૂની પ્રતમાં તેવો પાઠ નથી, તેથી સ્થા. શ્ર. પ. મુનિશ્રી રત્નચંદ્રજીએ તે પાઠ પ્રક્ષિપ્ત છે એમ સાબિત કર્યું હતું.

આ દ્રૌપદીની વાત સિવાય બીજા કોઈ પણ પ્રસગમાં મનુષ્યો (પુરુષે કે સ્ત્રીએ) મૂર્તિ પૂજા કરી હતી એવો સૂત્રમાનો કોઈ દાખલો કોઈએ રજૂ કર્યો નથી.

## પ્રક્ષેપ પાઠો

કોઈપણ અગ સૂત્ર હાલમાં મૂળ શુદ્ધ તો ઉપલબ્ધજ નથી. જે છે તે પણ મૂળ સૂત્રનો ઘણો થોડો અંશ અને બાકીનું તો તેના ઉપરનું પૂર્વાચાર્યોનું વિવેચન જ છે. અને પાછળથી જ્યારે મૂર્તિપૂજા ચાલુ થઈ ગઈ હતી, લોકોનું મન મૂર્તિપૂજા તરફ, બાહ્યાચાર તરફ આડબર તરફ વિશેષ આકર્ષાયુ હતુ, ત્યારે તે વલણને પુષ્ટ કરવા માટે પૂર્વાચાર્યોએ સૂત્રમાં પૂજાની વાત ઉમેરી દીધી હોય તો તેમાં કશી અસમંવિતતા કે નવાઈ જેવુ નથી.

જીવાભિગમ સૂત્રમાં તથા રાજપ્રશ્નીય સૂત્રમાં દેવલોકમાં દેવો મૂર્તિપૂજા કરે છે તેની વિધિ માટે "રાજપ્રશ્નીય સૂત્રમાંની સૂર્યાભદેવની પૂજાવિધિ પ્રમાણે" એમ બતાવેલું છે. જીવાભિગમ અને રાજપ્રશ્નીય એ બન્ને સૂત્રો મૂર્તિપૂજા શરૂ થઈ ગયા પછી પણ ઘણા વખતે બનેલા છે. એટલે તે સૂત્રો બનાવનાર આચાર્યોએ અહીં થતી હતી તે પ્રમાણેની વિધિ તે સૂત્રોમા દાખલ કરી દીધી હોય તો તેમાં કઈજ અસંભવિત કે નવાઈ જેવુ નથી.

હોય એમ સમજી શકાય છે, વિવેચનમાં જેમ એવી વાતો ભગવાનના નામે સૂત્રોમાં ઘૂસી ગઈ છે તેવી જ રીતે દ્રૌપદીની મૂર્તિપૂજાની વાત પણ ઘૂસી ગઈ હોય તો તેમા કંઈ જ નવાઈ જેવું નથી.

**બાકી સમ્યગ્દૃષ્ટિ દેવો તો મહા વિનયી અને વિવેકવંત હોય છે, અને તેઓ અરિહંત ભગવાનની પૂજા કેવી રીતે કરવી જોઈએ એ વાત તેઓ તેમના અવધિજ્ઞાનથી સારી રીતે જાણે છે તેથી તેઓ અરિહંત ભગવાનની આશાતના થાય તેવી રીતે સાવદ્ય પ્રકારની મૂર્તિપૂજા કરે જ નહિ. એટલે પૂર્વાચાર્યોના સૂત્રોમાં પૂજાની વિધિ છે તે અહીંયા તે વખતે જે વિધિ ચાલતી હતી તેનું જ વર્ણન કરેલુ છે એમ સમજવુ જોઈએ.**

## પ્રાચીન મૂર્તિઓ શું બતાવે છે?

સરકારી શોધખોળ ખાતા તરફથી થતા ખોદકામમાંથી અત્યાર સુધીમા જે જે મૂર્તિઓ મળી આવી છે તે સર્વ જે દટાયલા શહેરમાથી મળી આવી છે તે શહેર દટાયા પહેલાં પણ ઘણા વખત પહેલા તે મૂર્તિઓ બનેલી હશે જ. અને જો પ્રાચીન કાળમા મૂર્તિ પૂજા ચાલુ હોત તો તે મળી આવેલ મૂર્તિઓ ઘસાયલી હોત પણ મળી આવેલી મૂર્તિઓ જરા પણ ઘસાયલી નથી તે વાત પૂરવાર કરે છે કે પ્રાચીનકાળમાં મૂર્તિપૂજા નહોતી એટલે પણ દ્રૌપદીએ મૂર્તિપૂજા કરી નહોતી.

જિનઘરને કામદેવના મંદિર તરીકે લઈએ તો પણ તે વાત સંભવિત લાગતી નથી કારણકે દ્રૌપદી દૃઢ સમક્તિી હતી તે તો સૂત્રમાના બીજા ઉલ્લેખોથી નક્કી થાય છે જ એટલે તેણે કામદેવની પૂજા કરી હોય તે સંભવિત લાગતુ નથી.

ઓઘનિર્યુક્તિનો પાઠ સ્થાનકવાસીઓએ રજૂ કર્યો છે અને તેમાં દ્રૌપદીને લગ્ન પછી સમકિત થવાનું બતાવ્યુ છે. પરંતુ મૂર્તિપૂજકો

ચોક્કસપણે કહે છે કે આવનિર્યુક્તિમાં એ પાઠ જ નથી. એટલે દ્રૌપદી લગ્ન પહેલાંથી જ સમકિતી હતી એમ સમજી શકાય છે.

"જિન પ્રતિમા જિનસરિખી" એ મૂર્તિપૂજકોનો મુદ્રાલેખ છે. જિન ભગવાનને કોઈ સ્ત્રી અડી ન શકે તે સૂત્રથી, સિદ્ધાંતથી સિદ્ધ વાત છે. જિનપ્રતિમા જિન સરિખી છે તો જિન પ્રતિમાને પણ સ્ત્રી અડી ન શકે એ સમજી શકાય તેવી વાત છે. છતાં દ્રૌપદીએ જિન-પ્રતિમાને ન્હવરાવવા વગેરેની વાત છે એટલે દ્રૌપદી મૂર્તિને અડીને જ તે બધું કરી શકી તે તો નક્કી જ. ત્યારે "આ તો સ્થાપનારૂપ છે માટે સ્ત્રી અડી શકે" એમ કહેવું તે કેટલું ન્યાયસંગત છે તે વાંચકો સહેલાઈથી સમજી શકશે.

મતલબ કે દ્રૌપદીએ મૂર્તિપૂજા કરી જ નહોતી પણ સ્નાનગૃહમાંના મૂર્તિના ઓરડામાં કે જેને જ જિનઘર કહેતા હોય તો તે સંભવિત છે ત્યાં દ્રૌપદીએ મૂર્તિને વંદન નમસ્કાર કર્યા હતા, વખતે પ્રાર્થના પણ કરી હોય.

નિર્વાહ માટે બીજી કોઈ ચિંતા ન કરી. કેમકે તેવી ચિંતાનું કોઈ કારણ જ ન હતું. કોઈ દેવ વિદ્યાધર પહોંચી જતો અને ઇચ્છા થતી તો યથેચ્છ ભકિત કરી લેતો. નહિ તો દર્શન તો કરતો જ અને ભરતની પિતૃભકિત તથા જિન ભકિતને સબંધે બે શબ્દો બોલતો જ.

"આપણા શાસ્ત્રોના લેખાનુસાર નદીશ્વર, રુચક, કુડલ આદિ દ્વીપોમાં શાશ્વત ચૈત્યો અને પ્રતિમાઓનું અસ્તિત્વ છે, અષ્ટાહ્નિક પર્વોના દિવસોમાં કે જિન કલ્યાણક આદિના પ્રસંગોમાં દેવો, અસુરો કે સિદ્ધ વિદ્યાધરો ત્યાં જઈ ઉત્સવો મનાવે છે. પણ સદાકાળ ત્યાં કોણ પૂજા કરે છે એનો ખુલાસો શાસ્ત્રથી મળતો નથી.

**"આપણે સમજવું જોઈએ કે આપણી પ્રાચીન પૂજા પદ્ધતિ આજના જેવી ન હતી. તે સાચી અને સ્વાભાવિક હતી. આજની પદ્ધતિમાં કૃત્રિમતાનાં બંધનો છે, ભાવનાં સ્થાને ફરજ કર્તવ્યની કડિઓ સંકળાયેલી છે. એટલે પૂજકની આત્મભાવનાઓનો વિકાસ થઈ શકતો નથી."**—જિનપૂજા પદ્ધતિ પુસ્તકમાંથી સાભાર ઉદ્ધૃત.

## પૂજાવિધિ નાની શરૂઆત પછી વધતી ગઈ

મૂર્તિપૂજાની શરૂઆત બહુ નાની હતી. શરૂઆતમાં (૧) સુગંધી ચૂર્ણની પુડી, (૨) પુષ્પમાળા, (૩) ધૂપ, (૪) ચાવલ (ચોખા) અને (૫) દીપક દેવને (મૂર્તિને) ધરાવતા. આ પ્રમાણે પંચોપચારી પૂજાની શરૂઆત થઈ. પછી વધીને અષ્ટોપચારી થઈ. પછી તો વધતી જ ગઈ. ચૈત્યવાસીઓએ ખાસ કરીને ખૂબ વધારી દીધી.

પૂજાવિધિ આસ્તે આસ્તે વધતી જ ગઈ તે પૂજાવિધિ અને પ્રતિષ્ઠાના જુદા જુદા વખતે થયેલા જુદા જુદા આચાર્યોના પુસ્તકો ઉપરથી સિદ્ધ થાય છે.

## પૂજાવિધિથી કંટાળેલાઓએ પૂજાવિરોધ અપનાવ્યો

આ પૂજાવિધિએ લોકોને એટલો બધો ત્રાસ કંટાળો આપ્યો કે જ્યારે મુનિઓ શ્રી ધર્મસિંહજી, ધર્મદાસજી, લવજી ઋષિએ મૂર્તિપૂજા વિરુદ્ધ પોકાર ઉઠાવ્યો ત્યારે તેમને અણુચિતની, અસાધારણ ફત્તેહ મળી પૂજાવિધિથી કંટાળેના સર્વ લોકોએ આ મુનિઓના પોકારને વધાવી લીધો અને તેઓ આ મુનિઓના અનુયાયી બની ગયા આ પ્રમાણે સ્થાનકવાસી સંપ્રદાયની મોટી સંખ્યા બની ગઈ

સ્થાનકવાસીઓના આ મૂર્તિપૂજા વિરોધી પોકારમા મૂર્તિવિરોધ પણ સમાઈ ગયો એટલે એ વિરોધ મૂર્તિ અને મૂર્તિ પૂજા એ બે તદ્દન જુદી જુદી બાબતો છે તેની ખબર જ નહોતી તેથી તેમણે તો તર્કથી મૂર્તિપૂજા વિરુદ્ધ તેમજ મૂર્તિની વિરુદ્ધ પણ પ્રમાણો શોધી કાઢયા અથવા ઉપજાવી કાઢયા

પરતુ મૂર્તિપૂજકો તો તે વખતે આ બને જુદી જુદી બાબતો છે તેમ જાણતા જ હશે તો તેમણે મૂર્તિપૂજાનો બચાવ કરી વિરોધ વધારવાને બદલે વિરોધીઓને બને જુદી જુદી બાબતો છે એમ સમજાવ્યુ હોત તો મૂર્તિ વિરોધ તો તે જ વખતે અટકી ગયો હોત અને પૂજા વિધિ તદ્દન બંધ તો એકદમ થઈ ન જ શકે તેથી તેમા સુધારો ફેરફાર કરવાનું શરૂ કર્યું હોત તો મૂર્તિ પૂજા મ રેનો વિરોધ પણ ઉગ્ર ન બનત.

## સાધુઓ માટે સમાધાન કરવું અશક્ય નથી.

કાળ ધર્મે બનવાનું હતું તે તો બની ગયું પણ હવે "જાગ્યા ત્યારથી સવાર" ગણવામાં આવે અને ઉપર પ્રમાણેની સત્ય હકીકત સ્વીકારવામાં આવે તો સ્થાનકવાસી અને દેરાવાસી (મૂર્તિપુજક) બંનેની એકતા થવામાં કંઈ પણ અડચણ નડે નહિ. વાત એટલી જ કે બંને પક્ષે સત્ય હકીકત સ્વીકારવી જ જોઇએ, સંપ્રદાયવાદમાં તણાવું ન જોઇએ, સ્વમતનો દુરાગ્રહ રાખવો ન જોઈએ અને તીર્થંકર ભગવાનોના વખતમાં જે સ્થિતિ હતી, જે પ્રરૂપણા હતી તેનો સ્વીકાર કરવા તૈયાર થવું જોઈએ.

બંને પક્ષો એવી દલીલ કરી શકે કે લોકોમાં વર્ષો જુનો જે ખ્યાલ, ભાવના કે આગ્રહ પેસી ગયેલ છે તે કાઢવો મુશ્કેલ છે. તેના જવાબમાં હુ કહી શકું કે લોકોમાં ખોટો આગ્રહ પેસાડનાર જ સાધુઓ છે. અને હવે સાધુઓ જ જો સત્યને હૃદયથી સ્વીકારીને તે પ્રમાણે પ્રરૂપણા કરવાને ઈચ્છે તો ઘડીકમાં લોકોને સમજાવી શકે. લોકો તો સત્યાર્થી જ છે. પણ લોકોને સત્ય શું છે તેની ખબર નહિ હોવાથી તેઓ સાધુઓના કથનને અનુસરે છે.

અત્યારે પણ સાધુઓ સત્યનો પ્રચાર કરવા માંડે, મૂર્તિની માન્યતા સાચી છે અને મૂર્તિપૂજા સૂત્રસિદ્ધ નથી તથા અરિહંત ભગવાનની આશાતના કરનારી છે તે વાત બન્ને સંપ્રદાયના સાધુઓ સ્પષ્ટતાથી લોકોને સમજાવે તો લોકો તો તરત જ સાધુની વાતને માની જાય તેમ જ છે. પહેલી વાત સાધુઓએ સત્યાર્થીપણાથી, સત્યના સ્વીકારથી, સત્ય પ્રરૂપણાથી ભવકટિ છે એમ દૃઢપણે માનવું અને પછી સાધુઓ એટલુ ધ્યાનમાં રાખે અને તે પ્રમાણે વર્તે તો સ્થાનકવાસીઓ અને મૂર્તિપૂજકોની એકતામાં જરાપણ વિલંબ લાગે તેમ નથી.

મૂર્તિની માન્યતા અને મૂર્તિની પૂજા વિશેનો વિચાર અત્રે પુરો થાય છે.

## પાંચમા આરાના અંત સુધી
## સંપ્રદાયો નહિ પણ
## શુદ્ધ જૈન ધર્મ જ ટકી રહેશે

ભગવાને કહેલું છે કે જૈન ધર્મ પાંચમા આરાના અંત સુધી ટકી રહેવાનો છે એ વાત સર્વ સપ્રદાયના સર્વ જૈનો માને છે. અને તે ઉપરથી દરેક સંપ્રદાય પોતાને ઠેઠ સુધી ટકી રહેવાની વડાઇ લીએ છે. આવી વડાઈ લેવામાં તેમની ગંભીર ભૂલ છે કોઇ પણ એક સંપ્રદાય ઠેઠ સુધી ટકી રહેશે એમ ભગવાને કહ્યુ જ નથી પણ શુધ જૈન ધર્મ જ પાંચમાં આરાના અંત સુધી રહેશે એમ જ ભગવાને કહ્યુ છે.

ભસ્મગૃહને લીધે જૈન ધર્મ ચાળણીમાં ચળાશે એમ કહેલુ તે ભવિષ્યવાણી સિધ થઈ ચૂકી છે. જૈન ધર્મ જુદા જુદા સંપ્રદાયો, ગચ્છો, પંથોમાં વિભિન્ન થઈને છિન્નભિન્ન થવાનો હતો તે થઈ ચૂકયો છે. હવે તો ફરીને સારો કાળ આવશે, ધર્મકાળ આવશે અને તે કાળ એકતાનો હશે, ત્યારે સર્વ સંપ્રદાયોને પોતપોતાના મતાગ્રહો છોડીને એક થવું જ પડશે અને એક જ શુધ્ધ જૈનધર્મના ઝંડા નીચે રહેવું પડશે

એ વખત હવે બહુ દૂર નથી. સંપ્રદાયવાદીઓને, મતાગ્રહીઓને ભલે આ મારી વાત અત્યારે માનવામાં ન આવે. પરંતુ હું માનુ છું કે થોડા વખતમાં જ કોઈ યુગ

પ્રધાન મહાત્મા જાગશેજ. અને તે મહાત્મા બધા સંપ્રદાયોને તેમની ભૂલો સમજાવી તેમને શુધ્ધ ધર્મમાં લાવશે જ. અને એ રીતે તે મહાત્મા સર્વને એકત્રિત કરી શુદ્ધ જૈન ધર્મનો ફેલાવો કરશે.

માટે આપણે અત્યારથી જ મતભેદોને બને તેટલા અને બને તેમ ઓછા કરતા જવું જોઈએ. અને બને તેટલા એક થવું જોઈએ. કે જેથી એ યુગ પ્રધાન મહાત્માને એકતા કરવામાં વિશેષ મહેનત પડે નહિ અને તેથી તેઓ શુધ્ધ જૈન ધર્મનો સહેલાઈથી વિશેષ ફેલાવો કરી શકે.

## મારી આલોચના

અહીં મારે એક વાતની સ્પષ્ટતા કરવી જોઈએ કે મારા આગલા બે પુસ્તકો—(૧) સત્ય ધર્મ પ્રકાશ અને (૨) જૈન ધર્મ અને એકતા—તેમાં મે મૂર્તિપૂજાનો વિરોધ કરેલ છે. પરતુ તે વખતે મૂર્તિની માન્યતા અને મૂર્તિની પૂજા એ બે જુદી જુદી બાબતો છે તે મારા ધ્યાનમાં નહોતુ. મારા વાંચન મનનના પરિણામે મને તે સત્ય લાગ્યું કે તરત મેં મૂર્તિ સૂત્ર સિદ્ધ છે તે જાહેર કર્યું હતુ. એટલે મારા ઉક્ત પુસ્તકોમાં મૂર્તિપૂજાની અતર્ગત મૂર્તિનો પણ મારાથી વિરોધ થઈ ગયો છે. તે ખોટો છે અને તેથી તેને માટે અનતા સિદ્ધ કેવળીની સાખે આ જાહેર રીતે મિચ્છામિદુક્કડ લઉં છુ. મારૂં તે દુષ્કૃત્ય મિથ્યા હો.



## પ્રકરણ તેરમું

# કેટલુંક સ્પષ્ટીકરણ

### સાધના માર્ગમાં મિથ્યાત્વનો એકપણ અંશ હોય ત્યાં સુધી મોક્ષ દૂર જ છે

આજે બિન સાંપ્રદાયિક જૈન તો ભાગ્યે જ મળશે. મોટે ભાગે દરેક વાંચક તેના સાંપ્રદાયિક રંગથી રંગાયેલો જ હોય છે. અને તે જ્યારે કોઈ વાત તેની માન્યતાની વિરુદ્ધની વાંચે છે. ત્યારે તેનું દિલ કોઈને કોઈ રીતે ઉકળી ઊઠે તે સ્વાભાવિક છે. તે ઉકળાટ તેના શબ્દોમાં વ્યકત થઈ જાય છે.

તે ઉકળાટને લીધે તે લેખના ભાવને યથાર્થ સમજવાની કોશિશ કરતા નથી અને પોતાની માન્યતાની રીતે ચર્ચા કરવા માંડે છે. પરંતુ દલીલોમાની કઈ દલીલ કઈ રીતે ખોટી છે તે બતાવવાની દરકાર કરતા નથી.

સંપ્રદાયવાદી વાંચકોમાં આવું બને તે સ્વાભાવિક છે. છતાં બધાં વાંચકોમાં ખોટી રીતે ગેરસમજુતી ફેલાવા ન પામે તેથી કેટલોક ખુલાસો કરવાની જરૂર જણાય છે. મેં પહેલેથી જ જણાવેલું છે કે મારી કોઈ પણ દલીલમાં સિદ્ધાંતની રૂએ ભૂલ છે તેની કોઈ ખાત્રી કરી આપશે તો તે પ્રમાણે હું સુધારવા તૈયાર છું.

### આ પુસ્તકમાંના લેખોનો હેતુ શો છે?

મૂર્તિ, મૂર્તિપૂજા, દશ પ્રશ્નો અને તેનું સમાધાન વગેરે આ પુસ્તકમાંના લેખો લખવામાં મારો હેતુ શો છે? તે ઘણાં વાંચકોમાં ગેરસમજ ન થાય માટે સૌથી પહેલાં તેનો ખુલાસો કરી દઉં છું.

મારો હેતુ ફક્ત સત્ય શોધવા, જાણવા અને જણાવવાનો છે. ભગવાન મહાવીરે શું પ્રરૂપ્યું છે તે શોધવાનો જાણવાનો અને સમજવાનો છે.

એમ તો દરેક સંપ્રદાય પોતાના મતને જ સત્ય જ માને છે. ભગવાને જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે જ તેઓ બધાય માને છે એમ તેઓ દઢતાથી કહે છે. છતાં ખૂબી એ છે કે બધા સંપ્રદાયોની ઘણી વાતો એક બીજાથી વિરુદ્ધ છે, પણ સર્વજ્ઞ ભગવાનના કથનમાં વિરોધ હોઈ શકે જ નહિ. એટલે જ્યારે જુદા જુદા સંપ્રદાયોની વાતોમાં વિરોધ માલુમ પડે ત્યારે એટલું તો નક્કી સમજી શકાય કે બધાની વાત સત્ય હોઈ શકે જ નહિ.

તેથી સત્ય શું છે? ભગવાને શું પ્રરૂપ્યું છે તે જાણવાની સમજવાની અને તે પ્રમાણે વર્તવાની ભગવાનમાં શ્રદ્ધા રાખનાર દરેક જૈનની ફરજ છે તેમ મારી પણ ફરજ છે એમ હું સમજું છું અને તેથી એક સત્યાર્થી તરીકે સત્ય ધર્મ અથવા મૂળ શુદ્ધ જૈનધર્મ જાણવાની ઈચ્છા એ જ આ પુસ્તકનો હેતુ છે.

## એવી સત્યની શોધ શા માટે?

સંપ્રદાયવાદીઓ કહેશે કે એવી રીતે સત્યની શોધ કરવાની જરૂર જ શી છે? તમે તમારા સંપ્રદાયની માન્યતા પ્રમાણે માનો અથવા તમને પોતાની મેળે જે સત્ય લાગે તે પ્રમાણે માનો. પણ આવી ભાંજગડમાં શું કામ પડો છો?

હા, ભાઈ તમારી વાત તો ઠીક છે પણ તમે જ મને સમજાવ્યું છે કે—મિથ્યાત્વથી બચો તો જ મોક્ષ પ્રાપ્ત કરી શકાય. મિથ્યાત્વનો એક અંશ હોય ત્યાં સુધી તો મોક્ષ દૂર જ છે. અને હું તો મોક્ષનો પ્યાસી છું તેથી મારામાં એક અંશ પણ મિથ્યાત્વનો રહે તે મને પરવડે તેમ નથી.

જૈનધર્મની પ્રાપ્તિ વિના પણ જીવને મનુષ્ય ગતિ અને દેવના ગતિના સુખો પ્રાપ્ત થઈ શકે છે. પરંતુ મોક્ષના શાશ્વત સુખનો, લાભ તો જૈનધર્મની આરાધનાથી જ મળી શકે છે. જૈનધર્મની એ વિશિષ્ટતા છે.

જૈનધર્મ સિવાયની અન્ય સર્વ પ્રવૃત્તિને મિથ્યાત્વ પ્રવૃત્તિ ગણેલી છે. મિથ્યાત્વરૂપ પ્રવૃત્તિ એ પાપરૂપ પ્રવૃત્તિ ગણાય છે. અને તેથી **જૈનધર્મમાં મિથ્યાત્વનો ખાસ નિષેધ કરવામાં આવ્યો છે.**

જૈન ધર્મે પાપ પ્રવૃત્તિના અઢાર સ્થાનક બતાવેલા છે તેમા મોટામાં મોટું પાપસ્થાનક મિથ્યાત્વને કહેલુ છે.

**ત્યારે હું મિથ્યાત્વથી ડરીને શુદ્ધ જૈન ધર્મને શોધીને સમજવાની કોશિશ કરૂં તેમાં ખોટું શું છે?**

## પાંચમો સંપ્રદાય ઉમેરવો છે?

આટલુ લખ્યુ ત્યાં મારા કાનમાં એક અવાજ અથડાય છે તે કહે છે કે—તમે તમારી મેળે શોધ કરીને જેમ માનવુ હોય તેમ માનો, પણ આવી રીતે જાહેરમાં લખીને ઊહાપોહ શા માટે કરો છો? શું તમારે પાંચમો સંપ્રદાય ઉમેરવો છે?

સત્ય વાત જાહેર કરીએ ત્યારે સંપ્રદાયવાદીઓ કેવો ઊંધો અર્થ કરી નાખે તેનો આ એક નમૂનો છે. અરે, ભાઈ, ભગવાને એક પણ સંપ્રદાય પ્રરૂપ્યો નથી અને ભગવાને શું પ્રરૂપ્યું છે તેની શોધ કરનાર પાંચમા સંપ્રદાયનો મનમાં પણ વિચાર કેમ કરી શકે? ના. ભાઈ, એવો ડર રાખશો નહિ તેમ એવુ કહેશો પણ નહિ.

અને સત્યની શોધ ખાનગી રીતે થઈ શકે તેવો સંભવ નથી એમ ખાત્રી થયા પછી જ જાહેર ચર્ચા જરૂરની ગણી છે. **વળી આજે મારા જેવા સત્યાર્થી ઘણા છે તેમને પણ સત્ય જાણવાનો લાભ મળે તેમ પણ થવું જ જોઈએ.**

## મિથ્યાત્વની વ્યાખ્યા

હું તો ફક્ત મારામાં મિથ્યાત્વ હોય તેનો નાશ કરવા માગુ છુ તો હવે મિથ્યાત્વની વ્યાખ્યા શુ છે તે જોઇએ.

જૈનધર્મમાં મિથ્યાત્વની વ્યાખ્યા આ પ્રમાણે કરવામાં આવે છે—વીતરાગદેવ, નિર્ગ્રંથ ગુરુ અને સર્વજ્ઞ પ્રણીત ધર્મ ઉપર શ્રદ્ધા ન હોય તે મિથ્યાત્વ.

વીતરાગદેવ ઉપર શ્રદ્ધા રાખવી એટલે વીતરાગ ભગવાન ખરેખર થઇ ગયા હતા એટલુ જ માનવાનુ નહિ પણ **વીતરાગ સર્વજ્ઞ દેવે કહેલું છે તે જ સત્ય છે એમ દઢતાથી માનવું તે સાચી શ્રદ્ધા કહેવાય. એટલે કે સર્વજ્ઞ દેવે પ્રણીત કરેલો ધર્મ જ સત્ય છે એમ દઢતાથી માનવું તે સાચી શ્રદ્ધા કહેવાય. અને તેનાથી વિપરીત માનવું તે મિથ્યાત્વ.**

તે જ પ્રમાણે નિર્ગ્રંથ મુનિ ઉપર શ્રદ્ધા રાખવી એટલે કે **સર્વજ્ઞ વીતરાગ ભગવાને કહેલ છે તે પ્રમાણે જ બરાબર જે નિર્ગ્રંથ મુનિ ધર્મ સમજાવે તે મુનિને જ સાચા ગુરુ તરીકે માનવા.** અને તેમના ઉપર શ્રદ્ધા રાખવી.

પરંતુ ભગવાને કહેલા વચનોને **ઊલટા રૂપમાં સમજાવે, સત્ય વાતને ગોપવીને કે છુપાવીને તેને જુદા જ રૂપમાં ખોટી રીતે સમજાવે તેને સાચા ગુરુ તરીકે મનાય નહિ, એટલે—**

**ભગવાનના વચનોને ઊલટા સ્વરુપમાં સમજાવનાર મુનિ ઉપર શ્રદ્ધા રાખવી અને તે ગુરુ સાચું જ કહે છે એમ માનવું તે પણ મિથ્યાત્વ કહેવાય.**

ભગવાનના વિરહમાં ભગવાનના વચનોને બરાબર સમજાવનાર ગુરૂ જ છે. અને તેથી જ ગુરૂની ખાસ મહત્તા છે. પરંતુ તે જ કારણે

સત્યાર્થીએ ગુરુની યથાર્થ પરીક્ષા કરીને જ તેમને ગુરુ તરીકે સ્વીકારવા જોઈએ. અને ગુરુ મારફત પણ કંઈ ખોટુ સમજાઈ ન જાય તેની સત્યાર્થીએ સાવચેતી રાખવી જોઈએ.

## કયો જૈન ધર્મ સત્ય ?

એમ તો અત્યારે પણ જૈન ધર્મના સર્વ સંપ્રદાયો કહે છે કે જૈન ધર્મ સત્ય છે એટલું જ નહિ પણ—

### જૈન ધર્મ જ સત્ય છે

(બીજો કોઈ ધર્મ સત્ય નથી)

એમ પણ બધા જ સંપ્રદાયો સ્પષ્ટ રીતે કહે છે.

ત્યારે સવાલ એ થાય છે કે—એ જૈન ધર્મ કયો ?

તે તે સંપ્રદાયે માનેલો જૈન ધર્મ સત્ય છે એમ માનવું ? એમ માનીએ તો એ રીતે દરેક સંપ્રદાયનો ધર્મ સત્ય છે એમ માનવું પડે. એનો અર્થ એ થાય કે જૈન ધર્મ એક નહિ પણ અનેક છે.

પરંતુ જૈન ધર્મ તો એક જ છે ભગવાન મહાવીરે એક જ ધર્મ પ્રરૂપ્યો છે એટલું જ નહિ પણ જૈન ધર્મ અનાદિથી એક જ છે અને દરેક તીર્થંકરદેવ એક જ પ્રકારનો જૈન ધર્મ પ્રરૂપતા આવ્યા છે એમ પણ અત્યારના જૈન ધર્મના દરેક સંપ્રદાય કબૂલ કરે છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે આજના કોઈ પણ સંપ્રદાયે માનેલો ધર્મ તે સંપૂર્ણપણે સાચો જૈન ધર્મ નથી, પણ જૈન ધર્મનું કોઈ અંશે રૂપાંતર છે. દરેક સંપ્રદાય મૂળ જૈન ધર્મના કોઈ ને કોઈ સિદ્ધાંતને અથવા નિયમને ઊલટા રૂપમાં પ્રવર્તાવી પોતાને સત્ય ધર્મી કહેવડાવે છે

પરંતુ એમ એકાંતવાદ ધારણ કરનાર સંપ્રદાયને સત્ય ધર્મનો માની શકાય નહિ. જૈન ધર્મ અનેકાંતવાદ ઉપર સ્થિર

છે. એટલે એકાંતવાદને ધારણ કરનારા સંપ્રદાયો સત્ય ધર્મને સંપૂર્ણપણે અનુસરતા નથી. જેટલે અંશે એકાંતવાદ એટલે અંશે અસત્ય ધર્મ એમ સમજી શકાય છે.

હિંદમાં મુખ્ય છ દર્શન કહેવાય છે. તે દરેક અમુક અમુક રીતે એકાંતવાદી છે, દરેક વસ્તુને જુદી જુદી બાજુથી જુદા જુદા દૃષ્ટિકોણથી જોઈને તેનું સ્વરૂપ સમજવું જોઈએ. તેમ કરવાને બદલે એ છયે દર્શનો અમુક રીતે અસત્ય ઠરે છે. પરંતુ તે બધાના દૃષ્ટિકોણ ભેગા કરીને નિર્ણય કરવામાં આવે તો તે સત્ય નિર્ણય બની જાય. અને એ રીતે જ જૈનધર્મમાં છયે દર્શન સમાઈ જાય છે એમ કહેવાય છે.

એ જ પ્રમાણે જૈનધર્મના દરેક સંપ્રદાયો અમુક અમુક બાબતોમાં એક જ દૃષ્ટિકોણથી નિર્ણય કરી વસ્તુના સ્વરૂપને ઊલટું અથવા સંકુચિત કરીને તેને સત્યધર્મનું રૂપ બતાવી રહ્યા છે. એટલે તે તે પ્રકારે તેઓ શુદ્ધ સાચા જૈનધર્મથી દૂર છે.

અને જેટલે અંશે ભગવાનના વચનની વિરુદ્ધની માન્યતા તેટલે અંશે મિથ્યાત્વ ગણાય છે.

પરંતુ એ સર્વ સંપ્રદાયોના જુદા જુદા દૃષ્ટિકોણને એકઠા કરીને વસ્તુનો નિર્ણય કરવામાં આવે તો તે શુદ્ધ ધર્મ બની જાય અથવા શુદ્ધ ધર્મની એટલા બધા નજીક આવી જાય કે તેમાં મિથ્યાત્વનો અનર્થકારી અંશ રહે નહિ.

## સંપ્રદાય એ દુષમકાળનો પ્રભાવ છે.

ભગવાન મહાવીરે એક જ પ્રકારનો શુદ્ધ ધર્મ પ્રરૂપેલો છે. તેમાં કોઈ સંપ્રદાય, ગચ્છ, પંથ, ફાંટા કે વાડાને સ્થાન નહોતું. આજે અનેક સંપ્રદાય, ગચ્છ વગેરેના ભેદ પડી ગયા છે. તે ફક્ત ભેદ પાડનારની અજ્ઞાનતા અથવા અહંભાવની વૃત્તિનું જ ફળ હતું. એ આ દુષમકાળના પ્રભાવનું જ પરિણામ હતું.

આજે કાળના પ્રભાવે, અજ્ઞાનતાને લીધે, અહભાવને લીધે કે માન પ્રતિષ્ઠાના લોભને લીધે, પૂર્વ સરકારથી કે વર્તમાન સસર્ગથી કોઈ સિદ્ધાંતને પોતાની અલ્પ બુદ્ધિ પ્રમાણે ઊલટા રૂપમાં સમજાયો હોય તેને જ સત્યરૂપે દઢતાથી માની લેવો અને જૈનધર્મના અનેકાંત વાદને નહિ સમજવાથી એકાંતવાદ ધારણ કરવો. એ રીતે જૈનધર્મમાં અનેક સંપ્રદાયો ગચ્છો, વાડાઓ ઉત્પન્ન થયા છે.

ધર્મમાં આવી જાતનો કોઈ પણ વિષયમાં, કોઈ પણ બાબતમાં એકાંત આગ્રહ એ તીર્થંકર ભગવાનના વચનની વિરુદ્ધનું કાર્ય છે અને ભગવાનના વચનની વિરુદ્ધના કાર્યને મિથ્યાત્વની સંજ્ઞા આપવામાં આવે છે.

## શોધમાં મુશ્કેલી

છે. અને એ રીતે કોઈ પક્ષ જે કંઈ મારી ભૂલ અંગ સત્રને અનુસરીને બતાવશે તે સબંધમાં હું જરૂર વિચાર કરીશ.

## મૂર્તિ સંબંધી સ્પષ્ટિકરણ

મૂર્તિ સંબધમાં એક બે જરૂરી સ્પષ્ટીકરણ કરી લઉં.

(૧) મૂર્તિએ વ્યવહાર ધર્મ છે અને મૂર્તિ તે આલંબનરૂપ છે.

આલંબન એટલે ટેકો. સશક્ત માણસને ટેકાની જરૂર પડતી નથી. પણ અશક્ત કમજોર માણસને ટેકાની જરૂર પડે છે.

તે પ્રમાણે ધર્મમાં પણ—ધર્મ જ્ઞાન અને ધર્માચરણમાં કમજોર-અશક્ત માણસને ટેકાની જરૂર પડે છે. તેવા માણસને મૂર્તિનો ટેકો, મૂર્તિનું અવલબન આશીર્વાદરૂપ થઈ પડે છે.

(૨) એક ભાઈએ સવાલ પૂછ્યો છે કે—અવલબન મિથ્યાત્વીને કે સમકિતીને ?

તેનો જવાબ. સમકિતના ઘણા પ્રકારો છે. તેમા ભાવસમકિત, નિશ્ચય સમકિત વગેરે ઇત્વેની ઉચ્ચ સમકિતી અવસ્થાના ભેદો છે તેને કોઈ આલબનની જરૂર હોય નહિ.

પરંતુ સમકિતની પ્રાથમિક દશાના કેટલાક ભેદો છે જેવાકે—

**દ્રવ્ય સમકિત**—જિનેશ્વરનું વચન તત્ત્વરૂપી છે એવી સામાન્ય રુચિ.

**સંક્ષેપરુચિ**—જે જૈન દર્શન યથાર્થ સમજ્યો નથી. વિશેષ ભણેલો નથી પણ વીતરાગ માર્ગની શુદ્ધ શ્રદ્ધા છે.

આવા પ્રાથમિક દશાવળા સમકિતીને આલંબનની જરૂર રહે છે તે ઉપરાંત સારું ધર્મજ્ઞાનવાળાનું મન પણ દૃઢ થયુ ન હોય ત્યાં સુધી તેને આલંબનની જરૂર રહે છે.

આલબન મૂર્તિનું જ જોઈએ અથવા હોય એમ નહિ. ગુરુનું પણ આલબન હોઈ શકે. પણ ગુરુનું આલબન હમેશ ન મળે ત્યારે મૂર્તિનું આલબન હમેશ મળી શકે છે.

મૂર્તિનો અસ્વીકાર કરવો તે સામાન્ય માણુસ માટે ધર્મના એક મુખ્ય સાધનનો એટલે ધર્મનો જ અસ્વીકાર કરવા જેવું ગણાય. જૈનધર્મ ફક્ત વિશેષ જ્ઞાનવાળા માટે જ નથી જૈન ધર્મ તો આબાલવૃદ્ધ સર્વ માટે છે. એટલે દરેક કક્ષાના માણુસ માટે જૈનધર્મમાં ધર્મ સાધનની જોગવાઈ છે તેથી જૈનધર્મે સામાન્ય કક્ષા માટે મૂર્તિનું અવલબન આવશ્યક ગણેલું છે.

## પૂજા સંબંધી સ્પષ્ટીકરણ

એક દલીલ છે કે—સૂત્રોના ઘણા અર્થો થાય છે. તે અર્થો બધા બરાબર સમજવા માટે સૂત્રોની ટીકાઓ વાંચવી જોઈએ. એટલે મૂર્તિપૂજા વિષે પૂર્વાચાર્યોએ શું સમજાવેલું છે તે ધ્યાનમાં લેવું જોઈએ

આજનો શ્રાવક વર્ગ ગાડરીઆ પ્રવાહ જેવો છે, હાજી હા કરનારો છે પણ પોતાની સ્વતંત્ર વિચાર શક્તિનો ઉપયોગ કરવાની ઇચ્છાવાળો નથી અથવા તો વિચાર શક્તિ ધરાવતો જ નથી. ત્યારે આગળનો શ્રાવક વર્ગ જિજ્ઞાસુ હતો, સમજુ હતો, ધર્મના સિદ્ધાંતોને સારી રીતે સમજનારો હતો. તેથી જ્યારે રાજપ્રશ્નીય જીવાભિગમ જેવા પાછળથી બનેલા સૂત્રોમાં તથા પૂજા વિધાન બારેના નવા બનાવેલા પુસ્તકોમાં મૂર્તિપૂજાની વાત દાખલ થઈ હશે ત્યારે શ્રાવકોમાં ઉહાપોહ થવો શરૂ થયો હશે.

સિદ્ધાંત તત્વથી અજાણ્યા લોકોએ ભક્તિભાવથી પૂજાવિધિને આવકારી હશે પરંતુ સિદ્ધાંત સમજનારા શ્રાવકોની સંખ્યા વિશેષ હોવાથી તેમનો વિરોધ પૂર્વાચાર્યોને ભારે પડ્યો હશે જ.

તેથી તે ઉહાપોહ સમાવવાને માટે જુદી જુદી યુક્તિઓ યોજવામાં આવી હશે તેમાંની એક યુક્તિ હિંસાના ત્રણ પ્રકાર પાડીને શ્રાવકોને તે રીતે મૂર્તિપૂજા શ્રાવકો માટે સિદ્ધાંત વિરુદ્ધ નથી, એમ તેમને સમજાવી લેવાની યુક્તિ અજમાવી હશે એમ સમજી શકાય છે.

પૂર્વાચાર્યોએ શ્રાવકોને ધર્મ ભાવનામાં દૃઢ કરવા માટે પૂજાવિધિ શરૂ કરી હશે એમ માની શકાય છે. પરંતુ **અંગસૂત્રમાં હિંસા, અહિંસાની વાત સૂક્ષ્મમાં સૂક્ષ્મ રીતે સમજાવવામાં આવી છે ત્યાં હિંસાના આવા મુખ્ય ભેદ સંબંધી બિલકુલ વાત જ કરી નથી. ત્યારે એવી નવી વાત ઉપજાવી કાઢવી એ શું** સૂત્રકારે ગણધર મહારાજની ભૂલ કાઢવા જેવું નથી? ભગવાને નહિ કહેલી વાત આવી રીતે ઉપજાવી કાઢવી તે ઉત્સૂત્ર પ્રરૂપણા કેમ ન કહેવાય?

**હિંસાના ત્રણ પ્રકાર ઉપજાવી કાઢવા તે ભગવાનના વચનને ઉલટા રૂપમાં સમજાવવા જેવું કેમ ન ગણાય તે કોઈ સમજાવશો?**

## બોધિદુર્લભતાનું કારણ

**તીર્થંકર ભગવાનના વચનથી વિરૂદ્ધ માનવું તે મિથ્યાત્વ કહેવાય છે. અને તે બોધિદુર્લભતા થવાનું તથા ભવભ્રમણ વધવાનું કારણ બને છે**

મિથ્યાત્વના પાંચ પ્રકાર છે તેમાં પહેલો પ્રકાર આભિગ્રહિક મિથ્યાત્વનો છે. આભિગ્રહિક મિથ્યાત્વની વ્યાખ્યામાં કહ્યું છે કે— ખોટી માન્યતાને હઠથી પકડી રાખવી તે આભિગ્રહિક મિથ્યાત્વ છે

જેઓ હઠાગ્રહથી, કદાગ્રહથી, દુરાગ્રહથી સૂત્રના શબ્દોના સાચા અર્થ નહિ માનતા તેના ઊલટા અર્થ કરે અને તે ઉલટા અર્થ જ સાચા છે એવો આગ્રહ પકડી રાખે અને એ રીતે આગમ વિરુદ્ધ વર્તે તેઓને આભિગ્રહિક મિથ્યાત્વવાળા સમજવા જોઈએ

છતાં સૌ જૈનો પોતપોતાના સંપ્રદાયની એકાંતિક માન્યતાને દૃઢપણે વળગી રહ્યા છે તે એક આશ્ચર્યની વાત છે

**જ્યાં સુધી સાધના માર્ગમાં મિથ્યાત્વના અંશો હોય ત્યાં સુધી તેને સાચો મોક્ષમાર્ગ કહી શકાય નહિ. કારણ કે મિથ્યાત્વનો એક અંશ પણ હોય ત્યાં સુધી મોક્ષ દૂર જ છે.**

તેથી જૈન નામધારી દરેક સંપ્રદાયે ઊંડો વિચાર કરવાની જરૂર છે. જ્યાં સુધી એકાંતવાદ, સંપ્રદાયવાદનું અનુસરણ છે ત્યાં સુધી મિથ્યાત્વના અંશ છે જ. અને મોક્ષના અભિલાષી મુમુક્ષુજનોએ તો મિથ્યાત્વના મહાપાપમાંથી બચવાની બની

શકતી ઉગ્ર કોશિશ કરવી જોઈએ. માટે દરેક મુમુક્ષુએ એકાંત આગ્રહ, ખોટી માન્યતાઓ છોડી દઈને શુદ્ધ જૈન ધર્મને અનુસરવાનો, સર્વજ્ઞતીર્થંકર ભગવાને પ્રરૂપેલા સિદ્ધાંતને તે રીતે જ સત્ય માનવાનો આગ્રહ ધારણ કરવો જોઈએ.

જૈનધર્મને છિન્નભિન્ન કરનારો દુષ્કાળ વીતી ગયો છે, અને જૈનધર્મની ઉન્નતિ માટેનો સારો કાળ બહુ નજીકમાં આવી રહેલ છે. ત્યારે સર્વ સંપ્રદાયોએ ખોટી માન્યતાઓને તજી દઈને સર્વેએ એકત્ર થઈને આવતા સારા કાળમાં જૈન ધર્મની ઉન્નતિને ખૂબખૂબ વેગ મળે તેમ કરવાની સર્વ જૈનોની ફરજ છે. ધર્મ છે.

ધર્મની એ ઉન્નતિના કાળમાં કોઈક મહાન યુગપુરૂષ જરૂર ઉત્પન્ન થશે અને તે જૈનધર્મની એકતા કરી જૈનધર્મની ઉન્નતિ કરશે. તે વખતે તે યુગપુરુષને ઉન્નતિનાં કાર્યમાં પૂરતી સફળતા મળે તે માટે સર્વ જૈન સંપ્રદાયોએ આજથી જ પોતપોતાના મતાગ્રહો છોડી દઈને એકતાના કાર્યમાં લાગી જવું જોઈએ.



## પ્રકરણ ચૌદમું

# દશ પ્રશ્નો અને તેનું સમાધાન

મૂળ જૈન ધર્મ એક જ છે અને તેમાં સાધુઓ માટે અચેલકત્વ-નગ્નત્વજ પ્રરૂપેલું હોવા છતાં હાલમાં શ્વેતાંબર સંપ્રદાયો એકાંતિક રીતે સચેલક ધર્મ જ પ્રરૂપે છે તેથી સત્ય તારવવા માટે મેં નીચે પ્રમાણે દશ પ્રશ્નો તૈયાર કર્યા હતા અને તે સ્થાનકવાસી તેમજ મૂર્તિપૂજક શ્વેતાંબર સંપ્રદાયોના પત્રોમાં પ્રગટ થયા હતા. તે દશ પ્રશ્નો નીચે પ્રમાણે છે—

## દશ પ્રશ્નો

(૧) તીર્થંકર ભગવાન દીક્ષા લીધા પછી નગ્ન જ રહે છે પણ તેઓ નગ્ન દેખાય નહિ. કારણ કે નગ્ન દેખાવું તે અશિષ્ટ ગણાય માટે નગ્ન દેખાતા નથી એમ શ્વેતાબર મૂર્તિ પૂજકો તથા સ્થાનકવાસીઓ માને છે. તો કેટલાક માને છે તેમ આ જો તીર્થંકર ભગવાનનો અતિશય હોય તો તે ભગવાનના ૩૪ અતિશયોમાંનો કેટલામો અતિશય ગણાય છે? અથવા—

(૪) ભગવાને નગ્નત્વ પ્રરૂપ્યું છે અને નગ્નત્વ અશિષ્ટ નથી એમ માનવામાં આવે તો ભગવાનના નગ્ન દેખાવામાં અશિષ્ટતા ન ગણાય એમ માનવું પડે ને?

(૫) ભગવાન નગ્ન દેખાય તે અશિષ્ટ હોય તો ભગવાનના શિષ્યો નગ્ન દેખાય તે અશિષ્ટ કેમ ન ગણાય?

(૬) ભગવાન મુહપત્તિ બાંધતા હતા એવુ કયા સૂત્રમાં છે? ન હોય તો કેમ નથી?

(૭) શ્વેતાંબર સાહિત્યમાં અચલેક અથવા જિન કલ્પી સાધુની કથા કયા સૂત્ર શાસ્ત્રમાં છે? સચેલક સાધુઓની અનેક કથાઓ છે તે પ્રમાણે અચેલકની કથા પણ હોવી જોઈએ. તેવી કથા ન હોય તો તેનું શું કારણ?

શ્વેતાંબર સપ્રદાયની ઘણી કથાઓમાં જ્યાં ગૃહસ્થને કેવળજ્ઞાન ઉપજે ત્યાં એમ આવે છે કે તેમને કેવળજ્ઞાન ઉપજ્યા પછી દેવ આવીને તેમને મુનિવેષ આપે અને કેવળી મુનિવેષ ધારણ કરે તે પછી જ તેમને વદન નમસ્કાર કરે. ત્યારે નીચેના ત્રણ પ્રશ્નો ઉપસ્થિત થાય છે.

(૮) કેવળી મુનિવેષ ન પહેરે તે પહેલાં તેમને નમસ્કાર કેમ ન કરે? કારણ કે તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ છે તેની દેવને ખબર છે જ. તેમજ તે વખતે કેવળીની પાસે બીજા ગૃહસ્થો હોય તેમને પણ કેવળીને કેવળજ્ઞાન ઉપજ્યુ છે તેની ખબર તો પડી જ હોય અથવા તો દેવ તેમને ખબર આપી શકે. તો પછી તેમને મુનિવેષ પહેર્યા પહેલાં કેવળી તરીકે વદન કરવામાં શો વાંધો?

(૯) કેવળજ્ઞાન ઉપજ્યા પછી કેવળીને મુનિવેષ પહેરવો જ જોઈએ એવું વિધાન કયા સૂત્રમાં અને કયે ઠેકાણે છે? તે કેવળી અચેલક રહે તો શું તે અશિષ્ટ ગણાય? અને તેમને વસ્ત્રનો પરિગ્રહ શા માટે જોઈએ?

(૧૦) અનેક મુનિને કેવળજ્ઞાન ઉપજે ત્યાર પછી તેમને પણ મુનિવેષ પહેરવો જ જોઈએ ને ?

## દશ પ્રશ્નોનું સમાધાન

ઉપરના દશ પ્રશ્નો શ્વેતાંબર મૂર્તિપૂજક તેમજ સ્થાનકવાસી પત્રોમા છપાયા હતા તેનો જવાબ "સમ્યગ્ દર્શન" પત્ર તથા "જૈન" પત્રમા છપાયેલ હતા સમ્યગ્દર્શન પત્રના તા ૫-૨-૧૯૬૧ ના અંકમા તથા "જૈન પત્રના તા ૬-૫-૧૯૬૧ ના અંકમા છપાયેલ જવાબો યથાર્થ નથી તેમ સંતોષકારક પણ નથી, કારણ કે એ જવાબો સાંપ્રદાયિક માન્યતા ધ્યાનમાં રાખીને જ અપાયા છે પણ મૂળ શુદ્ધ જૈન ધર્મને લક્ષીને અપાયા નથી

તે પછી 'સમ્યગ્દર્શન' પત્રના તા ૫ મી તથા ૨૦ મી માર્ચ ૧૯૬૧ ના અંકમા સ્થાનકવાસી મુનિશ્રી પાર્શ્વકુમારજીએ જવાબો આપેલા છે મુનિશ્રીએ ભ મહાવીર નગ્ન જ દેખાતા હતા વગેરે કેટલુક સત્ય સ્પષ્ટ રીતે સ્વીકારેલ છે તે માટે તેમને ધન્યવાદ, પરંતુ કેટલીક બાબતમા મુનિશ્રી સાંપ્રદાયિકતાથી પર રહી શક્યા નથી

એ પ્રમાણે કોઈએ યથાર્થ જવાબ આપેલ નહિ હોવાથી મે અમારા "જૈન સિદ્ધાંત" માસિકના મે ૧૯૬૧ ના અંકમા તે પ્રશ્નોનુ સમાધાન પ્રગટ કર્યું હતું તે ઉપરથી ઉશ્કેરાઈ પડીને 'સમ્યગ્દર્શન' પત્રના કટ્ટર સંપ્રદાયવાદી તંત્રી શ્રી રતનલાલજી ડોશીએ ચર્ચા ઉપસ્થિત કરી હતી અને અનેક જૂઠા વિધાનો પ્રતિપાદિત કર્યા હતા ત્યારે મારે તેના જવાબો આપવા પડ્યા

અહીં આપેલા મારા આ સમાધાનમા તે ચર્ચામાના મુખ્ય મુદ્દાઓનો પણ મે સમાવેશ કરી દીધો છે શ્રી રતનલાલજી ડોશીના જેવા જ કટ્ટર સંપ્રદાયવાદીઓ શ્વેતાંબર સંપ્રદાયોમા અનેક છે તેથી મારા આ સમાધાનમા એ સંપ્રદાયવાદીઓની દલીલો રજૂ કરી તેનું સમાધાન આપેલ છે તે એકંદર સમાધાન નીચે પ્રમાણે છે

## સત્યને નહિ ગોપવતાં સત્ય તરીકે જાહેર કરવામાં વાંધો શો ?

ધર્મમાં સત્યને જાણવાની, સમજવાની અને અનુસરવાની ઇચ્છા રાખવાથી ધર્મની એકતાને નજીક લાવી શકાય છે અને સત્યને અપનાવી તે પ્રમાણે વર્તવાથી ધર્મની એકતા સાધી શકાય છે.

ધર્મમાં સત્યને સત્ય તરીકે નહિ સ્વીકારતાં સત્યને ગોપવીને જુદા રૂપથી પ્રરૂપણા કરવાથી અસત્યનો દોષ લાગે છે અને એ રીતથી એકતા પાછી હઠે છે, ત્યારે સત્યને સત્ય તરીકે સ્વીકારવાથી એકતાનો અથવા સમન્વયનો માર્ગ સરળ બને છે.

### પહેલાં પાંચ પ્રશ્નોનું સમાધાન

આ દરેક પ્રશ્નોનું કેન્દ્રસ્થાન મુનિશ્રી પાર્શ્વકુમારજી બરાબર સમજ્યા છે તે પ્રમાણે સાધુઓનું નગ્નત્વ અથવા અચેલકત્વ છે, કારણ કે નગ્નત્વને અનુલક્ષીને જ મે આ બધા પ્રશ્નો ઉપસ્થિત કરેલ છે. તેથી પાચ પ્રશ્નોનો એકી સાથે વિચાર કરીશુ

સ્થાનકવાસી તેમ જ મૂર્તિપૂજક બન્ને સપ્રદાયો તીર્થંકર ભગવાન શ્રી મહાવીર સ્વામી નગ્ન વિચરતા હતા એમ તો કબૂલ કરે છે જ. પરંતુ ભગવાને સાધુ માટે મુખ્યત્વે નગ્નત્વ જ પ્રરૂપેલ છે એ વાત જાણે કરીને છુપાવે છે.

## ઐતિહાસિક સત્ય

**સચેલકત્વ અને અચેલકત્વનો વાદવિવાદ એક વાત તો સ્પષ્ટ રીતે સાબિત કરે છે કે તે બન્ને ભગવાન મહાવીરના વખતમાં પણ અસ્તિત્વ ધરાવતા હતા.**

ભગવાન મહાવીર સ્વામીએ **સામાન્ય રીતે સર્વ સાધુ માટે** અચેલકત્વ એટલે નગ્નતા પ્રરૂપેલ ન હોત તો અચેલકત્વના આગ્રહીઓ કોઈ નવી વાત ઉપસ્થિત કરી શકત નહિ. જો **અચેલકત્વ સામાન્યપણે અસ્તિત્વમાં ન હોત તો અચેલકત્વાદીને તેમના આગ્રહ માટે કોઈ સ્થાન હતું જ નહિ.** પરંતુ ભગવાને અચેલકત્વ પ્રરૂપેલું હોવાથી જ તેમને તેમના આગ્રહમાં બળ મળ્યું હતું.

તેવી જ રીતે **ભગવાન મહાવીરે અપવાદરૂપે પ્રરૂપેલું સચેલકત્વ પણ અસ્તિત્વમાં હતું.** તેથી જ સચેલકત્વવાદીને તેમના આગ્રહમાં બળ મળ્યુ હતુ.

આ હકીકત પૂરવાર કરે છે કે ભગવાન મહાવીરે સાધુઓ માટે સામાન્ય રીતે નગ્નત્વ પ્રરૂપેલુ હતુ.

સચેલકવાદીઓએ ઘોષણા કરેલી કે જિનકલ્પીપણું જંબુસ્વામીના નિર્વાણ પછી વિચ્છેદ ગયુ છે. આ ઘોષણાની અંદર જિનકલ્પ શબ્દ વાપર્યો છે. તેમાં અચેલકત્વનો સમાવેશ કર્યો છે, અને આ ઘોષણા **પણ પૂરવાર કરે છે કે જંબૂસ્વામી સુધી સાધુનો આચાર અચેલકત્વ—નગ્નતાનો જ હતો.**

### વિક્રમની પહેલી સદી સુધી પણ બધા સાધુઓ નગ્ન જ રહેતા

અરે! ચોથા આરામાં તો શું પણ પાંચમા આરામાં ય ઠેઠ વિક્રમની પહેલી સદી સુધી પણ સર્વ જૈન સાધુઓ નગ્ન જ રહેતા હતા.

શ્રી જમ્બૂ સ્વામી પછી થયેલા આચાર્યોના શ્વેતાંબરો જે નામો આપે છે તેમાં અને દિગંબરો જે નામો આપે છે તેમાં તફાવત છે. પરંતુ શ્વેતાંબરોના આચાર્યોના નામોમાં જ આર્યરક્ષિત સૂરિનું નામ છે. તે આચાર્યના વખત સુધી સર્વ સાધુઓ નગ્ન જ રહેતા હતા.

## આચારાંગ સૂત્રમાં પ્રરૂપેલો સાધુ ધર્મ

સાધુઓના આચાર માટેનું ભ. મહાવીરે પ્રરૂપેલું આચારાંગ સૂત્ર એ મૂળ અને મુખ્ય સૂત્ર છે.

આચારાંગ સૂત્રના લોકસાર નામના પાંચમા અધ્યયનના બીજા ઉદ્દેશામાં ચારિત્રનું વર્ણન છે. તેના સૂત્ર બીજામાં લખ્યું છે કે—

> "લોકમાં જેટલા પરિગ્રહવાળા છે તેમને પરિગ્રહ અલ્પ હોય કે ઘણો હોય. સૂક્ષ્મ હોય કે સ્થૂળ હોય, સચેત હોય કે અચેત હોય પરંતુ તે સર્વ પરિગ્રહવાળા, ગૃહસ્થોમાં જ અંતર્ભૂત થાય છે. આ પરિગ્રહ તે પરિગ્રહવાળા માટે મહાભયનું કારણ છે. સંસારની દશા જાણીને તેને છોડો. જેઓ આ પરિગ્રહને જાણતા નથી તેઓને પરિગ્રહથી થવાવાળો મહાભય નથી હોતો."—સળંગ સૂત્ર ૧૪૯

અહીં અલ્પ—અણુમાત્ર પણ પરિગ્રહને મહાભયનું કારણ બતાવેલ છે. તથા અલ્પ, ઘણા, સૂક્ષ્મ, સ્થૂળ તથા સચેતન અચેતન વિશેષણોથી એ પણ સ્પષ્ટ થઈ જાય છે કે અહીં સૂત્રકાર દ્રવ્ય પરિગ્રહ ઉપર જોર દઈ રહેલ છે. કારણ કે તે મમત્વનું કારણ હોવાથી ભયકારક છે. એટલે કે સર્વ મુનિઓ માટે વસ્ત્રના અલ્પ પણ પરિગ્રહરહિત—નગ્ન રહેવાનું કહેલું છે.

તે પછી છઠ્ઠા અધ્યયનના ત્રીજા ઉદ્દેશાના પહેલા સૂત્રમાં કહ્યું છે કે—

> "એ પ્રમાણે સુઆખ્યાત ધર્મવાળા તથા આચારના પરિપાલક જે મુનિ કર્મબંધના કારણ કર્મોને છોડીને અચેલક—વસ્ત્રરહિત રહે છે તે ભિક્ષુને—'મારા વસ્ત્ર જીર્ણ થઈ ગયા છે, વસ્ત્ર માગીશ અથવા સાંધવાનો દોરો માગીશ, સોય માગીશ ફાટેલા વસ્ત્રને સાંધીશ, જો વસ્ત્ર નાનું હોય તો તેમાં બીજું વસ્ત્ર જોડીને મોટું કરીશ, મોટું હશે તો ફાડીને નાનું કરીશ ત્યારે તેને પહેરીશ અથવા ઓઢીશ, અથવા શ્રમણ નગ્ન તે અચેલ નગ્ન ભિક્ષુને તૃણ સ્પર્શ થાય છે, ટાઢ લાગે છે, ગરમી લાગે છે, ડાંસ મચ્છર દુઃખ દીએ છે (કરડે છે)"
> —આવી આવી ચિંતા તે ભિક્ષુને સતાવતી નથી.

## ફક્ત ઠંડીમાં ઓઢવા માટે જ ત્રણ વસ્ત્રની છૂટ

આચારાંગ સૂત્રના આઠમા વિમોક્ષ અધ્યયનના ચોથા ઉદ્દેશામાં સૂત્ર ૧-૨ માં લખ્યું છે કે—

"જે ભિક્ષુ ત્રણ વસ્ત્ર અને ચોથુ પાત્ર રાખે છે તેને એમ નથી થતુ કે ચોથું વસ્ત્ર માગીશ (જો તેની પાસે વસ્ત્ર ન હોય અને શીત કાળ આવી જાય તો) તેણે એષણાને અનુસાર જ વસ્ત્ર માગવુ જોઈએ અને જેવુ મળે તેવુ જ રાખવુ જોઈએ. તેણે વસ્ત્રને ધોવુ ન જોઈએ ધોઈને રંગેલુ વસ્ત્ર તેણે રાખવુ ન જોઈએ. ગામાંતરે જતા વસ્ત્રો છુપાવવા ન જોઈએ. એ પ્રમાણે એ અવમચેલક એટલે અલ્પવસ્ત્રવાળા સાધુ થાય છે આ વસ્ત્રધારી સાધુની સામગ્રી છે.

જ્યારે શીતકાળ વીતી જાય અને ગ્રીષ્મ ઋતુ આવી જાય ત્યારે વસ્ત્ર જીર્ણ ન થયા હોય તો તેને ક્યાંય રાખી દીએ (અને નગ્ન વિહાર કરે. પણ શીતકાળ ચાલ્યો જવા છતા ઠંડી પડતી હોય તો) વસ્ત્રોને પોતાની પાસે રાખે, જરૂર પડે ત્યારે ઓઢે જરૂર ન હોય ત્યારે ઉતારી નાખે, અથવા ત્રણમાંથી બે વસ્ત્ર રાખી લીએ અથવા એક શાટક રાખી લીએ અથવા અચેલ-નગ્ન થઈ જાય"—સળંગ સૂત્ર ૨૧૧ ૨૧૨

અહીંઆ ફક્ત ઠંડીમાં ઓઢવા માટે એકથી ત્રણ વસ્ત્ર સુધી રાખવાની છૂટ આપી છે પણ ઠંડી ઊડી ગયા પછી એક પણ વસ્ત્ર રાખવાની વાત નથી. ઠંડી ચાલી જતાં તે વસ્ત્રો ક્યાંય પણ રાખી મૂકીને સાધુ અચેલ-નગ્ન થઈ જાય એમ સ્પષ્ટ આજ્ઞા છે.

## લજ્જા સહન નહિ કરી શકનાર માટે લંગોટની આજ્ઞા

આચારાંગ સૂત્રના આઠમા અધ્યયનના સાતમા ઉદ્દેશાના પહેલા સૂત્રમાં લખ્યું છે કે—

> "જે ભિક્ષુ અચેલ-અવસ્થા ધારણ કરે છે તેને જો એવો વિચાર આવે કે હું તૃણસ્પર્શની બાધાને સહન કરી શકું, શીતસ્પર્શની બાધા સહન કરી શકું, ઉષ્ણ સ્પર્શની બાધા સહન કરી શકું પરંતુ લજ્જાના પ્રચ્છાદનને છોડવાને અસમર્થ છું, તો તે કટિબંધ—લંગોટ ધારણ કરે."
>
> —સળંગ સૂત્ર નં. ૨૨૩

આ ઉલ્લેખો ઉપરથી સ્પષ્ટ થાય છે કે—

(૧) ભગવાને સાધુ માટે મૂળ અથવા મુખ્યત્વે અચેલકત્વ જ પ્રરૂપેલ છે પણ

(૨) જે સાધુ શીત (ઠંડી) સહન કરી ન શકે તેને માટે ૧ થી ૩ એકથી ત્રણ વસ્ત્રની છૂટ આપી છે અને તે પણ ફક્ત ઠંડી પડતી હોય ત્યાં સુધીની, ઠંડીના કાળ પૂરતી જ છૂટ આપી છે.

(૩) જે સાધુ લજ્જા સહન કરવાને અશક્ત હોય તેને કટિબંધ-લંગોટ રાખવાની છૂટ આપી છે

આ પ્રમાણે આચારાંગ સૂત્રમાં શીત પરિસહ સહન કરવાને અસમર્થ સાધુને માટે ફક્ત શીતકાળમાં વધારેમાં વધારે ત્રણ વસ્ત્ર સુધીનું વિધાન કરેલ છે અને લજ્જાશીલ સાધુને માટે ફક્ત લંગોટીની અનુજ્ઞા

**આપી છે. બાકી તો અચેલ-નગ્ન વિહાર કરવાની આજ્ઞા આપી છે. અને તેમાં લાઘવ બતાવ્યું છે.**

## આચારાંગ સૂત્રમાં મહાવીર ચરિત્રના અંતે સૂત્રકારની ભલામણ

વળી, શ્રી આચારાંગ સૂત્રમાં મહાવીરચરિત્રને અંતે સ્પષ્ટ કહ્યું છે કે—"एस विही अणुकंते माहणेण मतीमता। बहुसो अपडिन्नेण भगवया एव रियति-त्तिबेमि" અર્થાત્, 'આ (સર્વે) રીતિ શ્રી શ્રમણ ભગવાન જ્ઞાતપુત્ર મહાવીરે પાલન કરી છે તે **પ્રમાણે બીજા** મુનિઓએ પણ વર્ત્તવું.'

**આમાં ભવિષ્યનું જાણપણું ધરાવતા શાસ્ત્રકારે બીજા મુનિઓને પણ ભગવાનનું અનુકરણ કરવા જ ફરમાવ્યું છે.**

આ કાળ પૂર્વકાળ કરતાં નિર્બળ છે એ વાતની કોઈ ના કહી શકે તેમ નથી; પરન્તુ લોકલજ્જાનો પરિગ્રહ જીતવાનુ ન જ બની શકે એટલી હદની નિર્બળતા અને તે પણ સર્વત્ર આવી ગઈ છે એમ માનવાને આપણી પાસે કશું કારણ નથી. તેથી ઊલટુ, **જૈન તેમ જ અજૈન સમ્પ્રદાયોના નગ્ન સંતો ઘણી વાર આજે પણ આપણી નજરે પડે છે.** આ પ્રત્યક્ષ પ્રમાણ 'આ કાળમાં નગ્ન રહી શકાય જ નહિ' એવી શંકાને સમૂળ ઉડાડી દે છે.

હા, જેઓ એટલી કોટિએ હજી ન પહોંચ્યા હોય, જેઓને એ સ્થિતિ હજી અનુકૂળ ન થઈ હોય, તેઓ ખુશીથી માનોપેત વસ્ત્ર ધારણ કરે. **પરંતુ તેમણે પણ ક્રમેક્રમે આત્મબળ ખીલવીને વસ્ત્રસંખ્યા ઓછી કરતા કરતા એક દિવસ તદ્દન નગ્ન બનવાની ઉત્કટ ઉત્કંઠા રાખવી જ જોઈએ.**

તેને બદલે એ ઈષ્ટ સ્થિતિને-દિગમ્બર દશાને-જેઓ નિંદાગે છે. અને જૈન ધર્મના કાયદા વિરુદ્ધનો પાખંડ મત ઠરાવે છે તેઓ તો માત્ર બાળજીવો છે, દયાખાવા જેવી અજ્ઞાન દશામાં સડતા તુચ્છાત્માઓ જ છે.

અમુક ચીજ દુષ્કર છે એટલા જ ખાતર એને અધર્મ ઠરાવવાની કોશીશ કરવી એ માત્ર અજ્ઞાનીનુ કામ છે.

## બીજાસૂત્રોમાં ઉલ્લેખો

શ્રી સ્થાનાગ સૂત્રમા ફરમાન છે કે—"पच मह व्वए सपडिक्कमणे अचेल धम्मे पणते" સાધુને પાચ મહાવ્રત પ્રતિક્રમણ સહિત, અચેલ એટલે વસ્ત્ર રહિત ધર્મ કહેલ છે આમા પણ 'अचेल' શબ્દથી વસ્ત્રરહિતપણુ સિદ્ધ થાય છે

અત્રે કોઈને શકા થશે કે, આવી રીતે વર્તવાથી તો લાંબો કાળ જીવી જ શકાય નહિ. આ શકાનું સમાધાન ભગવાન સૂત્રકાર સુયગડાંગજી સૂત્રમાં જ કરે છે કે

"णो अमिकंखेज्जजीवियं"

મુનિઓ અચેલ પરિસહ, મેલ પરિસહ, ડાંસ પરિસહ વગેરે પરિસહોને સહન કરે, પણ જીવિત વાંચ્છે નહિ.'

જીવવાની લોલુપતા વગરના અને મરણની દરકાર વગરના (તેમજ જીવનનાં દુઃખોથી કંટાળવાને પરિણામે બીજાઓ મરણને વાંચ્છે છે તેમ મરણને નહિ વાંચ્છનારા)—એવા સ્વઆનંદમાં મસ્ત રહેના ખરા સાધુ હોય છે.

**શ્રી ભગવતીજી સૂત્રમાં** "नग्गभावे जावतमट्ठं आराहेत्ता जाव सव्व दुक्खापहीणे" નગ્નભાવ એટલે વસ્ત્રરહિતપણું-દિગંબરપણું-**આદરવાને પરિણામે દુઃખમાત્રને પ્રક્ષીણ કરવાનું લખ્યું છે;** અર્થાત્ દિગબરપણાનો મહાવરો પડવાથી દુ.ખમાત્રની લાગણી મરી જાય છે. (One is disciplined to the extent of being proof against good and bad emotions.)

આ પ્રમાણે મૂળ સૂત્રોમાં સાધુઓ માટે નગ્નત્વનુ જ વિધાન છે **પરતુ હાલને માટે અલબત્ત, હું એ કબૂલ કરૂં છું કે હાલના નિર્બળ સંઘયણના કારણે અને દેશાચાર કારણે સાધુને વસ્ત્ર પહેરવાની જરૂર છે. પણ આજની પેઠે ઢગલાબંધ વસ્ત્ર તો રાખવા ન જ જોઈએ.**

**અને આપણી નિર્બળતા છુપાવવાને માટે વસ્ત્રની છૂટ ભગવાનના નામે ચડાવી દેવી એ તો અનંત સંસાર વધારવાનું જ કારણ બની શકે.**

અત્યારે પણ જે સાધુ નગ્નત્વ પાળી શકે તેને માટે નગ્નત્વનો નિષેધ કરી શકાય નહિ.

જ્યારે ભગવાન મહાવીરે સાધુઓ માટે નગ્નત્વ જ પ્રરૂપ્યુ છે ત્યારે ભગવાનના વખતમાંય "વિશેષ સખ્યામાં વસ્ત્રધારી સાધુ હતા" એમ કહેવુ તે નરી અજ્ઞાનતા છે અથવા નર્યું જૂઠાણુ છે.

## સાધુના દશ કલ્પ

કલ્પસૂત્રમા સાધુઓ માટે દશ પ્રકારના સ્થિત કલ્પ (આચાર) બતાવ્યા છે. તે આ પ્રમાણે છે—

(૧) અચેલકપણું
(૨) ઉદ્દિષ્ટનો ત્યાગ
(૩) વસતિમર્તાના પિંડઆદિનો ત્યાગ
(૪) ગર્જપિંડનો ત્યાગ
(૫) કૃતિકર્મ
(૬) મહાવ્રત
(૭) પુરુષની જ્યેષ્ઠતા
(૮) પ્રતિક્રમણુ
(૯) એક માસ સુધી જ એક સ્થાને રહેવુ
(૧૦) વર્ષાકાળમાં ચાર માસ એક સ્થાને રહેવુ

અહીં ધ્યાનમા રહે કે આ કલ્પોમા મહાવ્રતોને ગણી લેવા છતાં અચેલક કલ્પને જુદો તથા સૌથી પહેલો ગણેલો છે. કારણ કે ભગવાન મહાવીરે અચેલક ધર્મનુ જ પ્રતિપાદન કરેલ છે.

આ પ્રમાણે ભગવાન મહાવીરે સ્પષ્ટ રીતે અચેલક ધર્મ (નગ્નત્વ) પ્રરૂપેલ છે છતાં તેને ખોટું રૂપ આપી, ખોટા અર્થ કરીને ભગવાન મહાવીરે સર્વ સાધુ માટે સામાન્ય રીતે સચેલક ધર્મ પ્રરૂપ્યો છે એમ સંપ્રદાયવાદીઓ કહે છે તે સ્પષ્ટ રીતે

**ભગવાનના વચનનું ઉલ્લંઘન કરનારી પ્રરૂપણા છે. અને ભગવાનના વચનની વિરૂદ્ધ પ્રરૂપણા કરવાનું ફળ શું આવે છે તે સંપ્રદાયવાદીઓએ સમજી લેવાનું છે.**

ઇતિહાસવેત્તા મુનિશ્રી કલ્યાણવિજયજી મહારાજ તેમના "શ્રમણ ભગવાન મહાવીર" પુસ્તકના ૨૯૨ મે પાને લખે છે કે—

"આચારાંગ સૂત્રના અચેલકતા પ્રતિપાદક ઉલ્લેખોને જિનકલ્પ પતિપાદક ઠરાવી દીધા અને તે સમયના અંધકાર ચોલપટ્ટકની ગણના સ્થવિર કલ્પીઓના મૂળ ઉપકરણોમાં કરી ચૂક્યા હતા."

### એકની એક વાત
### ત્રણ રીતે કહી શકાય

સચેલકત્વ ધારણ કરવાની વાત નીચે પ્રમાણે ત્રણ જુદી જુદી રીતે કહી શકાય છે—

૧. મત્ય સ્વીકારીને

> ભગવાન મહાવીરે સર્વ સાધુ માટે સામાન્ય રીતે અચેલકત્વ-નગ્નત્ત્વ પ્રરૂપ્યું હતુ તે વાત ખરી પરંતુ હાલના પાચમા આગમાં શરીરનું બધારણ નિર્બળ થઇ જવાથી તેમ જ અત્યારના દેશાચાર પ્રમાણે વ્યવહારિક સયોગો નગ્નત્વ નીભાવી શકે તેમ નહિ હોવાથી નગ્નત્વ ધારણ કરી શકતા નથી. પરંતુ ભગવાન મહાવીરે અપવાદ તરીકે જે સચેલકત્વ પ્રરૂપ્યુ છે તેનો આશ્રય લઇને સચેલકત્વ સ્વીકારીએ છીએ.

### ૨. સત્ય છુપાવીને

ભગવાને સર્વ સાધુ માટે સામાન્યપણે નગ્નત્વ પ્રરૂપ્યુ નહોતુ એમ ખોટી રીતે સમજાવીને અને નગ્નત્વ વિચ્છેદ ગયુ છે એવી ખોટી સ્થાપણા કરીને સચેલકપણાની પ્રરૂપણા કરવામા આવે તે.

### ૩. ભગવાનના વચનોનો લોપ કરીને

સંજય શબ્દથી સ્ત્રીમુક્તિ પુરવાર થતી હોવાથી દિગંબરોએ જેમ તેમના ષટ્ખંડાગમમાંથી સંજય શબ્દ કાઢી નાખવાનું ઠરાવ્યુ તે પ્રમાણે સચેલકવાદીઓ પણ આચારાંગ, દશવૈકાલિક વગેરે સૂત્રમાંના અચેલકત્વ સંબંધના સૂત્રો કાઢી નાખે પછી સચેલકત્વ નિર્વિવાદ રીતે સાબિત થઈ શકે. કારણ કે પછી ભગવાને શુ કહ્યુ હતુ તે જાણવાનુ સાધન કોઈને રહે નહિ.

પહેલી રીતથી—સત્યનું પાલન થાય છે.

બીજી રીતથી—મિથ્યાત્વનું પાલન થાય છે.

ત્રીજી રીતથી—સ્વમતનુ પાલન થાય છે.

સંપ્રદાયવાદીઓએ કઈ રીત અંગીકાર કરી છે અને સાચા જૈન ધર્મીએ કઈ રીત અંગીકાર કરવી જોઈએ તે વાંચક સારી રીતે સમજી શકે તેમ છે.

## સૂત્રોમાં વિરોધાભાસ

ભૂલ છે એમ માનવું જ જોઈએ. તે વિરોભાસ કે અસંગતતાનું કારણ સામાન્ય રીતે નિષ્પક્ષ વિદ્વાનો જાણતા જ હોય છે અને કોઈ ન જાણતા હોય તો પણ તે શોધવાનું વિદ્વાનો માટે મુશ્કેલ નથી.

## અચેલકના પલટાવેલા અર્થો

સંપ્રદાયવાદીઓ અચેલનો અર્થ "અલ્પવસ્ત્રવાળા" એમ અર્થ કરવાનુ ઉચિત ગણે છે. કારણુ કે પૂર્વાચાર્યોએ તેવો અર્થ કરેલ છે.

સાંપ્રદાયિકતાના હિસાબે એવો ઉચિત અર્થ કહી શકાય પરતુ મૂળ અર્થની વાત કરવી હોય તો અચેલકનો અર્થ નગ્નતા જ થાય છે.

પૂર્વાચાર્યના મતને અનુસરીને વાત કરવી હોય તો પૂર્વાચાર્યોએ તો અચેલકના અર્થ જુદે જુદે વખતે જુદા જુદા કર્યા છે. જેમકે પહેલાં અચેલકનો અર્થ જિનકલ્પ સાથે જોડી દીધો, પછી તેનો અર્થ અલ્પચેલ કર્યો, પછી અચેલનો અર્થ અલ્પ મૂલ્ય વાળુ વસ્ત્ર એવો કર્યો.

પૂર્વાચાર્યોએ અચેલકના અર્થમાં કેવા કેવા ફેરફારો કર્યા છે તેની વિગત મે માગ પુસ્તક **જૈન ધર્મ અને એકતા**ના પૃષ્ઠ ૬૭ થી ૭૩ માં આપેલી છે તે જિજ્ઞાસુએ વાંચી લેવી.

## ભગવાનનું સ્વરૂપ

શ્રી જીવાભિગમ સૂત્રમાં એકરૂપ દ્વીપના યુગલિક પુરુષોના શરીરના વર્ણન અનુસાર ઔપપાતિક સૂત્રમાં ભગવાન મહાવીરના શરીરના વર્ણનમાં वरतुरंग गुज्झ सुगुज्झ देसे.......વગેરે વર્ણન આવે છે એમ સંપ્રદાયવાદીઓ જણાવે છે તે ઠીક છે.

એ યુગલિયાના શરીરો ભરત ક્ષેત્રના કર્મભૂમિના મનુષ્યોના શરીરો જેવા નથી એ તો સ્પષ્ટ વાત છે જ. અને ભિન્ન ભિન્ન પ્રકારના શરીરોની સરખામણી કરી શકાય નહિ તે સમજી શકાય તેવી વાત છે. છતાં તેથી મુખ્ય વિષયમાં જરાય પણ ફરક પડતો નથી.

કારણ કે મૂળ વાત એ છે કે ભગવાન મહાવીરે સર્વ સાધુઓ માટે સામાન્ય રીતે નગ્નત્વ પ્રરૂપ્યુ છે અને પ્રભુ પોતે પણ નગ્ન રહેતા અને નગ્ન દેખાતા હતા તે વાત તો સિદ્ધ થઈ ગઈ છે.

## સંપ્રદાયવાદીઓના તર્ક અને તેના સમાધાન

### તર્ક ૧. નગ્નભાવ–મુંડભાવ

સંપ્રદાયવાદીઓ નગ્ન ભાવનો અર્થ ભાવ-નગ્નતા કરે છે 'નગ્નભાવ શબ્દમા ભાવ શબ્દ આવે છે તેથી ભાવનગ્નના અર્થ સ્પષ્ટ છે સર્વ સાચા સાધુઓ નગ્નભાવથી રહે છે પછી ભલે તે વસ્ત્રધારી હોય' આ પ્રમાણે તેઓ કહે છે

સંપ્રદાયવાદીઓ એ પણ કબૂલ કરે છે કે શ્રી સૂત્રકૃતાંગ વગેરે સૂત્રોમા શ્રમણોના વર્ણનમા આ બન્ને શબ્દો ઘણે ઠેકાણે આવેલા છે પરંતુ કહે છે કે તેનો અર્થ તો ભાવનગ્નતા થાય છે!

સંપ્રદાયવાદીઓ ભગવાનના વચનોને પોતાના મતને અનુકૂળ બનાવવા માટે તેના કેવી રીતે ખોટા અર્થ કરે છે તેનો આ નમૂનો છે

નગ્નભાવ એટલે નગ્ન રહેવાનો ભાવ કાયમ નિરંતર નગ્ન રહેવાનો ભાવ અથવા વૃત્તિ

મુંડભાવ એટલે મસ્તકના કેશનો લોચ કરીને મુંડિત રહેવાનો ભાવ અથવા વૃત્તિ

**એટલે કે—સૂત્રકારને નગ્નભાવના ઠેકાણે "ભાવ-નગ્ન" શબ્દ વાપરવાની ખબર નહોતી તેથી સંપ્રદાયવાદીઓએ સૂત્રકારની ભૂલ સુધારી છે. મતલબ કે સર્વજ્ઞ ભગવાને વાપરેલા શબ્દો ખોટા હોવાથી સંપ્રદાયવાદીઓએ ભગવાનની ભૂલ સુધારી છે!**

આવા તો ઘણા શબ્દોના અર્થ ફેરવવામા આવ્યા છે. જેમકે—શ્રી દશવૈકાલિક સૂત્રના અ. ૬ ની ગાથા ૬૫ નીચે પ્રમાણે છે—

नगिणस्स वा वि मुण्डस्स, दीहरोमनहंसिणो ।
मेहुणा उवसंतस्स, किं विभूसाइ कारियं ॥

અર્થ—નગ્ન, મુંડિત, લાંબા નખ અને વાળવાળા તથા મૈથુનથી વિરત (ઉપશાંત) સાધુને વિભૂષાનું શું પ્રયોજન?

સંપ્રદાયવાદીઓએ બહાર પાડેલ દશવૈકાલિક સૂત્રમાં આ ગાથાનો અર્થ નીચે પ્રમાણે આપ્યો છે—

"પ્રમાણોપેત શ્વેત વસ્ત્ર રાખવાવાળા સ્થવિર કલ્પી અથવા સર્વથા નગ્ન રહેવાવાળા જિનકલ્પી દ્રવ્ય તથા ભાવથી મુંડિત, જેના નખ તથા કેશ મોટા વધેલા છે તથા જે મૈથુન ભાવથી ઉપશાંત અર્થાત દૂર રહેવાવાળા છે એવા સાધુને શરીરની શોભા એવં શૃંગારનું શું પ્રયોજન છે? અર્થાત કશું પ્રયોજન નથી

આ ગાથામાં સ્પષ્ટ એકલો નગ્ન શબ્દ જ વાપરેલો છે નગ્ન શબ્દ સાથે ભાવ શબ્દ જોડેલો નથી. તેથી ઉપરની પેઠે શબ્દને ઉલટાવીને "ભાવ-નગ્ન" શબ્દ બનાવી શકાય તેમ નથી. અને સ્પષ્ટ નગ્ન શબ્દ તો તેમની સાંપ્રદાયિક માન્યતાને જબ્બર ફટકો લગાવનાર છે. તેથી નથી મુંડિત કરી કે તે

ગાથામાં જેનું નામ નિશાન જ નથી તેવા—પ્રમાણોપેત શ્વેત વસ્ત્ર રાખવાવાળા સ્થવિર કલ્પી અથવા સર્વથા નગ્ન રહેવાવાળા જિનકલ્પી— **એમ એક નગ્ન શબ્દની બદલીમાં અગીઆર શબ્દની હાર-માળા ગોઠવી દીધી!**

વળી અહીં પણ આખી ગાથાનો સંબંધ ફક્ત શરીરના બાહ્ય લક્ષણ સાથે જ છે. વિભૂષા, શણગાર એ પણ શરીરની બાહ્ય વસ્તુ છે. ગાથામાં ક્યાંય પણ આત્માના આંતરિક ભાવ સાથે સંબંધ નથી. છતાં ગાથામાં નહિ વપરાયેલા એવા "દ્રવ્ય અને ભાવ" નવા શબ્દો ગાથાના અર્થમાં ઉમેરી દીધા છે.

## તર્ક ૨. વસ્ત્રધારી પરિગ્રહી ગણાય?

વસ્ત્રધારણ કરનાર સાધુ પરિગ્રહી ગણાય એવી કાંઈ મારા ઘરની વાત નથી પણ ભગવાન મહાવીરે આચારાંગ સૂત્રમાં લોકસાર નામના પાંચમા અધ્યયનના બીજા ઉદ્દેશામાં સૂત્ર ૧૪૯ માં અલ્પ કે સૂક્ષ્મ પરિગ્રહવાળાને સાધુ નહિ પણ પરિગ્રહી ગણ્યા છે. વસ્ત્રને પરિગ્રહ ન કહેવાય તેવું ભગવાને ક્યાંય પણ કહ્યું નથી.

**પરંતુ અત્યારના સંજોગાનુસાર સાધુને અલ્પ વસ્ત્રના પરિગ્રહની છૂટ લેવી પડે છે એમ કહી શકાય. પણ ભગવાને વસ્ત્ર પરિધાનની છૂટ આપી છે એમ કહેવું તે સંસાર વધારવાનું કારણ બની શકે છે.**

## તર્ક ૩. આચારાંગમાં વસ્ત્રધારણનું વિધાન

આ મુદ્દો જ ખોટી રીતે ઉભો કરેલો છે. કારણ કે આચારાંગ સૂત્રમાં સાધુને પહેરવાના વસ્ત્રના વિધાનનું ક્યાંય નામ નિશાન પણ નથી.

અપ્રમત્ત, સચેલકવાદ અસ્તિત્વમાં આવ્યા પછી બીજા સૂત્ર શાસ્ત્રોમાં સચેલકત્વની પ્રરૂપણા કે પુષ્ટિની વાતો ઉમેરવામાં આવી છે. અને તે વાતો એકસરખી નહિ પણ પાછળ પાછળ બનેલા શાસ્ત્રોમાં પરિગ્રહ (વસ્ત્ર પાત્ર વગેરે) વધારતા જવાની જ વાતો છે તે સાબિત કરે છે કે એ બધું પાછળથી ઉમેરાયેલું છે

**સર્વજ્ઞ ભગવાનના વચનમાં કે વિધાનમાં ક્યાંય પણ વિરોધ હોઇ શકે જ નહિ એટલે નગ્નતા વિરુદ્ધના કે સચેલકત્વ નિરૂપણના જે જે વિધાનો છે તે બધાય પાછળથી ઉમેરાયેલા છે એમ ચોક્કસપણે કહી શકાય.**

ભગવાન મહાવીરે સાધુઓ માટે વસ્ત્રધારણ પ્રરૂપ્યું હતુ. એમ બતાવવા માટે સંપ્રદાયવાદીઓ આચારાંગ સૂત્રના પહેલા શ્રુત સ્કંધના બીજા અધ્યયનના પાંચમા ઉદ્દેશાનું ૫ મું સૂત્ર (મળગ સૂત્ર ૮૯) ઉધ્ધૃત કરીને કહે છે કે—

"અહીં મુનિઓને વસ્ત્ર, પાત્ર, કંબલ, રજોહરણ, સ્થાન અને આસન વિવેકપૂર્વક ગ્રહણ કરવાની આજ્ઞા આપી છે."

આચારાંગ સૂત્રના મે ઉપર ઉલ્લેખો આપ્યા છે તેમાં મર્વ સાધુ માટે નગ્નતા, લજ્જા નહિ સહન કરનાર માટે લંગોટ અને શીત (ઠંડી) સહન કરી નહિ શકનાર માટે એકથી ત્રણ વસ્ત્રની ભગવાને છૂટ આપી છે એ મે બતાવેલું છે. મારા આ ઉલ્લેખો ખોટા છે એમ તો કોઈ કહી શકતા નથી. પણ તેની સામે ઉપરના સૂત્રનો ઉલ્લેખ કરી સર્વ સાધુ માટે વસ્ત્ર ધારણની ભગવાને છૂટ આપી છે એમ કહે છે.

એટલે કે—એક વખત ભગવાન સર્વ સાધુ માટે નગ્નત્વ પ્રરૂપે છે અને બીજી વખત ભગવાન સર્વ સાધુઓ માટે

વસ્ત્રધારણ પ્રરૂપે છે એવા ભગવાન દ્વિમુખી છે એમ સંપ્રદાય વાદીનું કહેવું છે.

**આથી તો સાબિત થાય છે કે તેઓ ભગવાનને સર્વજ્ઞ માનતા જ નથી.**

મતાગ્રહી અંધ શ્રદ્ધાળુઓ જ આવી અસંબદ્ધ વાતોને સત્ય તરીકે સ્વીકારે.

સત્ય જાણવા સમજવા ઇચ્છનાર માણસ તો સમજી શકે છે કે એ સૂત્રમાં ભગવાને પહેરવાના વસ્ત્ર માટે નહિ પણ શીત સહન નહિ કરી શકનાર સાધુ માટે કહ્યું છે કે તેણે તેની જરૂરીઆત પ્રમાણે એકથી ત્રણ વસ્ત્ર (બે સુતરાઉ અને એક ઉનનું ગરમ વસ્ત્ર તે કંબલ, કામળી)ની ઓઢવા માટે શ્રાવક પાસેથી વિવેકપૂર્વક યાચના કરવી

. શ્વેતાંબર પૂર્વાચાર્યોએ લખેલા મહાવીર સ્વામીથી તે વિક્રમની પહેલી સદી સુધીમાં થઈ ગયેલા સાધુઓના ચરિત્રો સાબિત કરે છે કે ત્યાં સુધી સર્વ સાધુ નગ્ન રહેતા હતા. અલબત્ત તેઓ ઠંડીમાં ઓઢવા માટે એકથી ત્રણ વસ્ત્ર રાખતા અને લજ્જાના આચ્છાદન માટે કટિબંધ રાખતા હતા.

દિગંબરોએ સૂત્રો વિચ્છેદ ગયાની વાત કરી છે તેનું મુખ્ય કારણ એ જ દેખાય છે કે શ્વેતાંબરોએ સચેલકત્વને પુષ્ટ કરવા માટે સૂત્રોમાં તેવી જાતના ઉમેરા કર્યા. કારણકે દિગંબરો અને શ્વેતાંબરોને તત્ત્વની બાબતમાં કાંઇ મતભેદ નથી.

દિગંબરો તેમજ શ્વેતાંબરોએ અચેલકત્વ અને સચેલકત્વનો પોતપોતાનો એકાંત આગ્રહ ન રાખ્યો હોત તો આવી સ્થિતિ આવત જ નહિ

વળી સર્વ સૂત્રો વિચ્છેદ ગયાનું જાહેર કરવા કરતાં સચેલકત્વ સંબંધીનો નવો ઉમેરેલો ભાગ અમને માન્ય નથી, એમ કહી દિગંબરોએ સૂત્રોને કબૂલ રાખ્યા હોત તો પણ વિરોધ ઓછો થઈ જાત. કારણ કે તે વખતે પણ દિગંબરોમાંય સૂત્રોના થોડા થોડા ભાગો મોજુદ હતા એમ દિગબરોના પુસ્તકો ઉપરથી જ ઇતિહાસ સાબિત કરે છે. કાળ પ્રભાવે બન્યું તે ખરૂ.

## તર્ક ૪. ગણધરો સચેલક હતા

સંપ્રદાયવાદીઓ કહે છે કે ભગવાન મહાવીરના ગણધરો સચેલક હતા અને તેને માટે તેમણે સૂત્રોના ઉલ્લેખ આપેલ છે.

જ્યારે ભગવાને સર્વ સાધુ માટે નગ્નત્વ પ્રરૂપ્યુ છે ત્યારે ભગવાનના જ પટ્ટશિષ્યો એટલે કે ગણધર મહારાજાઓ વસ્ત્રધારી હતા એમ માનવુ એનો અર્થ એ થયો કે તેમને ભગવાનના વચનની વિરુદ્ધ વર્તનારા માનવા. આ તો એ મહાત્મા પુરૂષોના અવર્ણવાદ બોલવાના પાપમાં પડવા જેવું થાય છે.

**અલબત્ત જેઓ ભગવાનના વચનના સાચા અર્થ ગોપવીને ખોટા અર્થ સમજાવવામાં પાપ માનતા નથી અને તેથી ભગવાને સચેલકપણું પ્રરૂપ્યું હતું એવું પ્રતિપાદન કરે છે અને જેઓ ભગવાનના વચનોના પોતાની મરજી માફક અર્થ કરવાનો પોતાનો જન્મસિદ્ધ હક્ક માને છે તેઓ, ગણધરોને વસ્ત્રધારી માનતા હોય તેને માટે કાંઇ કહેવાનુ હોય જ નહિ. અહીં તો સર્વજ્ઞ ભગવાનના વચન ગોપવવામાં પાપ માનતા હોય તેને માટે જ વાત છે.**

આચારાંગ સૂત્રમાં ભગવાને સાધુ માટે નગ્નત્વ પ્રરૂપ્યુ છે અને

**ભગવાનના વચનોમાં કદી ક્યાંય પણ વિરોધ કે અસંગતતા આવી શકે જ નહિ એમ જે માનતા હોય** તેઓ ગણધરોને વસ્ત્રધારી માનવાનુ પાપ કરી શકે જ નહિ. અને તેઓ સમજી શકે છે કે ગણધરોના વસ્ત્રધારીપણાની ક્યાંય પણ વાત હોય તે ક્ષેપક જ છે.

## તર્ક ૫—૨૨ જિનના સાધુ બહુમૂલ્ય વસ્ત્રધારી હતા

વચ્ચેના (એટલે પહેલા અને છેલ્લા તીર્થંકરોની વચ્ચેના) ૨૨ બાવીશ તીર્થંકરોના સાધુ સાધ્વીઓ બહુ મૂલ્યવાળા વસ્ત્રો પહેરતા તેમને પરિગ્રહી માનવા પડશે એમ સપ્રદાયવાદી કહે છે.

અહીં સવાલ એ થાય છે કે આવી વાત કયા સૂત્રમા કરી છે?

કોઈ પણ સૂત્રમા આ વાત છે જ નહિ પણ ઉત્તરાધ્યયન સૂત્રની ટીકામા એ માન્યતાના મૂળ દેખાય છે ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૨૩ની ૨૯ મી ગાથા આ પ્રમાણે છે—

> अचेलगो य जो धम्मो इमो सतरुत्तरो।
> देसियो वद्धमाणेण पासेण य महामुणी॥

અર્થ—(શ્રી કેશીસ્વામી ગૌતમસ્વામીને પૂછે છે કે—) ભગવાન વર્દ્ધમાન (મહાવીર) સ્વામીએ અચેલક ધર્મ ઉપદેશ્યો છે ત્યારે सत्तरुत्तरो (સચેલક) ધર્મ મહામુનિ પાર્શ્વનાથનો છે. (એ ફરકનું શુ કારણ?)

અહીં સત્તરુત્તરનો અર્થ ટીકાકાર શ્રી નેમિચદ્ર આચાર્યે આ પ્રમાણે કર્યો છે—

> यश्चाय सान्तराणि वर्धमान शिष्य वस्त्रापेक्षया कस्यचित् कदाचित्मान वर्ण विशेषितानि, उत्तराणि च बहु मूल्यतया प्रधानानि वस्त्राणि यस्मिन्न सौ सातरोत्तरो धर्म ।

એટલે કે વર્દ્ધમાનના શિષ્યના વસ્ત્રની અપેક્ષાએ પ્રધાન એટલે રંગબેરંગી અને બહુ મૂલ્યવાળા વસ્ત્રો એવો સાંતરોત્તર ધર્મ ભગવાન પાર્શ્વનાથનો છે.

**અહીં વસ્ત્રધારી સાધુઓના વધતા જતા વસ્ત્ર મોહના બચાવ માટે ઉપજાવી કાઢેલો સાંતરોત્તરનો અર્થ "વિવિધ રંગી બહુ મૂલ્યવાળા વસ્ત્રો" એવો અર્થ કર્યો તે તદ્દન ખોટો છે.**

આચારંગ સૂત્રના વિમોક્ષ અધ્યયનમા સૂત્ર ૧૧૨ માં વસ્ત્રના પ્રકરણમાં પણ સતરુત્તર પદ આવે છે. ત્યા ટીકાકાર શ્રી શીલાંકાચાર્યે તેનો અર્થ આ પ્રમાણે કર્યો છે—

"માતર છે ઉત્તર ઓઢવાનુ જેનુ" એમ અર્થ કર્યો છે. એટલે કે વસ્ત્રની જરૂર હેય ત્યારે ઓઢી લીએ અને પછી ઉતારીને પાસે રાખી લીએ. એ જ સાચો અર્થ છે.

**તે પ્રમાણે ઉપરની ગાથાનો પણ સાચો અર્થ એ છે કે- શ્રી મહાવીર સ્વામીના શિષ્યો અચેલક હતા અને શ્રી પાર્શ્વનાથનો ધર્મ સાંતરોત્તર હતો એટલે કે તેમના સાધુઓ આવશ્યકતા પડયે વસ્ત્ર ઓઢી લેતા હતા. આ અર્થ જ સંગત પ્રતીત થાય છે.**

સચેલકવાદી શિથિલાચારીઓ વસ્ત્ર માટેના પોતાના ગાઢ મોહના બચાવ માટે બાવીશ જિનના સાધુને બહુમૂલ્યવસ્ત્રવાળા ઠરાવતાં જરાય અચકાયા નહિ! બાવીશ જિનના ઉત્તમ સંહનનવાળા અને સાચા નિર્ગ્રંથોને પોતાના કરતાં પણ વિશેષ શિથિલાચારી બનાવતાં સચેલકવાદીઓને અસત્યનો જરાપણ ડર લાગ્યો નહિ!! અને બહુમૂલ્યવાળા એટલે રેશમી વસ્ત્રો પહેરનાર ઠરાવી દીધાં!! સંયમી મહાત્માઓની કેવી નિંદા!

લોક વ્યવહારની દષ્ટિએ પણ નિર્ગ્રંથ સાધુને રંગીન બહુમૂલ્યવાળા વસ્ત્રો હોય તે કેટલુ બધુ અજુગતુ લાગે છે! એનો તો વસ્ત્રના આગ્રહવાળાઓએ કંઈ પણ ખ્યાલ ગખ્યો નહિ બહુમૂલ્યવસ્ત્રવાળાને અપરિગ્રહી કેમ કહેવાય તે વિચાર્યું જ નહિ!!

જેનો મમત્વભાવ દૂર થયો હોય તેને બાહ્યમાં પણ વસ્ત્ર ન હોય એવો નિમિત્ત નૈમિત્તક સબંધ છે એટલે સાચા નિર્ગ્રંથ સાધુ દ્રવ્યથી અને ભાવથી અપરિગ્રહી, અચેલક નગ્ન જ હોય બહુમૂલ્યવસ્ત્રવાળા સાધુઓને દ્રવ્યથી નિર્ગ્રંથ કહી શકાય નહિ. એટલે કે બાવીશ જિનના એ મહામુનિઓને દ્રવ્યથી નિર્ગ્રંથપણુ જ નહોતુ એમજ ઠરાવી દીધુ !

## મોહ કેવાં કેવાં અનુચિત કાર્યો કરાવે છે!

એટલુ ધ્યાનમાં રાખવુ કે જૈનધર્મે સાધુ માટે જ નગ્નત્વ પ્રરૂપ્યુ છે પરંતુ સ્ત્રીઓને નગ્નત્વનો નિષેધ કર્યો છે. સાધ્વીજીઓ વસ્ત્રધારી જ હોય.

સૂત્રના સત્ય શુદ્ધ અર્થને છુપાવે, ગોપવે, ફેરવે તો મહા મોહનીય કર્મ બંધાય તેમજ સંયમી આચાર્ય, ઉપાધ્યાય, સાધુની નિંદા કરે તો મહામોહનીય કર્મ બંધાય તે કોઈએ ભૂલવું જોઈએ નહિ.

## દરેક તીર્થંકરનો ધર્મ એકસરખો જ હોય

જૈન ધર્મ શાશ્વત છે. જૈન સિદ્ધાંત શાશ્વત છે. સર્વે તીર્થંકરો એક સરખો જ ધર્મ પ્રરૂપે છે....એટલે કોઈ તીર્થંકરનો ધર્મ સચેલક હોય અને કોઈ તીર્થંકરોનો ધર્મ અચેલક હોય એમ માનવું ઉચિત નથી.

તીર્થંકર ભગવાન પોતે નગ્ન રહે અને તેમના શિષ્યોને બહુમૂલ્ય વસ્ત્ર ધારણ કરાવે એ વદતો વ્યાઘાત છે. એવું બની શકે જ નહિ. તીર્થંકર ભગવાન પોતે જેવો આચાર પાળે તેવો જ આચાર પાળવાનું શિષ્યોને કહે.

પ્રાચીન શહેરોના ખોદ કામમાંથી લગભગ દશહજાર વર્ષ પહેલાંની જૈન તીર્થંકરોની મૂર્તિઓ મળી આવી છે. તે સર્વ મૂર્તિ નગ્ન જ છે. તે સાબિત કરે છે કે જૈન તીર્થંકરો નગ્ન હતા એટલે બધા તીર્થંકરોએ સાધુઓ માટે પણ નગ્નત્વ જ પ્રરૂપ્યુ હતું.

મૂર્તિ નગ્ન માણસની બનાવી શકાય છે તેમ જ વસ્ત્રધારીની પણ બનાવી શકાય છે. એટલે તીર્થંકરો વસ્ત્રધારી હોત તો તેમની મૂર્તિઓ પણ વસ્ત્રધારી મનુષ્ય રૂપે જ બની હોત. પરંતુ સર્વ મૂર્તિઓ નગ્ન જ બનેલી છે તે સાબિત કરે છે કે સર્વ તીર્થંકરો નગ્ન જ હતા. અને તેમણે સાધુઓ માટે નગ્નત્વ જ પ્રરૂપ્યુ હતું.

દરેક તીર્થંકરે નિર્બળ સાધુ માટે જરૂર પડયે વસ્ત્ર ઓઢવાની છૂટ આપી હોય તો તે સંભવિત છે. પરંતુ તે અપવાદરૂપ જ ગણી શકાય. ઉત્સર્ગ તો નગ્નત્વ જ હોય. કારણકે—

**નિર્ગ્રંથપણું મોહના ક્ષય માટે લેવાય છે. અને મોહક્ષય સંપૂર્ણ ત્યાગ સિવાય થઈ શકતો નથી. સંપૂર્ણ ત્યાગ એટલે સંપૂર્ણ અપરિગ્રહતા.**

**ભાવથી સર્વ કષાયોનો ત્યાગ, રાગદ્વેષનો ત્યાગ, તેમ જ દ્રવ્યથી સર્વ પ્રકારના વસ્ત્ર તેમ જ આભૂષણ,**

શરીરવિભૂષાનો ત્યાગ. એટલું જ નહિ પણ પોતાના શરીર ઉપરના મમત્વનો પણ ત્યાગ હોય ત્યારે જ સંપૂર્ણ ત્યાગ કહેવાય.

જ્યાં સુધી શરીર ઉપર વસ્ત્ર પરિધાન છે ત્યાં સુધી મોહનું રાજ્ય પ્રવર્તે છે એ સમજી શકાય તેવી વાત છે અને મહાત્માઓએ અનુભવથી સિદ્ધ કરેલી વાત છે.

એટલે ઉપર કહ્યા પ્રમાણે દ્રવ્યથી અને ભાવથી સંપૂર્ણ ત્યાગ થાય ત્યારે જ મોહનો ક્ષય થાય એ શાશ્વત જૈન સિદ્ધાંત છે એટલે નિર્ગ્રંથપણામાં નગ્નતા અનિવાર્ય ઠરે છે.

આ ઉપરથી દરેક તીર્થંકરનો ધર્મ એકસરખો અચેલક જ હોય એમ સમજવું જોઈએ.

**કોમળતા, સુંવાળપ અને મજબૂતાઈ જોઈ તેમાં મોહભાવ ઉત્પન્ન થાય છે, રાગ થાય છે અને તેનો કઠોર, ખરબચડો કે લુખો સ્પર્શ, જલ્દી ફાટી જવું વિગેરે દોષ જોઈને તેના ઉપર દ્વેષ ઉત્પન્ન થાય છે. વસ્ત્રનો ત્યાગ કરવાથી એવા કોઈ પણ રાગાદિ દોષ રહેતા નથી.**

વસ્ત્રધારી ભલે મોઢેથી કહે કે—"વસ્ત્ર તરફ મને મૂર્ચ્છા નથી." પણ એ ફક્ત બાહ્ય શબ્દમાં જ રહે છે. બાકી પોતાને મન ગમતુ વસ્ત્ર ન મળ્યુ કે તુરત મનમાં કલેશ પેદા થાય છે અને મન ગમતું મળવાથી ખુશાલી ઉત્પન્ન થાય છે. અને એ જ મૂર્ચ્છા છે.

**સંપૂર્ણ પરિગ્રહનો ત્યાગ એ જ મુક્તિ માર્ગ છે. વસ્ત્રધારીએ પોતાને મૂર્ચ્છા ટળી ગઈ છે એવો ઢોંગ કરવાને બદલે એમ ચિંતવવું જોઈએ કે મને પરિસહોનો ભય હોવાથી પાપોદયથી આ વસ્ત્ર પાત્રાદિ ગ્રહણ કર્યા છે. એમ મનમાં પશ્ચાતાપપૂર્વક કહે તો આસ્તે આસ્તે તે મૂર્ચ્છા ઓછી કરી શકે. પણ વસ્ત્રની જરૂરીઆતના હિમાયતીને મૂર્ચ્છા નથી એ કદી કહી શકાય નહિ.**

વસ્ત્રાદિ બાહ્ય પરિગ્રહનો ત્યાગ આંતરિક કષાયોનો ત્યાગ કરવામાં સહાયક, ઉપકારી થાય છે એટલે મૂર્ચ્છાના નાશ માટે બાહ્ય ત્યાગ તો પહેલો જરૂરનો છે. અને સંપૂર્ણ મૂર્ચ્છાનો ત્યાગ ત્યારે જ થાય કે જ્યારે પોતાના શરીર ઉપરની મમતા પણ ટળી જાય. અને એવા સાચા મૂર્ચ્છા-ત્યાગીને વસ્ત્રની ઇચ્છા હોઈ જ ન શકે.

**મૂર્ચ્છા એ પરિગ્રહ છે તેનો અર્થ એ જ છે કે જ્યારે વસ્ત્ર, પાત્ર, શિષ્ય વગેરે જગતની સર્વ બાહ્ય વસ્તુઓ ઉપરની મૂર્ચ્છા સંપૂર્ણ-પણે ટળી જાય અને આભ્યંતર રીતે સર્વ રાગ ભાવનો નાશ થાય, સર્વ કષાયો ટળી જાય, શરીરના ઉપરના મોહનો પણ નાશ થાય ત્યારે જ તેનો મૂર્ચ્છાનો નાશ થયો કહેવાય અને તેજ અપરિ-**

ગ્રહી કહેવાય. બાકી સહેજ પણ બાહ્ય કે આભ્યંતર મૂર્ચ્છા હોય ત્યાં સુધી તે પરિગ્રહ જ ગણાય.

આ પ્રમાણે મૂર્ચ્છાના ત્યાગીને વસ્ત્રની ઉપાધિ પણ ભારરૂપ જ લાગે ત્યારે કેવળીને વસ્ત્રની આવશ્યકતા તો કદી માની શકાય જ નહિ. એટલે કેવળી તો આપોઆપ વસ્ત્રનો ત્યાગ જ કરે.

ઉપરના ટૂંકા વિવેચન ઉપરથી કાંઈ ગેરસમજુતી ઉત્પન્ન થાય તેટલા માટે તે વિષયમાં મેં બે વર્ષ પહેલાં જે લખ્યું હતુ તેમાંથી થોડો ભાગ અત્રે ઉધ્ધૃત કરું છું—

"વસ્ત્ર એ પરિગ્રહ નથી પણ મૂર્ચ્છા એ જ પરિગ્રહ છે એવી શાસ્ત્રોક્તિ છે. એટલે મૂર્ચ્છા ન હોય તો પછી વસ્ત્ર ધારણ કરેલ હોય તો પણ તે મુનિ અપરિગ્રહી અને અચેલક જ કહેવાય એમ દલીલ છે.

"મૂર્ચ્છા એ જ પરિગ્રહ છે એ નિશ્ચય નયની અપેક્ષાથી છે. ખરેખર જેનો મૂર્ચ્છાભાવ સંપૂર્ણ રીતે નાશ થયો હોય તેણે વસ્ત્ર પહેરેલ હોય તો પણ તેણે નગ્ન અથવા અપરિગ્રહી માનવામાં વાંધો નથી. પણ જેણે કદી એક દિવસ પણ વસ્ત્રનો ત્યાગ કર્યો નથી તે મુનિ કહે કે તેને મૂર્ચ્છા ભાવ જ નથી તો તેનું કથન સત્ય માની શકાય જ નહિ.

"આ પહેર્યું છે તે વસ્ત્ર તો અમારું વહોરાવેલું છે" એટલો નગરશેઠનો ટોણો સાંભળતાં જ ઉપાશ્રયમાં તે વસ્ત્રને છોડીને નગ્ન વેષે જંગલમાં ચાલી જનાર શ્રી આનંદઘનજી મહારાજનો મૂર્ચ્છાભાવ ટળ્યો હતો એમ કહી શકાય. અને એમને સાચા નગ્ન મુનિ કહી શકાય.

"જેનો મૂર્ચ્છાભાવ સદંતર ટળી ગયો છે તેને દેહ પર પણ મૂર્ચ્છા ન હોય તો પછી તેને વસ્ત્ર પર તો મૂર્ચ્છા હોઈ જ

ન શકે તે સમજી શકાય તેવી વાત છે. એટલું જ નહિ પણ તેનું ધ્યાન ફક્ત આત્મસ્મરણમાં જ હોય તેથી તેને વસ્ત્ર ઉપાધિરૂપ હોઈને તે ઉપાધિ રાખવાની મુનિ ઇચ્છા પણ કરે નહિ.

"એનો અર્થ એ થયો કે તેવા મુનિ તો નગ્ન હોય. ત્યારે દલીલ થશે કે મૂર્ચ્છા એ જ પરિગ્રહ છે એ શાસ્ત્રોક્તિ યથાર્થ ન કહેવાય.

"અહીં સમજવાનું એ છે કે જ્યાં સુધી એક પણ વખત નગ્નત્વ ધારણ કર્યું ન હોય ત્યાં સુધી મૂર્ચ્છા સદંતર ટળવાનો સંભવ નથી. વળી શાસ્ત્રમાં એક ઠેકાણે વાંચેલું યાદ છે કે જિનકલ્પીપણું ધારણ કર્યા પહેલાં જીવ મોક્ષ પામી શકતો નથી.

"એનો ભાવાર્થ એમ સમજાય છે કે જે જીવે આગલે ભવે પણ નગ્નત્વ, જિનકલ્પીપણું ધારણ કરેલ હોય તેનો મૂર્ચ્છાભાવ ખરેખર ટળી ગયો હોય એમ માની શકાય. અને તે જીવ આ ભવે વસ્ત્રસહિત હોય તો પણ તેને વસ્ત્ર પર મૂર્ચ્છા ન હોય એમ માની શકાય. અને તેવો જીવ સચેલકપણે પણ ઉત્કૃષ્ટ ભાવથી આત્મશુદ્ધિ કરીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકે.

"પરંતુ આ કે આગલા ભવમાં નગ્નત્વ ધારણ કર્યું જ ન હોય તેનો મૂર્ચ્છાભાવ સદંતર ટળી જવાનો કે ઉત્કૃષ્ટ ભાવ ચારિત્ર આવવાનો સંભવ નથી.

"વળી પચીસ સો વર્ષ પહેલાં નગ્નત્વ એ અશિષ્ટ નહોતું ગણાતું તેથી તે વખતે નગ્નત્વ પાળવું એ સુકર હતું. પરંતુ આજે તો નગ્નત્વ એ ભારે અશિષ્ટ ગણાય છે. અત્યારે રાજ્ય કે પ્રજા કોઈ, કોઈને પણ નગ્નાવસ્થામાં બહાર નીકળવા દીએ તેમ નથી. એટલે વ્યવહારિક રીતે પણ અત્યારે નગ્ન રહીને હરીફરી શકાય તેમ નથી."

વળી બીજી એક વાત એમ પણ છે કે જીવના તિર્યંચ, મનુષ્ય, દેવ વગેરે ગતિના ભવો વધતા જાય છે એટલે ભવભ્રમણ વધતુ જાય છે તેમ તેમ તેનો મોહ પણ વધારે ને વધારે દૃઢ થતો જાય છે તેવા જીવને તેના મોહનો નાશ કરવા માટે બાહ્ય નગ્નત્વ પણ એક અનિવાર્ય સાધન થઈ પડે છે

જેનું ભવભ્રમણ પ્રમાણમા ઓછુ થયેલુ હોય અને તેથી તેનો મોહ તીવ્ર અને દૃઢ ન બન્યો હોય અને મોહનો નાશ કરવામા તેનુ મન બાહ્ય મજબૂત હોય તેવા જીવને નગ્નત્વની જરૂર ન હોય તો તે પણ સભવિત છે પરતુ એવા જીવ બહુ જ થોડા હોય છે અને તેઓ અપવાદ જેવા જ હોય છે

(૨) ગણધર વગેરે સાધ્વીઓના પણ સંપર્કમાં આવતા હતા તેથી તેઓ નગ્ન રહી શકે જ નહિ.

આ પ્રમાણે બે આચારની વાત કરવાથી અનેક બાધાઓ ઉત્પન્ન થાય છે તે વાત તેઓ ધ્યાનમાં લેતા જ નથી જેમકે—

(૧) ભગવાને સાધુને વસ્ત્ર પહેરવાનું વિધાન આચારાંગ સૂત્રના કયા નિયમથી કર્યું છે તે બતાવવાના તેઓ અખાડા કરે છે કારણ કે તેવું વિધાન તો નથી જ. માટે તેઓ કહે છે તે પ્રમાણે તેમની વાત જ માની લેવી એવો આગ્રહ કરે છે.

(૨) ભગવાને સાધુ માટે "સામાન્ય આચાર" અને "વિશેષ આચાર" એવા બે પ્રકાર આચારાંગ સૂત્રમાં કયા નિયમમાં બતાવ્યા છે તે પણ તેઓ બતાવી શકતા નથી પણ તેઓ કહે તે પ્રમાણે માની લેવાનો જ આગ્રહ કરે છે.

(૩) ચોથા આરામાં તેમજ પાંચમા આરામાં ઠેઠ વિક્રમની પહેલી સદી સુધી સર્વ સાધુઓ અને સાધ્વીઓ જંગલમાં કે ઉદ્યાનમાં જ ઉતરતા હતા. તે વાતની તેઓ ઉપેક્ષા કરે છે.

(૪) આગળના વખતમાં સાધુઓ આજની માફક હમેશ ગૃહસ્થો સાથે ભળવાની છૂટ લેતા જ નહોતા.

(૫) આગળના વખતમાં સાધુઓ અત્યારની માફક હમેશાં વ્યાખ્યાન આપતા નહોતા.

(૬) આગળના વખતમાં બધા જ સાધુઓ નિર્જન સ્થાનમાં રહી આત્મસાધનામાં જ રહેતા હતા.

(૭) આ રીતે તેઓ તે વખતની સ્થિતિ ધ્યાનમાં નહિ લેતાં તેમના સ્વચ્છંદ તર્કથી જ "વિશેષ આચાર" અને "સામાન્ય આચાર"ના ભગલા ઉપજાવી કાઢે છે.

ભગવાનની સર્વજ્ઞતાને બાધા પહોંચે છે એમ નહિ સમજી શકનારા અંધ-શ્રદ્ધાળુઓ જ એવી મનસ્વી વાતો માની શકે. પણ સત્યાર્થી માની શકે નહિ.

પ્રસિદ્ધ ઈતિહાસ વિશારદ પં. શ્રી કલ્યાણ વિજયજી ગણિ મહારાજે સ્પષ્ટ રીતે બતાવ્યું છે કે સ્થવિરકલ્પી સાધુઓ આર્ય સ્થૂલભદ્રના સમય સુધી નગ્ન રહેતા હતા તે પછી પણ નગ્નો વિક્રમની બીજી સદી સુધી તો રહેતા જ પરંતુ બીજી બાબતમાં સહેજ ફેરફાર થયો હતો.

એટલે ભગવાનના વખતથી સાધુઓ વસ્ત્રધારી હતા એમ કહેવું હડહડતું જુઠાણું છે તે વાચકો સમજી શકશે.

કોઇ આચાર્યે તે સૂત્ર લખેલ છે. અને સૂત્રકારે સાધુની વાતમાં લખે તેવી રીતે સાધ્વીની વાતમાં પણ અહીં ભૂલથી તેમણે નગ્નભાવ શબ્દ લખી નાખ્યો હોય એમ સમજી શકાય છે. અથવા લહીઆની ભૂલથી તે શબ્દ ઉમેરાઈ ગયો હોય તે પણ સંભવિત છે.

(૫) સંપ્રદાયવાદીઓએ પોતે પ્રસિદ્ધ કરેલ અંતકૃત દશા સૂત્રમાં એ શબ્દનો નગ્નભાવ કે ભાવનગ્ન અર્થ નહિ કરતાં "સંયમ" અર્થ જ કરેલો છે.

આથી સાબિત થાય છે કે તે શબ્દ પ્રક્ષિપ્ત છે. અને તેના આધારે સાધુ માટે નગ્નત્વનો અસ્વીકાર કરવાની ચેષ્ટા કરવી તે દુરાગ્રહ છે.

## તર્ક ૯. તીર્થંકરનું દેવદૂષ્ય વસ્ત્ર

ભગવાન મહાવીરે સચેલકત્વ પ્રતિપાદન કર્યું છે એમ બતાવવા માટે સંપ્રદાયવાદીઓ આચારાંગ સૂત્રના બીજા શ્રુત સ્કંધના નવમા અધ્યયનની ગાથા ૨ તથા ૪ ઉધ્ધૃત કરેલ છે. તે ગાથામાં લખ્યું છે કે—

> "તીર્થંકરોની પરંપરાનું પાલન કરવા માટે ભગવાન મહાવીરે દેવદૂષ્ય વસ્ત્ર એક વર્ષથી અધિક વખત સુધી રાખ્યું હતું અને પછી નગ્ન બન્યા હતા."

આ ગાથા એ તો સાબિત કરે છે કે એક વર્ષ પછી ભગવાન તદ્દન નગ્ન રહ્યા હતા. અને તે પછી જીવનપર્યંત નગ્ન જ રહ્યા.

હવે આ નવમા અધ્યયનનો તેની પહેલાંના આઠમા અધ્યયન સાથે શો સબંધ છે તે બતાવતાં ટીકાકાર શું લખે છે તે જુઓ—

> "પહેલા આઠ અધ્યયનોમાં જે આચારનો વિષય કહ્યો છે તે તો શ્રી વીર વર્ધમાનસ્વામીએ પોતે પાળેલો હતો. તેથી તે નવમા અધ્યયનમાં કહે છે."

આમ કહી નવમા અધ્યયનમાં ભગવાન મહાવીરનું ચરિત્ર આપવાનું કારણ કહી બતાવેલ છે.

આચારંગ સૂત્રના આગલા અધ્યયનોમાં તો અચેલકત્વનું જ પ્રતિપાદન કરેલું છે અને ટીકાકાર પણ કહે છે કે ભગવાને પોતે એ જ આચાર પાળેલો હતો. ઉપરની ગાથા પણ સાબિત કરે છે કે એક વર્ષ પછી જીવન પર્યંત ભગવાન અચેલક રહ્યા હતા.

આમ સ્પષ્ટ વાત દેખાતી હોવા છતાં ભગવાને સચેલકત્વ જ પ્રરૂપ્યું છે એમ કહેવું કે માનવું એમાં સંપ્રદાયવાદ સિવાય શું હોઈ શકે?

વળી આ ઉપરથી બીજા પ્રશ્નો ઉપસ્થિત થાય છે તે આ પ્રમાણે—

( ૧ ) પહેલાના ત્રેવીશ તીર્થંકરોએ દેવદૂષ્ય સ્વીકાર્યું હતું તો વીર ભગવાનની માફક તેમના વસ્ત્ર ત્યાગનો કાળ કેમ નથી કહ્યો?

( ૨ ) જો ભગવાને સચેલક લિંગની પ્રરૂપણા માટે વસ્ત્રગ્રહણ કર્યું હતું તો પછી તેમને તે વસ્ત્રનો વિનાશ ઇષ્ટ કેમ થયો?

"ભાવનામાં લખ્યું છે કે ભગવાન મહાવીર એક વર્ષ સુધી વસ્ત્રધારી રહ્યા તે પછી અચેલક, નગ્ન થઈ ગયા. તો તેમાં અનેક વિવાદ છે—

કોઈ એમ કહે છે કે જેણે ભગવાન મહાવીરની કાંધ ઉપર વસ્ત્ર નાખ્યું હતું તેણે તે જ દિવસે તે વસ્ત્ર લઈ લીધુ.

બીજા કહે છે કે—૭ મહિનામાં એ વસ્ત્ર કાંધ વગેરેથી છિન્નભિન્ન થઈ ગયુ.

વળી કોઈ કહે છે કે—એક વર્ષ પછી ખડલક બ્રાહ્મણે તે વસ્ત્ર લઇ લીધુ.

કોઈ કહે છે કે—હવાથી ઊડી ગયુ અને મહાવીરે તેની ઉપેક્ષા કરી.

વળી કોઈ કહે છે કે—પહેલાં જેણે રાખ્યુ હતુ તેણે જ ફરીથી ભગવાનની કાંધ પર નાખી દીધુ.

**એમ અનેક મત હોવાથી તેમાં કોઈ તત્ત્વ દેખાતુ નથી."**

પ્રાચીન કાળમાં જ આ પ્રમાણે મતભેદ હતો તેમ અત્યારે પણ જુદા જુદા શ્વેતાંબર પુસ્તકોમાં આ પ્રસગ જુદી જુદી રીતે વર્ણવેલો નજરે પડે છે એ વસ્તુ જ પૂરવાર કરે છે કે આ પ્રસગની કલ્પના સત્યથી તદ્દન વેગળી છે.

મૂળ આચાગંગ સૂત્ર ભગવાન મહાવીર પ્રણીત અર્થથી અને ગણધર શ્રી સુધર્મા સ્વામી પ્રણીત શબ્દથી હતુ એ તો સૌ કોઈ જાણે છે. પરતુ તે પછી તેમાં શુ સુધારા વધારા ફેરફાર થયા હતા તે કોઈ જાણતુ નથી. પરંતુ અત્યારે આપણે આ નવમા અધ્યયનની જ વાત કરીએ છીએ. આ અધ્યયનની શરૂઆતમાં જ શાસ્ત્રકારે કહ્યુ છે કે—
"જમ્બૂ સ્વામીના પૂછવાથી સુધર્મા સ્વામીને જમ્બૂસ્વામીને કહ્યુ કે—"

આ ઉપરથી એ તો સ્પષ્ટ સમજી શકાય છે કે આ અધ્યયન લખનાર જમ્બૂસ્વામી પછી થયેલા છે એ તો નક્કી.

સચેલકત્વ અચેલત્વનો ઝઘડો જમ્બૂસ્વામી પછી ચાલતો જ હતો તે આર્યરક્ષિત સૂરિના વખતમા ઉગ્ર થયો હતો એમ સમજાય છે અને તે પછી તરત જ શ્વેતામ્બર દિગમ્બર બે પક્ષ પડ્યા તે ઇતિહાસ પ્રસિદ્ધ હકીકત છે

શ્વેતામ્બરોએ સચેલત્વ ભગવાન મહાવીરના વખતથી ચાલુ હતું એમ બતાવવા સૂત્રો શાસ્ત્રોમા ઘણા ફેરફાર ઉમેરા કર્યા હતા તે પ્રમાણે ભગવાન મહાવીરના ચરિત્રમા પણ સચેલત્વના પ્રતિપાદન માટે આ પ્રસગ ઉમેરી દીધો હોય તો તેમા કાઈ નવાઈ જેવુ નથી.

જેઓ તીર્થંકર ભગવાનને સર્વજ્ઞ માનતા હોય અને સર્વજ્ઞના પ્રતિપાદનમા કદાચ વિરોધ, અસગતતા કે વિસવાદિતા ન હોય એમ માનતા હોય તેઓને તો ભગવાને અચેલત્વ જ પ્રરૂપ્યુ છે તેમા શકા હોઈ શકે જ નહિ

**પણ જેઓ સંપ્રદાયવાદી મતાગ્રહી છે તેઓ તો વિરોધ કે વિસવાદિતાનો વિચાર કર્યા વિના જ બધુ જ ભગવાનના નામે ચડેલુ સાચુ માની લીએ તે સ્વાભાવિક છે.**

આ પ્રમાણે સૂત્રાનુસાર સાધુ માટેનો મુખ્ય ધર્મ અચેલત્વ જ છે એ સ્પષ્ટ રીતે સમજી શકાય છે છતા એ મતને છુપાવવા મ?

(૩) કુલિન પુરુષનું પુરુષ ચિન્હ અશ્વની પેઠે ઘણું ગૂઢ હોય છે. તેમની ગુહ્યેન્દ્રિય, શિરાઓ ન દેખાય તેવી હોય છે.

(૪) નગ્નત્વ એ તો પહેલા વજ્રઋષભનારાચ સંઘયણવાળા અને વનમાં રહેનારા જિનકલ્પી સાધુનો જ આચાર છે. પણ સામાન્ય સાધુ માટે ભગવાને નગ્નત્વ પ્રરૂપેલ નથી. કારણકે જિનકલ્પ તો દશપૂર્વથી વધારે જ્ઞાન ધરાવનારજ ગ્રહણ કરી શકે પણ તેથી ઓછું જ્ઞાન ધરાવનારા જિનકલ્પ ગ્રહણ કરી શકે નહિ.

(૫) નગ્નતા અશિષ્ટ છે કારણકે સ્ત્રી નગ્ન પુરુષની સામે જોઈ શકે નહિ.

મૂર્તિપૂજક શ્વેતાંબરોએ આ બધા ખોટા બચાવો પાછળથી ઊભા કરેલા છે. ઉપજાવી કાઢેલા છે ને ઉપજાવવાનું ફક્ત એકજ કારણ છે કે—

## શ્વેતાંબર દિગંબર બન્ને પક્ષનો એકાંત આગ્રહ

ઉપર આપણે જોઈ ગયા કે અચેલકત્વ એ મૂળ આચાર છે અને શીત તથા લજ્જા સહન નહિ કરી શકનાર સાધુ માટે અપવાદ તરીકે એકથી ત્રણ વસ્ત્રની છૂટ હતી.

વસ્ત્રધારી કરતાં અચેલક વિશેષ શક્તિવાળા ગણાય એ તો સ્વાભાવિક છે. ઇતિહાસ ઉપરથી એમ સમજી શકાય છે કે જ્યારે કાળે પોતાનો પ્રભાવ દેખાડ્યો, બાર દુકાળી પડી, વગેરે કારણોથી મોટા ભાગના સાધુઓ વસ્ત્ર ધારણની તરફેણમા થઈ ગયા ત્યારે કેટલાક ધર્મચુસ્ત સાધુઓ નગ્નત્વની તરફેણમા રહ્યા.

એ પ્રમાણે પણ ઘર્ષણમા આવ્યા તેથી બન્નેમા મમત્વ, અહંકાર ઉત્પન્ન થયો અને તેથી બન્નેએ એકાંતવાદ ધારણ કર્યો. એક પક્ષે સચેલકપણાનો જ આગ્રહ રાખ્યો અને બીજાએ અચેલકપણાનો આગ્રહ રાખ્યો. એ ઘર્ષણ જ્યારે પરાકાષ્ઠાએ પહોંચ્યુ ત્યારે બન્ને

પક્ષ છૂટા પડ્યા સચેલક સાધુ શ્વેતાંબર કહેવાયા અને અચેલક સાધુ દિગંબર કહેવાયા

એમ છૂટા પડ્યા પછી શ્વેતાંબરોએ અચેલકત્વના બચાવ માટે ઉપર પ્રમાણે ખોટા બચાવો ઉત્પન્ન કર્યા ત્યારે દિગંબરોએ સચેલકત્વના અપવાદને ભૂંસી નાખવા માટે સૂત્રોને અમાન્ય ઠરાવી પોતાની માન્યતાને પુષ્ટ કરનારા પોતાના નવા શાસ્ત્રો રચ્યા

**બન્ને પક્ષ વચ્ચેના એ ઘર્ષણે એક બીજા તરફ એટલો એવો દ્વેષ જન્માવ્યો કે એકે સામાને શ્વેતપટ કહ્યા ત્યારે તેણે પ્રત્યુત્તરમાં તેની સામેનાને દિક્પટ કહ્યા ! રાગદ્વેષ જીતવા માટે સાધુપણું સ્વીકારેલ તેઓ જ રાગદ્વેષમાં ચકચૂર બની એકબીજાના કટ્ટર વિરોધી થઈ ગયા ! કેવી કાળની વિષમતા !**

હવે શ્વેતાંબરના ઉપરના બચાવો ખોટા છે તે બતાવવા માટે તેનો થોડો વિચાર કરી લઈએ ઉપરના નંબરો પ્રમાણે જ અહીં નંબરવાર સમાધાન લખેલ છે

## ભગવાન નગ્ન જ દેખાતા

**તીર્થંકર ભગવાન નગ્ન જ દેખાય છે** એમ સાબિત કરતાં પં. મુનિશ્રી પાર્શ્વકુમારજી મહારાજે સમ્યગ્દર્શન પત્રમાં લખ્યું છે કે—

**ઔપપાતિક સૂત્રમાં** ભગવાન મહાવીર સ્વામીના મસ્તકથી પગના નખ સુધીનુ અનેક ઉપમાઓ સહિત વિસ્તૃત વર્ણન છે. પરંતુ તેમાં પણ ભગવાન નગ્ન નહોતા દેખાતા એવો કોઇ ઉલ્લેખ નથી.

**આચારાંગ સૂત્રમાં** ભગવાનના છદ્મસ્થકાળના શય્યાપરિસહના વર્ણનમાં લખ્યું છે કે—શૂન્યગાર, વૃક્ષમૂળ, આરામગાર આદિમાં ભગવાન રાત્રિઓ વિતાવતા હતા. ત્યારે કોઈ કોઈ વાર તેમની પાસે શસ્ત્રધારી ગ્રામરક્ષક તથા બીજી વ્યક્તિઓ આવતા હતા. અને તેઓ ભગવાનને પૂછતા કે-તમે કોણ છો?

"હુ ભિક્ષુ છુ" એટલુ કહી ભગવાન મૌન ધારણ કરતા.

ગ્રામરક્ષક કઈ સામાન્ય માણસ નથી હોતા. તેઓ ભારે વિચક્ષણ હોય છે. માણસના વેષ આદિથી તેને તુરત ઓળખી કાઢે તેવા ગ્રામરક્ષક ભારે ચકોર હોય છે. ભગવાન નગ્ન દેખાતા ન હોત તો ગ્રામરક્ષકને પ્રશ્ન કરવાની જરૂર રહેત નહિ. કારણ કે ભગવાનના વેષ ઉપરથી તે ઓળખી શકત.

ખંદક સન્યાસી જ્યારે ગૌતમ સ્વામીની સાથે ભગવાન મહાવીરની પાસે ગયા હતા ત્યારે તેણે ભગવાનને વેષ તેમ જ અલંકારરહિત એટલે નગ્ન જોયા હતા. **(ભગવતી સૂત્ર શ. ૨ ઉ. ૧).**

## ત્રીજા બચાવનો જવાબ

(૩) શ્રી હેમચંદ્રાચાર્ય મહા વિદ્વાન બુદ્ધિશાળી હતા. તેમણે ભગવાન નગ્ન ન દેખાય એના સમર્થન માટે એક નવી વાત જ ઉપજાવી કાઢી. ત્રિશષ્ટિ શલાકા પુરુષ ચરિત્રના પહેલા ભાગમાં પહેલા તીર્થંકર

શ્રી ઋષભદેવ ભગવાનના દેહનું વર્ણન કરતા લખ્યુ છે કે કુલિન પુરુષનું ચિન્હ-ગુહ્યેન્દ્રિય અશ્વની પેઠે ગુપ્ત છુપાયેલી હોય તેથી તે નગ્ન અથવા અશિષ્ટ ન દેખાય ।

જગતભરના સર્વ પુરુષોનો આકાર કુદરતી રીતે જ એક સરખો છે તેમા કોઈ પણ કુલિન પુરુષના લિંગનો આકાર અશ્વ જેવો હોય તેવુ ક્યાંય પણ કોઈએ પણ લખ્યું નથી કે જણાવ્યુ નથી. આવુ માનવુ એ તો કુદરત વિરુદ્ધની માન્યતા થઈ અને પુરુષને ઘોડાની સાથે સરખાવવાની વાત થઈ એ તો સર્વ રીતે અયોગ્ય અને કોઈ પણ બુદ્ધિમાન પુરુષ ન માની શકે તેવી વાત છે

* અને જિન ભદ્રગણિ ક્ષમા શ્રમણે તો વિશેષાવશ્યક ભાષ્યમાં જમ્બૂ સ્વામીના મોક્ષગમન પછી જિનકલ્પ વિચ્છેદ ગયાની જ ઘોષણા કરી દીધી.

આ પ્રમાણે કેટલાય પૂર્વાચાર્યોએ મૂળ અચેલક આચાર ધર્મને છુપાવીને વધતા જતા શિથિલાચારને પુષ્ટ કરવા માટે અનેક નવી નવી વાતો ઉપજાવી કાઢી કે જે એક રીતે કહીએ તો ઉત્સૂત્ર પ્રરૂપણા જ કહેવાય.

જિનકલ્પ દશ પૂર્વથી વધુ જ્ઞાનવાળા જ ધારણ કરી શકે એવી વાત પણ મૂળમાં ક્યાંય નથી પણ પાછળથી પૂર્વાચાર્યે ઉપજાવી કાઢેલ છે.

વિશેષ વિગત માટે "જિનકલ્પ" નામનું આ પછીનુ પ્રકરણ નં. ૧૪ જુઓ.

## પાંચમા બચાવનો જવાબ

(૫) સચેલકતાની પુષ્ટિમાં છેલ્લો બચાવ એ છે કે નગ્નતા એ અશિષ્ટ દેખાય છે. અલબત્ત આ વાત શ્રાવકોની દષ્ટિથી છે. સંસાર છોડ્યા પછી સાધુને વ્યવહારિક શિષ્ટતા કે અશિષ્ટતા સામે સબંધ નથી. છતાં જે લજ્જા સહન ન કરી શકે તેને માટે ભગવાને પણ ચોલપટની છૂટ આપી છે,

**પં. મુનિશ્રી પાર્શ્વકુમારજી મહારાજે સમ્યગ્દર્શન પત્રમાં નગ્નતા અશિષ્ટ નથી પણ શિષ્ટ છે માટે જ ભગવાને અચેલકતાનું નિરૂપણ કર્યું છે એમ કહે છે.** છતાં તેમની સાંપ્રદાયિકતાએ જોર કરવાથી તેઓશ્રી લખે છે કે—જઘન્ય નવ પૂર્વ સુધીના જ્ઞાનવાળા અને ૨૦ વીશ વર્ષની દીક્ષા પર્યાયવાળાને માટે જ નગ્નત્વ શિષ્ટ મનાયું છે. આ વાત કયા સૂત્રમાં છે તે તેઓ જણાવી શક્યા નથી. કારણ કે કોઈપણ સૂત્રમાં એ વાત છે જ નહિ. પણ તેમણે જ જણાવ્યું છે કે—

સ્થાનાંગ સૂત્રમાં સાધુએ વસ્ત્ર ધારણ કરવાના ત્રણ કારણ બતાવ્યા છે—( ૧ ) લજ્જા જીતવાની અસમર્થતા, ( ૨ ) અંગ આકૃતિની જુગુપ્સનીયતા અને ( ૩ ) પરિસહ સહન કરવાની અસમર્થતા.

આમાં ત્રણ કારણ જ બતાવ્યા છે. બીજા બે કારણ એટલે— ( ૪ ) નવ પૂર્વ સુધી ભણેલા ન હોય અને (૫) વીશ વર્ષની દીક્ષા પર્યાય ન હોય તે પણ વસ્ત્ર ધારણ કરે એમ સ્થાનાંગ સૂત્રમાં ચોથા પાંચમા એમ બે વધારે કારણ દર્શાવ્યા નથી. એટલે મુનિશ્રીની પ્રરૂપણા તેમણે જ બતાવેલ સૂત્રસિદ્ધાંત વિરુદ્ધ જાય છે તે તેમને ધ્યાનમાં રહ્યું નથી.

પરંતુ નગ્નત્વ એ ખરેખર અશિષ્ટ જ હોય તો ભગવાન તેની પ્રરૂપણા કરે જ નહિ. મહાવીર ભગવાનના વખતમાં નગ્ન સાધુઓ હતા જ અને તેઓ ભિક્ષાર્થે પણ જતા જ. જો નગ્નત્વ તે વખતે અશિષ્ટ જ હોય તો સૂત્રમાં નગ્ન સાધુ માટેનું વિધાન જ ન હોય. ભગવતી સૂત્ર શતક ૧ ઉ. ૯ માં કાલાસ્યવેષિ પુત્ર અણગારનો અધિકાર છે. તેમાં કાલાસ્યવેષિ પુત્ર અણગાર પણ નગ્ન રહે છે, ભિક્ષાને માટે બીજાને ઘેર જાય છે એમ કહેલું જ છે. એટલે ભગવાન-મહાવીરના વખતમાં નગ્ન સાધુ નહોતા એમ કોઈ કહી શકે તેમ નથી. અથવા કહે તો તે જુઠાણું જ ગણાય.

તેમ જ મધ્યમ વર્ગમાં શિષ્ટ ગણાતો, આચાર ઉચ્ચ વર્ગમાં તેટલો શિષ્ટ ગણાતો નથી. એ પ્રમાણે નગ્નતાની બાબતમાં પણ શિષ્ટતાનું ધોરણ જુદું જુદું ગણી લેવું.

વળી બીજી રીતે પણ શિષ્ટતાના ધોરણમાં ફેરફાર છે. નાના છોકરાં નાગાં હોય તો પણ તે અશિષ્ટ નથી ગણાતું. સહેજ મોટાં છોકરાં ઘરમાં નાગાં ફરતાં હોય તો પણ તે અશિષ્ટ નથી ગણાતુ છતાં બહાર જતી વખતે તેમને એકાદ કપડાની જરૂર લાગે છે કપડાં વિના બહાર નાગાં જાય તો તે અસભ્ય લાગે છે. અને મોટા માણસો નગ્ન હોય તો તે અસભ્ય ગણાય છે. વળી ઘરમાં મોટા માણસ પણ લંગોટ કે ધોતિયુ કે ચડ્ડી પહેરીને ફરે તો તે બહુ અશિષ્ટ ગણાતુ નથી.

આમ સંસાર વ્યવહારમાં અનેક દૃષ્ટિથી શિષ્ટતા સભ્યતાનો વિચાર કરવામાં આવે છે. એટલે એક સંસારી ગૃહસ્થ બીજા સંસારી ગૃહસ્થને કેવી રીતે અશિષ્ટ ગણે તે તેની દષ્ટિ ઉપર આધાર રાખે છે.

વળી જમાના પ્રમાણે ગૃહસ્થમાં પણ શિષ્ટતાનુ ધોરણ ફરતું રહે છે.

## ગૃહસ્થની સાધુ પ્રત્યેની દૃષ્ટિ

પરંતુ સાધુ તરફ ગૃહસ્થ જુએ ત્યારે ગૃહસ્થની દષ્ટિ જુદા પ્રકારની હોય છે. સાધુ એ ધર્મની મૂર્તિ છે. એટલે સાધુ પૂજ્ય છે. ગૃહસ્થ સાધુ તરફ પૂજ્યભાવથી જ જુએ છે. ગૃહસ્થમાં પણ તે વખતે સંસારભાવનાને બદલે ધર્મભાવના અને પૂજ્યભાવના જ વર્તતી હોય છે. એટલે સાધુ તરફ જોતી વખતે ગૃહસ્થ સાધુના મુખ તરફ જ દૃષ્ટિ ઠેરીને જુએ છે.

ગૃહસ્થનો ભાવ સાધુનો સત્કાર સન્માન કરવાનો હોય છે તેમજ તેમની પાસેથી ધર્મ સાંભળવાની ઇચ્છા હોય છે એટલે તે સાધુ મહાત્માના મુખ ઉપર જ દૃષ્ટિ રાખી રહેલ હોય છે સામાન્ય રીતે તેની નજર સાધુના બીજા અંગોપાંગ ઉપર જતી નથી અથવા ફરતી નથી

એક તો ગૃહસ્થ, સાધુના મુખ તરફ જ ધ્યાનથી જોઈ રહેલ હોય છે અને બીજું ગૃહસ્થનો સાધુ તરફ શુદ્ધ પૂજ્યભાવ હોય છે તેથી સાધુ નગ્ન હોય અને બેધ્યાનપણે પણ ગૃહસ્થની નજર સાધુના બીજા અંગ ઉપર પણ પડી જાય તોય તેને સાધુનું શરીર અશિષ્ટ લાગતું નથી પૂજ્યભાવ હોય ત્યાં અશિષ્ટતાનો વિચાર પણ આવી શકે નહિ

આ વાત ગૃહસ્થ સ્ત્રી કે પુરુષ બન્ને માટે એક સરખી છે વળી જ્યારે સામાન્ય રીતે સાધુ નગ્ન જ હોય એમ ગૃહસ્થો જાણતા જ હોય ત્યારે પછી તેમને સાધુની નગ્નતાના સંબંધમાં અશિષ્ટતા હોવાનો વિચાર પણ આવે નહિ એ તો એમ જ સમજતો હોય છે કે નગ્નતા એ સાધુતાનો એક વિશિષ્ટ ગુણ છે સાધુનું સંપૂર્ણ અપરિગ્રહપણું જોઈને મનમાં એક જાતના પૂજનભાવ સિવાય બીજું કંઈ હોઈ શકતું નથી

આપણે સંસારી દૃષ્ટિથી જોવાનું કે વિચારવાનું મૂકી દઈએ તો જ આ વાત યથાર્થ રીતે સમજમાં આવી શકશે.

દશ પ્રશ્નોમાંના પહેલા પાંચ પ્રશ્નોનો જવાબ ઉપરના લખાણમાં સંપૂર્ણ રીતે આવી જાય છે.

## છઠ્ઠા પ્રશ્નનું સમાધાન

છઠ્ઠો પ્રશ્ન મુહપત્તિ સંબંધનો છે. સ્થાનકવાસીઓ ચોવીસે કલાક મુહપત્તિ બાંધી રાખવાનો એકાંત આગ્રહ સેવે છે અને તેમના તે આગ્રહને સત્ય ઠરાવવા માટે સ્થાનકવાસી આચાર્ય તેમ જ અન્ય સાધુઓએ તીર્થંકર ભગવાનના તેમ જ તીર્થંકરના વખતમાં થઈ ગયેલા મુનિમહાત્માઓના ચિત્રો ચીતરાવીને તેમને મોઢે મુહપત્તિ બાંધીને તે ચિત્રો આચાર્યો અને સાધુઓએ તેમના પુસ્તકોમાં છપાવ્યા છે અને એ રીતે

તેમણે ઉત્સૂત્ર પ્રરૂપણા કરી છે તે બતાવવાને માટે જ આ છઠો પ્રશ્ન મૂકાયેલ છે.

**તીર્થંકર ભગવાન મુહપત્તિ બાંધતા નહોતા તેમ હાથમાં પણ રાખતા નહોતા એમ જૈનોના સર્વ સંપ્રદાયો માને છે. સ્થાનકવાસી પણ માને છે. ત્યારે તેઓએ તેમના સાધુઓની આ પ્રવૃત્તિને વખોડી કાઢવી જોઇએ એ તેમનું કર્તવ્ય થઈ પડે છે.**

સ્થા. પ. મુનિશ્રી પાર્શ્વકુમારજી પણ 'સમ્યગ્દર્શન પત્રમાંના તેમના લેખમાં કબૂલ કરે છે કે તીર્થંકર ભગવાન મુહપત્તિ કે રજોહરણ ધારણ કરતા નથી. વળી તેની પુષ્ટિમાં તેઓ જણાવે છે કે ભગવાન મહાવીર નગ્ન અને મુહપત્તિ રજોહરણ રહિત હતા માટે જ ગ્રામરક્ષકો તેમને ઓળખી નહિ શકવાથી તેઓ કોણ છે એમ પ્રશ્ન કરતા હતા. મુહપત્તિ રજોહરણ ભગવાન પાસે હોત તો ગ્રામરક્ષક તેમને તુરત ઓળખી શકત અને તેથી તેને પ્રશ્ન કરવાની જરૂર રહેત નહિ.

## સાતમા પ્રશ્નનું સમાધાન

શ્વેતાંબર મૂર્તિપૂજકોએ દિગંબર સામેના પોતાના એકાંત આગ્રહને અનુસરીને પોતાની શ્વેતાંબર માન્યતાને પુષ્ટ કરવા કથા સાહિત્યમાંથી નગ્ન સાધુની વાતો સદંતર કાઢી નાખી છે અથવા તો મૂળ નગ્ન સાધુને શ્વેતાંબર બનાવી દીધેલ છે, અને જિનકલ્પીપણું તો વિચ્છેદ ગયાની શ્વેતાંબરોએ મોટી ઘોષણા કરી હોવાથી જિનકલ્પી સાધુની કોઈ કથામાં વાત જ ન હોય તે સ્વાભાવિક છે.

છતાં એટલું ય સદ્ભાગ્ય છે કે કાલાસ્યવેષિ પુત્ર અણગારની વાત જેની રડીખડી કથા તેમણે કાયમ રાખી છે.

## આઠમા અને નવમા પ્રશ્નનું સમાધાન

આઠમા અને નવમા પ્રશ્નમાં ગૃહસ્થને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય તો તે સાધુ વેષ ન પહેરે ત્યાંસુધી તેમને વંદન ન કરાય તે પ્રમાણે

શ્વેતાંબર કથાઓમાં અનેક ઠેકાણે આવે છે અને સ્થાનકવાસીઓ તેનો બચાવ કરતાં કહે છે કે ગૃહસ્થવેષમાં કેવળી હોય ત્યારે વદન કરવાથી વ્યવહારમાં ખોટી માન્યતા પ્રસરે ! એ પણ એક લૂલો બચાવ છે.

ખરી વાત એ છે કે આ પણ શ્વેતાંબરોનું એક ઉપજાવી કાઢેલુ વિધાન છે. અને તેનો મૂળ આશય શ્વેતાંબરત્વનુ પ્રતિપાદન કરવાનો છે. કેવળી પણ નગ્ન નથી રહેતા અને વસ્ત્ર પહેરે છે તે બતાવવા માટે અથવા સિદ્ધ કરવા માટે આ વિધાન તથા તે કથાઓ ઉપજાવી કાઢેલ છે

**ઉત્તરાધ્યયન ૨૩–૩૨મી** ગાથા ટાંકીને મુનિશ્રી પાર્શ્વકુમારજી લિંગ ધારણ કરવાના ત્રણ કારણ બતાવે છે—(૧) લોકવિશ્વાસ, (૨) સયમ યાત્રાનિર્વાહ અને (૩) જ્ઞાનાદિગ્રહણ. તેમા કેવળજ્ઞાન ઉપન્ન થવાથી કેવળીને ત્રીજુ કારણ રહેતુ નથી પણ પહેલા બે કારણથી લિંગ ધારણ કરવુ જોઈએ એમ મુનિશ્રી પ્રતિપાદન કરે છે

પરંતુ સયમ યાત્રાનુ ફળ જ કેવળ જ્ઞાન છે તે પ્રાપ્ત થયા પછી સયમ યાત્રા રહે શી રીતે ? અને કેવળી માટે તો તેમના કેવળ જ્ઞાનથી જ લોક–વિશ્વાસ ઉત્પન્ન થાય છે ઉપરના ત્રણ કારણો સામાન્ય મુનિને લાગુ પડે છે પણ કેવળીને લાગુ પડતા હોય એમ દેખાતુ નથી. અને એ ગાથા પણ સામાન્ય સાધુ માટે ઉચ્ચારાઈ છે પણ કેવળી માટે ઉચ્ચારાઈ નથી

**અને સાધુ મુનિ માટે સામાન્ય રીતે નગ્નત્વ જ ભગવાને પ્રરૂપેલુ છે તો નગ્નત્વને જ સાધુનું લિંગ શા માટે ન ગણવું ?**

## ભરત મહારાજે કેવળી થતાં

## નગ્નત્વ ધારણ કર્યું હતુ

ભરત મહારાજને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ તેનું વર્ણન કરતા જબુદ્વીપ પ્રજ્ઞપ્તિમા સૂત્રકાર કહે છે કે—

तएं णं से भरहे केवली सयमेवा भरणालकार ओमुयइत्त सयमेव पचमुट्टियं लोय करेइ करेइत्ता आयंसघराओ पडिणिक्ख मइ.

અર્થ—ત્યારે તે ભરત કેવળીએ સ્વયમેવ (પોતાની મેળે) આભરણ (વસ્ત્ર) અલંકાર (ઘરેણાં) કાઢી નાંખ્યા અને સ્વયમેવ (પોતાની મેળે) પંચમુષ્ટિ લોચ કર્યો. તે પછી તે અરિસા ભુવનમાંથી બહાર નીકળી ગયા.

અહીં આભરણ અને અલંકાર બે શબ્દ વાપરેલા છે. આભરણમાં વસ્ત્ર અને અલંકાર બન્ને અર્થ સમાઈ જાય પણ અલંકાર શબ્દ જુદો વાપરેલ હોવાથી આભરણનો અર્થ વસ્ત્ર લઈ શકાય. એટલે કે **કેવળી ભરત મહારાજ નગ્નત્વ ધારણ કરીને અરિસાભુવનમાંથી નીકળી ગયા.**

**આ ઉપરથી પણ નગ્નત્વ એ મુનિનું લિંગ છે એમ સમજી શકાય છે અને ગૃહસ્થાવસ્થામાં કેવળ જ્ઞાન ઉત્પન્ન થતાં કેવળી તુરત જ વસ્ત્રાભૂષણ કાઢી નાખીને નગ્ન થઈ જાય એ જ નિયમ અથવા એ જ વ્યવહાર સાચો છે એમ સમજી શકાય છે.**

બાકી કેવળીને વસ્ત્રનો પરિગ્રહ ન હોય છતાં આપણે તેને પરિગ્રહી બનાવવા તે મને તો ધર્માનુસાર લાગતું નથી કે યોગ્ય પણ લાગતું નથી.

## દશમા પ્રશ્નનું સમાધાન

દશમા પ્રશ્નનો જવાબ ઉપરના પ્રશ્નના જવાબમાં આવી જાય છે.

**અહિંસા અને સત્ય એ તો જૈન ધર્મના પાયા રૂપ છે, તો જૈન ધર્મના સિદ્ધાંતને ગોપવવા કે સત્ય તરીકે જાહેર ન કરવા એ કાર્ય ધર્મ વિરૂદ્ધનું જ ગણાય.**

નગ્નત્વને જિનકલ્પીનુ નામ આપી તે (જિનકલ્પી પણ) વિચ્છેદ ગયાની ઘોષણા કરવી. એવી વાતો ઉપજાવી કાઢી સત્યને ગોપવવા કરતાં સૂત્રમાં સાધુના નગ્નત્વનુ પ્રતિપાદન છે એ વાતનો સીધી રીતે સ્પષ્ટ રીતે સ્વીકાર કરી, હાલના કાળમાં શરીરની નિર્બળતાને લઈને એવો કડક આચાર પાળી શકાય તેમ નથી એમ બતાવીને વસ્ત્રની જરૂરીઆત અનિવાર્ય ગણાવવામાં આવે તો જ તે સત્ય કહેવાય તો જ તેમાં પ્રમાણિકપણુ કહેવાય.

અને સાચી વાત શ્રાવકો કબુલ કરવાના જ છે. સાચી વાત કરવાથી સાધુનુ શ્રાવકોમાં માન જરાય ઘટવાનુ નથી પણ વધવાનુ જ છે.

તો પછી સત્યને સત્ય તરીકે જાહેર રીતે કબુલ કરવામાં શા માટે કાંઈપણ વાંધો હોઈ શકે ?



## પ્રકરણ પંદરમું

## જિનકલ્પ

જિનકલ્પ કે જિનકલ્પી શબ્દ જ ભગવાન મહાવીરના વખતમાં ક્યાંય વપરાયેલો નથી. એક પણ અંગસૂત્રમાં જિનકલ્પી શબ્દનું નામનિશાન નથી. તેમ નગ્નત્વ એ **જિનકલ્પીનો જ આચાર નહિ પણ સમસ્ત સાધુવર્ગ માટેનો આચાર છે તે વાત આચારાંગ સૂત્ર તેમ જ કલ્પસૂત્ર સાબિત કરે છે.**

જ્યારે સચેલકત્વનો આગ્રહ પ્રગટયો ત્યારે પણ અચેલકત્વને તદ્દન નાબુદ કરી શકાયુ નહિ. તેથી સામાન્ય હલકી સંઘયણવાળા સાધુથી પાળી ન શકાય તેવા કડક આચારના નિયમો જિનકલ્પી માટેના છે એમ ઠરાવીને જિનકલ્પી આચાર જૂદો બનાવ્યો.

જિનકલ્પ સંબંધી મતભેદની શરૂઆતની વિગત આગળ "પ્રાચીન કોણ" નામના પ્રકરણ નં. ૨ માં અપાઈ ગઈ છે.

### આચારાંગ સૂત્રમાં

### જિનકલ્પની વાતજ નથી.

સાધુના આચાર માટેના મૂળ સૂત્ર આચારાંગ સૂત્રમાં જિનકલ્પીના જુદા આચાર માટેની વાત જ નથી. પણ સૂત્રો પુસ્તકારૂઢ થયા તે પહેલાં તો જિનકલ્પીની વાત શ્વેતાંબરોમાં રૂઢ થઈ ગઈ હતી અને તેથી ગુરુ શિષ્ય વચ્ચે તે બાબત સ્પષ્ટ કરવા માટેની પ્રશ્નોત્તરી ચાલી હોય તે સંભવિત જ છે. અને સૂત્રો પુસ્તકારૂઢ થતી વખતે તે પ્રશ્નોત્તરી ભગવતી સૂત્રમાં ઘુસી જાય તે સ્વાભાવિક છે.

### જિનકલ્પ પાછળથી ઠરાવાયો

તત્ત્વાર્થ સૂત્રની ટીકામાં નગ્નપરિસહનો અર્થ કરતી વખતે સિદ્ધસેનગણિએ નવો અર્થ ઉપજાવી જિનકલ્પને જુદું જ ઠરાવ્યું.

જિનકલ્પના આચાર રહેણીકરણી જુદી જ ઠરાવી દીધી! કે જે વાત મૂળ સૂત્રમાં ક્યાં ય છે જ નહિ.

અને જિન ભદ્રગણિ ક્ષમાશ્રમણે તો વિશેષાવશ્યક ભાષ્યમાં જંબૂ સ્વામીના મોક્ષગમન પછી જિનકલ્પ વિચ્છેદ ગયાનીજ ઘોષણા કરી દીધી.

આ પ્રમાણે કેટલાય પૂર્વાચાર્યોએ મૂળ અચેલક આચાર ધર્મને છુપાવીને વધતા જતા શિથિલાચારને પુષ્ટ કરવા માટે અનેક નવી નવી વાતો ઉપજાવી કાઢી કે જે એક રીતે કહીએ તો ઉત્સૂત્ર પ્રરૂપણા જ કહેવાય.

જિનકલ્પ દશ પૂર્વથી વધુ જ્ઞાન વાળા જ ધારણ કરી શકે એવી વાત પણ મૂળમાં ક્યાંય નથી પણ પાછળથી પૂર્વાચાર્યે ઉપજાવી કાઢેલ છે. તેમજ અચેલક સાધુ જિનકલ્પી જ હોય એવું વિધાન પણ આચારાંગ સૂત્રમાં નથી. તથા અચેલકપણું પહેલા વજ્ર ઋષભ નારાચ સંઘયણવાળા જ પાળી શકે એવો પણ કોઈ નિયમ નથી. આજે પણ અચેલકપણું પાળવામાં આવે છે તે પ્રત્યક્ષ પ્રમાણ છે.

## જિનકલ્પ ઉગ્રતપ પ્રધાન છે

જિનકલ્પી માટે બનાવેલા નિયમો ઉગ્ર તપ પ્રધાન છે. અને તેથી તે નિયમો પહેલા સંઘયણવાળા સાધુથી જ પાળી શકાય એમ કહેવું તે કેટલેક અંશે વ્યાજબી ગણાય.

પરંતુ અચેલકત્વ અને તપ એ બે જુદી જુદી વસ્તુ છે. અચેલક સાધુએ પણ તપ કરવાનો જ ને પરંતુ છે શરીરની શકિત પ્રમાણે કરવાનો છે. પણ અચેલકત્વ ધારણ કર્યું માટે જિનકલ્પી માટે બનાવેલા નવા નિયમો અનુસારનો ઉગ્ર તપ કરવાનું અચેલક સાધુ માટે ફરજીયાત નથી. એટલે અચેલકત્વ પહેલા સંઘયણ વાળો જ ધારણ કરી શકે એવો નિયમ નથી.

પંચમ આરાના દુષ્ટ કાળના પ્રભાવે શ્વેતાંબરો ઉપર અસર કરી અને તેમને સચેલકત્વ માટે આગ્રહી બનાવ્યા તો તેવી જ રીતે કાળ

પ્રભાવે દિગંબરો ઉપર પણ અસર તો કરી જ હતી. તેમણે અચેલકત્વનો આગ્રહ તો રાખ્યો પણ જ્યારે શ્વેતાંબરમાં જિનકલ્પ જુદો બની ગયો ત્યારે દિગંબરોએ પણ જિનકલ્પનો આચાર જુદો બનાવી દીધો.

## દિગંબરોના જિનકલ્પી માટેના નિયમો

દિગંબરોએ પણ જિનકલ્પી માટે નીચે પ્રમાણે ઠરાવ્યું છે—

( ૧ ) જિનકલ્પી તીર્થંકરના સમયમાં જ હોય છે.

( ૨ ) જન્મથી ત્રીસ વર્ષ સુધી ભોગ ભોગવીને પછી ઓગણીશ વર્ષ સુધી મુનિ પર્યાયમાં રહીને ત્યારબાદ જિનકલ્પી મુનિ થાય છે.

( ત્રીશ વર્ષ સુધી ભોગ ભોગવવાનો નિયમ મહાવીર ભગવાન ગૃહવાસમાં રહેલા તે ઉપરથી ઉપજાવી કાઢેલો લાગે છે. પરંતુ ઓગણીશ વર્ષ મુનિ પર્યાયની મુદત શા માટે ઠરાવી છે તે સમજાતું નથી. )

( ૩ ) જિનકલ્પીને પહેલું સંઘયણ હોય છે.

( ૪ ) જિનકલ્પીને નવ અથવા દશપૂર્વનું જ્ઞાન હોય છે.

( ૫ ) જિનકપી તીર્થંકર ભગવાનની જેમ વિહાર કરે છે.

( અપ્રતિબદ્ધ વિહારને ઉદ્દેશીને આ નિયમ હોય એમ લાગે છે. પરંતુ ઉચ્ચ કક્ષાના બધા ય નિર્ગ્રંથો માટે અપ્રતિબદ્ધ વિહારનો જ નિયમ છે. )

શ્વેતાંબરોએ અચેલકત્વને જ જિનકલ્પ ઠરાવેલ છે ત્યારે દિગંબરોએ અચેલકત્વને અને જિનકલ્પને જુદા જુદા ગણ્યા છે. એટલો ફેરફાર બાદ કરીએ તો જિનકલ્પી માટેના બાકીના નિયમો બન્ને સંપ્રદાયના લગભગ એક સરખા છે.

અચેલકત્વ એ સાધુ માટેનો આચારાંગ સૂત્ર પ્રમાણે સામાન્ય નિયમ છે. તેમાં સંઘયણની કોઈ શરત નથી. આધુના આચારમાં જે

ખાસ વિશેષ કડક અને ઉગ્ર આચાર હતો તે આ કાળમાં પાળી ન શકાય તે કારણે તેટલો આચાર જુદો પાડીને તેને જિનકલ્પનુ નામ આપ્યું હોય એમ જણાય છે.

મૂળ આચારના નિયમમાં ફેરફાર કર્યા વિના ઉચ્ચતમ નિર્ગ્રંથના ઉત્કૃષ્ટ આચારને તે પ્રમાણે કહીને જુદો પાડી તેને જુદું નામ આપવામાં કાંઈ ખોટું થતુ નથી. પરંતુ અચેલક અને જિનકલ્પ એ બે જુદી બાબતો હોવા છતાં તે બન્ને એક ગણી કાઢવી એ ખોટુ છે. એટલે એટલી વાત સૂત્ર વિરુદ્ધની ગણાય.

## જિનકલ્પથી સર્વજ્ઞતાને બાધ

**જિનકલ્પ ભગવાન મહાવીરે પ્રરૂપેલ છે એમ માનવાથી ભગવાનની સર્વજ્ઞતાને જ બાધા પહોંચે છે તે આ પ્રમાણે—**

ભગવાને આચારાગ સૂત્રમાં જિનકલ્પની કાંઈ જ વાત કરી નથી. શિષ્યોને સાધુના આચાર સંબંધી વાત કરતી વખતે જિનકલ્પનુ નામ આપીને કોઈ પણ વ્યાખ્યા કરી નથી, ત્યારે શિષ્યોને બીજા વિષયની વાત કરતી વખતે ભગવાન શિષ્યોને જિનકલ્પનો ઉલ્લેખ કરે જ નહિ કારણ કે ભગવાન તો જાણે છે કે તેમણે શિષ્યોને જિનકલ્પનું નામ સુદ્ધાં બતાવ્યુ નથી તો શિષ્યો જિનકલ્પનુ નામ ભગવાનના મુખમાથી સભળે તો પણ તેઓ જિનકલ્પ શુ તે સમજી શકે જ નહિ

**એટલે સર્વજ્ઞ ભગવાન એવી અસંબદ્ધ વાત કરે જ નહિ ભગવાનને નામે આવી વાત કહેનારા ભગવાનને સર્વજ્ઞ માનતા નથી એ સાબિત થાય છે.**

સંપ્રદાયવાદીઓ ભગવાને જિનકલ્પની વ્યાખ્યા કરીને જિનકલ્પની પ્રરૂપણા કરી હતી એવુ તો સાબિત કરતા જ નથી. પણ આડકતરી રીતે જિનકલ્પ સાબિત કરવાની કોશીશ કરે છે ત્યારે જિનકલ્પને ભગવાનના નામે ચડાવવાની વાત કેમ માની શકાય ?

અમુક આચારને જિનકલ્પનું નામ અપાય તેમાં મને કશોય વાંધો નથી. **પણ તે વાત ભગવાને જ કરી છે એમ પ્રતિપાદન કરવા સામે જ મારો વાંધો છે.** કારણકે તેથી ભગવાનના સર્વજ્ઞપણાનો જ ઇન્કાર થઈ જાય છે.

આચારાંગ સૂત્રમાં જિનકલ્પના જુદા આચારો બતાવ્યા જ નથી. ભગવાનની એ ભૂલ સુધારવાને માટે ટીકાકારે ઘણા ઠેકાણે એવા ઉલ્લેખ કર્યા છે કે—"આ તો જિનકલ્પીનો આચાર છે," "આ સૂત્ર જિનકલ્પીને ઉદ્દેશીને લખાયું છે" અને આ વાત તો "જિનકલ્પીને ઘટે તેમ છે."

**એટલે કે ભગવાન સર્વજ્ઞ નહિ હોવાથી તેમને કયો આચાર જિનકલ્પનો છે તે ખબર નહોતી અને બધા આચારો સામાન્ય રીતે સર્વ સાધુ માટે લખી નાખ્યા.**

પણ આવી રીતે **ભગવાનને અસર્વજ્ઞ ઠરાવી તેમની ભૂલ સુધારવાનો ડાળ કરતાં** ટીકાકારે આચારાંગ સૂત્રની કલમ ૫૫૬ મા, કલમ ૮૨૪ માં અને ૮૪૧ માં **સ્પષ્ટ રીતે અને એકસરખી રીતે ભિક્ષુભિક્ષુણીના આચારો છે તેને પણ જિનકલ્પીના આચાર ઠરાવી દીધા ! શું સાધ્વીઓ જિનકલ્પી હોય એમ માનો છો ?**

**ભગવાનને સર્વજ્ઞ નહિ માનનારા અને મતાગ્રહને ચુસ્તપણે વળગી રહેનારા જ આવી અસંબદ્ધ વાતોને સત્ય તરીકે સ્વીકારે.**

પહેલા ત્રેવીશ તીર્થંકરોના વખતમાં જિનકલ્પ નહોતો એમ તો સંપ્રદાયવાદીઓ સ્વીકારે જ છે.

મેં આ લેખમાં બતાવ્યું છે તેમ ચોવીશમા મહાવીર સ્વામીના વખતમાં પણ જિનકલ્પીપણું હતું નહિ. શ્રી આચારાંગ સૂત્રમાં તેનું નામ-નિશાન પણ નથી.

બધા જિન-તીર્થ કરેનો ધર્મ એકસરખો જ હોય છે એટલે બધાય-ચોવીશેય તીર્થંકરોના વખતમાં જિન કલ્પ આદિ કોઇ પણ કલ્પનુ નામનિશાન હતું નહિ.

એ બધા કલ્પોની કલ્પના પાંચમા આરાના શિથિલાચારમાંથી ઉત્પન્ન થઇ છે.

પરંતુ તેનો અર્થ એમ નથી કે જિનકલ્પમાં વર્ણવેલું ઉત્કૃષ્ટ ચારિત્ર-તપ નહોતું. પહેલાના સાધુઓમાં તો વિશેષ ઉત્કૃષ્ટ ચારિત્ર-તપ હતું. પણ ચારિત્ર-તપના તે વખતે જુદા જુદા વિભાગ નહોતા એમ જ સમજવાનુ છે.

પાંચમા આરામાં જે ઉત્કૃષ્ટ તપ થઈ શકે તેમ નથી અને જે ઉત્કૃષ્ટ ચારિત્ર પાળી શકાય તેમ નથી તેને જુદુ પાડીને તેને જિનકલ્પ નામ આપ્યું એમ જ સમજવાનું છે.

## પ્રકરણ સોળમું

# દિગંબરની ઉત્પત્તિ

## શ્વેતાંબરોએ લખેલી અતિશયોક્તિ ભરેલી વાત

જૈન ધર્મ એક જ છે અને તે અનાદિ છે. એક જ ધર્મના બે ફાંટા પડ્યા તે અપેક્ષાએ શ્વેતાંબર અને દિગંબરની ઉત્પત્તિ થઈ એમ કહી શકાય.

શ્વેતાંબરોએ દિગંબરોની ઉત્પત્તિ કેમ થઈ તેની કથા શ્વે. શાસ્ત્રમાં કહેલી છે તેમ જ દિગંબરોએ શ્વેતાંબરોની ઉત્પત્તિ કેમ થઈ તેની કથાઓ તેમના ગ્રંથોમાં આપેલી છે તે બન્નેની કથાઓમાં કેટલું સત્ય છે, કેટલી વાસ્તવિકતા છે તે સમજવા માટેનો આ પ્રયત્ન છે.

પહેલાં શ્વેતાંબરોએ આપેલી દિગંબરોની ઉત્પત્તિ સંબંધીની કથા જોઈશું અને તેની સમીક્ષા કરીશું. અને પછીના પ્રકરણમાં દિગંબરોએ લખેલી કથાઓ અને તેની સમીક્ષા આપીશુ.

### મતભેદની શરૂઆત

જૈનધર્મના સાધુઓમાં પહેલો મતભેદ છેલ્લા કેવળી શ્રી જંબૂસ્વામીના નિર્વાણ પછી તુરત જ ઉત્પન્ન થયો હતો. પરંતુ તે થોડા વખતમાં એટલે ઘણું કરીને ભદ્રબાહુ સ્વામીના વખતમાં તે મતભેદ શમી ગયો હતો અને બન્ને પક્ષે જિનકલ્પ અને સ્થવિર કલ્પના ભેદનો સ્વીકાર કર્યો હતો.

પરંતુ તે પછી આર્ય મહાગિરિએ જિનકલ્પના જેવો આચાર પાળવાનું ફરીથી શરૂ કરવાથી વળી પાછો મતભેદ શરૂ થયો હતો. આર્ય મહાગિરિના શિષ્યો જિનકલ્પ ચાલુ છે એમ માનવા લાગ્યા ત્યારે નરમ દળના સાધુઓ જિનકલ્પ વિચ્છેદ ગયાની વાતને વળગી રહ્યા.

એ મતભેદ પણ બહુ લાંબો ચાલ્યો નહોતો કારણ કે વિષમ કાળના કારણે દિવસે દિવસે શરીર સંસ્થાન હીન હીન થતું જવાથી જિનકલ્પના હિમાયતીઓને નવા સાધુઓમાંથી જરા પણ ઉત્તેજન મળ્યું નહોતું તેથી તે મતભેદ બીજીવાર પણ શાંત થઈ ગયો.

છતાં આ મતભેદનું ઝેર તો સાધુઓમાં રેડાઈ ગયું હતું તે નાબૂદ થયું નહોતું અને આર્યરક્ષિત સૂરિએ જ્યારે તેમના પિતાને વસ્ત્રધારી રહેવા દઈને મુનિ દીક્ષા આપી ત્યારે ગરમ દળના સાધુઓમાં ફરીથી ઉગ્ર મતભેદ શરૂ થયો એમ દેખાય છે. કારણ કે આર્યરક્ષિત સૂરિના સ્વર્ગગમન પછી ફક્ત (દિગંબર મત પ્રમાણે) નવ વર્ષ પછી અને (શ્વેતાંબર મત પ્રમાણે) બાર વર્ષ પછી દિગંબર અને શ્વેતાંબરના નામથી બન્ને સંપ્રદાયો છૂટા પડ્યા.

કાળસામ્યનો વિચાર કરતાં સમજાય છે કે ઉક્ત મૂર્તિવાળા તથા ગચ્છના આદિ પુરુષ એ જ આર્ય કૃષ્ણ હતા કે જેના શિષ્ય શિવભૂતિએ જિનકલ્પનો સ્વીકાર કર્યો હતો.

દિગંબર આચાર્યોએ નિયમપૂર્વક શૌરસેની ભાષાનો સૌથી અધિક આદર કર્યો છે તે શૌરસેની ભાષા મથુરા અને તેની આસપાસના પ્રદેશમાં પ્રાચીન કાળથી ચાલુ હતી. તેથી એમ સમજાય છે કે દિગમ્બર શાખાનુ મૂળ ઉદ્‌ભવ સ્થાન શૂરસેન દેશ હતો કે જેની રાજધાની મથુરા હતી.

**શિવભૂતિનો વૃતાંત** શ્વે. આવશ્યક મૂળ ભાષ્ય અને ચૂર્ણીમાં આપેલો છે તે વૃતાંત જેમનો તેમ ઈતિહાસ વિશારદ પં. શ્રી કલ્યાણ વિજયજી મહારાજે **શ્વેતાંબર સંપ્રદાયની માન્યતા જાણી શકાય તેટલા માટે** પ્રસિદ્ધ કરેલ છે. તે વૃતાંતનો અનુવાદ હું અહીં આપું છું.

## શિવભૂતિનું વૃતાંત

ભગવાન મહાવીર સિદ્ધ થયાને ૬૦૯ વર્ષ વ્યતીત થયા ત્યારે રથવીરપુરમાં બોટિકો ( દિગંબર )નુ દર્શન ઉત્પન્ન થયુ. રથવીરપુર નગર હતું. ત્યાં દીપક નામનું ઉદ્યાન હતુ. આર્ય કૃષ્ણ નામના આચાર્ય ત્યાં પધાર્યા.

ત્યાં સહસ્રમલ શિવભૂતિ નામના એક આદમી રહેતા હતા. એક સમયે તેમની સ્ત્રીએ તેની માસુને ફરિયાદ કરતાં કહ્યુ—એ હમેશાં અરધી રાત્રે ઘેર આવે ત્યાં સુધી હું ભૂખી જાગતી બેસી રહું છું.

સાસુએ કહ્યુ—આજે બારણાં બંધ કરીને સુઈ જજે. હુ જાગીશ.

તે સુઈ ગઈ. મધરાતના સમયે તેણે બારણાં ખખડાવ્યાં. ત્યારે માતાએ તિરસ્કાર આપતાં કહ્યું—અત્યારે જ્યાં બારણાં ખુલ્લાં દેખાય ત્યાં ચાલ્યો જા.

તે ચાલ્યો ગયો અને તપાસ કરતાં તેણે સાધુઓનો ઉપાશ્રય ખુલ્લો જોયો. અંદર જઈ સાધુઓને વંદન કરતાં તેણે કહ્યું—મને પ્રવ્રજ્યા આપો.

પરંતુ સાધુઓએ તેની પ્રાર્થના સ્વીકારી નહિ. ત્યારે તેણે પોતે પોતાની મેળે લોચ કરી નાખ્યો. ત્યાર પછી તેને સાધુનો વેષ આપ્યો અને સાધુઓ તેની સાથે ત્યાંથી ચાલી નીકળ્યા.

કાળાંતરે સાધુ ફરીથી ત્યાં આવ્યા. રાજાએ શિવભૂતિને એક બહુમૂલ્ય કંબલ આપ્યું.

આચાર્યે કહ્યું—સાધુઓને તેની શી જરૂર છે? તે એ કેમ લીધું?

એમ કહીને તેને પૂછ્યા વિના જ કંબલને ફાડીને તેની નિષધાઓ (નિશાથિઓ) કરી નાખી. તેથી શિવભૂતિ બહુ જ નારાજ થયો.

એક દિવસ જિનકલ્પિક સાધુઓનું વર્ણન ચાલી રહ્યું હતું કે જિનકલ્પિક બે પ્રકારના હોય છે—પાણિપાત્ર અને પાત્ર ધારી.

(નોંધ—અહીં જિનકલ્પી બે પ્રકારના કહ્યા—(૧) પાણીપાત્રી એટલે હાથમાં ભોજન લેનારા (૨) પાત્રધારી એટલે ભોજન માટે પાત્ર રાખનારા

**પરંતુ અહીં જનકલ્પી વસ્ત્રધારી હોય એમ કહ્યું નથી. એટલે જિનકલ્પીને વસ્ત્રધારી કહેનારા કેવા જૂઠા છે તે સમજી શકાશે,** —ન. સિ. શો.)

ત્યારે શિવભૂતિએ પૂછ્યું—આજકાલ આ ટલી બધી ઉપાધિ કેમ રાખવામાં આવે છે? જિનકલ્પ કેમ આચરવામાં નથી આવતો?

આચાર્ય—આ સમયે તે વિચ્છેદ ગયો છે તેથી તે આચરવામાં આવતો નથી.

શિવભૂતિ—વિચ્છેદ કેમ જાય? હું આચરૂં છું. પરલોકાર્થીએ તો એમ જ કરવું જોઈએ. ઉપધિ, પરિગ્રહ શા માટે જોઈએ? પરિગ્રહમાં કષાય, મૂર્ચ્છા, ભય આદિ ઘણા દોષ છે. શાસ્ત્રમાં પણ અપરિગ્રહત્વ જ કહેલ છે. જિનેશ્વર ભગવાન પણ અચેલક જ હતા. માટે અચેલકતા જ સારી છે.

ગુરુ—તો તો શરીરનો પણ ત્યાગ કરી દેવો જોઈએ કારણ કે કોઈને શરીર પર કષાય મૂર્ચ્છા આદિ થઈ જાય છે. શાસ્ત્રમાં અપરિગ્રહત્વ કહ્યુ છે પણ તેનુ તાત્પર્ય એટલું જ છે કે સાધુએ ધર્મોપકરણ ઉપર પણ મૂર્ચ્છા કરવી નહિ જોઈએ. જિન પણ એકાંત અચેલક નહોતા શાસ્ત્રમાં કહ્યું છે કે સર્વ જિનેશ્વર એક દેવદૂષ્યની સાથે દીક્ષિત થયા હતા.

(નોંધ—મૂર્ચ્છા વિના ઉપકરણો રાખી શકાય એવો મૂર્ચ્છાનો ખોટો અર્થ તેમજ જિન અચેલક નહોતા એવો ખોટો અર્થ કરવામાં સાધુઓ તે વખતે કેટલા બધા કુશળ થઈ ગયા હતા તે આ હકીકત બતાવી આપે છે. આ રીતે જ મૂર્ચ્છા નહિ હોવાનો ઢોંગ કરીને અને પોતાની નિર્બળતા છુપાવીને ઉપકરણો વધારતા ગયા અને શિથિલાચાર પોષતા ગયા.—ન. ગિ. શેઠ)

આ પ્રમાણે સ્થવિરોએ શિવભૂતિને સમજાવ્યા પણ કર્મોદયને વશ થઈને તેઓ વસ્ત્રો છોડીને ચાલ્યા ગયા.

ઉત્તરા નામની તેમની એક બહેન હતી તેણી ઉદ્યાનમાં રહેના શિવભૂતિને વંદના કરવા ગઈ અને તેને જોઈને તેણીએ પણ વસ્ત્રો ત્યાગી દીધા. તેણી ભિક્ષાર્થે ગામમાં ગઈ. તેને જોઈને એક ગણિકાએ વિચાર્યું કે આને લઈને લોકો અમારાથી વિરક્ત થઈ જાશે તેથી તે વેશ્યાએ ઉત્તરાના ઉર પ્રદેશ પર એક વસ્ત્ર બાંધી દીધું.

જો કે તેણીની ઇચ્છા વસ્ત્ર રાખવાની નહોતી પણ શિવભૂતિએ કહ્યુ—રહેવા દે આ તને દેવતાએ આપ્યુ છે

શિવભૂતિએ કોડકુડ અને વીર નામના બે શિષ્ય કર્યા. અને ત્યાથી પરપરા ચાલી.

ભાષ્યનો પાઠ "કોડિન્નકોરૂ વીરા" છે ચૂર્ણીકારે "કોડિન્ન" "કોટવીરા" એમ પદચ્છેદ કર્યો છે અને શિવભૂતિના શિષ્ય લખ્યા છે પરતુ અમારા વિચારથી કોડિન્નકોરૂ એ કુડકુડનુ અપભ્રંશ છે અને "વીર" એ વીરનદી, વીરસેન કે તેને મળતા નામવાળા આચાર્યનુ નામ છે ભાષ્યમાં તેને શિવભૂતિના શિષ્ય લખ્યા નથી પણ 'પરપરાસ્પર્શક' લખેલ છે એથી સ્પષ્ટ છે કે શિવભૂતિના દીક્ષા શિષ્ય નહિ પણ પરપરા શિષ્ય હતા ખૂબ પ્રસિદ્ધ થવાથી અથવા દિગબર શાખામા મહત્વપૂર્ણ કાર્યકર હોવાથી ભવિષ્યકારે શિવભૂતિની પછી તેનો નામોલ્લેખ કર્યો છે

બોટિક શિવભૂતિએ તથા ઉત્તરાએ પોતાની તર્કબુદ્ધિથી રથવીર પુરમા આ મિથ્યાદર્શન ઉત્પન્ન કર્યું.

બોટિક શિવભૂતિથી બોડિયલિંગની ઉત્પત્તિ થઈ અને કોડિન્ન કોરૂવીર પરપરા સ્પર્શક ઉત્પન્ન થઈ

**આ પ્રમાણે શ્વેતાબર અથવા દિગબર સપ્રદાયની ઉત્પત્તિ સબધમા મૌલિક વૃતાંત છે. પછીના ગ્રથકારોએ જે કઈ પણ આ વિષયમાં લખ્યુ છે તે સર્વ આ વૃતાંતના આધાર પર લખ્યુ છે.**

## શિવભૂતિના પિતાનો વૃત્તાંત

પચકલ્પ ચૂર્ણીમા શિવભૂતિનું નામ 'સહસ્રમલ' એમ બતાવ્યુ છે અને ત્યાં તેના પિતાના સબધમા પણ થોડો વૃત્તાંત લખેલ છે તે વાચકોના અવલોકનાર્થે અહીં લખેલ છે

રાજાના એક અંગરક્ષક હતા. તે સાધુઓની પાસે ધર્મ સાંભળીને શ્રાવક થઈ ગયા. એની એ જ આજીવિકા હતી તેથી તે તેની તલવાર લોખંડને બદલે કાષ્ઠની રાખતો હતો. તેના મિત્રે રાજાને કહી દીધું કે એ તો લાકડાની તલવાર રાખે છે. રાજાએ તેની તલવાર બતાવવા કહ્યું. શ્રાવકે સમ્યગ્દૃષ્ટિ દેવતાનું સ્મરણ કરીને તલવાર મ્યાનમાંથી ખેંચી કાઢી તો લોઢાની તલવાર નીકળી.

રાજાએ પેલા ચાડી ખાનાર પુરુષ તરફ જોયું તો તે ખસિયાણો પડી ગયો. ત્યારે શ્રાવકે રાજાના ચરણોમાં નમન કરીને સત્ય વાત કહી દીધી. તેને ચડકર્ણ નામનો પુત્ર હતો. તેણે દીક્ષા લઈને બોટિકોની ઉત્પત્તિ કરી.

**આ પ્રમાણે શ્વેતાંબર પ્રાચીન સાહિત્યમાં શિવભૂતિના પિતાનો વૃત્તાંત છે.**

## શિવભૂતિના વૃત્તાંત ઉપર
## શ્રી કલ્યાણવિજયજીની સમીક્ષા

શ્વેતાંબરાચાર્યોએ લખેલ શિવભૂતિનું વૃત્તાંત અક્ષરશઃ સત્ય હોવાનો ભલે આપણે દાવો ન કરીએ પરંતુ તેના પિતા અંગરક્ષક હતા, તેની સહસ્રમલ તથા ચડકર્ણ જેવી ઉપાધિઓ તથા દીક્ષા લીધા પછી રાજાની તરફથી અમૂલ્ય કંબલની ભેટ ઇત્યાદિ એવી વાતો છે કે શિવભૂતિ રાજ કર્મચારી હોવાની અને કુટુંબના અપમાનથી ઘર છોડી ચાલી નીકળવાની વાત માનવામાં સંદેહ રહેતો નથી.

અને એવા રાજા માન્ય મનુષ્યને રાજા તરફથી મળેલી ભેટ સંબંધમાં ગુરુનો ઉપાલંભ તથા એ ચીજનો નાશ કરી દેવો એ પણ અવશ્ય અપમાનજનક ઘટના છે. આ ઘટનાથી ઉત્તેજિત થઈને શિવભૂતિ ગુરુની વિરુદ્ધ થાય અને તે પણ વસ્ત્રના સંબંધમાં જ વિરુદ્ધ થાય તે પણ સ્વાભાવિક છે.

શિવભૂતિએ આર્ય કૃષ્ણની સાથે ઉપધિ ન રાખવાના સંબંધમાં જે દલીલો કરી છે તેનો સાર એટલો જ છે કે ઉપધિ કષાય, મૂર્ચ્છા અને ભય ઇત્યાદિનું કારણ છે. તેણે એમ નથી કહ્યું કે ઉપધિ રાખવાથી મુક્તિ નથી મળતી. એથી ઊલટું આર્યા ઉત્તરાને વસ્ત્ર રાખવાની સંમતિ દીધી કારણ કે સાધુ અચેલક થાય તેમાં શાસ્ત્રનો આધાર છે પણ સ્ત્રીને એમ કરવામાં કલ્પાધ્યયનની સ્પષ્ટ નિષેધાજ્ઞા છે. શિવભૂતિ એ જાણતા ન હોય એ સંભવિત નથી. તેથી તેમણે ઉત્તરાને અચેલક ન થવાની આજ્ઞા કરી.

આ વિષયમાં ગણિકા દ્વારા તેને વસ્ત્ર આપવાની જે વાત કરવામાં આવી છે તે સંભવ છે કે તે માત્ર દ્વેષનું જ પરિણામ હતું.

શિવભૂતિએ વસ્ત્રપાત્ર નહિ રાખવાનો ઉત્કૃષ્ટ જિનકલ્પ સ્વીકાર્યો હતો તો પણ આગળ જતાં તેને અનુભવ થયો કે આ રીતનો ઉત્કૃષ્ટ માર્ગ લાંબો સમય ચાલવો કઠિન છે. તેથી તેમણે સાધુઓના આપવાદિક લિંગનો પણ સ્વીકાર કર્યો.

આ વાત વાંચકે અમારી કોરી કલ્પના સમજવી નહિ. કારણ કે દિગંબર સંપ્રદાયના પ્રાચીન ગ્રંથોમાંથી જ આ વાત પ્રમાણિત થાય છે

## ભગવતી આરાધનાના ઉલ્લેખો

દિગંબર સંપ્રદાયના ધુરંધર આચાર્ય આર્ય શિવકોટિ પોતે હસ્તભોટિ હતા. તેઓ તેમના 'ભગવતી આરાધના' ગ્રંથમાં લખે છે કે—

"જેઓ ઔત્સર્ગિક લિંગમાં રહેવાવાળા છે તેને માટે તો એ લિંગ છે જ પણ આપવાદિક લિંગવાળાએ પણ સથારો

લેતી વખતે ઔત્સર્ગિક લિંગ (નગ્નતા) ધારણ કરવું શ્રેષ્ઠ છે.” (ગાથા ૭૭).

“જેને વિહારચર્યામાં માનસિક, વાચિક તથા કાયિક દોષ નિશ્ચિત રૂપથી લાગ્યા હોય તે પણ સંથારાના સમયે આત્સર્ગિક લિંગ ધારણ કરે.”

“જો સ્થાન યોગ્ય ન હોય, સસ્તારક લેવાવાળા મહર્દ્ધિક કે લજ્જાશીલ હોય, મ્લેચ્છ લોકોની વસ્તી હોય, સ્વજન ત્યાં વિદ્યમાન હોય તો આપવાદિક લિંગ પણ રહી શકે છે.

“સ્ત્રી પરિમિત ઉપધિ રાખતી હોય તેને માટે આગમમાં ઔત્સર્ગિક તથા આપવાદિક લિંગ કહ્યા છે તે સંથારા વખતે રાખે.” (ગાથા ૮૧)

શ્રી શિવકોટિ આચાર્યે ઔત્સર્ગિક લિંગમાં (૧) અચેલકતા, (૨) કેશલોચ, (૩) કાર્યોત્સર્ગ અને (૪) પ્રતિલેખન—એ ચારને ઔત્સર્ગિક લિંગ કહેલ છે. (ગાથા ૮૦)

**આપવાદિક લિંગમાં** શેની છૂટ છે તેનો શ્રી શિવકોટિ આચાર્યે ખુલાસો કર્યો નથી તથાપિ મહર્દ્ધિક અને લજ્જાશીળને આપવાદિક લિંગની છૂટ આપવાથી એ વાત સ્વય સિદ્ધ થઈ જાય છે કે આ **આપવાદિક લિંગમાં વસ્ત્રની છૂટ અવશ્ય હતી.**

## દર્શન પાહુડનો ઉલ્લેખ

શ્રી કુંદકુંદાચાર્યના દર્શન પાહુડ (પ્રાભૃત)ની ૨૪મી ગાથામાં પણ આપવાદિક લિંગમાં વસ્ત્રાદિ રાખવાનો સ્વીકાર કર્યો છે. તેની ટીકામાં શ્રુતસાગર સૂરિએ વાત કહી છે—

(૧) પાછળના સમયમાં દિગંબર ભટ્ટારકોમાં વસ્ત્ર પહેરવાની પ્રવૃત્તિ ચાલી તેનો આરંભ માંડવગઢમાં ભટ્ટારક વસંતકીર્તિથી થયો.

(૨) રાજાદિ વર્ગના મનુષ્ય વૈરાગ્યશીળ હોય, જે લિંગશુદ્ધિ રહિત હોય, જેની પુરુષેન્દ્રિય વિકૃત હોય અથવા જે લજ્જાશીળ હોય અથવા ફડી આદિ મર્દન કરવામાં જે અસમર્થ હોય તે અપવાદ લિંગ રૂપ ચર્યા, વસ્ત્ર આદિથી લજ્જા અને શીત દૂર કરી શકે છે

ઉપર પ્રમાણે સ્ત્રીને પરિત્ત ઉપાધિ ઉપરાંત ઔત્સર્ગિક અથવા આપવાદિક લિંગ રાખવાની આજ્ઞા આપવાથી એ સિદ્ધ થાય છે કે પહેલાં દિગમ્બર સમ્પ્રદાયવાળા ધાર્મિક યોગ્યતાના નાતે સ્ત્રી કે પુરુષમાં કંઈપણ અંતર માનતા નહોતા. સ્ત્રીને સર્વથા નગ્ન રહેવાનો નિષેધ હતો તો પણ તેમની આત્મોન્નતિની યોગ્યતા પુરુષોથી હીન માની નહોતી. પાછળના આચાર્યોએ માન્યતા ફેરવી.

પાછળના દિગમ્બર આચાર્યોએ સ્ત્રીઓની પાંચમા ગુણસ્થાનકથી આગળ વધવાની યોગ્યતા માની નથી અને પછી તે માસમાસના ઉપવાસ કરવાવાળી તથા ચારિત્ર પાળવાવાળી સાધ્વી પણ કેમ ન હોય પાછળના દિગમ્બર ગ્રન્થોના મતથી સ્ત્રી એટલી જ આત્મોન્નતિ કરી શકે કે જેટલી એક દેશવિરતિ ગૃહસ્થ શ્રાવક કરી શકે છે

**નથી તો પણ ઉક્ત આપવાદિક લિંગના વિધાનથી તથા ઉક્ત ગ્રંથના થોડા અન્ય ઉલ્લેખોથી એ નિશ્ચિત છે કે તેઓ વસ્ત્ર તથા પાત્ર અવશ્ય રાખતા હતા. પણ એ પ્રવૃત્તિને તેઓ ઉત્સર્ગ માર્ગ ન કહેતાં અપવાદ માર્ગ કહેતા હતા.**

વાંચકોના વિનોદાર્થે દિગંબર સંપ્રદાયમાં પણ સાધુઓને માટે પાત્રો રાખવાનું અનિવાર્ય ઠરે છે એવા ઉલ્લેખો અહીં ઉધ્ધૃત કરીએ છીએ.

**શિવકોટિ આચાર્ય** ભગવતી આરાધના ગ્રંથમાં સાધુઓએ કરવાના કાયિક વિનયનું વર્ણન કરતાં કહે છે કે—

> "આસન દેવું, ઉપકરણ દેવું, ઉચિત શરીરનો સ્પર્શ કરવો (વિશ્રામને માટે પગચંપી વગેરે કરવું), સમયોચિત કાર્ય કરવું, ભોજન લાવવું, સંથારો કરવો, ઉપકરણોની પ્રતિલેખના કરવી ઇત્યાદિ શરીરથી સાધુ વર્ગનો ઉપકાર કરવો તે કાયિક વિનય છે." (ગાથા ૧૧૯ થી ૧૨૨).

**ભગવતી આરાધનાની** ગાથા ૩૦૫-૩૦૬મા સ્પષ્ટ રીતે આહાર ઔષધિ દ્વારા સાધુ અન્ય સાધુની વૈયાવૃત્ય કરે એવું વિધાન કરતાં કહ્યું છે કે—

> "નિવાસ સ્થાન, આસન, ઉપધિ તથા ઔપગ્રહિક ઉપકરણોની પ્રતિલેખના કરવી, આહાર, ઔષધ, વાચના દેવી, મળમૂત્ર આદિને બહાર પરઠવા, શરીર મર્દન કરવું વગેરેને વૈયાવૃત્ય કહે છે."

એ જ ગાથા થોડા પરિવર્તન સાથે કુંદકુંદાચાર્યના મૂળાચાર ગ્રંથમા પંચાચાર અધિકારમા પણ આવેલી છે.

**ભગવતી આરાધનાની** ગાથા ૬૬૨ થી ૬૬૫ માં સંલેખના કરવાવાળા સાધુની સેવા સંબંધી વ્યવસ્થા બતાવતાં શિવકોટિ આચાર્ય કહે છે કે—

"લબ્ધિવાન અને સરળ પ્રકૃતિના ચાર મુનિ તેને માટે યોગ્ય નિર્દોષ આહાર લાવે તથા ચાર મુનિ નિર્દોષ પાણી લેવા, ચાર મુનિ ક્ષપકને માટે પ્રસ્તુત કરેલા આહાર પાણીના દ્રવ્યોની સાવધાનીથી રક્ષા કરે અને ચાર મુનિ વૈયાવૃત્ય કરી ક્ષપકના મળમૂત્ર આદિને બહાર જઈને પરઠવી આવી અને સમય પર ઉપધિ, શય્યા સસ્તર આદિની પ્રતિલેખના કરે."—(ગાથા ૬૬૨-૬૬૫)

એ જ ગ્રંથની ગાથા ૬૬૮ માં કહે છે કે—

"તેલ અને કસેલા દ્રવ્યથી ક્ષપકને વારવાર કોગળા કરાવવા જોઈએ કે જેથી તેની જીભ તથા કાન બળવાન અને મુખ તેજસ્વી થાય."

વળી ગાથા ૬૬૮-૬૬૯ માં ગ્રંથકાર કહે છે કે—

"ક્ષપકની ઈચ્છા હોય તો તેની સમાધિને માટે સર્વ પ્રકારના આહાર લાવીને તેને ખવડાવવા જોઈએ અને પછી એક એક કમ કરતા જઈને પહેલાના આહાર પર લાવવો અને ક્રમે ક્રમે ભોજનનો ત્યાગ કરાવીને તેને ફક્ત પાણી ઉપર લાવવો જોઈએ."

મૂળાચારના સમાધિકારની ૧૭૪મી ગાથાની વ્યાખ્યા કરતાં વસુનંદી શ્રમણાચાર્ય લખે છે કે—વૈયાવૃત્યનો અર્થ શારીરિક પ્રવૃત્તિ તથા આહાર આદિથી ઉપકાર કરવો તે છે

મૂળાચારમા સમયસારાધિકારની ૬૧ મી ગાથામાં કહેલ છે કે—

"સાધુઓએ સાધ્વીઓના ઉપાશ્રયમા રહેવુ, બેસવુ, સુવુ, ભણવુ તથા આહાર નીહાર કરવા (ભોજન કરવું તથા ઠલ્લે જવુ) એટલા વાના કરવા નહિ જોઈએ

પ્રિય વાંચકગણ! જે આચાર્ય—

—ગુણાધિક, ઉપાધ્યાય, તપસ્વી, શિષ્ય, દુર્બળ, સમનોજ્ઞ

ગણ, કુળ અને સંઘના આહાર, ઔષધ આદિથી વિનય વૈયાવૃત્ય કરવાની સાધુઓને આજ્ઞા કરતા હતા,

—ક્ષપકને માટે ચાર ચાર સાધુઓને આહારપાણી લાવવાને તથા મળમૂત્ર પરઠવી આવવાને માટે નિયત કરવાનુ વિધાન કરેલ છે,

—ક્ષપકને સર્વ પ્રકારના ભોજન લાવી દેવા તથા તેલઆદિના કોગળા કરાવવાની સલાહ દેતા હતા.

—અને જે આચાર્ય સાધુઓને માટે સાધ્વીઓના સ્થાનમાં આહરપાણી કરવાનો નિષેધ કરતા હતા.

**તે આચાર્યના સંબંધમાં શું એમ કહી શકાશે કે તેઓ પાત્ર રાખવાના વિરોધી હતા?**

આપણે જાણીએ છીએ કે તેઓ પોતે હાથમાં ભોજન કરવાવાળા હતા તો પણ સાધુઓને ઉપર મુજબ ઉપદેશ દેતા હતા. **એનો અર્થ એ જ છે કે તેમના સમયમાં અપવાદ માર્ગથી વસ્ત્રપાત્ર રાખવામાં આવતા હતા.**

જો એમ ન હોત તો એ સર્વ પાત્ર-સાધ્ય કાર્યોના વિધાનનો કંઈ અર્થ મનો નથી.

**અને 'ગૃહસ્થના ઘરમાં જ સાધુ ભોજન કરે' એવો પહેલાં એકાંત નિયમ હોત તો સાધ્વીના ઉપાશ્રયમાં આહાર કરવાના નિષેધની આવશ્યકતા પડત નહિ.**

### અપવાદ માર્ગ નિયત કરવો પડયો

ઉપર કહેવાઈ ગયું છે કે શિવભૂતિએ પ્રારભમાં પોતાના આચરણથી જિનકલ્પનો પુનરુદ્ધાર કરવાનો નિશ્ચય કર્યો હતો પણ આગળ

જતા અનુક્રમે તેને શિખડાવ્યું કે વર્તમાન સમયમાં જિનકલ્પ ચલાવવો સહેલો નથી

એક વ્યક્તિ ગમે તેવું પણ આચરણ કરી શકે છે પણ એવા જ આચરણ કરવાવાળાની પરંપરા ચાલુ રાખવી તે સહેલું નથી પરિણામ સ્વરૂપ તેમણે પોતાના માર્ગને સ્થવિર માર્ગમાં પરિગણિત કર્યો અને એ ઉગ્ર માર્ગ પાળી ન શકે તેમના માટે આચારાંગ સૂત્ર અનુસાર કંઈક વસ્ત્રપાત્ર રાખવાની વ્યવસ્થા વાળો અપવાદ માર્ગ નિયત કર્યો

આગમ અને આચાર વિચારોના કારણથી તેમને 'ખચ્ચર' સુધીની ઉપમા દેતાં પણ અચકાયા નહિ.

જુઓ—ષટ્ પ્રાભૃતની ટીકામાં શ્રુતસાગરે લખ્યુ છે કે—

यापनीयास्तु वेसरा इवोभय मन्यन्ते, रत्नत्रय पूजयन्ति, कल्पं च वाचयन्ति, स्त्रीणां तद्भवे मोक्षं, केवलि जिनाना कवलाहारं, परशासने सग्रन्थाना मोक्ष च कथयन्ति ॥

**અર્થ**—યાપનીય સંઘ તથા વેસરા સંઘ એ બન્ને સંઘો રત્નત્રયને પૂજે છે, કલ્પ સૂત્ર વાંચે છે, સ્ત્રીઓ તેજ ભવે મોક્ષ જાય એમ માને છે, કેવળી જિનના કવળાહારને માને છે તેમજ પરતીર્થી (અન્ય લિંગે) તથા સગ્રંથા (ગૃહસ્થ લિંગે) મોક્ષ પામે એમ કહે છે.

ઉપરના ઉલ્લેખમાં યાપનીયોને ખચ્ચરની ઉપમા દેવા માટે શ્રુતસાગર સૂરિએ જે અનેક કારણો બતાવ્યા છે તેમાં 'કલ્પવાચના'નું પણ એક કારણ છે. શ્વેતાંબર પરંપરામાં વાર્ષિક પર્યુંપણ પર કલ્પ-વાચનની રીત દેહથી ચાલી આવી છે એ જ રીત યાપનીયોમાં પણ હતી.

**આથી સિદ્ધ થાય છે કે શિવભૂતિએ પોતાની નગ્ન પરંપરા અવશ્ય ચલાવી હતી પણ તેમણે પ્રાચીન આગમોને ઠોકરાવી દીધા નહોતા, અમાન્ય કર્યા નહોતા.**

પ્રાચીન સ્થવિર પરંપરામાં પ્રતિદિન શૈથિલ્યના ભાવ વધતા ગયા હતા વસ્તીમાં રહેવાનું તો તેમણે પહેલેથી શરૂ કરી દીધુ હતુ. તે પછી ધીરે ધીરે તેઓમા ચારિત્રમાર્ગથી બીજી શિથિલતાઓ પણ પ્રવેશ કરી રહી હતી.

સુવિહિત ગીતાર્થ મુનિઓ વ્યવસ્થા જાળવી રાખવા માટે ઘણા પ્રયત્નો કરી રહ્યા હતા. શિથિલાચારીઓના પાસત્થા આદિ નામોથી

તેમનો પરિચય આપીને તેમના ચેપથી બચવાનો સાધુઓને ઉપદેશ દેના રહ્યા હતા તો પણ શિથિલાચારીઓનો પ્રવાહ રોકી શકાયો નહિ

**વિક્રમની પાંચમી છઠ્ઠી સદી સુધીમાં પાસત્થા આદિ નામોથી ઓળખાતા શિથિલાચારીઓએ ગામે ગામે અડ્ડા જમાવી દીધા અને ઉગ્ર વિહારી સુવિહિત સાધુઓની સંખ્યા ઓછી થવા માંડી.**

આની સ્થિતિમાં નવી સ્થવિર (દિગમ્બર) પરંપરાએ પૂરો લાભ ઉઠાવ્યો પરિમિત વસ્ત્રપાત્રની છૂટના કારણે તેમને ત્યાં સાધુઓની સંખ્યા ખૂબ વધતી ગઈ અને પ્રાચીન કાલીન નગ્નતા આદિ ઉત્કૃષ્ટ ક્રિયાઓના કારણે ગૃહસ્થવર્ગ પણ પ્રતિદિન તેમની તરફ ઝુકતો ગયો

પરિણામ એ થયું કે વિક્રમની પાંચમી સદીની આસપાસમાં જઈને એ પરંપરાએ પોતાના સ્વતંત્ર સંઘ સ્થાપિત કરી દીધા અને પ્રાચીન સ્થવિર પરંપરાનું પહેલું નામ મૂળસંઘ પોતાને માટે વ્યવહૃત કર્યું.

**હતા તેનો તેમણે અસ્વીકાર કરી દીધો અને પોતાના માટે આચાર, વિચાર અને દર્શન વિષયક સ્વતંત્ર સાહિત્યની રચના કરી. તેમાં વસ્ત્રપાત્ર રાખવાનો એકાંત નિષેધ કર્યો.**

એ એકાંતિક નિષેધના કારણથી તેમને સ્ત્રી મુક્તિ તથા કેવળી ભુક્તિનો પણ નિષેધ કરવો પડયો કારણ કે સ્ત્રીઓને સર્વથા અચેલક માનવી તે અનુચિત હતું અને વસ્ત્ર સહિત સ્ત્રીને મુક્તિ માનવાથી વસ્ત્રધારી મુનિઓનો નિષેધ કરી શકાય નહિ. તેવી જ રીતે કેવળીનો કવળાહાર માનવાથી તે લાવવા માટે પાત્રનો સ્વીકાર કરવો જોઈએ અને તો પછી પાત્રધારી સ્થવિરોનુ ખંડન કરી શકાય નહિ

**ઉપર પ્રમાણેની સમીક્ષામાં મુનિશ્રી કલ્યાણ વિજયજીએ શ્વેતાંબરોની અતિશયોક્તિ જણાઈ તે બતાવી છે તેમજ જે જે વાસ્તવિકતા લાગી છે તે પણ જણાવી છે. વળી દિગંબર માન્યતાએ એકાંતિક આગ્રહ શ્રી કુંદકુંદાચાર્યના સમયથી જ ધારણ કર્યો તે પણ તેમના જ ગ્રંથોથી બત.વી આપ્યું છે એટલે મુનિશ્રીએ યથાર્થ સમીક્ષા કરી છે તેની વાંચકોને ખાત્રી થશે.**

## દિગંબરોએ બનાવેલી
## કાલ્પનિક પટ્ટાવલીઓ

**વિક્રમની સાતમી સદી પહેલાંના** કોઈ પણ લેખ પત્રમાં વર્તમાન દિગબર પરંપરા સંમત શ્રુતકેવળી, દશપૂર્વધર, આગપાઠી આચાર્યો, ગણો, ગચ્છો અને સંઘોના નામોલ્લેખ મળતા નથી.

દિગબર સંપ્રદાય પાસે એક પણ પ્રાચીન પટ્ટાવલી નથી. તેમની પાસેની પટ્ટાવલી સર્વ બારમી સદી પછીની છે. અને તેમાં આપેલા ગુરુક્રમ તદ્દન અવિશ્વાસનીય છે.

મહાવીર નિર્વાણથી એક હજાર વર્ષ સુધીના આચાર્યોના જે ક્રમ તે પટ્ટાવલીઓમા બતાવેલા છે તે તદ્દન કપોળકલ્પિત છે. પાંચ ચૌદ પૂર્વધર, દશ દશપૂર્વધર, એકાદશાગ ધર, અગૈકદેશપાઠી વગેરે આચાર્યોના જે નામ અને સમયના ક્રમ પટ્ટાવલીઓમાં લખેલા છે તેનુ મૂલ્ય દંતકથાઓથી અધિક નથી. વળી એ વિષયમાં દિગંબર પટ્ટાવલીઓ એકમત પણ નથી

ને પછીના પણ ઘણા સમય સુધીના આચાર્યોના નામ, ક્રમ તથા સમયક્રમ બિલકુલ અવ્યવસ્થિત છે. નામ અને સમય ગમે તેમ લખી માર્યા છે વ્યવસ્થિત સમય સાથેની દિગબર પટ્ટાવલી મળતી નથી.

દિગબર વિદ્વાન પડિત નાથુરામજી પ્રેમીએ ભગવતી આરાધનાની પ્રસ્તાવનામા લખ્યુ છે કે—

> "દિગબર સપ્રદાયમાં અગધારીઓ પછીની જેટલી પરપરાઓ ઉપલબ્ધ છે તે સર્વ અપૂર્ણ છે અને મૂળ સઘ આદિ ભેદ પડી ચૂકયા પછીના કોઈ સમયે સગ્રહ કરેલી છે. અને વિચ્છિન્ન પરપરાઓને જાળવાનુ તે વખતે કોઈ સાધન રહ્યુ નહોતુ"

આથી સિદ્ધ થાય છે કે વિક્રમની છઠી સદી પહેલાંની સર્વ દિગંબર પટ્ટાવલીઓ ફક્ત દંતકથા માત્ર જ છે અથવા કાલ્પનિક છે.

આમ થવાનું મુખ્ય કારણ એ છે કે

વિક્રમની છઠી સદી સુધી તો શ્વેતાંબરના જ સર્વ સાહિત્યથી કામ ચાલતું હતું. પણ છઠી સદીમાં એકદમ શ્વેતાંબરોનું સર્વ સાહિત્ય અમાન્ય ઠરાવી દીધું અથવા અસ્પર્શ્ય ગણી લીધું તેથી દિગંબરો પાસે પ્રાચીન આચાર્યોના નામ, સમય અને તેમના ક્રમ જાણવાનું કોઈ પ્રમાણિક સત્ય સાધન રહ્યું જ નહિ. તેથી તેમણે કલ્પનાથી ગમે તેમ પ્રાચીન પટ્ટાવલીઓ ઘડી કાઢી.



ત્યારે ભૂતોએ એક શિષ્યની પુષ્પ વગેરેથી પૂજા કરી તેથી ધનસેનાચાર્યે તેનું નામ ભૂતબલિ રાખ્યુ. અને બીજા શિષ્યની દંતપંક્તિ અસ્તવ્યસ્ત હતી તે ભૂતોએ સરખી કરી દીધી તેથી ધરસેનાચાર્યે તેનુ નામ પુષ્પદંત રાખ્યુ.

ધરસેનાચાર્યે યોનિપ્રાભૃત નામનો ગ્રંથ રચેલો છે તે ઉપરથી વિદ્વાનોએ તેમનો સમય વીર નિર્વાણ સંવત ૬૦૦ની આસપાસનો ઠરાવેલો છે પુષ્પદંત તથા ભૂતબલિએ તેમની પાસે અધ્યયન કર્યું એટલે તેમનો સમય પણ વીર નિર્વાણ સં. ૬૦૦ પછીનો ગણાય.

ભૂતબલિ એ મૂળ નામ નથી પણ ભૂતોએ પૂજા કરેલ તેથી આચાર્યે તેમનુ નામ ભૂતબલિ રાખ્યુ હતુ. એ નિશ્ચિત વાત છે.

દિગંબર ગ્રંથ શ્રુતાવતારના શ્લોક ૧૨૮ તથા ૧૩૪થી ૧૪૪ પ્રમાણે દિગંબરના મૂળ નાયક આચાર્ય શિવભૂતિના ચાર નામ બતાવેલા છે તે આ પ્રમાણે—(૧) શિવગુપ્ત, (૨) શિવદત્ત, (૩) ભૂતમતિ અને (૪) ભૂતબલિ

શિવભૂતિએ જૈન સંઘમાંથી છૂટા પડી દિગંબર મતની સ્થાપના વીર સં. ૬૦૬માં કરી હતી

આ ઉપરથી એમ સમજી શકાય છે કે ધરસેનાચાર્ય પાસે શિખવા ગયેલા બે મુનિઓમાંના એક શિવભૂતિ હતા. અભ્યાસ પૂરો કર્યા પછી તરત જ, તે વખતે ચાતુર્માસ હોવા છતાં, ધરસેનાચાર્યે તેમને રવાના કરી દીધા હતા. કારણકે તેમનું મૃત્યુ નજીક હોઈ આ શિષ્યોને ક્લેશ ન થાય એવી ઈચ્છા હશે.

પુષ્પદંત તથા ભૂતબલિ ગિરનારથી નીકળી અંકલેશ્વર (ભરૂચ પાસે ગુજરાતમાં) આવ્યા અને ત્યાં ચોમાસુ પૂરૂ કર્યું. તે પછી ત્યાંથી

વિહાર કરીને તેઓ મથુરા આવ્યા હશે. ત્યાં કોઈ એક દિવસે શ્વેતાંબર કથામાં વર્ણવેલો પ્રસંગ બન્યો હશે તેથી ભૂતબલિ અથવા શિવભૂતિ સંઘથી છૂટા પડયા.

ઉત્તરાપથમાં તેમનો મત ચાલી શકયો નહિ તેથી તેઓ દક્ષિણાપથમાં વિહાર કરી ગયા. પુષ્પદંત પણ ભૂતબલિ સાથે રહેલા અને ભણેલ તેથી તેઓ પણ ભૂતબલિ (શિવભૂતિ)ની સાથે ચાલી નીકળ્યા હશે.

અને તે પછી તેમણે પટ્ખંડાગમની રચના કરી તેથી દિગંબર સંપ્રદાયમાં પટ્ખંડાગમ મૂળ સૂત્રના જેવું માનનીય થયું.

વીર સ. ૬૦૬ સુધી જૈન સંઘ એક જ હતો. અને તે વખતે સર્વ સાધુઓ તે વખતની શ્વેતાંબર માન્યતા અનુસાર વર્તતા હતા. એટલે કે વન, જંગલ કે પર્વતમાં નિવાસ કરતા, નગ્ન રહેતા અને વસ્તીમાં (નગરમાં) જતી વખતે અગ્રાવતાર અથવા ચોલપટ્ટ પહેરતા હતા અને ઠંડીમાં ઓઢવા માટે કંબલ સહિત ત્રણ વસ્ત્રો રાખતા હતા.

આ ઉપરથી સમજી શકાશે કે ધરસેનાચાર્ય, પુષ્પદંત તથા શિવભૂતિ અથવા ભૂતબલિ એ સર્વ તે વખતની શ્વેતાંબર માન્યતા પ્રમાણે એક જ જૈન ધર્મના મુનિઓ હતા. એટલે કે કર્મપ્રકૃતિ પ્રાભૃતનું જ્ઞાન આપનાર તથા પટ્ખંડાગમ બનાવનાર એ સર્વ દિગંબર સંપ્રદાયના નહિ પણ શ્વેતાંબર માન્યતા મુજબ વર્તનારા મૂળ જૈન સંઘના જ મુનિઓ હતા.

### કષાયપાહુડ

આચાર્ય ગુણધરે પાંચમા જ્ઞાનપ્રવાદ પૂર્વની દશમી વસ્તુના (વિભાગના) ત્રીજા પ્રકરણ પેજ્જદોસપાહુડ ઉપરથી ઉદ્ધૃત કરેલ

છે. આચાર્ય ગુણધર વિક્રમ સંવત શરૂ થયા પહેલા એક વર્ષ પહેલ થયા હતા. તે વખતે જૈન સંઘ એક જ હતો તેમાં કોઈ ફાટા પડ્યા નહોતા.

પરંપરાએ આર્ય મંગુ અથવા મક્ષુ તથા આર્ય નાગહસ્તીને કષાયપાહુડનું જ્ઞાન પ્રાપ્ત થયેલું. અને તેમની પાસેથી આર્ય મંગુના શિષ્ય અને આર્ય નાગહસ્તીના અંતેવાસી શ્રી યતિવૃષભને તે જ્ઞાન પ્રાપ્ત થયું તે પછી તેમણે કષાયપાહુડ ઉપર ચૂર્ણી રચી

આર્ય મક્ષુ (મંગુ) તથા આર્ય નાગહસ્તી એ બન્ને આચાર્યોના નામ શ્વેતામ્બર પટ્ટાવલીમાં જ છે પણ દિગંબર પટ્ટાવલીઓમાં તે નામોનો પત્તો જ નથી એટલે તે યતિવૃષભ આચાર્ય પણ શ્વેતામ્બર હોવાનો જ સંભવ છે

**એટલે આચાર્ય ગુણધર મૂળ જૈન સંઘના મુનિ હતા. અને ચૂર્ણીકાર શ્રી યતિવૃષભ શ્વેતાંબર જૈન સંપ્રદાયના સાધુ હતા. પણ તે બેમાંથી એકેય દિગંબર સંપ્રદાયના નહોતા.**

## ભગવતી આરાધના

ભગવતી આરાધના ગ્રંથ શિવકોટિ આચાર્યે બનાવેલ છે તે ગ્રંથમાં શિવકોટિ આચાર્યે જણાવેલ છે કે પૂર્વાચાર્યોની રચનાના દોહન તરીકે તેમણે ભગવતી આરાધનની રચના કરી છે.

ભગવતી આરાધનામાં શ્વેતામ્બર નિર્યુક્તિઓ તથા ભાષ્યોમાની સંખ્યાબંધ ગાથાઓ જેમની તેમ અથવા નામ માત્રના ફેરફાર સાથે ઉપલબ્ધ છે

દિગંબર સંપ્રદાયમાં શિવકોટિ આચાર્યની પહેલાનો કોઈ આરાધના ગ્રંથ નથી. ત્યારે શ્વેતામ્બર પરંપરામાં "મહાપચ્ચક્ખાણ" આદિ અનેક અતિ પ્રાચીન આરાધના વિષયના પયન્ના તથા દશવૈકાલિક, આવશ્યક નિર્યુક્તિ આદિ પ્રાચીન આગમ અત્યારે પણ મૌજુદ છે

તેથી એ માનવુ યુક્તિસંગત છે કે શિવકોટિ આચાર્યે જે પૂર્વાચાર્યોના ગ્રંથોનો ઉપયોગ કર્યો હોવાનો સ્વીકાર કરેલ છે તે શ્વેતાંબર પરંપરના છે.

શિવકોટિ આચાર્ય ક્યારે થઈ ગયા તે બાબત વિદ્વાનો ચોક્કસ નિર્ણય કરી શક્યા નથી. શ્રી સમંતભદ્રાચાર્ય વિક્રમની બીજી સદીમાં થયા હતા. તેમની પાસેથી શિવકોટિ ગજાએ દીક્ષા લીધી હતી. તે મુનિ શિવકોટિ આચાર્ય થયા હતા.

પરંતુ તે શિવકોટિ આચાર્યે ભગવતી આરાધના બનાવી હોય તે માટે શંકા રહે છે, કારણ કે ભગવતી આરાધનામાં વપરાયેલા ગચ્છ વગેરે શબ્દ પ્રયોગો વિક્રમની બીજી સદીમા વપરાતા નહોતા એમ વિદ્વાનોનુ માનવુ છે.

શ્રી કુંદકુંદાચાર્યના મૂળાચાર ગ્રંથમાં પંચાચાર અધિકારમાંની ૨૨૨ ગાથામાં ૬૦ ગાથા અક્ષરશઃ ભગવતી આરાધના ગ્રંથમાંની છે. તે જ પ્રમાણે મૂળાચારના સમાચારાધિકારમાની ગાથાઓ મોટે ભાગે ભગવતી આરાધના ગ્રંથની છે એટલે શિવકોટિ આચાર્ય કુંદકુંદાચાર્યની પહેલાં એટલે છઠી સદી પહેલા એ તો નક્કી જ છે.

ભગવતી આરાધનામાના શબ્દ પ્રયોગો વિક્રમની બીજી સદીની આખરમાં વપરાતા હતા એમ નક્કી થઈ શકે તો શિવકોટિ આચાર્ય સમંતભદ્રાચાર્યના શિષ્ય હના એમ માનવાને બાધા નડે નહિ. નહિતર શિવકોટિ આચાર્ય વિક્રમની ચોથી સદીની આખરમા અથવા પાંચમી સદીની શરૂઆતમાં થયા હોય એમ અનુમાન કરી શકાય.

દિગંબર સંપ્રદાયની હાલની એકાંતિક માન્યતા શ્રી કુંદકુંદાચાર્યે જ રૂઢ કરેલી છે. તે પહેલાં મૂળ આચારાંગ સૂત્ર પ્રમાણે જ નગ્નતા અને આપવાદિક રીતે વસ્ત્ર ધારણની છૂટ હતી. અને શિવકોટી આચાર્યે તે પ્રમાણે જ પ્રતિપાદન કરેલ છે.

વળી ભગવતી આરાધનામાં સાધુના મૃત શરીર માટેના વિધાનની હકીકત છે તે પણ શ્વેતાંબર આવશ્યક સૂત્રમાંથી લીધેલી છે.

દિગબરો વિક્રમની બીજી સદીમાં છૂટા પડ્યા હતા તો પણ વિક્રમની પાંચમી સદીના અંત સુધી દિગબરો શ્વેતાંબરોના આગમ ગ્રંથોનો છૂટથી ઉપયોગ કરતા હતા. તેથી શિવકોટિ આચાર્યે તેમના ભગવતી આરાધના ગ્રંથમાં શ્વેતાંબર માન્ય ગ્રંથોનો ઉપયોગ કર્યો હતો તેમાં કંઈ આશ્ચર્ય નથી.

પરંતુ કહેવાનું તાત્પર્ય એ છે કે **શિવકોટિ આચાર્ય દિગબર સંપ્રદાયમાં થયેલા હતા. પરંતુ ભગવતી આરાધનામાં તેમની પ્રરૂપણા મૂળ જૈન ધર્મના અને શ્વેતાંબર માન્ય આચારાંગ સૂત્ર પ્રમાણે તેમજ કેટલીક રૂઢિનું પ્રતિપાદન શ્વેતાંબર આમ્નાયને અનુસરતું હતું અને ભગવતી આરાધનામાં ઘણા શબ્દો અને પરિભાષાઓ શ્વેતાંબરી છે પણ દિગંબર સાહિત્યમાં તેવી પરિભાષાનો ક્યાંય ઉલ્લેખ નથી.**

## તત્ત્વાર્થસૂત્ર

આચાર્ય હિમવત કૃત સ્થવિરાવલીમાં મહારાજા ભિખ્ખુરાય મહામેઘવાહન ખારવેલે મુનિ સમેલન બોલાવેલુ અને તેમાં બીજી આગમ વાચના થયેલી તેનું વર્ણન છે. તે આગમ વાચનામાં આચાર્ય ઉમાસ્વાતિ હાજર રહેલા અને તે પછી તેમણે સભાષ્ય તત્ત્વાર્થ સૂત્ર બનાવેલુ તેની વિગત છે.

એટલે તત્ત્વાર્થસૂત્ર લગભગ વીર સં. ૩૩૦ થી ૩૪૦ની વચમાં રચાયુ હતું. તે વખતે જૈન સંઘ એક જ હતો.

પરંતુ અહીં એ શંકા રહે છે કે એટલા બધા પ્રાચીન વખતના આચાર્યો સંસ્કૃત ભાષા વાપરતા નહોતા. તે વખતે તેઓ અર્ધ-માગધી

ભાષામાં જ લખતા હતા. ત્યારે તત્ત્વાર્થ સૂત્ર તો સંસ્કૃત ભાષામાં લખાયેલુ છે.

તો પછી એ સ્થરાવલીમાંના ઉલ્લેખનો અર્થ એ થાય છે કે બીજી આગમ વાચના વખતના ઉમાસ્વાતિ સ્વામી તે તત્ત્વાર્થ સૂત્રના કર્તા નહિ પણ એ જ નામના પ્રાચીન આચાર્ય છે. અને સરખા નામની ભુલથી સ્થવિરાવલીમાં તેમના નામે તત્ત્વાર્થ સૂત્ર રચાયાનુ લખાઈ ગયું છે.

એ હિસાબે વિક્રમની પહેલી સદીમાં થયેલા ઉમા સ્વાતિ જ તત્ત્વાર્થ સૂત્રના કર્તા ઠરે છે. તો પણ તે વખતે જૈનધર્મ અને જૈનસંઘ એક જ હતો. અને ઉમાસ્વાતિ શ્વેતાંબર માન્ય આચાર્ય હતા.

**આ ઉપરથી સમજી શકાશે કે દિગંબરોનું ધાર્મિક સાહિત્ય શ્વેતાંબર-માન્ય આચાર્યોના ગ્રંથોથી જ બનેલું છે. દિગંબરોના પ્રાચીન ગ્રંથો બનાવનાર શ્વેતાંબર-માન્ય પ્રાચીન આચાર્યો જ હતા તેમજ પ્રાચીન દિગંબર ગ્રંથકારોએ શ્વેતાંબર-માન્ય સૂત્ર સાહિત્યનો તેમના ગ્રંથોમાં છૂટથી ઉપયોગ કર્યો હતો.**

**એટલે શ્વેતાંબર પરંપરાના ધાર્મિક સૂત્ર તથા પ્રકરણોના આધારથી જ બનેલા તેમની ટીકા ચુર્ણીઓ અને વિવિધ વિષયના બીજા ગ્રંથોથી દિગંબર સાહિત્ય ભંડાર સમૃદ્ધ થયેલો છે.**

શ્રુતાવતારમાં ઇંદ્રનંદી કહે છે કે—

> "ધરસેન અને ગુણધર ગુરુના વંશના પૂર્વાપર ક્રમની અમને ખબર નથી. કારણ કે તેમનો ક્રમ કહેનારાવાળા કોઈ આગમ કે મુનિ નથી."

સામાન્ય રીતે શ્રુતધર પરંપરાની વિગત જાણવામાં ન આવે તે વાત શક્ય નથી. પરંતુ ઇદ્રનંદીના કહેવાનો અર્થ એ થાય છે કે—

દિગંબરોને પોતાના પ્રાચીન ગ્રંથકાર આચાર્યો શ્વેતાંબર આમ્નાયથી જુદા હતા એમ બતાવવું છે. અને દિગંબર ગ્રંથકાર આચાર્યોની પરંપરાની વિગત આપે તો તેમનો સંબંધ શ્વેતાંબર પટ્ટાવલી ઉપરથી જાણવામાં આવી જાય તેથી દિગંબર પૂર્વાચાર્યોએ તેમના ગ્રંથકાર આચાર્યોની વિગત પહેલેથી જ જાહેર કરી નહિ.

દિગંબર વિદ્વાનો શ્વેતાંબર સંપ્રદાય પાસેના વર્તમાન જૈન સૂત્રોઆગમોને કલ્પિત, અર્વાચીન અને શ્વેતાંબર આચાર્યોના બનાવેલા કહે છે. અને તેમના દિગંબર ગ્રંથોને તેઓ પ્રામાણિક અને આપ્ત પ્રણીત સમજે છે પરંતુ તેઓ ધ્યાનમાં લીએ કે તેમના દિગંબર ગ્રંથો શ્વેતાંબર સૂત્ર સાહિત્યના આધારથી જ નિર્માણ થયા છે એટલે દિગંબર વિદ્વાનોનું કથન તદ્દન નિરાધાર છે એ આપોઆપ સમજાઈ જાય છે

સારો રસ્તો એ છે કે શ્વેતાંબર માન્યતાનું ખંડન કરનારા દિગંબરો એટલું ધ્યાનમાં રાખશે કે તેમના જ પૂર્વાચાર્યો તેમના ગ્રંથોમાં સ્ત્રીમુક્તિ, કેવળી ભુક્તિ અને સાધુઓને માટે અપવાદ માર્ગથી વસ્ત્ર પાત્રનો સ્વીકાર કરતા હતા. તો પછી શ્વેતાંબર માન્યતા સામેનો તેમનો વિરોધ ખોટો છે તે આપોઆપ સમજાઈ જશે



## પ્રકરણ અઢારમું

# શ્વેતાંબરની ઉત્પત્તિ

## દિગંબરોએ ઉપજાવી કાઢેલી જુદી જુદી ખોટી વાતો, તેની સમીક્ષા અને દિગંબરોની ખોટી કલ્પનાઓનું સાચું રહસ્ય

દિગંબરની ઉત્પત્તિના વર્ણનમાં આપણે જોયુ કે આવશ્યક ભાષ્યકારે એ નૂતન સ્થવિર પરંપરાવાળાને બોટિક, બોડિયાના નામથી સંબોધન કરીને તેમના મતને મિથ્યાદર્શન કહ્યો હતો.

અનેક દિગંબર વિદ્વાનોએ તેનો જવાબ પણ આપ્યો હતો. પરંતુ ભટ્ટારક દેવસેને તેમના દર્શનસાર તથા પં. વામદેવે તેમના ભાવ સંગ્રહ નામના ગ્રંથમાં શ્વેતાંબરોને ધૂર્ત, સંશય મિથ્યાદષ્ટિ ગૃહિકલિંક, મનભ્રષ્ટ, સગ્રંથલિંગી, માર્ગભ્રષ્ટ ઇત્યાદિ વિશેષણો દ્વારા એના વ્યાજની સાથે બદલો લીધો. અને એનું જ અનુસરણ ભટ્ટારક રત્નનંદી વગેરે પાછળના વિદ્વાનોએ કર્યું.

ભટ્ટારક દેવસેન શ્વેતાંબરોને ગાળો દઈને જ સંતોષ ન માન્યો. પણ આવશ્યક-ભાષ્ય-ચૂર્ણીમાં દિગંબરોની જે ઉત્પત્તિ લખી છે તેના ઉત્તરમાં તેમણે શ્વેતાંબરોની ઉત્પત્તિવિષયની એક કથા જોડી કાઢી છે તે નીચે પ્રમાણે છે.

## દેવસેન કૃત
## શ્વેતાંબરોની ઉત્પત્તિની કથા

વિક્રમ રાજાના મૃત્યુને ૧૩૬ વર્ષ થયા ત્યારે સૌરાષ્ટ્રમા વલભી નગરીમાં શ્વેતપટ ( શ્વેતામ્બર ) સઘની ઉત્પત્તિ થઈ.

ઉજ્જયિની નગરીમાં ભદ્રબાહુ નામના એક કુશળ નિમિત્ત શાસ્ત્રવેત્તા આચાર્ય હતા. તેમણે નિમિત્તજ્ઞાનથી ભવિષ્ય જાણીને તેમના સઘને કહ્યુ—અહીં બહુ મોટો દુકાળ થવાનો ( પડવાનો ) છે તે પૂરા બાર વર્ષ સુધી રહેશે માટે સૌએ પોતપોતાના સઘની સાથે બીજા દેશોમાં ચાલી જવુ જોઈએ.

ભદ્રબાહુનુ વચન સાંભળીને સર્વ આચાર્યો પોતપોતાના સઘની સાથે જ્યા સુકાળ હતો ત્યાં ચાલ્યા ગયા. પણ એક શાંતિ નામના આચાર્ય જે બહુ શિષ્ય પરિવારયુક્ત હતા તે સુદર સૌરાષ્ટ્ર દેશની વલભી નગરીમા પહોચ્યા. તેમના ત્યા ગયા પછી ત્યા (વલભીમા) પણ ઘણો ભયકર દુકાળ પડયો. ત્યા ભિખારીઓએ માણસોના પેટ ચીરીને તેણે ખાધેલુ ભોજન પેટમાથી કાઢીને ભિખારીઓએ ખાધુ.

આ નિમિત્તથી સર્વ સાધુઓએ કબલ, દડ, તુબા તથા ઓઢવાને માટે શ્વેત વસ્ત્ર ધારણ કર્યું. ઋષિયોનો આચાર છોડીને દીનવૃત્તિથી ભિક્ષા માગી લાવ્યા અને ઉપાશ્રયમાં બેસીને યથેચ્છ ભોજન કરવા લાગ્યા.

એ પ્રકારનું આચરણ કરતાં કરતાં કેટલોક સમય વીતી ગયો ત્યારે સુકાળ થયો. તે વખતે શાંતિ આચાર્યે તેમના સઘને બોલાવીને કહ્યું—હવે આ કુત્સિત આચરણને છોડો. અને એની નિંદા ગર્હા કરીને ફરીથી મુનીંદ્રોના આચાર ગ્રહણ કરો.

એ સાંભળીને તેમના પ્રથમ શિષ્યે કહ્યુ—એવુ અતિ દુર્ધર આચરણ હવે કોણ ધારણ કરી શકે? ભિક્ષા ન મળવાથી ઉપવાસ,

બીજા અનેક દુઃસહ અંતરાય, એક જ સ્થાન પર ભોજન કરવું, અચેલક રહેવું, કોઈ ચીજ માગવી નહિ, બ્રહ્મચર્ય, જમીન પર સુવું, બબ્બે મહિને અસહ્ય કેશલોચ કરવો, હમેશ બાવીસ પરિસહ સહવા—એ સર્વ કઠિન આચાર આ સમયે કોણ પાળી શકે? અત્યારે તો આપણે જે આચાર ગ્રહણ કરેલ છે એ જ સુખકર છે. દુષમ કાળમાં એ છોડી નહિ શકાય.

શાંતિ આચાર્યે કહ્યું—ચારિત્રભ્રષ્ટ થઈને જીવતા રહેવું તે સારૂં નથી. એ તો જૈનમાર્ગને દૂષિત કરવાવાળું છે. જિન ભગવાને કહેલા નિર્ગ્રંથ પ્રવચનને છોડીને બીજી પ્રવૃત્તિ કરવી તે મિથ્યાત્વ છે.

એથી ખીજાઈને શિષ્યે શાંતિ ( આચાર્ય ) ના મસ્તક પર એક લાંબા ડંડાથી પ્રહાર કર્યો. એ ઘાથી સ્થવિર મરીને વ્યંતર દેવ થયા.

ત્યાર પછી પાખંડને પ્રગટ કરવાવાળા શિષ્ય શ્વેતપટ સંઘના અધિપતિ થયા અને સગ્રંથને પણ નિર્વાણ હોઈ એમ ધર્મોપદેશ કરવા લાગ્યા.

પોત પોતાના પાખંડને અનુકૂળ શાસ્ત્રોની રચના કરી અને લોકોમાં તેનુ વ્યાખ્યાન કરીને એ પ્રકારનો આચાર પ્રચલિત કર્યો. એ રીતે નિર્ગ્રંથતાને દૂષિત કરીને તેની નિંદા અને પોતાની પ્રશંસા કરીને, કપટપૂર્વક બહુ દ્રવ્ય ગ્રહણ કરીને મૂર્ખ લોકોમાં તેઓ પોતાનુ જીવન વીતાવવા લાગ્યા.

હવે શાંતિ આચાર્યનો જીવ વ્યંતર દેવ ઉપદ્રવ કરીને કહેવા લાગ્યો—જૈન ધર્મ પામ્યા પછી મિથ્યાત્વને પ્રાપ્ત ન થાઓ.

ત્યારે ડરીને જિનચંદ્રે તેમની સર્વ દ્રવ્ય સંપૂર્ણ અષ્ટ પ્રકારી પૂજા બનાવી. આજે પણ તે બલિપૂજા સર્વ પ્રથમ તેના નામથી જ થાય છે. તે શ્વેતપટ સંઘના પૂજ્ય કુળદેવ કહેવાયા.

આ રીતે માર્ગભ્રષ્ટ સેવડોની ઉત્પત્તિ થઈ.

આવા જ આશયની શ્વેતાંબરોની ઉત્પત્તિની કથા એ જ ગ્રંથમાં પોતાના 'દર્શનસાર' નામના ગ્રંથમાં પણ લખી છે. પરંતુ ત્યાં તેમણે પોતાના અતિશય જ્ઞાનનો પરિચય કરાવ્યો છે. તેમણે લખ્યું છે કે—અને એ રીતે બીજા પણ આગમ દુષ્ટ મિથ્યા શાસ્ત્રોની રચના કરીને જિનચંદ્રે પોતાના આત્માને પહેલી નરકમાં સ્થાપિત કર્યો.

## વામદેવની નવી વાત

વિક્રમની પંદરમી કે સોળમી સદીની આસપાસમાં થયેલા દિગંબર વિદ્વાન પં. વામદેવજીએ તેમના ભાવસંગ્રહ ગ્રંથમાં ઉપર પ્રમાણેની કથા તો આપી છે પરંતુ વિશેષમાં નીચે પ્રમાણેની એક નવી વાત પણ લખી છે તેમણે લખ્યું છે કે—

ફરીના જિનચંદ્રે ઉપદ્રવની શાંતિને માટે આઠ આંગળ લાંબા એક ચોરસ લાકડા પર તેનો સંકલ્પ કરીને પૂજન કર્યું. શ્વેત વસ્ત્ર ઉપર સ્થાપન કરીને વિધિપૂર્વક પૂજન કરવાથી એ વ્યંતરે ઉપદ્રવ કરવાની ચેષ્ટા છોડી દીધી તે 'પર્યુપાસન' નામના કુળદેવ થયા અને આજ પણ જળગંધ આદિથી તેની મોટી ભક્તિથી પૂજા કરવામાં આવે છે

વચમાં ઉત્તમ શ્વેત વસ્ત્ર રાખીને તેનું પૂજન કર્યું તેથી તે મત લોકમાં 'શ્વેતાંબર' એ નામથી પ્રસિદ્ધ થયો.

## ભદ્રબાહુ ચરિત્ર પુસ્તકમાં શ્વેતાંબરની ઉત્પત્તિની કથા

વિક્રમની સત્તરમી સદીમાં થયેલા ભટ્ટારક રત્નનંદીએ 'ભદ્રબાહુ ચરિત્ર' નામનો એક ગ્રંથ રચેલ છે ગ્રંથનું નામ તો 'ભદ્રબાહુ ચરિત્ર' છે પરંતુ ખરી રીતે તેની રચના શ્વેતાંબર મતનું ખંડન કરવા માટે જ કરવામાં આવી છે, એમ સમજી શકાય છે એ ગ્રંથમાં પણ શ્વેતાંબરની ઉત્પત્તિનું વૃત્તાંત આપેલું છે

પણ એ વૃતાંત દેવસેન તથા વામદેવે આપેલા વૃતાંતથી તદ્દન જુદા પ્રકારનું છે. ભટ્ટારકજીએ લખેલું વૃતાંત આખુંય અહીં ઉદ્ધૃત કરવું અશક્ય છે તેથી તેનો સંક્ષિપ્ત સાર અહીં આપેલ છે. તે નીચે પ્રમાણે છે—

એક સમય શ્રુત કેવળી ભદ્રબાહુ બાર હજાર મુનિ પરિવારની સાથે ઉજ્જયિની નગરીની બહારના ઉદ્યાનમાં પધાર્યા. ઉજ્જયિનીના રાજા ચંદ્રગુપ્તિ આચાર્ય મહારાજના વંદનાર્થે ગયા અને તેમણે પાછલી રાતે જોયેલા સોળ સ્વપ્નોનું ફળ પૂછ્યું. ભદ્રબાહુ સ્વામીએ રાજાને તેમના સ્વપ્નોનું ફળ બતાવ્યુ તે સાંભળીને રાજાને વૈરાગ્ય પ્રાપ્ત થયો અને ભદ્રબાહુ પાસે દીક્ષા લઈને જૈન મુનિ બન્યા.

એક સમયે ભદ્રબાહુ સ્વામી જિનદાસ શેઠને ઘેર આહાર માટે ગયા. ત્યાં ઘરમાં જતા વેંત જ પારણામાં (ઘોડિયામાં) ઝુલતા (સુતેલા) બે માસના બાળકે ભદ્રબાહુ સ્વામીને કહ્યું—જાઓ, જાઓ.

સ્વામીએ પૂછ્યું—કેટલા સમય સુધી?

બાળક—બાર વર્ષ સુધી.

ભદ્રબાહુ સ્વામીએ સ્થાન પર આવીને મુનિ સંઘને બોલાવીને કહ્યું—સાધુઓ! આ દેશમાં બાર વર્ષનો ભયંકર દુકાળ પડવાનો છે તેથી સંયમાર્થી મુનિઓએ આ દેશમાં રહેવું ઉચિત નથી.

ભદ્રબાહુનું વચન સાંભળીને સંઘ ત્યાંથી વિહાર કરવાને તત્પર થયો. ઉજ્જયિનીના ધનાઢ્ય શ્રાવકોએ ત્યાં રહેવા માટે આગ્રહ કરવા છતાં ભદ્રબાહુએ ત્યાં રહેવાનું સ્વીકાર્યું નહિ ત્યારે તેઓએ રામલ્ય, સ્થૂળાચાર્ય, સ્થૂળભદ્ર વગેરે સાધુઓને ત્યાં રહેવાની પ્રાર્થના કરી અને તેમણે તે પ્રાર્થનાનો સ્વીકાર કર્યો અને બાર વર્ષ સુધી ત્યાં રહેવાનો નિશ્ચય કર્યો.

ભદ્રબાહુ ઉજ્જયિનીથી બાર હજાર સાધુઓની સાથે કર્ણાટક તરફ વિહાર કરી ગયા. એક મોટી અટવીમાં પહોંચ્યા ત્યારે તેમણે નિમિત્તથી

પોતાનું આયુષ્ય અલ્પ રહેલું જાણ્યું. તેથી વિશાખાચાર્યને સંઘની સાથે આગળ વિહાર કરાવીને પોતે ચંદ્રગુપ્તિ મુનિ સાથે અટવીમાં રહ્યા. અનશન કર્યું અને સમાધિ મરણ કરી સ્વર્ગે સિધાવ્યા.

ચંદ્રગુપ્તિ મુનિ ગુરુના ચરણોનું આલેખન કરી તેમની સેવા કરતા અને કાન્તાર વૃત્તિથી જીવનનિર્વાહ કરતા થકા ત્યાં રહ્યા.

વિશાખાચાર્ય સંઘની સાથે ચોલ દેશમાં પહોંચ્યા.

ઉજ્જયિનીમાં ઘોર દુકાળ પડ્યો. એક દિવસ રામલ્ય, સ્થૂળભદ્ર આદિ આહાર કરીને વનમાં જતા હતા ત્યારે તેમનામાંથી એક મુનિ પાછળ રહી ગયા. ભિખારીઓએ તેમનું પેટ ફાડીને ભોજન કાઢીને ખાધું. આ વાત નગરમાં પહોંચતાં જ હાહાકાર મચી ગયો. શ્રાવકોએ એકત્ર થઈને મુનિમંડળને પ્રાર્થના કરી—ભગવન ! ભારે વિષમ કાળ છે. આ સમયે આપ નગરમાં પધારો તો બહુ સારું. કારણ કે જ્ઞાનીઓને માટે વન અને નગર બંને સમાન છે.

શ્રાવકોની પ્રાર્થનાનો સ્વીકાર થયો. ત્યારે શ્રાવકોએ મહોત્સવ-પૂર્વક સાધુઓને નગરમાં લાવીને તેમને જ્ઞાતિના બંધન અનુસાર જુદા જુદા ઉપાશ્રયોમાં ઉતાર્યા.

દર વર્ષે બીજણ દુકાળ પડતો જ રહ્યો. ભિખારીઓની સંખ્યા વધતી જતી હતી. ભિખારીઓનો ત્રાસ વધતો જતો હતો. ભિખારીઓ ઘરમાં આવવાના ભયથી ગૃહસ્થ લોકો ઘરનાં કમાડ આખો દિવસ બંધ રાખતા હતા. સાધુ આહાર માટે જતા તો રંક લોકો તેમની પાછળ જતા, ત્યારે શ્રાવકો તેમને લાકડીથી મારીમારીને દૂર કરતા. આવી વિપત્તિથી ગભરાઈને શ્રાવકોએ સાધુઓને કહ્યું—મહારાજ, ભિખારીઓથી નાકમાં દમ આવી ગયો છે. ભિખારીઓની બીકથી અમે રસોઈ પણ રાત્રે જ કરીએ છીએ. માટે મહેરબાની કરીને આપ પણ રાત્રે અમારે ત્યાંથી પાત્રમાં આહાર લઈ જાઓ અને દિવસના ભોજન કરતા રહો.

શ્રાવકોની વાત પર સર્વેએ વિચાર કરીને નિર્ણય કર્યો કે—જ્યાં સુધી વિષમકાળ છે ત્યાં સુધી એમ જ કરીશું.

અને તેમણે તુંબી પાત્ર ધારણ કર્યાં તથા ભિક્ષુક અને કુતરાઓના ભયથી હાથમાં લાઠી ધારણ કરી. ગૃહસ્થોના ઘેરથી આહાર લાવીને એકબીજાને આપવા લાગ્યા અને મકાનના દ્વાર બંધ કરીને ગોખબારીના ઉજાસમાં ભોજન કરવા લાગ્યા.

એક દિવસ રાત્રીના સમયે આહાર માટે ગયેલા ક્ષીણકષાય નગ્ન સાધુને જોઈને યશોભદ્રની સગર્ભા સ્ત્રીને રાક્ષસ આવ્યાની ભ્રાંતિ થઈ તેથી તે એવી ડરી ગઈ કે તેને ગર્ભપાત થઈ ગયો.

સાધુ તો એમ જ પાછા ચાલ્યા ગયા. પણ આ ઘટનાથી શ્રાવકોમાં હાહાકાર મચી ગયો. તેમણે સાધુઓ પાસે આવીને કહ્યું—મુનિ મહારાજ! સમય બહુ ખરાબ છે. અને આપનું આ રૂપ પણ ભયંકર છે. તેથી સુકાળ થાય ત્યાં સુધી આપ અર્દ્ધ વસ્ત્ર પહેરીને તથા ખભે કંબલ રાખીને રાત્રીના સમયે આહાર લેવા આવતા રહો અને દિવસે ભોજન કરતા રહો.

શ્રાવકોની પ્રાર્થનાથી સાધુઓએ એમ જ કર્યું અને ધીરે ધીરે તેઓ શિથિલ થઈ ગયા.

બાર વર્ષ પછી દેશમાં ફરીથી સુકાળ થયો ત્યારે વિશાખાચાર્ય દક્ષિણ દેશથી વિહાર કરીને ક્રમશઃ કાન્યકુબ્જ (કનોજ) નગરની બહાર ઉદ્યાનમાં પધાર્યા.

વિશાખાચાર્ય આવ્યાના ખબર સાંભળીને સ્થૂળાચાર્યે તેમને મળવાને પોતાના શિષ્યને મોકલ્યા. મુનિઓએ જઈને આચાર્યને વંદન કર્યું. પણ તેમણે પ્રતિવંદના ન કરી અને કહ્યું—આ કયો નવો મત કાઢ્યો છે?

સાધુઓ લજ્જિત થઈને પાછા આવ્યા અને સર્વ વૃત્તાંત પોતાના ગુરુને કહી સંભળાવ્યો.

સાધ્વીઓને તે જ ભવમાં મોક્ષ, ભગવાન મહાવીરનો ગર્ભાપહાર વગેરે વાતોનું પ્રતિપાદન કરનારા આગમસંગ્રહ એ જ મૂઢ જિન આચાર્યે રચ્યા.

આચાર્ય રત્નનંદી અથવા રત્નકીર્તિએ સંસ્કૃતમાં રચેલ ભદ્રબાહુ ચરિત્રનો હિંદી અનુવાદ પં. ઉદયલાલ કાસલીવાલે કરેલ છે અને તે પુસ્તક દિગંબર જૈન પુસ્તકાલય, ગાંધી ચોક, સુરત તરફથી પ્રગટ થયેલ છે.

તેના પાનાં ૧૬ થી ૩૮ સુધીમાં શ્વેતાંબરની ઉત્પત્તિનો વૃત્તાંત વિસ્તારથી આપેલ છે. તેનો ઉપર પ્રમાણે ટુંકો સાર જ પં. મુનિશ્રી કલ્યાણ વિજયજી મહારાજે આપેલ છે.

આ સર્વ વૃત્તાંત દિગંબર આચાર્યોએ પોતાની કલ્પનાથી ઉપજાવી કાઢેલા છે અને તે ફક્ત દિગંબર મતની સરસાઈ અને શ્વેતાંબર મતની હલકાઈ કરવાને માટે જ દ્વેષથી લખેલા છે તે વાત પહેલાં તો તે વૃત્તાંત વાંચતાં જ વાંચક સમજી શકે છે એવી તેની ભાષા છે અને એવી તેમાં અસંબદ્ધ અને અવાસ્તવિક વાતો લખી છે.

એ બધાય વૃત્તાંત તદ્દન ઢંગધડા વિનાના છે તે પં. મુનિ શ્રી કલ્યાણ વિજયજીની સમીક્ષા ઉપરથી વાંચક વિશેષ સ્પષ્ટતાથી સમજી શકશે. તેથી તેમની સમીક્ષા અત્રે ઉદ્ધૃત કરી છે.

**દિગંબરોની ખોટી કલ્પનાઓનું સાચું રહસ્ય બતાવતી અને દિગંબરોની વાતોને ખોટી ઠરાવતી પં. શ્રી કલ્યાણવિજયજીની સમીક્ષા**

આ થોડીક કથાઓ અહીં લખીને અમે તેને અપ્રાપ્ય મહત્વ આપત નહિ. તેમ તેની મીમાંસા કરવાની મહેનત પણ કરત નહિ.

પરંતુ અમે જોઈએ છીએ કે ઘણાખરા દિગંબર વિદ્વાનો પણ તેને સત્ય માને છે અને એ ખોટી વાતો ઉપરથી શ્વેતાંબર જૈન સંઘને અર્વાચીન ઠરાવવાની ચેષ્ટા કરે છે.

## પ્રાચીન દિગંબર ગ્રંથમાં ઉલ્લેખ નથી

પહેલાં તો દેવસેન ભટ્ટારક વિક્રમની દશમી સદીના, વામદેવ સોળમી સદીનાં અને રત્નનંદી ભટ્ટારક સત્તરમી સદીના લેખકો છે. તેમની **પહેલાંનો કોઈપણ દિગંબર ગ્રંથમાં આવી કથાઓનો ઉલ્લેખ નથી.**

### નિરાધાર વાતો

આવી દશામાં ક્રમશઃ સાડા આઠસો, ચૌદસો અને પંદરસો વર્ષ પછી નિરાધાર રીતે લખેલી વાતો પોતે જ મહત્વહીન ઠરે છે.

## શ્વેતાંબર ઉત્પત્તિ સંબંધી લેખકોમાં એક વાકયતા નથી

વળી એ સર્વ લેખકોની આ વિષયમાં એક વાકયતા પણ નથી.

**દેવસેન** દુકાળના કારણે દંડ, કંબળ, તુંબી અને શ્વેત વસ્ત્ર ધારણ કરવાના કારણે 'શ્વેતાંબર' નામ પડયાનું બતાવે છે.

**વામદેવ** લાકડાની પટ્ટી પર શ્વેત વસ્ત્ર સ્થાપન કરીને વ્યંતર દેવની પૂજા કરવાના કારણે 'શ્વેતાંબર' નામ પડયાનુ લખે છે.

**રત્નનંદી** રાણી ચન્દ્રલેખાના કહેવાથી શ્વેત વસ્ત્ર ધારણ કર્યા તેથી 'શ્વેતાંબર' મત પ્રગટ થવાનુ લખે છે.

## ભદ્રબાહુ સંબંધી મતભેદ

દેવસેન અને વામદેવ બીજા નૈમિત્તિક ભદ્રબાહુએ ઉજ્જયિનીથી દુકાળના કારણે દક્ષિણ તરફ વિહાર કર્યો હતો તે વખતે શ્વેતાંબરની ઉત્પત્તિ બતાવે છે.

રત્નનંદી દુકાળનું વૃતાંત પહેલા શ્રુતકેવળી ભદ્રબાહુની સાથે જોડે છે. અને તે સમયે ઉજ્જયિનીમાં અર્ધફાલક મતની ઉત્પત્તિ થઈ એમ લખે છે. અને તે પછી ઘણા સમય પછી વલભીમાં સુકાળના સમયે રાણીના કહેવાથી શ્વેત વસ્ત્રો ધારણ કરવાથી શ્વેતાંબર મત ઉત્પન્ન થવાનું લખે છે.

**આ રીતે એ લેખકોના પરસ્પર વિરુદ્ધ કથનથી જ એ કથાઓનું બાહ્ય કલેવર તો સ્વયં જર્જરિત થઈ જાય છે.**

## સ્થાન અને સમયમાં એકમત

પરતુ સ્થાન અને સમય એ બે બાબતોમાં સર્વ લેખકો એકમત છે કે સર્વ વિક્રમ રાજાના મૃત્યુ બાદ ૧૩૬ વર્ષ વીત્યે વલભી નગરીમાં શ્વેતાંબર મતની ઉત્પત્તિ થવાનું બતાવે છે.

**તો હવે આપણે જોઈશું કે એ લેખકોની એ બે વાતોના ઉદ્‌ભવમાં કંઈ આધાર છે કે નહિ.**

## વલભી કયારે વસી?

વિક્રમની બીજી સદીના બીજા ચરણમાં **વલભીમાં 'મતોત્પત્તિ'** બતાવવાનું **નિરાધાર** છે કારણકે તે સમયે વલભીનુ અસ્તિત્વ હતું તેનુ કોઈ પ્રમાણ નથી. **વલભી** કનકસેનના **સમયમાં વિક્રમની ત્રીજી સદીમાં વસી હતી એ** વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે.

## વલભીના ઉલ્લેખનું કારણ

વલભી નગરી તથા શાંતિસૂરિ એ બન્ને નામોના ઉલ્લેખથી સમજી શકાય છે કે આ કથાઓનો સબધ વિક્રમની છઠી સદીના પ્રથમ ચરણમાં વલભીમાં બનેલી કોઈ ઘટનાની સાથે હોવો જોઈએ.

વીર સવત ૯૮૦ (વિક્રમ સવત ૫૧૦)માં વલભીમા માથુર અને વાલભ્ય નામથી પ્રસિદ્ધ બે શ્વેતાંબર જૈન સઘોનુ સમેલન થયુ હતુ અને બન્ને સઘોએ બન્ને વાચનાઓના સમન્વયપૂર્વક એકીકરણ કર્યું હતુ. આ સમેલનમાં માથુર સઘના પ્રધાન દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ હતા અને વાલભ્ય સઘના પ્રમુખ કાલકાચાર્ય અને ઉપપ્રમુખ ગધર્વ આદિ વેતાલ શાંતિ સૂરિ.

આપણે આગળ જોયુ છે કે (જુઓ જૈન સૂત્રો વિચ્છેદ કે ઉપલબ્ધ નામ પ્રકરણમાં આગમ વાચનાની હકીકત—ન. ગિ. શેઠ)

વાત્સલ્ય મધ નગ્નતા ધારણ કરવાળાના વિષયમાં બહુ અનુદાર હતો. અને એ કારણથી મહાગિરિના શિષ્ય બલિસ્સહ તથા સ્વાતિ જેવા સ્થવિરના નામ પણ તેમની યુગ—પ્રધાનાવલીમાં રાખવાની ઉદારતા કરી શકયા નહિ. આશ્ચર્ય નહિ કે એ સમેલનમાં દિગમ્બરોની સાથે મેળજોડ કરવા સબધી કોઈ પ્રસ્તાવ ઉપસ્થિત થયો હોય. પણ વાલભ્ય સઘ તથા ખાસ કરીને શાંતિસૂરિના શિષ્યોએ તેને સફળ થવા દીધો નહિ હોય. અને એ કારણથી દિગંબર પરંપરાવાળાઓએ શાંતિસૂરિ તથા તેમના શિષ્યોને એ રીતે બદનામ કર્યા હોય.

## દિગંબરોએ ઉલ્લેખેલા જિનચંદ્ર કોણ?

સર્વે દિગમ્બર લેખકો જિનચંદ્રનુ નામ શ્વેતાંબર મત પ્રવર્તક તરીકે જણાવે છે. અને વર્તમાન જૈન આગમો એજ જિનચંદ્રના બનાવેલા છે એમ બતાવે છે.

આપણે સમજી શકીએ છીએ કે દિગંબરોના એ 'જિનચંદ્ર' તે બીજા કોઈ નહિ પણ 'જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ' છે કે જેમનો સમય વિક્રમની છઠી અને સાતમી સદીનો મધ્યભાગ હતો.

જિનભદ્ર તે સમયના શ્વેતાંબર સંપ્રદાયના યુગપ્રધાન આચાર્ય હતા એટલું જ નહિ પણ કટ્ટર સાંપ્રદાયિક સિદ્ધાંતકાર પણ હતા. તેમણે વિશેષ આવશ્યક ભાષ્ય આદિ તથા બીજા પ્રકરણ ગ્રંથોની રચના કરી છે.

દિગંબર વિદ્વાનો તેમની વિરુદ્ધ એટલું બધું બોલે છે તેનું કારણ એ જ છે કે તેમણે દિગંબરોનું

**ભારે કટ્ટરતાપૂર્વક ખંડન કરીને શ્વેતાંબર પરંપરાની પુષ્ટિ કરી છે.**

## શાંતિવ્યંતર પૂજાનું રહસ્ય

ભટ્ટારક દેવસેન ઉપદ્રવની શાંતિને માટે શાંતિવ્યંતરની પૂજા કરવાની વાત લખે છે. **તે વાસ્તવમાં શ્વેતાંબર જૈન પરંપરામાં પ્રસિદ્ધ 'શાંતિસ્નાત્ર'નું સૂચન છે.**

શ્વેતાંબરોમાં ઘણા પ્રાચીન વખતથી જિન ભગવાનના જન્માભિષેક મહોત્સવ કરવાની પ્રવૃત્તિ ચાલી આવી હતી. પાછળના સમયમાં તે 'શાંતિસ્નાત્ર' તથા 'શાંતિ પૂજા' એ નામોથી પ્રચલિત થઈ હતી. અને તે આજ સુધી એ જ નામોથી પ્રસિદ્ધ છે.

તેમાં ભગવાન આદિનાથ, અજિતનાથ, શાંતિનાથ, તથા પાર્શ્વનાથની પ્રતિમાઓનુ ૨૭ વાર અથવા ૧૦૮ વાર અભિષેક તથા પૂજન કરવામાં આવે છે. તેના પ્રારંભમાં ગ્રહ તથા દિક્પાળોને બળિદાન પણ અપાય છે. **ભટ્ટારક દેવસેનજીએ આ શાંતિપૂજાનુ નામ સાંભળીને દ્વેષથી શાંતિ વ્યંતરની તથા તેની પૂજાની કલ્પના કરી નાખી એમ સમજાય છે.**

## વામદેવની ચોરસ પટ્ટીનું રહસ્ય

પ. વામદેવજી આઠ આગળ લાંબી ચોરસ લાકડાની પટ્ટી પર શ્વેતવસ્ત્ર બિછાવીને શાંતિ વ્યંતરની પૂજા કરવાની વાત કહે છે એ કથન વસ્તુત શ્વેતાંબર સંપ્રદાયમાં પ્રચલિત યોગ ક્રિયાનું સૂચક છે.

શ્વેતાંબર મુનિ સૂત્રોના યોગ સંબંધી કાળ, ગ્રહણ, સ્વાધ્યાય, પ્રસ્થાપન આદિ ક્રિયાઓ કરે છે તે વખતે અઢાર્જે આઠ આંગળ લાંબી અને ચાર પાંચ આંગળ પહોળી એક લાકડાની પટ્ટી પોતાની સામે રાખે છે. અને તેના ઉપર સફેદ વસ્ત્ર પણ બિછાવે છે. તેની આગળ જે વિધિ

કરવામા આવે છે તેમાં હસ્તક્રિયા પણ એવી હોય છે કે અનભિજ્ઞ માણસ તેને નમસ્કાર સમજી લીએ.

પં. વામદેવજીએ શ્વેતાંબર મુનિને એ પ્રમાણે યોગક્રિયા કરતા ક્યાંક જોયા હશે. તેમને જોઈને પંડિતજીએ માની લીધું કે આ શાંતિ વ્યંતરની પૂજા કરે છે.

## પર્યુપાસન શબ્દનો પત્તો નથી

પં. વામદેવજી 'પર્યુપાસન' શબ્દ–નામ ક્યાંથી ઉઠાવી લાવ્યા તેની સમજ પડતી નથી કારણ કે એ નામનો કે તેને મળતા આવતા કોઈ નામનો દેવ શ્વેતાંબર સંપ્રદાયમા માનવામા આવતો નથી.

## હાડકાંની પૂજાનું રહસ્ય

ભટ્ટારક રત્નનંદીની હાડકાની પૂજાની કલ્પનાએ તો પદેનાંના બન્ને લેખકોને મહાત કરી દીધા છે.

શ્વેતાંબર સાધુ તેમની પાસે જે સ્થાપનાચાર્ય રાખે છે તેને લક્ષ્ય કરીને રત્નનંદીની આ કલ્પના છે. શ્વેતાંબર જૈન સાધુઓમા પોતાના આચાર્યની સ્થાપના રાખવાની પ્રાચીન પ્રવૃત્તિ છે. સ્થાપનામાં આચાર્યની મૂર્તિ કે ચિત્ર નહિ પણ પાચકોડા રાખે છે. તેનો આકાર ઘુંટણની ઉપરના હાડકાને મળતો હોય છે. ભટ્ટારકજી મહારાજે ક્યાંક એવા કોડીરૂપ સ્થાપનાચાર્યને જોઈ લીધા હશે અને તરત લખી દીધું કે "એ શાંતિસૂરિનાં હાડકાં છે."

અને તેઓ એમ કહે છે કે આજે પણ એ 'ખમણાદિહટી' એવા નામથી પ્રસિદ્ધ છે. તો વખતે એ કલ્પિત નામ નંદી ક્રિયામા આવતા 'ખમાસમણહત્થેણ' એ શબ્દ ઉપરથી અથવા ગુરુને વંદન કરવાને માટે 'ખમાસમણો' શબ્દ બોલાય છે તે ઉપરથી એ 'ખમણાદિહટી' નામ ઉપજાવી કાઢ્યું.

## નવી જુની વાતોના મિશ્રણથી
## દિગંબરોએ ઉપજાવી કાઢેલી
## શ્વેતાંબરોની ઉત્પત્તિની કથા

આ પ્રમાણે શ્વેતાંબરોની ઉત્પત્તિના વિષયમાં દિગંબરાચાર્યોએ જે કથાઓ ઉપજાવી કાઢી છે તેનુ શરીર ભાનમતીના પટારાની માફક અહીંતહીંની નવી જુની વાતોથી ભરેલું છે.

## વિક્રમ સં. ૧૩૬ના કથનનું રહસ્ય

વિક્રમ સંવત્ ૧૩૬માં શ્વેતાંબરો ઉત્પન્ન થયાનુ જે કથન છે તેનું તાત્પર્ય એટલું જ છે કે લગભગ એ જ અરસામાં (વિક્રમ સ. ૧૩૬ = વીર સ. ૬૦૬) શિવભૂતિએ જિનકલ્પની હિમાયત કરી હતી. અને સ્થવિરોએ નિષેધ કરવા છતાં પણ જિનકલ્પી બનીને ગચ્છમાંથી નીકળી ગયા હતા.

સંભવ છે કે નગ્નતાનો સક્રિય વિરોધ કરવાને માટે સ્થવિરકલ્પના નામથી ચાલતી આવતી મૂળ (ફરજીઆત પણ પાછળથી મરજીઆત બનાવી દીધેલી તેથી—ન. ગિ. શેઠ) ઐચ્છિક નગ્નતાનો પ્રચાર પણ તે પછી રોકી દેવામાં આવ્યો હશે. અને નગ્નતાની વિરુદ્ધની વસ્ત્રધારીઓની એ પ્રવૃત્તિને પાછળના દિગંબરાચાર્યોએ 'શ્વેતાંબર મત ઉત્પતિ'ના નામથી પ્રસિદ્ધ કરી દીધી.

એમ થવું સંભવિત પણ છે કારણકે શ્વેતાંબરોએ દિગંબરના મતની ઉત્પત્તિ લખી હતી તેથી દિગંબરોએ પણ તેનો કોઈ ને કોઈ રીતે ઉત્તર તો દેવો જોઈતો હતો જ.

ઉપર પ્રમાણે દિગંબરોની કથાની મુનિશ્રીએ મીમાંસા

કરી છે તે ઉપરથી વિચારક સમજી શકે છે કે એ કથામાં કંઈ પણ વાસ્તવિકતા નથી.

## ઉપસંહાર

જૈન ધર્મ એક જ છે અને તે અનાદિનો ચાલ્યો આવે છે વિક્રમની બીજી સદીમા એક જ ચાલ્યા આવતા જૈન ધર્મમાં બે ફાંટા પડયા તે ફાંટા પડવાની અપેક્ષાએ કહીએ તો શ્વેતામ્બર અને દિગમ્બરની ઉત્પત્તિ તે વખતે થઈ એમ કહી શકાય.

પરંતુ બે સગા ભાઈઓ જુદા પડે તેથી તેઓ એક બીજા તરફ દ્વેષ રાખી એકબીજાને માટે યદ્વાતદ્વા બોલે તે જૈનત્વને જરા પણ છાજતી વાત નથી. એટલે—

શ્વેતાંબરોએ પોતાની કથામાંથી અતિશયોક્તિઓ નાબુદ કરી નાખવી જોઈએ તેમ જ દિગમ્બરોએ પણ તેમની ઉપજાવી કાઢેલી કથાઓનો નાશ કરવો જોઈએ.

સત્યતા એ ધર્મનો મૂળ પાયો છે. બન્ને પક્ષ સત્યને જ અપનાવે તો વેરવિરોધ એક ક્ષણ પણ ટકી શકે નહિ એટલું જ નહિ પણ એકતા જ થઈ જાય એટલે મૂળ પ્રમાણે જૈન ધર્મ એક જ બની જાય.

સંપ્રદાયવાદીઓ સાચું જૈનત્વ
ક્યારે અપનાવશે ?



# શ્રી ભદ્રબાહુ સ્વામી પહેલા અને બીજા

## પહેલા ભદ્રબાહુ સ્વામી

જૈન શ્રમણ પરંપરામાં બે ભદ્રબાહુ સ્વામી થઈ ગયા છે. પહેલા ભદ્રબાહુ તે ચૌદ પૂર્વધર શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામી. તે આચાર્ય શ્રી યશોભદ્રસૂરિના શિષ્ય અને આ. સમ્ભૂતિવિજયજીના ગુરુભાઈ હતા.

શ્રી સમ્ભૂતિવિજયજીના સ્વર્ગવાસ સમયે તેમના શિષ્ય સ્થૂળભદ્ર નવા જેવા જ હતા. તેથી સમ્ભૂતિવિજય પછી ભદ્રબાહુ સ્વામી આચાર્ય પદે આવ્યા હતા.

તેમણે ૪૫ વર્ષની ઉમરે દીક્ષા લીધી હતી, ૬૨ વર્ષની ઉમરે યુગ પ્રધાનપદે આવ્યા હતા અને ૭૬ મા વર્ષે વીર સં. ૧૭૦ માં સ્વર્ગગમન કર્યું હતુ. એટલે ૧૭ વર્ષ સામાન્ય શ્રમણ તરીકે અને ૧૪ વર્ષ યુગ પ્રધાનપદે રહ્યા હતા.

તેઓ છેલ્લા ચૌદ પૂર્વધર ગણાય છે. કારણ કે તેમણે સ્થૂળભદ્રજીને દશ પૂર્વ અર્થ સહિત શિખડાવ્યા પછી સ્થૂળભદ્રજીએ શ્રુતપ્રભાવ બતાવવા માટે તેમની બહેનો સાધ્વી થયેલી તેઓ વાંદવા આવતાં સિંહનુ રૂપ ધારણ કરેલુ તેથી હવે અર્થ શિખવાને અયોગ્ય ગણીને બાકીના ચાર પૂર્વ મૂળમાત્ર શિખડાવેલા હતા. અને તે પણ બીજા કોઈને ન શિખવવાની શરત સહિત શિખડાવેલા હતા, તેથી શ્રી ભદ્રબાહુ સ્વામી છેલ્લા ચૌદ પૂર્વધર ગણવામાં આવે છે.

તેમના સમયમાં મધ્ય ભારતમાં પહેલ વહેલો બાર વર્ષનો લાંબો ભયંકર દુકાળ પડેલો હતો. તે વખતે ભદ્રબાહુ સ્વામી તથા તેમના શિષ્યો પૂર્વના પ્રદેશોમાં ચાલ્યા ગયા હતા.

સુકાળ થતાં શ્રમણસંઘ પાટલીપુત્રમાં એકત્ર થયો ત્યારે એક-બીજાને કેટલુ શ્રુત યાદ છે તે પૂછતાં જણાયુ કે દુકાળમાં પઠન પાઠન પરિવર્તનની મુશ્કેલીને લીધે ઘણુ ભૂલાઈ ગયુ હતુ. તેથી બધાયે ભેગા મળીને યાદ કરીને અગીયાર અંગ પૂરા કર્યા. પણ બારમુ દૃષ્ટિવાદ અંગ જાણનાર કોઈ નહોતુ.

તે વખતે ભદ્રબાહુ સ્વામી નેપાળમાં મહાપ્રાણ ધ્યાન કરવા ગયેલા હતા. તે ધ્યાનની મુદત બાર વર્ષની હતી. તેથી બારમુ દૃષ્ટિવાદ અંગ શિખવાને સ્થૂળભદ્ર પ્રમુખ શ્રમણો નેપાલમાં ગયેલા તેની સંપૂર્ણ વિગત "જૈન સૂત્રો ઉપલબ્ધ કે વિચ્છેદ?" નામના પ્રકરણમાં પહેલી આગમ વાચનાની વિગતની અંદર આપેલી છે તેથી અત્રે તે આપેલ નથી,

શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામી વીર સં. ૧૭૦ મા સ્થૂળભદ્રજીને પોતાના પટ્ટ પર સ્થાપિત કરીને કલિંગ દેશમા કુમાર પર્વત ઉપર (હાલ ખડગિરિ કહેવાય છે તે) પંદર દિવસનુ નિર્જળ અનશન કરીને સ્વર્ગવાસી થયા. (જુઓ હેમવંત સ્થવિરાવલી).

આ સિવાય પહેલા શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામી સંબંધી કાંઈ

સાથે દંતકથાઓ ઉભી થયેલી છે, કેટલાક શ્વેતાંબર જૈનો માને છે કે ચંદ્રગુપ્તના વખતમાં બીજી બાર દુકાળી પડેલી તે પછી પણ ભદ્રબાહુ સ્વામી જીવિત હતા, ચંદ્રગુપ્તને સોળ સ્વપ્નાં આવેલાં તેનાં ભદ્રબાહુ સ્વામીએ ફળ કહેલા અને તે ઉપરાંત દિગંબરો માને છે કે શ્રુતકેવળી ભદ્રબાહુ પાસે ચંદ્રગુપ્ત સમ્રાટે દીક્ષા લીધેલી અને પછી તેઓ બન્ને દક્ષિણમાં ગયેલા આ સર્વ દંતકથાઓમાં કશું તથ્ય નથી.

અહીં પહેલાં બીજા ભદ્રબાહુ સ્વામીનું ચરિત્ર આપીને પછી તેમના ગ્રંથોનો વિચાર કરીશું અને તે પછી દંતકથાઓની નિરાધારતા બતાવીશું તે બતાવવામાં મોટે ભાગે પ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા ઇતિહાસ વિશારદ પં. શ્રી કલ્યાણવિજયજી મહારાજના લેખોનો આધાર લીધેલો છે.

બીજા ભદ્રબાહુ સ્વામી તે વરાહમિહિરના ભાઈ અને નિમિત્તવેત્તા તથા નિર્યુક્તિકાર ભદ્રબાહુ છે.

## નિર્યુક્તિકાર અને નિમિત્તવેત્તા ભદ્રબાહુ

દક્ષિણમાં પ્રતિષ્ઠાનપુર (હાલનુ પેઠણ અથવા પૈઠણ) માં બે બ્રાહ્મણ બંધુઓ હતા તેમના નામ ૧. વરાહમિહિર અને ૨. ભદ્રબાહુ હતા. બન્ને ભાઇઓ સસ્કૃતના પ્રખર વિદ્વાન હતા તેમજ જ્યોતિષ વિદ્યાના પારગામી હતા.

એક વખત તેમને એક જૈન આચાર્ય મુનિનો મેળાપ થયો. તેમના ઉપદેશથી પ્રભાવિત થઈ વૈરાગ્યવંત થઈ આચાર્ય પાસે દીક્ષા ગ્રહણ કરી. કલ્પ કિરણાવલીમાં લખ્યુ છે કે—"પ્રતિષ્ઠાનપુરમાં વરાહમિહિર તથા ભદ્રબાહુ બન્ને બ્રાહ્મણ બંધુઓ પ્રવ્રજિત થયા." પણ જે આચાર્ય મહારાજ પાસે દીક્ષા લીધી હતી તેમનુ નામ આપ્યુ નથી.

બંને ભાઇઓએ અલ્પ સમયમાં જ શાસ્ત્રાભ્યાસમાં બહુ સારી કુશળતા મેળવી. પરંતુ બંને ભાઇઓમાં મુનિશ્રી ભદ્રબાહુ વિશેષ ધાર

ગભીર, દૃઢ નિશ્ચયી હતા; એટલુ જ નહિ, પણ શાસ્ત્રજ્ઞાનમાં પારગત બન્યા હતા.

વરાહમિહિર મોટો ભાઈ હોવાથી ગુરુ મહારાજ તેમની પછી પોતાને આચાર્યપદે નીમશે એવી વરાહમિહિરને ઇચ્છા અથવા ખાત્રી હતી, પરંતુ ગુરુ મહારાજે પરીક્ષાથી ખાત્રી કરી કે વરામમિહિર કરતાં ભદ્રબાહુ જ્ઞાનમાં, આચારમા, સ્વભાવમાં દરેક રીતે ચડિયાતા છે અને આચાર્યપદને ભદ્રબાહુ જ યોગ્ય છે. આ પ્રમાણે ખાત્રી થતાં ગુરુજીએ મુનિ ભદ્રબાહુને આચાર્યપદે નીમ્યા.

ગુરુજીએ પક્ષપાત કર્યો છે એ જોઈ વરાહમિહિર ગુસ્સે થયા પરંતુ વળી વિચાર્યું કે ગુરુએ ભલે પક્ષપાત કર્યો પણ ભદ્રબાહુ તો મારો નાનો ભાઇ છે ને! ગુરુના સ્વર્ગગમન પછી તે મને જ આચાર્ય ઠરાવશે. આમ વિચારી તે વખતે તો શાંત રહ્યા.

ગુરુજીના સ્વર્ગગમન પછી મુનિ વરાહમિહિરે ભદ્રબાહુ પાસે પોતાને આચાર્યપદ આપવાની માગણી કરી. ત્યારે શ્રી ભદ્રબાહુ સ્વામીએ ચોખ્ખુ કહ્યુ કે—આચાર્યપદ યોગ્યપાત્રને જ અપાય છે. ગુરુજીએ તમને અયોગ્ય ગણીને તે પદ તમને આપ્યુ તો હું તેમના નિર્ણયને ઉલટાવીને ગુરુજીનું અપમાન કેમ કરી શકુ?

આ સાંભળીને વરાહમિહિરને ખૂબ ક્રોધ ચડ્યો. મોટા તરીકેનું તેમને અભિમાન હતુ અને યશ-કીર્તિ એ તેમના જીવનનું ધ્યેય હતું. તેમણે વૈરાગ્ય સયમને પણ પ્રતિષ્ઠા પ્રાપ્તિનુ સાધન ગણ્યુ હતુ. પોતાના ધ્યેયમાં નિષ્ફળ ગયા જાણીને વિરાહમિહિરે તુરત જ ગુસ્સામાં સાધુ વેશને તિલાંજલી આપી દીધી અને ગૃહસ્થાશ્રમી બની ગયા.

કલ્પકિરણાવલી ૧૬૩ માં લખ્યું છે કે—ભદ્રબાહુને આચાર્ય પદવી આપવાથી વરાહ મિહિરને ક્રોધ ચડ્યો તેથી તેણે દીક્ષા છોડી નિજ વેશ ધારણ કર્યો, વાગદિ સંહિતા બનાવી અને નૈમિત્તિક તરીકે જીવન ના લાગ્યો.

વરાહમિહિરે ક્રોધમાં સાધુ વેશ ત્યજી દીધો એટલું જ નહિ પણ જૈન ધર્મના સાધુઓ પક્ષપાતી છે એમ ગણી તે જૈન ધર્મના અને જૈન સાધુઓના દ્વેષી બની ગયા અને ગૃહસ્થાશ્રમમાં ફરી તેમનો મૂળ બ્રાહ્મણ ધર્મ અંગીકાર કરી લીધો.

પહેલેથી જ વરાહમિહિર જ્યોતિષ વિદ્યામાં કુશળ હતા જ. તે જ વિદ્યાથી પ્રતિષ્ઠાનપુરના રાજા શત્રુજિતને પ્રસન્ન કરીને રાજાના પુરોહિત બન્યા. અને પછી પોતાનો મહિમા વધારવા માટે એવી ગપ્પ ચલાવી કે—

"એક વાર જંગલમાં મે એક શિલા ઉપર સિંહ લગ્નની કુંડલી બનાવી હતી. રાત્રે યાદ આવ્યું કે તે કુંડલી ભુંસતાં હું ભૂલી ગયો છું. તેથી તરત જ રાત્રે જંગલમાં ગયો. ત્યાં જઈને જોયું તો મારી કુંડલી ઉપર સિંહ બેઠો હતો. સિંહનો ડર રાખ્યા વિના તેની નીચે હાથ નાખીને કુંડલી ભુંસી નાખી. મારા પરાક્રમથી પ્રસન્ન થઈને તે સિંહે સૂર્યરૂપે પ્રગટ થઈને મને કહ્યું—હે વત્સ! હું પ્રસન્ન થયો છું. તો વરદાન માગ! મે કહ્યું—હે દેવ, આપ પ્રસન્ન થયા હો તો મને આખું જ્યોતિષચક્ર બતાવો દેવે મારી વિનંતિ પ્રમાણે મને જ્યોતિષક્ર બતાવ્યું. ત્યારથી મારૂ વરાહમિહિર નામ પ્રસિદ્ધ થયું છે."

વરાહમિહિરની આ ગપ્પથી તેની ખ્યાતિ વધી ગઈ અને રાજાનો પણ માનીતો થઈ ગયો. હવે રાજાને વિશેષ પ્રસન્ન કરવા એક વખત તેણે રાજાને કહ્યું—મેં આ કુંડાળું બનાવ્યું છે, ચોમાસામાં અમુક દિવસે વૃષ્ટિ થશે ત્યારે એક મોટું બાવનપળનું લાંબું માછલું એ કુંડાળાની વચમાં આવીને પડશે.

આ. ભદ્રબાહુને આ સમાચાર મળતાં તેમણે રાજાને કહેવડાવ્યું કે તે માછલું કુંડાળાની વચમાં નહિ પણ કુંડાળાની કિનાર દબાય તેવી રીતે બાજુમાં પડશે અને (૫૨) બાવન નહિ પણ સાડી એકાવન પળનું લાંબું હશે.

નિયત દિવસે આ. ભદ્રબાહુએ કહ્યું હતું તેમ જ થયું. તેથી લોકોને તથા રાજાને આચાર્ય ઉપર વિશેષ માન ભક્તિ ઉત્પન્ન થયા તેથી વરાહ મિહિરની કીર્તિને ઝાંખપ લાગી ગઈ. પણ ગઈ કીર્તિ પાછી મેળવવા તેણે થોડા વખતમાં જ બીજો પ્રસંગ સાધ્યો.

રાજાને ત્યાં પુત્ર જન્મ થયો. વરાહ મિહિરે તેની જન્મકુંડળી બનાવી કહ્યું કે—રાજપુત્ર ૧૦૦ સો વર્ષ જીવશે.

રાજા, રાણી તથા આખી પ્રજા એ ભવિષ્યવાણી સાંભળી ખૂબ રાજી થયા, પ્રજાના સર્વ આગેવાનોએ રાજાની પાસે જઈ હર્ષ કર્યો. જુદા જુદા ધર્મના ધર્માચાર્યોએ રાજા પાસે જઈ હર્ષ દર્શાવી આશીર્વાદ આપ્યા. પરંતુ એક ફક્ત આ. ભદ્રબાહુ ગામમાં જ હોવા જતાં રાજા પાસે ગયા નહિ કે આશીર્વાદ કહેવડાવ્યા નહિ.

આ તકનો લાભ લઈ વરાહમિહિરે રાજાને આચાર્ય વિરૂદ્ધ ઘણું કહ્યુ. તેઓ અભિમાની છે એમ કહી તેમની ખૂબ નિંદા કરી.

શ્રાવકોને આ વાતની ખબર પડતાં તેઓ ગુરુજી પાસે આવ્યા અને રાજા પાસે હર્ષ કરવા જવું જોઈએ એમ વિનંતિ કરી.

આચાર્ય મહારાજે કહ્યું—બે વાર રાજા પાસે શું જવું? એક વાર જ જઈશું.

શ્રાવકો—મહારાજ, એમ કેમ કહો છો?

આચાર્ય—ભાઈઓ, આ રાજપુત્ર ફક્ત સાત દિવસનો જ મહેમાન છે. સાતમે દિવસે બિલાડીથી તેનું મૃત્યુ થવાનું છે.

શ્રાવકોએ રાજાજીને વાત કરી. વરાહમિહિરે તો ત્યારે છાતી ઠોકીને કહ્યું કે મારું કહેલુ ખોટું ન થાય. સૂરિજી ભૂલ્યા છે; છતાં રાજાજીએ તો સાવચેતીની ખાતર ગામમાંથી બધી બિલાડીઓને પકડી પકડીને ગામ બહાર કઢાવી મૂકી. ગામમાં બિલાડી હોય તો જ તે રાજપુત્રને મૃત્યુ પમાડી શકે ને! વળી વધારે સાવચેતીની ખાતર રાજપુત્રને ભોંયરામાં સંરક્ષિત રાખ્યો કે જ્યાં બિલાડીનો પ્રવેશ થઈ શકે જ નહિ.

સાતમે દિવસે ધાવમાતા ભોંયરામાં દરવાજા પાસે બેસીને રાજપુત્રને સ્તનપાન કરાવી રહી હતી ત્યારે અચાનક જ દરવાજાનો આગળીઓ નીકળી ગયો અને સીધો રાજપુત્રના માથા ઉપર જ પડ્યો તેથી રાજપુત્ર ત્યાંજ મરણ પામ્યો.

આથી રાજા પ્રજા સૌ દિલગીર થયા; ત્યારે વરાહમિહિરે કહ્યુ કે—આચાર્યનુ કથન તો ખોટુ જ પડ્યુ છે. રાજપુત્રનુ મૃત્યુ બિલાડીથી નહિ પણ આગળીઆથી થયું છે.

રાજપુત્રના મૃત્યુના સમાચાર મળતાં સૂરિજી રાજસભામાં આવ્યા અને રાજાને આશ્વાસન આપ્યુ ત્યારે રાજાએ સૂરિજીનુ ભવિષ્યકથન ખોટુ પડયાનુ કહ્યુ સૂરિજીએ તે આગળીઓ મગાવવા કહ્યુ. આગળીઓ આવતાં તેના ઉપર બિલાડીનુ મોં કોતરેલુ બતાવ્યુ.

રાજા પ્રજાને ખાત્રી થઈ ગઈ કે આચાર્ય મહારાજના કથન પ્રમાણે જ બિલાડીથી રાજપુત્રનુ મૃત્યુ થયુ છે.

વરાહમિહિરને આ બનાવથી એટલો બધો ક્રોધ ચડ્યો કે તેણે જ્યોતિષના બધા ગ્રથો બાળી નાખવાનુ નક્કી કર્યું. આચાર્ય મહારાજને તેની જાણ થતાં તેઓ તરત તેને ઘેર ગયા અને કહ્યુ—ભાઈ શાસ્ત્રો તો સાચા જ છે. તારી ભૂલને માટે શાસ્ત્રનો નાશ કરીશ નહિ. અને પછી કુડલી જોવામાં વરાહમિહિરે ભૂલ કરેલી તે બતાવી.

આથી વરાહમિહિરનુ અજ્ઞાન જાહેર થઈ ગયુ. તે ઘણો જ ગુસ્સે થઈ ગયો. જૈનાચાર્ય અને જૈન સઘ ઉપર તેને ખૂબ ખૂબ દ્વેષ આવી ગયો. તેઓ જ વરાહમિહિરને આવેલી બદનામીના કારણભૂત છે એમ ગણી તે અત્યત ક્રોધે ભરાયો. તે ક્રોધમાં અને થયેલા અપમાનના શોકમાં તે મૃત્યુ પામ્યો.

વરાહમિહિર મૃત્યુ પામીને વ્યંતર દેવ થયો. અવધિજ્ઞાનથી પોતાના મૃત્યુનું કારણ જૈન સંઘને જાણીને તેણે જૈન સંઘમાં મરકીને ઉપદ્રવ ફેલાવ્યો. આ. ભદ્રબાહુએ તેના નિવારણ માટે તે વખતે 'ઉવસગ્ગહર સ્તોત્ર' બનાવ્યું અને તેથી ઉપદ્રવની શાંતિ થઈ ગઈ. આ ઉવસગ્ગહર સ્તોત્રની કેટલીક ગાથાઓ અત્યારે પણ ઉપલબ્ધ છે.

આ બીજા ભદ્રબાહુ સ્વામી પાસે ચંદ્રગુપ્ત નામના કોઈ રાજવંશી પુરુષે દીક્ષા લીધી હશે અને તે પછી તેઓ નવા શિષ્યની સાથે દક્ષિણમાં ગયેલા. અને ત્યાં આયુષ્ય ક્ષીણ થવાથી માયસોર પાસેના પર્વત ઉપર અનશન કરી તેમણે સ્વર્ગગમન કર્યું.

ત્યારથી તે પર્વત તીર્થ તરીકે પ્રસિદ્ધ થયો.

## ભદ્રબાહુના ગ્રંથો

ઉપર જણાવ્યું તેમ ભદ્રબાહુ સ્વામી બે થઈ ગયેલા છે. તે બન્નેને પાછળથી એક જ વ્યક્તિ ગણીને બીજા ભદ્રબાહુનું ચરિત્ર પહેલા શ્રુતકેવળી ભદ્રબાહુના નામે ચડાવી દીધું છે તેવી જ રીતે ભદ્રબાહુના નામથી જાણીતા થયેલા સર્વ ગ્રંથો શ્રુતકેવળી ભદ્રબાહુના નામે ચડાવી દીધા છે. (જુઓ ત્રિપુટી મહારાજ કૃત જૈન પરંપરાનો ઇતિહાસ ભાગ ૧ લો) આ ભૂલ ઘણા વખતથી પરંપરાથી ચાલી આવી છે.

"ઉત્તર હિંદુસ્તાનમાં જૈન ધર્મ" નામના પુસ્તકમાં તેના કર્તા શ્રી ચીમનલાલ જેચંદ શાહે પણે નિર્યુક્તિ વગેરે પુસ્તકો જે બીજા ભદ્રબાહુ સ્વામીનાં છે તે શ્રી શાહે શ્રુતકેવળી ભદ્રબાહુના ઠરાવ્યા છે. શ્રી ચીમનલાલ શાહે તેમનું આ પુસ્તક પરદેશી વિવેચકોના વિચારોને પ્રાધાન્ય આપીને રચેલું છે. અને પ્રાચીન જૈન ગ્રંથોને દંતકથા ગણીને તેમાંની વાતોને અમાન્ય ગણી તેની અવગણના કરી છે. એટલું જ નહિ પણ ઘણી બાબતોમાં સત્ય શું છે તેનો વિચાર પણ કર્યા વિના પરદેશીઓએ કર્યું છે તે માનીને ઘણી વાતો ખોટી રીતે રજૂ કરી છે.

ભદ્રબાહુ સ્વામીના રચેલા ગ્રંથો નીચે પ્રમાણે ગણાવવામાં આવે છે—

## સ્વતંત્ર ગ્રંથો

| | | |
|---|---|---|
| છેદ સૂત્રો | ૧. નિશીથ | ૩. વ્યવહાર |
| | ૨. બૃહત્કલ્પ | ૪. દશાશ્રુત સ્કંધ |
| સ્તોત્રો | ૫. ઉવસગ્ગહર | ૬. ગ્રહશાંતિ |
| જ્યોતિષ | ૭. ભદ્રબાહુ સંહિતા | |
| કથા | ૮. વસુદેવહિંડી | |

## નિર્યુક્તિઓ

| | |
|---|---|
| ૯. આચારાંગ નિર્યુક્તિ | ૧૬. વ્યવહારસૂત્ર નિર્યુક્તિ |
| ૧૦. સૂત્ર કૃતાંગ ,, | ૧૭. સૂર્ય પ્રજ્ઞપ્તિ ,, |
| ૧૧. દશવૈકાલિક ,, | ૧૮. ઋષિભાષિત ,, |
| ૧૨. ઉત્તરાધ્યયન ,, | ૧૯. પર્યુષણકલ્પ ,, |
| ૧૩. આવશ્યક ,, | ૨૦. પિંડ નિર્યુક્તિ ,, |
| ૧૪. દશાશ્રુતસ્કંધ ,, | ૨૧. ઓઘ ,, |
| ૧૫. બૃહત્કલ્પ ,, | ૨૨. સમકિત ,, |

આમાં ન. ૯ થી ૧૮ સુધીની એટલે દશ નિર્યુક્તિઓ પૂર્વાચાર્યોના સૂત્રો ઉપર નિર્યુક્તિઓ બનાવેલી છે અને છેલ્લી ચાર એટલે ન. ૧૯ થી ૨૨ સુધીની પોતે બનાવેલી છે.

ઘણી નિર્યુક્તિઓ બનાવેલી હોવાથી ભદ્રબાહુને નિર્યુક્તિકાર પણ કહેવામાં આવે છે પરતુ **શ્રુતકેવળી ભદ્રબાહુ અને નિર્યુક્તિકાર ભદ્રબાહુ બન્ને ભિન્ન વ્યક્તિઓ છે તેમને ભૂલથી એક ગણી લીધેલા છે.**

હવે ઉપરના પ્રયોગાથી શ્રુતકેવળી ભદ્રબાહુના ગ્રંથો કયા કયા છે તે તપાસીએ.

પ્રાચીનકાળના આચાર્યોનો તેમના ગ્રંથોમાં કર્તા તરીકે પોતાનું નામ દર્શાવવાનો રિવાજ જ નહોતો. એટલે ગ્રંથોમાં તેમના નામ સૂચક કોઈ ગાથા કે નિશાની નહિ હોવાથી ગ્રંથકર્તાનું નામ ચોક્કસ રીતે કહી શકાતું જ નથી.

પરંતુ પહેલા ત્રણ છેદ સૂત્રો શ્રુતકેવળી ભદ્રબાહુના રચેલા હોય એમ બતાવતાં પં. શ્રી કલ્યાણજી વિજયજી મહારાજ નીચે પ્રમાણે

( ૨ ) સૂત્રકારનાં સમયમાં કાળ સબંધી વિષમ સ્થિતિ હતી.

( ૩ ) સાધુઓનો સમુદાય મોટો છે.

કલ્પાધ્યયનના પ્રારંભના સૂત્ર અને તેના ભાષ્યથી તો એ વાત વિશેષ સ્પષ્ટ થઈ જાય છે કે આ સૂત્રની રચના દુર્ભિક્ષના સમયમાં તોસલિદેશ ( કલિંગદેશનો એક પ્રાંત )માં થઈ હતી.

આ ઉપરથી આપણે એમ માની લઈએ કે—

**( ૧ ) દુર્ભિક્ષની પહેલાં ભદ્રબાહુએ નિશીથ અધ્યયનની રચના કરી.**

**( ૨ ) દુર્ભિક્ષના સમયમાં તેમણે તોસલિ દેશમાં રહીને કલ્પઅધ્યયનનું નિર્માણ કર્યું અને**

**( ૩ ) સુકાળ થયા પછી વ્યવહારસૂત્રનું સકલન કર્યું.**

એમ માની લઈએ તો તેથી કઇ અનુચિત થતુ નથી.

ગમે તેમ હો પણ એક વાત તો નિશ્ચિત છે કે દુર્ભિક્ષના સમયમાં શ્રુતકેવળી ભદ્રબાહુ પૂર્વ દેશમાં જ વિચરતા હતા.

આ ત્રણેય છેદ સૂત્રો ( મૂળ સૂત્રો ફક્ત ) ઘણા પ્રાચીન ગણાય છે અને તે શ્રુતકેવળી ભદ્રબાહુના હોય કે પછી તેમની જ કક્ષાના બીજા કોઈ જુદા જુદા આચાર્યોએ એ ત્રણે સૂત્રો બનાવ્યા હોય તે ચોક્કસ તો જાણી શકાતુ નથી. પણ ઘણા સમયથી તે શ્રુતકેવળી ભદ્રબાહુના રચેલા છે એમ જાણીતુ છે.

## બીજા ગ્રંથો

ચોથુ છેદ સૂત્ર દશાશ્રુતસ્કંધ માટે એમ મનાય છે કે—આચાર્ય દેવે પોતે જ બનાવેલ ' દશાશ્રુતસ્કંધ 'ના આઠમા અધ્યયનનો વિસ્તાર કરીને ' કલ્પસૂત્ર ' રચેલ છે. અને તે કલ્પસૂત્ર પર્યુષણ પર્વમાં જૈનોમાં નિયમિત રીતે વચાય છે.

કલ્પસૂત્રમા કેટલીક એવી વાતો આવે છે કે જે શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામીએ લખી હોય જ નહિ પણ રફતે રફતે મૂળ વાતોમા કેટલીક વિકૃતિઓ ઘૂસી ગયેલી તે સર્વનુ કલ્પસૂત્રમાં મિશ્રણ છે. એગ્ને તે શ્રુતકેવળીનુ નહિ પણ બીજા ભદ્રબાહુનુ જ બનાવેલુ હોય એમ સમજી શકાય છે. એટલે દશાશ્રુતસ્કધ પણ બીજા ભદ્રબાહુનુ બનાવેલુ સમજવુ જોઈએ (વિશેષ માટે આની નીચે "નિર્યુક્તિઓ"ના મથાળાની નીચેની નં. ૭ મી કલમ જુઓ)

ઉવસગ્ગહર સ્તોત્ર તો બીજા ભદ્રબાહુનુ રચેલુ છે તે વાત તેમના જીવનચરિત્રમા જ ઉપર કહેવાઈ ગઈ છે. તે જ પ્રમાણે બૃહદ્શાંતિ સ્તોત્ર પણ બીજા ભદ્રબાહુનુ બનાવેલુ સમજી શકાય છે

ભદ્રબાહુ સહિતા જ્યોતિષ ગ્રંથ છે તે તો નિમિત્ત વેત્તા (જ્યોતિષી) ભદ્રબાહુએ બનાવેલ તે જાણીતુ છે. તેમના ભાઈ વરાહમિહિરે વારાહિમહિતા બનાવેલી અને ભદ્રબાહુએ ભદ્રબાહુ સહિતા બનાવેલી.

વસુદેવ હિંડી ઉપલબ્ધ નથી પણ તે કથાગ્રંથ છે અને તેપ બીજા ભદ્રબાહુની બનાવેલી હશે એમ મનાય છે શ્રુતકેવળી કથાગ્રંથો રચવામા તેમનો સમય વીતાવે તે પણ માની શકાતુ નથી.

શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામી શ્વેતાંબર તેમ જ દિગબર સપ્રદાયને માન્ય આચાર્ય હતા. એટલે શ્રુતકેવળી ભદ્રબાહુએ બનાવેલ છે, એમ જે ગ્રથની ખાત્રી હોય તે ગ્રથને દિગબરો અમાન્ય કરે જ નહિ. નિશીથ સૂત્રને ભલે દિગબરોએ વિચ્છેદ ગયેલુ માન્યુ છે પરતુ તેનુ અસ્તિત્વ હતુ તે તો તેઓ સ્વીકારે જ છે. તે પ્રમાણે શ્રુતકેવળી ભદ્રબાહુના બીજા કોઈ ગ્રંથો હોવાનુ દિગબરોએ સ્વીકારેલ નથી એ પણ ધ્યાનમાં રાખવુ જોઈએ.

## નિર્યુક્તિઓ

નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામી તે ચૌદ પૂર્વધર શ્રુતકેવળી ભદ્રબાહુ નહિ પણ તેમનાથી ભિન્ન છે તે મેં મારા **જૈનસૂત્રો, ઇતિહાસ અને સમીક્ષા** નામના પુસ્તકમાં સવિસ્તર બતાવેલું હતુ તે જ અહીં ઉધ્ધૃત કરું છું.

૧. શ્રી હેમચંદ્રાચાર્યના પરિશિષ્ટ પર્વમાં ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામીનો ઉલ્લેખ છે. પણ તેમાં તેમણે ભદ્રબાહુ સ્વામીની નિર્યુક્તિઓ વગેરે બાબતમાં કાંઈ જ લખ્યુ નથી.

| | |
|---|---|
| ૨. શ્રી સંઘતિલક સૂરિકૃત સમ્યકત્વ સપ્તતિકાવૃત્તિ.<br>૩. શ્રી જિનપ્રભસૂરિ કૃત ઉવસગ્ગહર સ્તોત્ર.<br>૪. શ્રી મેરૂતુગાચાર્ય કૃત પ્રબંધ ચિંતામણી. | આ ત્રણેય ગ્રંથોમાં ભદ્રબાહુ સ્વામીને પ્રખર જ્યોતિષી અને વરાહ મિહિરના ભાઈ તરીકે વર્ણવેલા છે. |

૫. ભદ્રબાહુ સ્વામીએ રચેલી દશ નિર્યુક્તિઓમાંની એક—આવશ્યક નિર્યુક્તિમાંની ગાથા ૨૩૨માં આર્ય રક્ષિત સ્વામીનો ઉલ્લેખ છે અને તે પછી ગાથા ૨૩૫ થી ૨૪૦ સુધીમાં આઠ નિન્હવોનું વર્ણન છે.

તેમાં બે નિન્હવ ભગવાન મહાવીર સ્વામીને કેવળજ્ઞાન થયા પછી થયેલા તે અને તેમના નિર્વાણ પછી બીજા છ નિન્હવ મળીને કુલ આઠ નિન્હવનુ વર્ણન છે. છેલ્લો નિન્હવ વીર સંવત ૬૦૯ માં થયો તેનું વર્ણન છે.

આ ઉપરથી એટલું સાબિત થાય છે કે નિર્યુક્તિકાર ભદ્રબાહુ સ્વામી આઠમા નિન્હવ પછી થયેલા છે. ચૌદ પૂર્વધર શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામી તો આઠમા નિન્હવથી ૪૫૦ વર્ષ પહેલાં થઈ ગયેલા હતા. અને ત્રીજાથી આઠમા એમ છયે

નિન્હવો શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામીના સ્વર્ગગમન પછી થયેલા છે. એટલે તેમણે તે લખ્યા ન જ હોય તે સમજી શકાય તેવી વાત છે.

નિન્હવના વર્ણનમાં તે નિન્હવ ક્યારે થયો હતો એ જણાવેલુ છે. પૂર્વે થઈ ગયેલ વ્યકિત ભવિષ્યમાં થનાર માટે "અમુક વર્ષે અમુક થયા હતા" એવા શબ્દો વાપરે નહિ.

૬. ભદ્રબાહુ સ્વામીની જ રચેલી ઓઘ નિર્યુક્તિના મંગળાચરણમાંની ગાથામાં નિર્યુક્તિકાર અરિહંત, ચૌદ પૂર્વી, દશ પૂર્વી તથા એકાંગધર એ સર્વ મુનિઓને નમસ્કાર કરે છે. એ ઉપરથી સાબિત થાય છે કે શ્રી ભદ્રબાહુ સ્વામી એકાંગધર મુનિઓની પછી જ થયેલા છે.

૭. ભદ્રબાહુ સ્વામીના રચેલા દશાશ્રુતસ્કંધનું આઠમુ અધ્યયન જે કલ્પસૂત્રના નામથી પ્રસિદ્ધ છે તેમાં સ્થવિરાવલી આપી છે. જુની માન્યતા પ્રમાણે કલ્પસૂત્રને શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામીનુ રચેલુ માની લેવાથી ગુંચવાડો ઉભો થયો હતો કે ભદ્રબાહુ સ્વામી વીર સં ૧૭૦ માં સ્વર્ગવાસ થયેલા તેઓ તેમના પછી સ્થવિરાવલી ક્યાંથી આપી શકે ? માટે અનુમાન કર્યું કે તે સ્થવિરાવલી શ્રી દેવર્દ્ધિ ગણિએ પાછળથી ઉમેરેલી છે.

નહિ, પરંતુ ગ્રંથના કર્તા તરીકે બીજા ભદ્રબાહુ સ્વામીને લેવાથી આવી ખોટી કલ્પના કરવાની જરૂર જ રહેતી નથી.

ઉપરની ગાથા લખીને સ્થવિરાવલીની સમાપ્તિ કરવામાં આવી છે કારણ કે આ ગ્રંથ શ્રી ભદ્રબાહુ સ્વામીએ શ્રી દેવર્દ્ધિ ગણિ ક્ષમાશ્રમણની હૈયાતિમાં જ લખ્યો હતો. શ્રી ભદ્રબાહુ સ્વામી અને શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ બન્ને સમકાલીન હતા.

**આ પ્રમાણે પહેલા ત્રણ ગ્રંથ સિવાયના બાકીના સર્વ ગ્રંથો જે શ્રુતકેવળી ભદ્રબાહુના નામે ચડાવેલા છે તે સર્વ બીજા ભદ્રબાહુના રચેલા છે.**

શ્વેતાંબર સંપ્રદાયમાંનો એક વર્ગ શ્રુતકેવળી ભદ્રબાહુ અને સમ્રાટ ચંદ્રગુપ્તને સમકાલીન માને છે. ચંદ્રગુપ્તને સોળ સ્વપ્ના આવેલા હતા અને પછી ચંદ્રગુપ્તે ભદ્રબાહુ સ્વામી પાસે જઈને તે સ્વપ્નોના ફળ સબંધી ખુલાસો પૂછેલો.

ત્યારે ભદ્રબાહુ સ્વામીએ તે સ્વપ્નાં ભવિષ્યમાં ખરાબ વખત આવવાનો છે એમ સૂચવે છે એમ કહીને ભદ્રબાહુ સ્વામીએ તે દરેક સ્વપ્નાનુ ફળ વિગતથી કહી બતાવ્યુ હતુ એમ જૈનોનો એક વર્ગ માને છે.

દિગંબર જૈનો તેથી પણ આગળ વધીને એમ માને છે કે તે સ્વપ્નાના ફળની હકીકત સાંભળીને ચંદ્રગુપ્ત રાજાને ભારે વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો અને તેથી તેણે ભદ્રબાહુ સ્વામી પાસે દીક્ષા લીધી હતી. તે પછી તે બન્ને બીજા શિષ્યોની સાથે દક્ષિણમાં ગયેલા અને ત્યાં માયસોર પાસેના પર્વત પાસે પહોચતાં ભદ્રબાહુ સ્વામીએ પોતાનું આયુષ્ય ક્ષીણ થયેલુ જાણી તે પર્વત ઉપર અનશન કરી સ્વર્ગ ગમન કર્યું હતુ.

શ્વેતાંબરોની તથા દિગંબરોની આ બન્ને માન્યતાઓ કેવી કાલ્પનિક છે તે હવે આપણે જોઈશુ.

## ભદ્રબાહુ અને ચન્દ્રગુપ્ત

જે જૈનો શ્રુતકેવળી ભદ્રબાહુ અને મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્તને સમકાલીન માને છે તેઓ આ સમકાલીનતા સંબંધમાં ત્રણ વાતો કહે છે —

(૧) ચન્દ્રગુપ્તના રાજ્યમાં બાર વર્ષનો દુકાળ પડ્યો હતો તે સમયે અને તેની પછી પણ ઘણા વખત સુધી ભદ્રબાહુ જીવિત રહ્યા હતા.

(૨) ચન્દ્રગુપ્તને એક સમયે સોળ સ્વપ્નો આવ્યાં રાજાએ ભદ્રબાહુ સ્વામી પાસે જઈને તેના ફળ પૂછ્યાં તેના જવાબમાં શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામીએ દુષમકાળના ભાવી અનર્થોનું વર્ણન કર્યું.

(૩) ચન્દ્રગુપ્ત રાજાએ શ્રુતકેવળી ભદ્રબાહુ પાસે દીક્ષા ગ્રહણ કરી અને તેમની સાથે દક્ષિણ દેશ તરફ ચાલ્યા ગયા.

આ ત્રણ બાબતો શ્રુતકેવળી ભદ્રબાહુ અને સમ્રાટ ચન્દ્રગુપ્તની સમકાલીનતા બતાવનારી છે.

## ભદ્રબાહુ અને ચન્દ્રગુપ્ત સમકાલીન નહોતા તેના પુરાવા

પ્રાચીન જૈન સાહિત્યમાં ભદ્રબાહુ તથા ચંદ્રગુપ્તના સંબંધી ઉપરની ત્રણેય બાબતોને કશુ સ્થાન નથી.

ભદ્રબાહુના સમયમાં જેમ લાંબા સમયનો ભયંકર દુકાળ પડયો હતો તેવી જ રીતે ફરીથી બીજી વાર ચંદ્રગુપ્તના સમયમાં પણ તેવો જ લાંબા કાળનો ભયંકર દુકાળ પડયો હતો. પહેલી વારનો એટલે ભદ્રબાહુ સ્વામીના વખતના દુકાળને "પહેલી બાર દુકાળી"ના નામથી ઓળખાવામાં આવે છે ત્યારે ચંદ્રગુપ્તના વખતના દુકાળને "બીજી બાર દુકાળી"ના નામથી ઓળખવામા આવે છે.

બન્ને વખતના બાર વર્ષના લાંબા દુકાળને જુદા જુદા ગણવાને બદલે એક જ વખતનો બાર વર્ષનો દુકાળ ગણીને કોઈએ ભૂલથી ભદ્રબાહુ તથા ચંદ્રગુપ્તને સમકાલીન માની લીધા અને તે વાત પરંપરા ચાલી આવી.

**આવશ્યક ચૂર્ણી, તિત્થોગાલીપયન્ના વગેરે પ્રાચીન જૈન ગ્રંથોથી પ્રમાણિત થાય છે કે—**

ભદ્રબાહુના સમયમા દુકાળ પડેલો તેમા અને સુકાળ થતા પાટલીપુત્ર નગરમાં શ્રમણસંઘ એકત્ર થયો હતો ત્યારે અગીઆર અંગની વ્યવસ્થા કરી અને બારમુ દષ્ટિવાદ અંગ શિખવાને માટે સ્થૂળભદ્ર પ્રમુખ સાધુઓને ભદ્રબાહુ પાસે મોકલ્યા હતા. ત્યારે **પાટલીપુત્રમાં નંદ રાજાનું રાજય હતુ. આ ઘટનાની સાથે ચંદ્રગુપ્તનો કશો પણ નામોલ્લેખ નથી.**

## સોળ સ્વપ્નાની કલ્પિત વાત

ચંદ્રગુપ્તને સોળ સ્વપ્ના આવેલા અને તેના ફળ ભદ્રબાહુ સ્વામીએ કહેવાની વાતનો કોઈ પણ પ્રાચીન ગ્રંથમાં ઉલ્લેખ નથી.

ષોડશ સ્વપ્નાધિકાર, ભદ્રબાહુ ચરિત્ર અને એવા જ બીજા અર્વાચીન ગ્રંથોમાં આ કથા અવશ્ય ઉપલબ્ધ થાય છે. પરંતુ અર્વાચીન

દંતકથાઓના આધાર ઉપર ભદ્રબાહુ અને ચંદ્રગુપ્તની સમકાલીનતા માનવી એ યુક્તિસંગત નથી

સોળ સ્વપ્ના સંબંધી કથાની નૂતનતા એની ભાષા ઉપરથી જ સિદ્ધ થઈ જાય છે તે ઉપરાંત તેની અંદરના તથ્યથી પણ તે કલ્પિત સાબિત થઈ જાય છે

અહીં તે કથામાં થોડી બાબતો બતાવી છે તે ઉપરથી જ વાચકોને વિશ્વાસ આવી જશે કે ખરેખર આ સ્વપ્નાઓ સંબંધીની કથા એ ફક્ત આધુનિક કલ્પના જ છે

(૧) શ્રૂયાવજ્જયસ્ય સીસે જુગપ્પહાણે મભવાહુ નામ અણગારે આ શબ્દોથી કથાકારે ભદ્રબાહુનો સંભૂતિવિજયજીના શિષ્ય લખેલ છે આ વાત જૈન ગ્રંથો પ્રમાણે સાચી નથી ભદ્રબાહુ યશોભદ્રના શિષ્ય અને સંભૂતિવિજયના ગુરુભાઈ હતા

કથાકાર ભદ્રબાહુ પછી ઘણા લાંબા કાળે થયેલ હશે તેથી જ તેને ખબર નહિ હોવાથી એવી ઊંધી વાત લખી છે

(૨) કથામાં લખ્યું છે કે—"આજથી કોઈ રાજા દીક્ષા નહિ લીએ" પરંતુ આગળ ઉપર એ જ ચંદ્રગુપ્ત રાજાને કથાકારે દીક્ષા લેવરાવી છે એટલે એ "વદતો વ્યાઘાત" છે

જૈન સાહિત્યમાં આ ભવિષ્ય વાણી ભગવાન મહાવીરના મુખથી જ પ્રકાશિત કરાવેલી છે અભયકુમારે ભગવાન મહાવીરને પૂછવાથી ભગવાને ફરમાવેલુ કે રાજા ઉદાયનની પછી કોઈ મુકુટધારી રાજા ભગવાન પાસે દીક્ષા લઈ સંયમધારી નહિ થાય

સ્વપ્નાના કથાકારે ભગવાન સાથે અભયકુમારને થયેલી વાતને ભદ્રબાહુએ કરેલા સ્વપ્નફળમાં સરકાવી દીધી છે પરંતુ કથાકારની વાતમાં વાસ્તવિકતા નહિ હોવાથી તે અર્વાચીન કાલ્પનિક વાત છે એમ સિદ્ધ થાય છે

(૩) કથાકારે ભદ્રબાહુનાં મુખથી કહેવડાવ્યું છે કે–" केवलनाण वोच्छिज्जिस्सई હવેથી કેવળજ્ઞાનનો વિચ્છેદ થશે" પરંતુ જૈન ધર્મમાં તો જબૂસ્વામી પછી જ કેવળ જ્ઞાનનો વિચ્છેદ થવાનું જણાવેલ છે એટલે ભદ્રબાહુ સ્વામીના મુખથી કેવળજ્ઞાન વિચ્છેદ થવાનું કહેવડાવવું એ અર્થશૂન્ય છે.

આ ઉપરથી પણ સ્વપ્નાની વાત પાછળથી ઉપજાવી કાઢેલી છે એમ સાબિત થાય છે.

(૪) સ્વપ્ન ફળમાં કહ્યું છે કે—" સાધુ દેવદ્રવ્ય ખાવાવાળા થશે. તેઓ લોભથી માળારોપણ ઉપધાન આદિ અનેક વાતો પ્રકાશિત કરશે.

આથી સ્પષ્ટ થાય છે કે આ કથન ચૈત્યવાસની ઉત્પત્તિ થયા પછીની સ્થિતિની સૂચના કરે છે. એટલે એ કથા ચૈત્યવાસના કાળ પછી ઉપજાવી કાઢેલી છે.

(૫) સ્વપ્નફળમાં કહ્યું છે કે—" હવેથી ધર્મ વૈશ્ય જાતિના હાથમાં હશે. વણિકો અનેક માર્ગ ગ્રહણ કરશે."

આ વાક્યથી માલુમ પડે છે કે જૈન ધર્મ જાતિ ધર્મ બન્યા પછીનો એ ઉલ્લેખ છે, એટલે કથા તે પછી બનાવેલી છે.

(૬) સ્વપ્ન ફળમાં કહેવામાં આવ્યું છે કે—"ક્ષત્રિય કુમાર રાજ્યભ્રષ્ટ થશે અને સર્વ યવનોના હાથમાં ચાલ્યું જશે."

આ ઉપરથી એમ સમજાય છે કે હિંદુસ્તાનમાં મુસલમાનની સત્તા થયા પછી આ કથાની રચના થયેલી હશે.

(૭) કથામાં ચંદ્રગુપ્તે દીક્ષા લીધાની વાત છે તે શ્વેતાંબર ગ્રંથની વિરુદ્ધ છે.

પરિશિષ્ટ પર્વ આદિમાં ચંદ્રગુપ્ત જૈન હોવાની વાત છે પરંતુ તેમાં ચંદ્રગુપ્ત અંતકાળ સુધી ગૃહસ્થ ધર્મમાં જ રહેલ

એમ લખેલુ છે. તેમા ચદ્રગુપ્તને દીક્ષા લેવાની કઈ વાત લખેલી નથી

## સમ્રાટ ચંદ્રગુપ્તે દીક્ષા લીધાની વાત

મૌર્યસમ્રાટ ચદ્રગુપ્તને ભદ્રબાહુ સ્વામી પાસે દીક્ષા લીધાની વાત પણ દતકથાથી કઈ વિશેષ પ્રમાણવાળી નથી

આ કથાનો શ્વેતાંબર જૈન સાહિત્યમા તો કઈક જ ઉલ્લેખ નથી. પરન્તુ પ્રાચીન દિગબર જૈન સાહિત્યમા ય તેનુ સમર્થન મળતુ નથી

### પ્રાચીન જૈન ગ્રંથોમાં દીક્ષાની વાત નથી.

મૌર્યસમ્રાટ ચદ્રગુપ્ત જૈનધર્મી હતો એમ તો જૈન તેમજ જૈનેતર દરેક વિદ્વાન સ્વીકારે છે. પરતુ તેણે જૈન દીક્ષા લીધી હતી એમ તો કોઈ કહેતુ નથી એટલે દિગબરોની એ વાત પાયા વિનાની ઠરે છે

આ કથાનુ દિગબર ગ્રથોમા જે ઢગથી વર્ણન કરેલુ છે તે જોઈને એમ જ કહેવુ પડે છે કે શ્રુતકેવળી ભદ્રબાહુનો મૌર્ય ચદ્રગુપ્ત સાથે કશો સબધ નહોતો. પ્રાચીન લેખોમાં આ કથાના નાયક ભદ્રબાહુને ક્યાંય પણ શ્રુતકેવળી લખ્યા નથી. પણ તેમને નિમિત્તવેત્તા કહેલા છે. અને દિગબરોના કથન અનુસાર જ તે બીજા જ્યોતિષી ભદ્રબાહુ હોઈ શકે છે.

### શક સ. ૫૭૨ નો શિલાલેખ.

શ્રવણ બેલગોલના ચદ્રગિરિ પર્વત ઉપરના શિલાલેખમા ભદ્રબાહુ અને ચદ્રગુપ્તનો ઉલ્લેખ છે આ લેખ શક સવત ૫૭૨ ની આસપાસનો હોવાનુ અનુમાન કરાય છે. જો આ અનુમાન ઠીક માની લેવામા આવે તો એમ કહેવુ અનુચિત નહિ ગણાય કે—

ચંદ્રગુપ્ત ભદ્રબાહુના શિષ્ય હોવાની માન્યતા દિગબર સપ્રદાયમાં વિક્રમની આઠમી સદીના પ્રારભમાં જ ચાલુ થઈ

**હતી. પરંતુ એ વાત ભૂલવા જેવી નથી કે એ લેખમાં ભદ્રબાહુને શ્રુતકેવળી જણાવ્યા નથી તેમજ ચંદ્રગુપ્તને મૌર્ય જણાવ્યા નથી.**

## દિ. હરિષેણના બૃહત્ કથા કોષની વાત

દિગમ્બર સાહિત્યમાં આ વિષયનો સૌથી પ્રાચીન ઉલ્લેખ **હરિષેણકૃત બૃહત્કથાકોષમાં** જોવા મળે છે. આ ગ્રંથ શક સંવત ૮૫૩ વિક્રમ સં. ૯૮૮માં રચાયલો છે. તેમાં શ્રુતકેવળી ભદ્રબાહુના મુખથી દુકાળ સબંધી ભવિષ્યવાણી સાંભળીને ઉજ્જયિનીના રાજા ચંદ્રગુપ્તે દીક્ષા લેવાનો ઉલ્લેખ છે. આગળ જતાં ચંદ્રગુપ્ત દશ પૂર્વધર વિશાખાચાર્યના નામથી સંઘના નાયક બનવાનો ઉલ્લેખ પણ એ જ કથા ગ્રંથમાં છે.

આટલું હોવા છતાં પણ ચંદ્રગુપ્તને ઉજ્જયિનીના રાજા કહીને કથાકારે એ કથાની વાસ્તવિકતાનું સૂચન કરી દીધું છે.

**ભદ્રબાહુના દક્ષિણ દેશમાં જવા સંબંધી અને ચંદ્રગુપ્ત ઉજ્જયિનીના રાજા હોવા સંબંધી હકીકતથી જ એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે એ ભદ્રબાહુ, શ્રુતકેવળી ભદ્રબાહુથી ભિન્ન (જુદા) હતા અને ચંદ્રગુપ્ત પણ પાટલીપુત્રના મૌર્ય ચંદ્રગુપ્તથી ભિન્ન હતા.**

## શક સં. ૫૨૨ નો શિલાલેખ

**પાર્શ્વનાથ વસ્તિમાં** લગભગ શકે સંવત ૫૨૨ ની આસપાસમાં લખેલો એક શિલાલેખ છે. તેમાં ભદ્રબાહુની સૂચનાથી સંઘ દક્ષિણમાં ગયેલો એમ ઉલ્લેખ છે. પણ એ ઉલ્લેખથી એ વાત સ્પષ્ટ સિદ્ધ થઈ જાય છે કે-**દુકાળ સંબંધી જેની ભવિષ્યવાણીથી જૈન સંઘ દક્ષિણા પથ તરફ ગયેલ હતો તે ભદ્રબાહુ શ્રુતકેવળી નહિ પણ શ્રુત-કેવળીની શિષ્ય-પરંપરામાં થયેલા બીજા ભદ્રબાહુ હતા કે**

**જેની નિમિત્તવેત્તાનાં નામથી પ્રસિદ્ધિ થઈ હતી.** કારણ કે શિલાલેખમા એ પ્રમાણે સ્પષ્ટ લખેલ છે.

## દ્વિ રત્નનંદીનું ભદ્રબાહુ ચરિત્ર

ભદ્રબાહુ અને ચન્દ્રગુપ્તની કથામાં ચંદ્રગુપ્તને ક્યાય પણ મૌર્ય અથવા પાટલી પુત્રના રાજા તરીકે લખેલ નથી. પણ ઉજ્જયિનીના રાજા તરીકે લખેલ છે જેમકે **રત્નનંદીના ભદ્રબાહુ ચરિત્રમાં દ્વિતીય પરિચ્છેદની** ગાથા ૫ થી ૮ મા લખ્યુ છે કે—

> "વિવેક વિનય ધનધાન્યાદિ સંપદાઓથી સમસ્ત દેશને જીતનારાવાળા અવંતિ નામના દેશમા પ્રાકારોથી યુક્ત તથા શ્રી જિનમંદિર, ગૃહસ્થ, મુનિ અને ઉત્તમ ધર્મથી વિભૂષિત **ઉજ્જયિની** નામની નગરી છે—
>
> ગાથા ૫-૬
>
> "તેમા ચન્દ્રમા જેવા નિર્મળ કીર્તિના ધારક, ચંદ્રમા સમાન આનંદ દેવાવાળા, સુંદર ગુણોથી વિરાજમાન, જ્ઞાન તથા કળા કૌશલ્યમા સુચતુર, જિનપૂજા કરવામા ઇંદ્ર સમાન, ચાર પ્રકારના દાન દેવામાં સમર્થ તથા પોતાના પ્રતાપથી સર્વને પરાજિત કરવાવાળા ચન્દ્રગુપ્તિ નામના રાજા હતા—
>
> ગાથા ૭-૮

અહીં રત્નનંદીએ ઉજ્જયિનીના રાજા હતા એમ લખ્યુ છે એટલુ જ નહિ પણ રાજાનું નામ ચન્દ્રગુપ્તિ આપેલુ છે અને તેમા મૌર્ય વંશનું કે પાટલીપુત્રના રાજા તરીકેનું નામનિશાન પણ નથી, ફક્ત તે ઉજ્જયિનીના રાજા એટલે તે મૌર્ય ચન્દ્રગુપ્તથી ભિન્ન છે એમ સિદ્ધ થાય છે

વળી આ ઘટનાનો સમય વિક્રમની પહેલી કે બીજી સદીની આસપાસનો લખેલો છે.

## બીજા ભદ્રબાહુનો સમય

દિગંબર લેખકોના લેખોના આધારે બીજા ભદ્રબાહુનો સત્તા સમય વિક્રમની બીજી સદીની આસપાસનો પ્રમાણિત થાય છે. અંગપન્નતિની ગાથા ૪૭ માં તેના કર્તા ભટ્ટારક શુભચંદ્રે આ બીજા ભદ્રબાહુને પ્રથમાંગધર (આચરાંગ સૂત્રવેત્તા) જણાવેલ છે.

પરંતુ બ્ર. હેમચંદ્રે તેમના શ્રુતસ્કંધમાં અંગ શ્રુતની પરંપરા વિચ્છિન્ન થયા બાદ બીજા ભદ્રબાહુની સત્તાનો નિર્દેશ કરેલ છે. વીરનિર્વાણ પછી—

| | | | |
|---|---|---|---|
| કેવળી | ૬૨ વર્ષ | એકાદશાંગધર વર્ષ | ૨૨૦ |
| શ્રુતકેવળી | ૧૦૦ ,, | એકાંગધર તથા | |
| દશપૂર્વધર | ૧૮૩ ,, | અંગદેશધર ,, | ૧૧૮ |

એ પ્રમાણે વીરનિર્વાણથી ૬૮૩ વર્ષ સુધી અંગશ્રુતની પ્રવૃત્તિ રહીને વિચ્છિન્ન થઈ. આ પ્રમાણે ૬૮૩ વર્ષનો ઇતિહાસ લખ્યા પછી હેમચંદ્રે બીજા ભદ્રબાહુના સંબંધમાં તેમના શ્રુતસ્કંધમાં લખ્યું છે કે—

> आयरियो भद्दबाहु अट्ठंगमहणिमित्त जाणकारो।
> णिण्णासइ कालवसे स चरिमो हु णिमित्तिओ होदि॥

અર્થ—આચાર્યશ્રી ભદ્રબાહુ સ્વામી અષ્ટાંગ મહાનિમિત્તના છેલ્લા જાણકાર હતા. ત્યારપછી કાળવશે નિમિત્ત જ્ઞાનનો લોપ થયો.

હવે શુભચંદ્રના કથન અનુસાર ભદ્રબાહુને પ્રથમાંગધર માની લઈએ તો તેમનું અસ્તિત્વ વિક્રમની પહેલી સદીમાં માનવુ સંગત થાય છે. પરંતુ બ્રહ્મ. હેમચંદ્ર આદિનું કથન ઠીક માનીને ભદ્રબાહુનો સમય અંગજ્ઞાનના વિચ્છેદ થયા બાદ માનીએ તો તેનો અર્થ એ થાય છે કે—વીર નિર્વાણ વર્ષ ૬૮૩ (એટલે વિક્રમ સંવત ૨૧૩) પછી નૈમિત્તિક ભદ્રબાહુ થયા.

દિગમ્બર વિદ્વાનોના લેખો ઉપરથી જણાય છે કે બીજા ભદ્રબાહુના નામથી સરસ્વતી ગચ્છની નંદી આમ્નાયની પટ્ટાવલીનો પ્રારંભ થાય છે અને બીજા ભદ્રબાહુ ઇસ્વીસનથી ૫૩ વર્ષ પૂર્વે અને શક સંવતથી ૧૩૧ વર્ષ પૂર્વે થયા.

ડૉ. ફ્લીટનો મત છે કે દક્ષિણની યાત્રા કરવાવાળા આ બીજા ભદ્રબાહુ જ હોઈ શકે છે.

પરંતુ બીજા ભદ્રબાહુના અસ્તિત્વનો સમય જે માનવામાં આવે છે તે બરાબર જણાતો નથી.

હેમચંદ્રના ઉપર કહ્યા લેખ અનુસાર ભદ્રબાહુનો સમય વિક્રમની ત્રીજી સદીનો પ્રારંભ માની લઈ શકાય છે. પરંતુ તેમાં એમ તો સ્પષ્ટ લખ્યું નથી કે અંગશ્રુતનો અંત થયા બાદ પ્રસિદ્ધ આચાર્યોમાં પ્રથમ પુરુષ ભદ્રબાહુ હતા.

પરંતુ તેથી એમ માનવામાં શો વાંધો છે કે બીજા ભદ્રબાહુ અંગશ્રુતની પ્રવૃત્તિ વિચ્છેદ થયા પછી લગભગ અઢી કે ત્રણસો વર્ષ પછી થયા હતા? તેમના નંદ આમ્નાયના આદિ પુરુષ હોવાની માન્યતાથી પણ એ જ સિદ્ધ થાય છે કે આ ભદ્રબાહુ વિક્રમની છઠ્ઠી સદીની પહેલાં ન થઈ શકે.

નંદીસંઘની પટ્ટાવલીમાં ભદ્રબાહુને કુંદકુંદના પુરોગામી લખેલા છે પરંતુ આ પટ્ટાવલી-લેખને પ્રમાણિક માનતા પહેલાં બહુ વિચાર કરવાની જરૂર છે. કારણ કે પ્રાચીન લેખોમાં આચાર્ય કુંદકુંદને જ મૂળસંઘના નાયક લખેલા છે. જુઓ. શ્રવણ બેલગોલની કૃતિએ બસ્તીનાં એક સ્તંભ ઉપરના શિલાલેખના શ્લોકમાં લખ્યું છે—

> "શ્રીમાન વર્દ્ધમાન સ્વામીના શાસનમાં મૂળ સંઘના નાયક કોંડકુંદના નામના આચાર્ય થયા."

અને દિગંબરોના બીજા સંઘ, ગણ, ગચ્છ તથા શાખાઓ એ

મૂળસંઘનો જ વિસ્તાર હોવાથી નદી શાખા પણ એ મૂળસંઘ તથા તેના અગ્રણી આચાર્ય કોંડકુંદની પછી જ થયેલ હોય.

જ્યારે નદીશાખા કુંદકુંદના સમયની પછીની છે તો તેના પ્રવર્તક **ભદ્રબાહુ પણ કુંદકુંદથી અર્વાચીન જ હોઇ શકે. એટલે બીજા ભદ્રબાહુ વિક્રમની પાંચમી સદીની અંતની પહેલાં ન હોઇ શકે.**

શ્વેતાંબર ગ્રંથકાર જે ભદ્રબાહુને વરાહમિહિરના ભાઈ લખે છે તે જ બીજા ભદ્રબાહુ હોઈ શકે.

**આ સર્વ વાતો ઉપરથી એ તો ચોક્કસ કહી શકાય છે કે શ્રુતકેવળી ભદ્રબાહુનો મૌર્ય ચંદ્રગુપ્તની સાથે કોઈ સંબંધ હોઈ શકતો નથી.**

## દુકાળ વખતે શ્રુતકેવળી ભદ્રબાહુ પૂર્વ તરફ બંગાળમાં હતા

શ્રુતકેવળી ભદ્રબાહુએ દક્ષિણ દેશ તરફ વિહાર કર્યો હોવાનું કોઈ પ્રમાણ નથી. એથી ઊલટું, દુકાળના અંતે ભદ્રબાહુ નેપાલ તરફ ગયા હોવાનું પ્રમાણ છે. (જુઓ આવશ્યક ચૂર્ણી ૨૫૨. તથા "જૈન સૂત્રો ઉપલબ્ધ કે વિચ્છેદ" નામના પ્રકરણમાં પહેલી આગમ વાચનાની વિગત)

બીજુ શ્રુતકેવળી ભદ્રબાહુના શિષ્યો તામ્રલિપ્તિ અને પુંડ્રવર્ધનમાં ચિરકાળ રહેલા એ હકીકત પણ બતાવે છે કે શ્રુતકેવળી ભદ્રબાહુ તથા તેમનો સમુદાય દુર્ભિક્ષના સમયમાં પૂર્વ દેશને છોડીને બીજે ક્યાંય ગયા ન હતા.

શ્રુતકેવળી ભદ્રબાહુના શિષ્ય ગોદાસથી નીકળેલ ગોદાસગણની ચાર શાખાઓ હતી. એ કલ્પસૂત્રની સ્થવિરાવલીમાં બતાવેલું છે.

તેમાં પહેલી શાખા 'તામલિત્તિયા'ની ઉત્પત્તિ વંગ દેશની તે સમયની રાજધાની તામલિત્તી અથવા તામ્રલિપ્તિથી થઈ હતી. તામ્રલિપ્ત એ દક્ષિણ બંગાલનું પ્રસિદ્ધ બંદર હતુ.

બીજી શાખા 'કોડીવરિસિયા'ની ઉત્પત્તિ કોટિવર્ષ નગરમાં થ હતી. આ નગર રાઢ દેશ (હાલનો મુર્શિદાબાદ જિલ્લો—પશ્ચિમી બંગાલ)ની રાજધાની હતુ.

ત્રીજી શાખા 'પુંડ બદ્ધણિયા' હતી તે પુંડ્રવર્ધન (ઉત્તર બંગાળની રાજધાની)થી ઉત્પન્ન થઈ હતી. બોગરા જિલ્લામાં જમાલગંજ સ્ટેશનથી ૩ માઈલ દૂર પહાડપુર ગામ છે. તે જુનુ પુંડ્રવર્ધન છે.

આ ત્રણેય શાખાઓના ઉત્પત્તિસ્થાન પૂર્વ સમુદ્ર તથા ગંગા નદીની નજીકના બંગાળમાં હતા. અને તેમા અધિક સમય નિવાસ કરવાને કારણે ગોદાસગણના સાધુ સમુદાયની શાખાઓ એ સ્થાનોના નામથી પ્રસિદ્ધ થઈ હતી.

આથી એ વાત નિશ્ચિત છે કે દુકાળના સમયમા ભદ્રબાહુ તથા તેમનો સાધુ સમુદાય બંગાળમા જ્યા વરસાદ સારો થવાથી દુકાળની ખરાબ અસર ન હતી ત્યાં રહેલા હતા.

શ્રુતકેવળી ભદ્રબાહુ દક્ષિણમાં જવાની કથા દિગંબર ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે તે **સર્વ કથા વિક્રમની દશમી સદી પછીની લખેલી છે.** દક્ષિણ જવાવાળા ભદ્રબાહુ વિક્રમની છઠી સદીના આચાર્ય હતા એ વાત શ્રવણ બેલગોલના **પાર્શ્વનાથ-વસ્તિના** લગભગ શક સવત પરર માં લખેલા શિલાલેખ ઉપરથી તેમ જ દિગંબર સંપ્રદાયના દર્શનસાર, ભાવસંગ્રહ વગેરે ગ્રંથો ઉપરથી સિદ્ધ થઈ ચૂકી છે.

## એટલે શ્રુતકેવળી ભદ્રબાહુના નાતે દિગંબર સંપ્રદાયની પ્રાચીનતા વિષયક વિદ્વાનોના અભિપ્રાય

નિર્મૂળ થઈ જાય છે. અને નિશ્ચિત થાય છે કે શ્રુતકેવળી ભદ્રબાહુના વૃતાંત સાથે દિગંબર સંપ્રદાયનો કંઈ પણ સંબંધ નહોતો, દિગંબર લેખકોએ જે જે વાત શ્રુતકેવળી ભદ્રબાહુના નામે ચડાવી છે તે સર્વ ખરી રીતે બીજા જ્યોતિષી ભદ્રબાહુ સાથે સંબંધ ધરાવે છે.

## દિગંબર ગ્રંથકારો શ્રુતકેવળી ભદ્રબાહુનો ઉજ્જૈનમાં સ્વર્ગવાસ થયો માને છે.

દિગંબર આચાર્ય હરિષેણ સૂરિએ 'બૃહત્ કથાકોષ' વિક્રમ સં. ૯૮૯ માં રચેલો છે તેમાં કથા ૧૩૧ માં લખ્યું છે કે—

> अहमत्रैव तिष्ठामि, क्षीणमायुर्ममाऽधुना ॥ ३७ ॥
> प्राप्य भाद्रपदं देशं श्रीमदुज्जयिनी सम्भवम् ॥ ४३ ॥
> समाधिमरणं प्राप्य, भद्रबाहुः दिवं ययौ ॥ ४४ ॥

એટલે કે—ચૌદ પૂર્વધારી શ્રી ભદ્રબાહુ સ્વામી દક્ષિણમાં ગયા જ નથી પણ ઉજ્જૈન પાસેના પ્રદેશમાં અનશન લઇ સ્વર્ગવાસી બન્યા હતા.

દિગંબર લેખક બ્ર. નેમિદત્તજી તેમના "આરાધના કથા કોષ"ની કથા ૬૧ માં લખે છે કે—

> उज्जयिन्यां सुधीर्भद्र वटवृक्षसमीपके।
> क्षुत्पिपासादिकं जित्वा, सन्यासेन समन्वितः ॥ १६ ॥
> स्वामी समाधिना मृत्वा सम्प्राप्तः स्वर्गमुत्तमम् ॥ २७ ॥

એટલે શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામી ઉજ્જયિનીના ઉદ્યાનમાં વડના

વૃક્ષ સમીપમા રહીને ક્ષુધા પિપાસાદિ જીતીને અનશન કરીને સમાધિથી મૃત્યુ પામીને સ્વર્ગગામી થયા હતા

આ ઉપરથી પણ નક્કી થાય છે કે **દિગમ્બર સમ્પ્રદાયના પૂર્વના લેખકો પણ શ્રુતકેવળી ભદ્રબાહુને દક્ષિણમાં ગયેલા માનતા નથી પણ ઉજ્જયિનીમાં સ્વર્ગવાસ પામેલા માને છે.**

## બીજા ભદ્રબાહુ અને ચંદ્રગુપ્ત

સભવ છે કે ગુપ્તોના સમયમા ચદ્રગુપ્ત નામના કોઈ ગુપ્તવશીય રાજાએ વરાહમિહિરના ભાઈ ભદ્રબાહુ નામના જૈન આચાર્યની પાસે જૈનદીક્ષા લીધી હોય અને તે વાતને પાછળના લેખકોએ 'અવિવેકથી શ્રુતકેવળી ભદ્રબાહુ અને ચદ્રગુપ્તના નામ સાથે જોડી દીધી હોય

ચદ્રગુપ્તને લઈને ભદ્રબાહુના દક્ષિણાપથ તરફ જવાની વાત પણ એ જ બતાવે છે કે એ ભદ્રબાહુ તે પ્રતિષ્ઠાનપુરના જ્યોતિષી વરાહમિહિરના ભાઈ બીજા ભદ્રબાહુ જ હતા

**શ્વેતાંબર જૈન ગ્રંથોમાં** ભદ્રબાહુને જ્યોતિષી વરાહમિહિરના ભાઈ લખેલા છે જુઓ **કલ્પ કિરણાવલી ૧૬૩** મા લખ્યુ છે કે—

> प्रतिष्ठानपुरे वराहमिहिर भद्रबाहु द्विजौ बान्धवौ प्रव्रजितौ।
> भद्रबाहोराचार्यपदप्रदाने रुष्ट सन् वराहो द्विजवेषमादृत्य
> वाराहिसंहिता कृत्वा निमित्तैर्जीवति

> અર્થ—પ્રતિષ્ઠાનપુરમા વરાહમિહિર તથા ભદ્રબાહુ નામના બે દ્વિજ (બ્રાહ્મણ) બંધુઓએ દીક્ષા લીધી હતી ભદ્રબાહુને આચાર્ય પદવી આપવાથી વરાહમિહિરને રોષ આવ્યો તેથી તેણે દીક્ષા છોડીને દ્વિજવેશ ધારણ કર્યો અને વારાહિસંહિતા બનાવીને નૈમિત્તિક તરીકે જીવન ગાળવા લાગ્યો

પરન્તુ શ્વેતામ્બર લેખક આ ભદ્રબાહુને શ્રુતકેવળી કહે છે તે બરાબર નથી કારણ કે જ્યોતિષી વરાહમિહિર શક સવત ૪૨૭ (વીર

નિર્વાણ ૧૦૩૨ ) મા વિદ્યમાન હતા એમ પંચસિદ્ધાંતિકામા બતાવેલુ છે જ્યારે વરાહમિહિરનું અસ્તિત્વ વીર નિર્માણ સવત ૧૦૩૨ માં નિશ્ચિત છે ત્યારે તેમના ભાઈ શ્રુતકેવળી ભદ્રબાહુ હોઈ શકે નહિ.

વસ્તુત શ્રુતકેવળી ભદ્રબાહુ તથા વરાહમિહિરના ભાઈ ભદ્રબાહુ એ બન્ને-ભિન્ન ભિન્ન વ્યક્તિ હતા.

• દિગબરાચાર્યોએ એ બનેને ભિન્ન માન્યા છે પરતુ જ્યોતિષી ભદ્રબાહુને તેઓ વિક્રમની પહેલી સદીમા થયેલા માને છે એ ભૂલ છે.

વરાહમિહિરનો જે સમય છે એ જ આ બીજા ભદ્રબાહુનો સમય હોવો જોઈએ •

દિગબર ગ્રથોમા બીજા ભદ્રબાહુને 'ચરમ નિમિત્તધાર' લખેલા છે તેમજ શ્વેતાબર જૈન ગ્રથોમા પણ બીજા ભદ્રબાહુને 'નિમિત્તવેત્તા' અને 'ભદ્રબાહુ સહિતા નામના ગ્રથના પ્રણેતા' લખેલા છે **પણ આ પ્રતિષ્ઠાનપુર નિવાસી વરાહમિહિરના ભાઇ ભદ્રબાહુને શ્રુતકેવળી ભદ્રબાહુથી ભિન્ન નથી માન્યા. એ એક ચિરકાલીન ભૂલ કહી શકાય છે.**

વરાહમિહિરના ભાઈ ભદ્રબાહુ વિક્રમની પાચમી સદીના અત અને છઠ્ઠી સદીની શરૂઆતના વિદ્વાન હતા લગભગ એ સમયે હરિગુપ્ત નામના કોઈ ગુપ્તરાજવશી વ્યક્તિએ જેમ શ્વેતામર સપ્રદાયમાં દીક્ષા લીધી હતી તેમ જ ચદ્રગુપ્ત નામના રાજવશી પુરુષે પણ આ ભદ્રબાહુની પાસે દીક્ષા અગીકાર કરી હશે અને નવદીક્ષિત ચદ્રગુપ્તને લઈને એ આચાર્ય દક્ષિણાપથ તરફ ગયા હશે.

ભદ્રબાહુના દક્ષિણમા જના સબધીની ઘટના વિક્રમની છઠ્ઠી સદીના પહેલા ચરણમા બની હતી તે સમયે ઉત્તર ભારતવર્ષમા ભયકર દુકાળ પડ્યો હતો અને સુકાળ થયા પછી સૌરાષ્ટ્રમા વલભીમા દેવર્દ્ધિ ગણિ ક્ષમા શ્રમણની અધ્યક્ષતામાં શ્વેતાબર શ્રમણસઘનુ એક ભારે મોટુ

નમેલન થયુ હતું અને તેમા માથુરી તથા વાલભી વાચનાઓનુ એકીકરણુ તથા પુસ્તકલેખન સબધી ચિરસ્મરણીય કાર્યસ્પન્ન થયુ હતુ

**બીજા ભદ્રબાહુની દક્ષિણમાં જવાની અર્વાચીન ઘટનાને શ્રુતકેવળી ભદ્રબાહુના નામની સાથે જોડી દઈને દિગબર લેખકોએ તેમના સંપ્રદાયની પ્રાચીનતા ઠરાવવાની ચેષ્ટા કરેલ છે. પરંતુ તેમણે ધ્યાનમાં રાખવું જોઈએ છે કે દિગંબરોના જ લેખોથી એ ઘટના બીજા ભદ્રબાહુ સબધીની હોવાનું સિદ્ધ થાય છે.**

## બાહુબળી ચરિત્ર
## રાજાવલી કથા

ગોમટેશ્વર તીર્થના સબધમા દિગબર ઇતિહાસકાર કહે છે કે—
આ સ્થાન પ્રાચીન કાળમા તીર્થરૂપે હતુ પરતુ સમય જતા તે ભૂનાવા લાગ્યું તેનો માર્ગ કઠિન હતો. એટલે લોકોની અવરજવર ત્યાં થતી ન હતી દક્ષિણ મથુરાના ગગ વશી રાજા રાયમનના મત્રી ચામુડરાયે અહીં આવી આ તીર્થ પ્રગટ કર્યું. ઘણા સમય સુધી ચારે બાજુ ચોકી પહેરો મૂકી માણસોની અવર જવર રોકીને આ મૂર્તિને ઘટતો સસ્કાર આપી શક સ ૯૦૦ મા તેની પ્રતિષ્ઠા કરી તેનું ગોમટેશ્વર નામ રાખવામા આવ્યુ અને તે મૂર્તિના બને પગ પાસે श्री चामुदराज माडिसिद्द એટને શ્રી ચામુડરાજે નિર્માણ કરાવી તથા श्री चामुद्दराजे करविपले એટલે શ્રી ચામુડરાજે બનાવરાવી એવા શિલાલેખો છે.

આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે એ તીર્થ પ્રાચીન છે પણ તે અને તેનુ નામ અર્વાચીન છે કારણ કે તે શક સ. ૯૮૦ એટલે

વિક્રમ સ. ૧૦૩૪–૩૫ માં બનેલુ છે. અથવા વિક્રમની અગીઆરમી સદીમાં બનેલું છે.

બીજા ભદ્રબાહુ સ્વામી દક્ષિણમાં ગયેલા અને અહીં સ્વર્ગે ગયેલા તે વિક્રમની છઠી સદીમાં બનેલુ છે. એટલે ત્યારથી તે પર્યંત તીર્થરૂપે ગણાયેલો પણ પાછળથી તે તીર્થ ભૂલી જવાવા લાગ્યુ. અને તેથી પાંચસો વર્ષ પછી ચામુડરાયે તે તીર્થનો પુનરુદ્ધાર કર્યો.

**પાંચસો વર્ષમાં તીર્થ ભૂલી જવાયું હતું તેમ નામ પણ ભૂલી જવાયુ હતું એટલે બીજા ભદ્રબાહુને બદલે તે પહેલા શ્રુતકેવળી ભદ્રબાહુના નામે ચડાવી દીધું. અને ચામુંડરાયે તીર્થોદ્ધાર કર્યો તે વખતે શ્રુતકેવળીના નામે તે તીર્થ ચડી ગયેલુ.**

અને કોઈએ ભદ્રબાહુના નામનો પાછળો અરધો ભાગ જ યાદ રાખી તેને બાહુબળીનુ નામ આપી દીધુ. બાકી બાહુબળીજી તો દક્ષિણમાં પધારેલા જ નહોતા. એ તો ઐતિહાસિક વાત છે.



### પ્રકરણ વીશમુ

## શ્રી કુંદકુંદાચાર્ય

**શ્રી કુદકુદાચાર્યના ગ્રથ, ગુરુ, સમય,**
**વિદેહગમન વગેરેની વિગતો અને સમીક્ષા**

*

**જેનામાં જે ગુણ હોય તેની પ્રશસા**
**કરવી તે ધર્મ છે, પણ જેનામાં જે**
**ગુણ ન હોય તેવા ગુણનું તેનામાં**
**આરોપણ કરવુ તે ધર્મ નથી**

*

દિગબર સપ્રદાયમાં શ્રી કુદકુદાચાર્ય નામના એક મહાન પ્રભાવક આચાર્ય થઈ ગયા. તેમનુ મૂળ નામ પદ્મનદી હતુ પરતુ કૌડકુડ (કુદકુદ) ગામના હોવાથી કુદકુદ નામથી વિશેષ પ્રસિદ્ધ થયા હતા.

શ્રી કુદકુદાચાર્યના માતા પિતા વગેરે સમ્બધી કોઈ પણ ચોક્કસ માહિતી મળી શકતી નથી કથાના પુસ્તકોમાં તેમના જીવન સબધી જુદી જુદી વાતો પ્રસિદ્ધ થયેલી છે પરતુ તે બધી એકબીજાથી તદ્દન ઊલટી અથવા જુદી અને કોઈ પણ જાતન આધાર વિનાની હોઈ તદ્દન અવિશ્વસનીય છે

### શ્રી કુદકુદાચાર્યના ગ્રથો

તેમણે પ્રાકૃત ભાષામા ઘણા ગ્રથો રચ્યા છે અને તેના નામ નીચે પ્રમાણે છે—

| | | |
|---|---|---|
| ૧. સમયસાર | ૭. શીલ પ્રાભૃત | ૧૩. રયણસાર |
| ૨. પ્રવચનસાર | ૮. બોધ પ્રાભૃત | ૧૪. દ્વાદશાનુપ્રેક્ષા |
| ૩. નિયમસાર | ૯. ભાવ પ્રાભૃત | ૧૫. દશ ભક્તિ |
| ૪. પંચાસ્તિકાય | ૧૦. મોક્ષ પ્રાભૃત | ૧૬. મૂળાચાર |
| ૫. દર્શન પ્રાભૃત | ૧૧. સૂત્ર પ્રાભૃત | ૧૭. પરિકર્મ |
| ૬. ચારિત્ર પ્રાભૃત | ૧૨. લિંગ પ્રાભૃત | |

**પ્રાભૃત એ સંસ્કૃત શબ્દ છે. પ્રાકૃતમાં તે પાહુડ કહેવાય** છે, જેમકે દર્શન પાહુડ વગેરે.

પરિકર્મ વિચ્છેદ ગયેલ છે. બાકીના ગ્રંથો આજે પણ ઉપલબ્ધ છે. તેમના ઘણા ખરા ગ્રંથોની પ્રાકૃત ગાથાઓનો સંસ્કૃતમાં અનુવાદ થયેલો છે. તેમજ મુખ્ય ગ્રંથો ઉપર ટીકા પણ લખાઈ છે. તેમાં ખાસ કરીને શ્રી અમૃતચંદ્રાચાર્યની ટીકાઓ ઉત્તમ છે. અને તેમની ટીકાઓથી જ કુંદકુંદાચાર્યના ગ્રંથો ઘણી વિશેષ પ્રસિદ્ધિ પામી શક્યા છે.

તેમના લગભગ બધા પુસ્તકો તથા ટીકાઓના હિંદીમાં અનુવાદ પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે. અને પહેલા ચાર પુસ્તકના તેની ટીકા સહિત ગુજરાતીમાં પણ અનુવાદ પ્રસિદ્ધ થયેલા છે.

## સમયસાર ગ્રંથની શ્રેષ્ઠતા

શ્રી કુંદકુંદાચાર્યના બધા ગ્રંથોમાં સમયસાર ગ્રંથ સૌથી શ્રેષ્ઠ છે. તેમણે **બીજું કાંઈ પણ લખ્યું ન હોત અને આ એક સમયસાર ગ્રંથ જ લખ્યો હોત તો પણ શ્રી કુંદકુંદાચાર્યની વિદ્વત્તા એટલી જ અંકાત એમ હું માનું છું. કારણ કે સમયસાર એ અજોડ અને અસાંપ્રદાયિક ગ્રંથ છે.**

સમયસાર એ નિશ્ચય નયથી પ્રતિપાદન કરતો **મૌલિક તાત્ત્વિક ગ્રંથ** છે અને એવો ગ્રંથ તેમની પહેલાં કે તેમની પછી હજુ સુધી કોઈ લખી શક્યું નથી તે પણ તેમની મહત્તા પુરવાર કરે છે.

એટલુ ખરૂ કે સમયસાર ગ્રથ ઉચ્ચ કોટિના જીવને જ ખાસ ઉપયોગી છે અને અપાત્રના અથવા અનધિકારીના હાથમા જતા તે ઊલટી રીતે પરિણમે તેવુ છે પરતુ તેથી તે ગ્રથની મહત્તા ઘટતી નથી પણ વધે છે ફક્ત સમજદાર જીવોએ તે ગ્રથ ધ્યાનપૂર્વક સમજીને તેનો અભ્યાસ કરવો જોઈએ

## પરમાગમ કહેવાનુ કારણ

ઉપરના ગ્રથોની નામાવલિ ઉપરથી જ વાચક જોઈ શકશે કે કુદકુદાચાર્યે ધર્મને લગતા લગભગ દરેક વિષય ઉપર લખેલ છે અને દિગબર સપ્રદાયમા તેમનુ ખાસ મહત્ત્વ છે તે એટલે સુધી કે દિગબર સપ્રદાયમા તેમની પહેલા થઈ ગયેલા આચાર્યોના ગ્રથોને છોડીને શ્રી કુદકુદાચાર્યના ગ્રથોને પરમાગમ તરીકે ગણવામા આવે છે

તેનુ કારણ એ છે કે શ્રી કુદકુદાચાર્યે તેમના આ ગ્રથોમા દિગબર સપ્રદાયની મૂળ માન્યતાઓને ફેરવીને તેને નવુ મૂર્ત અને ચોક્કસ સ્વરૂપ આપ્યુ છે કે જેવુ સ્વરૂપ તેમની પહેલાના આચાર્યોના ગ્રથોમા દેખાતુ નથી

કરે છે તેવી જ રીતે એક બાબતનો (નગ્નનો) એકાંત આગ્રહ બીજા અનેક મતભેદો ઉત્પન્ન કરે તે સ્વાભાવિક છે. તેથી સ્ત્રીમુકિત વગેરે અનેક નવા ભેદો ઉત્પન્ન થયા.

ભગવાન મહાવીરના નિર્વાણ પછી લગભગ ૯૦૦ થી ૧૦૦૦ વર્ષે થયેલા શ્રી કુદકુદાચાર્યે ભગવાનના શ્રીમુખેથી કશું સાંભળેલુ નહોતુ. છતાં તેમણે તેમના ગ્રથોમાં કહી દીધુ કે "ભગવાને કહ્યુ તેમ જ કહુ છુ." અને વિદ્વાન તપસ્વી આચાર્યના એ શબ્દોની જાદુઈ અસર થઈ. તેમનાં વચનો પ્રમાણ મનાયા અને તેમના ગ્રથો પરમ આગમ તરીકે ગણાયા.

કુદકુદાચાર્યે શ્રુત પરપરાથી સાભળેલુ તેથી તેમા સત્યાસત્યનુ મિશ્રણ થયુ હોય જ છતાં તે સર્વ ભગવાનના નામે ચડાવી દીધુ !

પરિકર્મ તે ષટ્ ખડાગમના પહેલા ત્રણ ખડ ઉપર બાર હજાર શ્લોક પરિમાણ શ્રી કુદકુદાચાર્યે પરિકર્મ નામની ટીકા લખી હતી. પરતુ તે હાલ વિચ્છેદ ગઈ છે.

**દશભક્તિનો** પ્રાકૃત ગદ્ય ભાગ જ શ્રી કુદકુદાચાર્યનો બનાવેલો છે.

**મૂળાચાર** વટ્ટકેર કૃત કહેવાતુ હતુ. પણ વટ્ટકેર નામના કોઈ આચાર્ય થયા નથી વટ્ટકેરનો અર્થ વૃત્તિકાર થાય છે. શ્રી કુદકુદાચાર્યે પરિકર્મવૃત્તિ લખી હતી તેથી તેમને વૃત્તિકાર તરીકે જાણીતા હતા. એટલે કે **મૂળાચાર તે વૃત્તિકાર શ્રી કુંદકુદાચાર્યનો બનાવેલ છે.** એમ મૂળાચાર ગ્રથની પ્રસ્તાવનામાં વિગતથી બતાવેલુ છે.

## પં. શ્રી કલ્યાણવિજયજીએ કરેલી મૂળાચાર ગ્રંથની સમાલોચના

પન્યાસ શ્રી કલ્યાણવિજયજી મહારાજે મૂળાચાર ગ્રંથની કઇક વિસ્તૃત સમાલોચના લખી છે તે ખાસ ઉપયોગી હોવાથી વાંચકની જાણ માટે અત્રે ઉધ્ધૃત કરી છે.

પન્યાસ શ્રી કલ્યાણવિજય મહારાજે મૂલાચાર ગ્રંથ સંબંધમાં લખ્યું છે કે આ મૂળાચાર ગ્રંથ એક સંગ્રહ ગ્રંથ છે. તેના 'પંચાચાર' અધિકારમાં કુલ ૨૨૨ ગાથા છે તેમાંની ૬૦ ગાથાઓ અક્ષરશ: ભગવતી આરાધના ગ્રંથમાંથી લીધેલી છે કેટલીક શ્વેતાંબર આગમોમાંથી લીધેલી છે અને કેટલીક ગ્રંથકારની સ્વનિર્મિત છે

તેના 'સામાચારાધિકાર'માં કેટલીક ગાથાઓ ભગવતી આરાધનાની છે, કેટલીક શ્વેતાંબર સંપ્રદાયના આવશ્યક નિર્યુક્તિ ગ્રંથની અને કેટલીક સ્વનિર્મિત છે

'પિંડવિશુદ્ધિ અધિકાર'માં અધિક ગાથાઓ શ્વેતાંબર સંપ્રદાયના પિંડનિર્યુક્તિ ગ્રંથની છે જો કે તેમાં ક્યાંક ક્યાંક તેની વ્યાખ્યા કુંદકુંદાચાર્યે પોતાના સંપ્રદાય અનુસાર બદલી નાખી છે

'પર્યાપ્તિ અધિકાર'માં ક્યાંક ક્યાંક આવશ્યક નિર્યુક્તિની ગાથાઓ દૃષ્ટિગોચર થાય છે અને 'પ્રત્યાખ્યાન સંસ્તાર સ્તવાધિકાર'માં શ્વેતાંબરીય 'પયન્ના'ની અનેક ગાથાઓ જેમની તેમ સંગ્રહવામાં આવી છે

મૂળાચારની રચના થઈ તેના ઘણા સમય પહેલાં જૈન આગમો લખાઈ ચૂક્યા હતા. તેથી ગ્રંથકારને કેટલાક શ્વેતામ્બર આગમો તો મળી ગયા પણ પરંપરાગત અર્થ આમ્નાય મળેલ નહિ તેથી કેટલાક પ્રકરણ તથા-પરિભાષાઓ કલ્પનાબળથી સમજવાની ચેષ્ટા કરવી પડી તેમાં કેટલીક જગ્યાએ સફળતા મળી નહિ. ઉદાહરણ તરીકે 'સમાચારી' પ્રકરણ લઈએ.

**પ્રાચીન શબ્દ 'સમાચારી'નો વાસ્તવિક અર્થ નહિ સમજવાના કારણે તેના સ્થાન પર કુંદકુંદાચાર્યે 'સામાચાર' શબ્દ** યોજ્યો છે અને તેના પ્રતિપાદનને માટે કંઈક ફેરફારની સાથે આવશ્યક નિર્યુક્તિની નીચેની ગાથાઓ લખી નાખી—

" इच्छामिच्छाकारो तधाकारो य आसिआ णिसिही ।
आपुच्छा पडिपुच्छा छंदण सनिमंतणा य उवसंपा ॥ १२५ ॥

इट्ठे इच्छाकारो मिच्छाकारो तहेव अवराहे ।
पडिसुणणह्मि तहत्ति य णिग्गमणे आसिआ भणिआ ॥ १२६ ॥

पविसंते य णिसीही आपुच्छणिया सकज्ज आरंभे ।
साधम्मिणा य गुरुणा पुव्वणिसिद्धम्मि पडिपुच्छा ॥ १२७ ॥

छंदण गहिदे दव्वे अगहिददव्वे णिमंतणा भणिया ।
तुह्मम' ति गुरुकुले आदणिग्गमो दु उवसंपा ॥ १२८ ॥

આમાં ૧૨૫ મી ગાથા આવશ્યક નિર્યુક્તિની ગાથા ૬૬૬ તથા ૬૬૭ના પ્રથમ ચરણનો પ્રક્ષેપ છે. અને તે પછીની ૧૨૬, ૧૨૭, ૧૨૮ એ ત્રણ વિવરણ ગાથાઓમાં કોઈકમાં તો આવશ્યક નિર્યુક્તિનું અનુસરણ છે અને કોઈક સ્વતંત્ર છે સ્વતંત્રતા આવવાનું કારણ કાંઈક સાંપ્રદાયિકતા અને કાંઈક આમ્નાયની અજ્ઞાનતા છે

સામાચારિનો પહેલો ભેદ "ઈચ્છાકાર"નો પારિભાષિક અર્થ એ છે કે સાધુ પોતાનું કામ કરવાનું બીજા કોઈ સાધુને કહે તો 'ઈચ્છા

કારેણ (તમારી ઇચ્છા હોય તો) અમુક કાર્ય કરો ' એવો શબ્દ પ્રયોગ કરે પણ આદેશના રૂપમા કોઈને હુકમ ન કરે

આચાર્ય વટ્ટકેર એટલે કુન્દકુન્દાચાર્ય આ ભાવને સમજ્યા જ નથી અથવા સમજ્યા હોય તો જાણીબુઝીને તેમણે તેનો અર્થ બદલી દીધો છે. કારણ કે નગ્ન, કરપાત્ર તથા નિષ્પ્રતિકર્મ સાધુને એવુ કોઈ કાર્ય હોતુ નથી કે જે બીજા સાધુ પાસે કરાવવુ પડે

એવા વિચારથી તેમણે 'ઇચ્છાકાર'નો અર્થ કર્યો 'ઇચ્છે ઇચ્છાકારો' એટલે કે ઇષ્ટનું કાર્ય કરવાની ઇચ્છા પરતુ એટલુ ન વિચાર્યું કે—'ઇચ્છા' એ સામાચારી અથવા સામાચારનુ કાર્ય કેમ હોઈ શકે?

શુભ કાર્ય કરવાની ઇચ્છા કરવી એ જીવમાત્રનુ કર્તવ્ય છે એવા સર્વસાધારણ માનસિક વિચાર માત્રને 'સાધુ સામાચાર' કહેવો એમા કાઈ અર્થ રહેતો નથી

એ જ પ્રમાણે 'આવસ્સિયા' શબ્દને બગાડીને 'આસિયા' બનાવી દીધો, તેના અર્થની કઈ જ સગતિ થતી નથી

'છંદણ' તથા 'નિમન્તણા'ના અર્થ મૂળ ગાથામાં બિલકુલ અસ્પષ્ટ છે 'છંદણ ગહિદે દવ્વે અગહિદ દવ્વે ણિમતણા' એ પ્રમાણે મૂળ ગાથાના શબ્દ છે તેનો અર્થ—ગ્રહણ કરેલા દ્રવ્યમા છંદના અને અગ્રહીત દ્રવ્યમા નિમત્રણા એમ અર્થ થાય છે પરતુ એ શબ્દોથી કોઈ વિશિષ્ટ અર્થ નીકળતો નથી આગળ ઉપર તેમણે કઈક સ્પષ્ટીકરણ જરૂર કર્યું છે પણ ત્યાય અર્થની સગતિ થતી નથી.

સામાન્ય રીતે બન્ને પરિભાષાઓના અર્થ બગાડી નાખ્યા છે. તેમાં પણ નિમત્રણનો અર્થ એકદમ ખરાબ કરી નાખ્યો છે. તેના વિવરણ માટેની ગાથા આ પ્રમાણે છે—

गुरु साहम्मियदव्वं, पुत्थयमण्णं च गण्हिदुं इच्छे ।
तेसिं विणयेण पुणो णिमंतणा हइ कायव्वा ॥ १३८ ॥

પ્રત્યેક પદનું નિરૂપણ કરીશ.' આ 'પ્રત્યેક પદ' શબ્દપ્રયોગથી તેમ એ જ દશ પદોના વિવરણને 'પદ વિભાગ સામાચારી' માન લીધી. પરંતુ તેથી સમાચારીના ત્રણ ભેદ પૂરા થયા નહિ તેથી ત્રિવિધ સામાચારીને બદલે બે જ પ્રકારના જ સમાચા માનીને રહી ગયા.

એ પ્રમાણે પ્રકરણોની અપૂર્ણતા, પરિભાષાઓની અનભિજ્ઞત તથા અર્થની અસંગતિઓનો વિચાર કરવાથી એ વાત લગભગ નિશ્ચિ થઈ જાય છે કે દિગંબર આચાર્યે દશવિધ સામાચારીની મૌલિક વાતો શ્વેતાંબર સંપ્રદાયની આવશ્યક નિર્યુક્તિઓમાંથી લીધેલી છે અને તેની વ્યાખ્યા કરતી વખતે અર્થ બદલવાની ચેષ્ટા કરી છે, પણ તેમાં સફળ થયા નથી. ઉપરના સંક્ષિપ્ત વિવરણથી જાણવામાં આવી ગયું હશે કે, **મૂળાચારની રચના દશવૈકાલિક, મહા પચ્ચક્ખાણ આદિ પયન્ના, આવશ્યક નિર્યુક્તિ તથા આવશ્યક ભાષ્ય આદિ અનેક શ્વેતાંબર સંપ્રદાયના આગમ તેમજ ભગવતી આરાધના આદિ કેટલાક દિગંબર સંપ્રદાયના ગ્રંથોના આધાર ઉપર થયેલ છે.**

આ સંબધમાં કોઈ ને શંકા ન રહે માટે જણાવવાનું કે શ્વેતાંબર સંપ્રદાયના છેદ સૂત્રો, આવશ્યક ભાષ્ય વગેરેની ગાથાઓના મૂળાચારમાં ઉપયોગ કરવામાં આવ્યો છે તે છેદ સૂત્રો ભાષ્યો વગેરે શ્વેતાંબર તથા દિગંબર સંપ્રદાયો છૂટા પડ્યા પછી સાંપ્રે વખતે શ્વેતાંબર આચાર્યોએ બનાવેલા છે. એટલે કે શ્વેતાંબર દિગંબર છૂટા પડ્યા પહેલાંના એ ગ્રંથો નથી.

વટ્ટકેર (કુંદકુંદ) સામાયિક નિર્યુક્તિને આચાર્ય પરંપરાગત બનાવે છે. પરંતુ દિગંબરોમાં વટ્ટકેરની પહેલાંની કોઈ પણ આવશ્યક નિર્યુક્તિ નહોતી. એથી ઊલટું શ્વેતાંબર પરંપરામાં "મહાપચ્ચક્ખાણ" અનેક અતિ પ્રાચીન આરાધના વિષયક 'પયન્ના' ગ્રંથ તથા

દશવૈકાલિક આવશ્યક નિર્યુક્તિ આદિ પ્રાચીન આગમ આજે પણ મોજુદ છે. તેથી એમ જ માનવું યુક્તિ સગત છે કે **દિગંબર ગ્રંથકારે જેનો ઉપયોગ કર્યાનો સ્વીકાર કરેલો છે તે ગ્રંથો શ્વેતાંબર પરંપરાના છે.**

## કુંદકુંદાચાર્યના ગુરુ

બોધપાહુડની ગાથા ૬૧ માં શ્રી કુદકુદાચાર્યે પોતે જ કહ્યુ છે કે, **ભગવાનનો ઉપદેશ ગ્રંથારૂઢ થયા પછી તેમણે તેનું અધ્યયન કરીને જ્ઞાન પ્રાપ્ત કર્યું.** અલબત્ત પુસ્તકારૂઢ થયેલા શાસ્ત્રગ્રંથો પણ તેઓ ગુરુ પાસેથી જ શિખ્યા હશે.

શ્રી કુદકુદાચાર્યની પછી આઠસો વર્ષે થયેલા વૃત્તિકાર શ્રી જયસેનાચાર્યે વિક્રમની ચૌદમી સદીમા પચાસ્તિકાયની ટીકા રચી તેના પ્રાક્કથનમાં કહ્યુ છે કે **શ્રી કુન્દકુંદાચાર્ય સિદ્ધાંત દેવ શ્રી કુમારાનંદીનાના શિષ્ય હતા. એટલે શ્રી કુદકુંદાચાર્ય નંદી સંઘના આચાર્ય હતા.** આઠસો વર્ષ પછી લખાયલુ તેમના ગુરુનુ નામ કેટલુ વિશ્વાસનીય ગણાય તે વિચારણીય છે.

પરતુ શ્રી કુન્દકુદાચાર્યે તો તેમના કોઈપણ ગ્રથમાં તેમની ગુરુ પરપરાનો કે તેમના પોતાના ગુરુનો નામોલ્લેખ સુદ્ધાં પણ કરેલ નથી. એથી સમજી શકાય છે કે **તેમણે ક્રિયોદ્ધાર કર્યો તેમાં તથા દિગબર સંપ્રદાયની માન્યતાઓ નિશ્ચિત કરી તેમાં તેમના ગુરુંની સમતિ હશે નહિ. અને તેથી તેઓને શિથિલાચારી સમજીને તેમણે પોતાના ગુરુ અને પ્રગુરુઓના નામ નિર્દેશ કર્યા નહિ હોય.**

## શ્રી કુંદકુંદાચાર્યના વિદેહગમનની વિચિત્ર વાત

શ્રી કુદકુદાચાર્ય જ્ઞાની હતા તેમ જ તપસ્વી પણ હતા. ઘણી વાર મહાપુરુષોની બાબતમાં બને છે તેમ શ્રી કુન્દકુદાચાર્યના જ્ઞાન અને તપની

હવે બીજી વાત—તેમની શંકાઓ શી હોઈ શકે તે વિચારીએ. તેમના સમયમાં સંપ્રદાયવાદ બહુ તીવ્રપણે પ્રચલિત હતો એ તો ઇતિહાસ સ્પષ્ટ રીતે કહે છે. એટલે તેમને જે મહત્ત્વની શંકાઓ ઉત્પન્ન થઇ હોય તે દિગંબર સંપ્રદાય અને શ્વેતાંબર સંપ્રદાયના મતભેદોના વિષયો સંબંધી ખાસ કરીને હોઈ શકે.

જો શ્રી કુંદકુંદાચાર્યને આ મતભેદો સબંધી તીર્થંકર ભગવાન તરફથી સમાધાન મળ્યુ હોત તો તે વાત તેઓ ભગવાનના નામે સ્પષ્ટ કર્યા વિના કદાપિ રહી શકત નહિ પણ શ્રી કુંદકુંદાચાર્યે ભગવાન તરફથી અમુક સમાધાન મળ્યુ છે એ વાત ક્યાંય જણાવી નથી. એથી સિદ્ધ થાય છે કે તેમને તીર્થંકર ભગવાન પાસેથી કોઈપણ પ્રકારનું સમાધાન મળ્યુ નહોતું.

સર્વજ્ઞ શ્રી તીર્થંકર ભગવાન તો ભરતક્ષેત્રમાં જૈનધર્મ કેવી રીતે ચુથાઇ રહ્યો છે, શ્વેતાંબરો દિગંબરો કેવી રીતે લડાલડી કરીને ધર્મને હાનિ પહોંચાડી રહ્યા છે વગેરે હકીકત જાણતા જ હોય અને તે વખતે ભરતક્ષેત્રમાંથી જો કોઇ પણ મુનિ વિદેહક્ષેત્રમાં ભગવાન પાસે જાવે જાય તો ભગવાન આવી રીતે ધર્મને હાનિ ન પહોંચાડવી અને સત્ય વાત આમ છે એમ કહ્યા વિના રહેજ નહિ.

તીર્થંકર ભગવાન ધર્મને હાનિ પહોંચતી હોય ત્યારે ચૂપ રહેજ નહિ એટલું જ નહિ પણ ધર્મના ભાગલા થવામાં જે શંકાઓ અને જે કારણો ઉપસ્થિત થયેલા હતા તેનું નિરાકરણ કર્યા વિના રહેજ નહિ અને ભગવાને કહેલા તે નિરાકરણ અનુસાર સર્વને સમજાવી ધર્મની એકતા કરવાનું શ્રી કુંદકુંદાચાર્ય ચૂકત નહિ.

પરંતુ શ્રી કુંદકુંદાચાર્યે એકતાની વાત તો છોડી દીધી હતી. એટલું જ નહિ પણ ઊલટું ધર્મમાં મતભેદ-સંપ્રદાયવાદ વધે અને કાયમ થાય એ રીતના જ

થઈ ગયું હતું એ તો જાણીતી વાત છે. અને કેટલાક જૈનોએ તેમને ભગવાન મહાવીર સાથે સરખાવવાની પણ ધૃષ્ટતા કરી હતી.

તો શ્રી કુંદકુંદાચાર્ય જેવા મહા પ્રતિભાશાળી વિદ્વાન તપસ્વી માટે તેમના વિદેહગમન જેવી કાલ્પનિક વાત ઉત્પન્ન કરવામાં આવે તો તેમાં કાંઈ નવાઈ જેવું નથી. એ વાત ઉત્પન્ન થવામાં ઉપર જણાવેલા ત્રણ કારણો કારણભૂત હતા. એટલે કે (૧) તેમની ચારણઋદ્ધિ, (૨) ભગવાનના કહ્યા પ્રમાણે કહેવાની વાત અને (૩) તેમની વિદ્વતા.

## ચારણ લબ્ધિ ત્રણ રીતે પ્રાપ્ત થાય.

ચારણ લબ્ધિ એટલે આકાશગામિની શક્તિ. એ શક્તિ ત્રણ રીતે પ્રાપ્ત થાય છે.—(૧) તપથી, (૨) મન્ત્રથી કે ભક્તિથી કોઈ દેવદેવીને પ્રસન્ન કરવાથી અને (૩) ઔષધ પ્રયોગથી.

તપસ્વી મુનિઓને ચોથા આરામાં ચારણ લબ્ધિ પ્રાપ્ત થયાના ઉલ્લેખો જૈન શાસ્ત્રો અને ધર્મકથાઓમાં અનેક આવેલ છે. પરંતુ આ પાંચમા આરામાં એવા ઉગ્ર તપને યોગ્ય સંઘયણ નથી તો પછી એવા તપ વિના એવી લબ્ધિની પ્રાપ્તિ પણ અસંભવિત જ ગણાય.

શ્રી કુંદકુંદાચાર્ય તો છઠી સદીમાં થયેલા છે પરંતુ તેમનાથી આશરે નવસો વર્ષ પહેલાં થઈ ગયેલા ચૌદ પૂર્વધારી ભદ્રબાહુ સ્વામી કે જેઓ મહાપ્રાણ ધ્યાન ધરતા હતા, ધરી શકતા હતા તેમને પણ એવી લબ્ધિ પ્રાપ્ત થઈ નહોતી. અને પાચમા આરાની શરૂઆતથી છઠી સદી સુધીમાં જન્મેલા ઘણા મુનિઓ મહાતપસ્વી થઈ ગયા હતા પરંતુ તેમાંથી કોઇને પણ ચારણઋદ્ધિ પ્રાપ્ત થઈ નહોતી તેથી સિદ્ધ થાય છે કે પાંચમા આરામાં ચારણલબ્ધિ પ્રાપ્ત થઈ શકતી નથી.

**એટલે શ્રી કુંદકુંદાચાર્યને તપથી ચરણલબ્ધિ પ્રાપ્ત થઈ હોય એ વાત માની શકાતી નથી.**

ઔષધી પ્રયોગથી પણ આકાશગામી થઈ શકાય છે. અને તેવા દાખલા બનેલા પણ છે. શ્રીપાદલિપ્ત સૂરિ, નાગાર્જુન વગેરે ઔષધીઓના ખાસ મિશ્રણથી બનાવેલો લેપ પગને તળીએ લગાવવાથી આકાશગામી થયા હતા. તે વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે પરતુ શ્રી કુંદ-કુંદાચાર્ય તેવા વૈજ્ઞાનિક (Scientist) નહોતા અને તેથી તેમની પાસે આવો પ્રયોગ નહોતો એમ સમજી શકાય છે.

પરતુ મન્ત્રથી અથવા ભક્તિથી કોઈ દેવ કે દેવીને પ્રસન્ન કરીને તેમની પાસેથી આકાશગામિની વિદ્યા કે શક્તિ પ્રાપ્ત કરી શકાય છે અને શ્રી કુંદકુંદાચાર્યે મન્ત્રથી કે ભક્તિથી કોઈ દેવને પ્રસન્ન કર્યા હોય અને એવી શક્તિ મેળવી હોય તો તે અસભવિત નથી.

પરતુ એવી શક્તિથી મહાવિદેહ ક્ષેત્રમા પણ જઈ શકાય કે કેમ તે શકાસ્પદ છે. કારણ કે સામાન્ય રીતે વાણવ્યતર જાતના દેવોને મોટે ભાગે પ્રસન્ન કરી શકાય છે. અને તેઓ વિદેહક્ષેત્રમાં જવાની શક્તિ આપી શકે કે કેમ તે પણ શકાસ્પદ છે.

તો પણ એ દેવો હાલની આપણી જાણીતી દુનિયામાં આકાશ મારફત જઇ શકાય તેવી શક્તિ તો જરૂર આપી શકે છે. અને શ્રી કુંદકુંદાચાર્યે તેવી કોઇ દૈવી શક્તિ પ્રાપ્ત કરી હોય તો તે સભવિત છે.

**અને એ રીતે શ્રી કુંદકુંદાચાર્યને ગગનગામી શક્તિવાળા જોઇને તેમના અનુયાયીઓએ પાછળથી તેમને ચારણ-ઋદ્ધિવાળા ઠરાવ્યા હોય અને તે પછી ઉપર લખ્યા પ્રમાણેના ત્રણ કારણો મેળવીને તેમને વિદેહગમન કરી આવેલા ઠરાવી દીધા હોય તો તે પણ બનવા સંભવ છે પરંતુ તેમણે ખરેખર વિદેહગમન કર્યું નહોતું તે તો ઉપર બતાવેલા કારણો પ્રમાણે નક્કી સમજી શકાય છે.**

૫ **લિંગ પ્રાભૃતની** ગાથા ૯, ૧૦, ૧૬ અને ૨૧મીમા સાધુઓના આચાર વિષેક શિથિલતાઓની નિંદા કરી છે તે જોતા એમ જ માનવુ પડે છે કે જ્યારે સાધુઓમા પર્યાપ્ત શિથિલતા આવી ગઈ હતી ને સમયના શ્રી કુંદકુંદાચાર્ય છે તેમા ગૃહસ્થોના જેવી અન્ય પ્રવૃત્તિઓની ઉપરાત જમીન જાગીર લેવી અને ખેતીવાડી કરાવવા સુધીની શિથિલતા પ્રવિષ્ટ થઈ ગઈ હતી એવો સમય નિશ્ચિતરૂપથી વિક્રમની પાચમી સદી પછીનો હતો

૬ રયણસારની ૧૮ મી ગાથામા સાત ક્ષેત્રમા દાન કરવાનો ઉપદેશ કરવા ઉપરાત તે જ પ્રકરણની ગાથા ૨૮ મીમા શ્રી કુંદકુંદાચાર્ય કહે છે કે—"પચમકાળમા આ ભારતવર્ષમા યત્ર, મત્ર, તત્ર, પરિચર્યા (સેવા અથવા ખુશામત), પક્ષપાત અને મીઠા વચનોના કારણથી જ દાન દેવામા આવે છે પણ મોક્ષના હેતુથી નહિ"

તેમનું આ કથન સાબિત કરે છે કે આ દેશમા તાત્રિક મતનો ખૂબ પ્રચાર થઈ ગયો હતો અને મોક્ષની ભાવનાની અપેક્ષાએ સાસારિક સ્વાર્થ તથા પક્ષાપક્ષીનં બજાર ખૂબ ગરમ થઈ ગયુ હતુ તે સમયની પછિત શ્રી કુંદકુંદાચાર્ય હતા પુરાતત્ત્વવેત્તાઓને ભાગ્યે જ કહેવાની જરૂર રહે છે કે ભાગ્ન

થાય છે કે શ્રી કુન્દકુંદાચાર્યના સમયમાં દેવદ્રવ્યની તથા દાન આપેલા દ્રવ્યની દુર્વ્યવસ્થા થવાની એક સામાન્ય વાત થઈ ગઈ હતી. મંદિરોની વ્યવસ્થામાં સાધુઓની પુરેપુરી દખલગીરી થઈ ચૂકી હતી અને તેઓ પોતાનો આચાર માર્ગ છોડીને ગૃહસ્થોચિત ચૈત્યકાર્યો કરવા લાગી ચૂક્યા હતા.

જૈન પ્રતિહાસથી એ વાત સિદ્ધ થાય છે કે વિક્રમની પાંચમી સદી સુધીમા સાધુઓ ચૈત્યોમા રહીને તેની વ્યવસ્થા કરવામાં લાગી ગયા હતા અને છઠ્ઠી સદીથી દશમી સદી સુધી તેમનુ પણ સામ્રાજ્ય રહ્યુ હતુ. તેઓ પોતપોતાના ગચ્છ સબધી ચૈત્યોની વ્યવસ્થામા સર્વાધિકારીપણે કામ કરતા હતા.

તે સમયના સુવિહિત આચાર્યો એ પ્રવૃત્તિનો વિરોધ પણ કરતા હતા, પરંતુ ચૈત્યવાસીઓ ઉપર કોઈ અસર થતી ન હોતી. આ સમયને શ્વેતાંબર ગ્રથકારોએ "ચૈત્યવાસ પ્રવૃત્તિ સમય"ના નામથી ઘોષિત કરેલ છે. આચાર્ય કુંદકુંદે **આ સમયની પ્રવૃત્તિઓનું ખડન કર્યું છે. તેથી એ સિદ્ધ થાય છે કે તેઓ પાંચમી સદી પહેલાંની વ્યક્તિ નથી.**

૮. '**રયણસાર**'ની **૧૦૫** તથા **૧૦૮** થી **૧૧૧** સુધીની ગાથાઓમાં શ્રી કુંદકુંદાચાર્યે સાધુઓની અનેક શિથિલ પ્રવૃત્તિઓનુ ખડન કર્યું છે તેમા રાજસેવા, જ્યોતિષવિદ્યા, મંત્રોથી આજીવિકા, ધનધાન્યનો પરિગ્રહ, મકાન, પ્રતિમા, ઉપકરણ આદિનો મોહ, ગચ્છનો આગ્રહ, વસ્ત્ર તથા પુસ્તકની મમતા વગેરે વાતોનુ ખડન ખાસ લક્ષ દેવા યોગ્ય છે.

કહેવાની બાબતે જ જરૂર રહે છે કે આ સર્વ ખરાબીઓ સાધુ સમાજમાં છઠ્ઠી અને સાતમી સદીમાં પૂર્ણરૂપથી થઈ ચૂકી હતી. વિક્રમની ત્રીજી ચોથી શતાબ્દિ સુધી જૈન સાધુઓમાં

એવી કોઈ ખરાબી દેખાઇ નથી પાચમી સદીમા એમાની થોડી ખરાબીઓ આધુમગાત્મા પ્રવિષ્ટ થયેલી જોઈ શકાય છે એથી **એ સિદ્ધ થાય છે કે આચાર્ય કુદકુદ વિક્રમની પાંચમી સદી પછીના ગ્રથકાર છે.**

જો એમ ન હોત અને દિગબર પટ્ટાવલીઓના લેખ અનુસાર તેઓ વિક્રમની પહેલી કે બીજી સદીના ગ્રથકાર હોત **તો છઠી સદીની પ્રવૃત્તિઓનુ ખડન તેમના ગ્રથોમાં આવી શકત નહિ.**

૯ શ્રી કુદકુદાચાર્યે તેમના ગ્રથોમા અનેક સ્થાન પર "ગચ્છ" એ શબ્દનો પ્રયોગ કર્યો છે ગચ્છ શબ્દ વિક્રમની પાચમી સદીની પછીનો પારિભાષિક શબ્દ છે. શ્વેતામ્બરોના પ્રાચીન ભાષ્યો લખાયા ત્યા સુધીમા 'ગચ્છ" શબ્દ પ્રયુક્ત થયેલો નહોતો પરંતુ છઠી સાતમી સદી પછી લખાયલા ભાષ્યો, ચૂર્ણિઓ તથા પ્રકીર્ણકોમા 'ગચ્છ' શબ્દનો વ્યવહાર અવશ્ય થયેલો છે એજ વાત દિગબર સપ્રદાયમા પણ છે જ્યા સુધી અમારી જાણમા છે ત્યાં સુધી ત્રીજી ચોથી શતાબ્દિના તેમના સાહિત્યમા 'ગચ્છ' શબ્દ પ્રયુક્ત થયેલો નથી

વિક્રમની નવમી સદીની પહેલાના કોઇપણ શિલાલેખ, તામ્રપત્ર કે ગ્રથમા કુદકુદાચાર્યનો નામોલ્લેખ નથી તે પણ એજ વાત સિધ્ધ કરે છે કે તેઓ એટલા બધા પ્રાચીન વ્યક્તિ નહોતા કે જેમ કેટલાક દિગબર વિદ્વાનો સમજે છે

મર્કરાના એક તામ્રપત્રમા કે જે સવત ૩૮૮નો લખેલો માનવામા આવે છે તેમા કુદકુદના નામનો ઉલ્લેખ છે તો પણ અમારી ઉપર પ્રમાણેની માન્યતામા કાઈ પણ આપત્તિ આવી શકતી નથી કારણ કે એ તામ્રપત્રમા તમામ આચાર્યોના નામોની પહેલા 'ભટાર' (ભટ્ટારક) શબ્દ લખેલો છે એથી સિધ્ધ થાય

છે કે એ તામ્રપત્ર ભટ્ટારક-કાળમાં લખવામાં આવ્યું છે. અને ભટ્ટારક કાળ વિક્રમની સાતમી સદી પછી શરૂ થયો છે.

આવી દશામાં એ તામ્રપત્રમાં આપેલો સંવત કોઇ અર્વાચીન સંવત હોવો જોઈએ અથવા તો એ તામ્રપત્ર જ બનાવટી હોવું જોઇએ.

વળી બોધપાહુડની ગાથા ૬૧ માં શ્રી કુદકુદાચાર્યે કહ્યું છે કે ભગવાનનો ઉપદેશ ગ્રંથારૂઢ થયા પછી તેમણે તેમનું અધ્યયન કરીને જ્ઞાન પ્રાપ્ત કર્યું. એટલે કે પુડ્રવર્ધન નગરમાં દિગંબર પુસ્તકો ગ્રંથારૂઢ થયા કે જે શ્રુતાવતારના નામથી ઓળખાય છે તેનું અધ્યયન શ્રી કુદકુદાચાર્યે કરેલું હતુ.

શ્રુતાવતારના લેખ અનુસાર આરાતીય મુનિ વીર સંવત ૬૮૩ (વિક્રમ સવત ૨૧૩) સુધી વિદ્યમાન હતા. તેમના પછી અર્હદ્બલિ થયા તે પછી ક્રમશઃ માઘનન્દી, ધરસેન, પુષ્પદત, ભુતબલિ નામના આચાર્યો થયા. પુષ્પદત અને ભૂતબલિયે પટ્ખડાગમની રચના કરી.

વળી ગુણધર મુનિએ નાગ હસ્તી તથા આર્ય મંક્ષુને કષાય પ્રાભૃત સક્ષેપથી શિખવ્યા. તેમની પાસેથી યતિવૃષભે અને યતિવૃષભ પાસેથી ઉચ્ચારણાચાર્યે કષાયપ્રાભૃતનું જ્ઞાન પ્રાપ્ત કર્યું.

એ બન્ને પ્રકારના સિદ્ધાંત, ગુરુપરંપરાથી પદ્મનંદી (કુંદકુદાચાર્ય) સુધી પહોચ્યા. શ્રુતાવતારના એ કથનથી સિદ્ધ થાય છે કે અગ જ્ઞાનની પ્રવૃત્તિ જે વીર સં. ૬૮૩ સુધી ચાલતી હતી તે પછી અનેક આચાર્યોની પછી કુદકુદ થયા હતા.

આથી પણ સમજી શકાય છે કે દિગંબરશ્રુત વિક્રમની પાંચમી સદીમાં ગ્રંથારૂઢ થયા પછી કુદકુદાચાર્યે તેનું જ્ઞાન મેળવ્યું હતુ અને

કુંદકુંદાચાર્ય વિક્રમની ૭ઠી સદીના પ્રથમ ચરણમાં સ્વર્ગવાસી થયા હતા.

આ અવસર્પિણીના ઉતરતા કાળમાં અને તેમાંય આ પાંચમા આરામાં પ્રાચીન પુરૂષની મહત્તા વિશેષ રહે છે કારણ કે ૨૫૦૦ વર્ષથી મનુષ્ય આત્મબળમાં, જ્ઞાનબળમાં અને શારીરિકબળમાં ઉતરતો અને ઉતરતો જ ગયો છે. તેથી પ્રાચીન પુરૂષની મહત્તા વિશેષ ગણાય છે.

એ કારણથી કોઈ પણ મહાત્મા કે જેનો સમય નિશ્ચિત ન હોય તેમને તેમના અનુયાયીઓ બને તેટલા વિશેષ પ્રાચીન કાળના ઠરાવવા પ્રયાસ કરે છે.

એ રીતે જ શ્રી કુંદકુંદાચાર્યનો સમય પણ દિગંબર પંડિતોમાંના કેટલાકે પહેલી કે બીજી સદીનો ઠરાવવા પ્રયત્ન કર્યો છે. તેમ બીજા કેટલાકે તેમને ત્રીજી કે ચોથી સદીના ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે. આ પ્રયત્નોમાં તેમની દલીલો તર્કપ્રધાન છે. પરંતુ એકલા તર્કથી કામ ચાલી શકે નહિ.

**શ્રી કલ્યાણવિજયજીએ તો શ્રી કુંદકુંદાચાર્યના ગ્રંથોમાંના જ ઉલ્લેખોના પ્રમાણોથી જ તેમને છઠી સદીના સિદ્ધ કર્યા છે. એટલે એ વાત જ સાચી ઠરે છે.**



પ્રકરણ એકવીશમું

## લોંકાશાહ

લોંકાશાહ સંબંધી હાલમાં થોડા વખતથી આધુનિક સ્થાનકવાસી લેખકોએ પોતાની મનઘડંત ખોટી વાતો ફેલાવી છે અને સ્થાનકવાસીઓમાં લોંકાશાહ સંબંધી એ કલ્પિત વાતોથી ખોટી માન્યતા ઉત્પન્ન કરી છે.

આધુનિક સ્થાનકવાસી લેખકોએ ઐતિહાસિક હકીકતો ઉપલબ્ધ હોવા છતાં તે જાણવાની દરકાર કરી નથી ત્યારે તેમની ઉપજાવી કાઢેલી વાતોને વિશ્વાસપાત્ર ઠરાવવા કોઈ આધાર કે પ્રમાણ આપ્યું નથી.

લોંકાશાહના સમકાલિન તેમ જ તેમની પછી તુરત જ થયેલા અનેક લેખકોએ લોંકાશાહ સંબંધી ઘણી હકીકતો તેમના ગ્રંથોમાં લખી છે અને તે સર્વ આજે ઉપલબ્ધ પણ છે.

પ્રાચીન લેખકોએ લોંકાશાહ સંબંધી આપેલી હકીકતો જોતાં આધુનિક સ્થાનકવાસી લેખકોએ ફેલાવેલી વાતો ખોટી ઠરે છે તેથી **લોંકાશાહ સંબંધી સત્ય હકીકત જાણવા માટે** આ પ્રકરણ લખવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલ છે. કારણ કે **ધર્મનું મૂળ અહિંસા અને સત્ય છે,** હિંસા અને અસત્ય એ તો મિથ્યાત્વના પડખાં છે.

"સ્થાનકવાસી જૈન" પત્રના તા. ૨૦-૧૦-૧૯૬૧ ના અંકમાં ધર્મસિંહજી મુનિની જયંતિનો રિપોર્ટ છપાયો છે તેમાં સદાનંદી મુનિશ્રી છોટાલાલજીએ કહ્યું છે કે—

"મુંબઈથી નીકળતા 'જૈન સિદ્ધાંત' પત્રે ધર્મપ્રાણ લોંકાશાહ પર ઘણા અણછાજતા આરોપો મૂક્યા છે અને

લીંબડી પણ એક વખત કોઈ રાજાએ ભાંગ્યું હોય અને પછી ફરીથી બીજા કોઈએ વસાવ્યુ હોય એમ બની શકે અને એ રીતે મુનિશ્રીનું લખાણ સાચું હોઈ શકે પણ તેથી મે લખેલી વાત ખોટી ઠરી શકતી નથી.'

લોંકાશાહ સંબંધીના "જૈન સિદ્ધાંત" માસિકમાના મારા લેખમાં મે જુલાઈ ૧૯૬૧ના અંકના ૨૧મે પાને ચોખ્ખુ લખ્યુ છે કે—
"લોંકાશાહના જન્મ સ્થળ વિષે પણ મતભેદ છે પરંતુ યતિ ભાનુચંદ્રની વાત વિશ્વાસપાત્ર હોવાથી તેમનું જન્મ સ્થળ લીંબડી હોવાનો જ વિશેષ સંભવ છે. વળી એ વાત વિશેષ માન્ય ગણવાનું કારણ એ પણ છે કે લોંકાશાહના ફૈર્ઈના દીકરા લખમસી પણ લીંબડીમાં હતા."

**યતિ ભાનુચંદ્ર લોંકાશાહના અનુયાયી અને લોંકાશાહ પછી ફક્ત ૪૪ વર્ષે થયેલા તે સાચા કે આજના વગર પ્રમાણે ગપ્પા મારનારા સાચા ગણાય?—**

૧

## લોંકાશાહ સંબંધી સ્થા. સાહિત્ય

સ્થાનકવાસી સંપ્રદાય લોંકાશાહને પોતાના આદ્ય પુરુષ માને છે [illegible] વસ્તુ ઐતિહાસિક સત્યથી તદ્દન વિરુદ્ધ છે એટલું જ નહિ પણ [illegible]કાશાહના જન્મ, જન્મસ્થાન, જીવન વગેરે સંબંધી સ્થાનકવાસીઓ માજે જે માન્યતા ધરાવે છે તે માન્યતાઓ તદ્દન ખોટી છે કારણ કે ઐતિહાસિક સત્યથી તે માન્યતાઓ તદ્દન ફોગટ સાબિત થાય છે.

લોંકાશાહ સંબંધી જે કંઈ થોડું સાહિત્ય સ્થાનકવાસીઓએ તૈયાર કરેલું છે તે આ પ્રમાણે છે—

(૧) મુનિ જેઠમલજીના સમકિતસાર પુસ્તકમાં લોંકાશાહ સંબંધી ઉલ્લેખ.

(૨) શ્રી અમોલખ ઋષિજીના શાસ્ત્રોદ્ધાર મીમાંસામાં ઉલ્લેખ.

(૩) વા. મો. શાહની ઐતિહાસિક નોંધ

(૪) મુનિશ્રી મણીલાલજીના પુસ્તક—પ્રભુવીર પટ્ટાવલીમાં લોંકાશાહનું જીવનચરિત્ર

(૫) મતવાલજીનું ધર્મપ્રાણ લોંકાશાહ પુસ્તક

ઉપરના પાંચેય લેખકોએ તેમના પુસ્તકોમાં પહેલી વાત તો એ કબૂલ કરી છે કે તેમની કોઈની પાસે લોંકાશાહ સંબંધી કોઈ ઐતિહાસિક આધાર નથી પણ તેઓએ ફક્ત કિંવદંતીઓ ઉપરથી કલ્પિત વાતો લખાયની છે।

અને જો તમારી પાસે ઐતિહાસિક પ્રમાણ નથી તો પછી સાંભળેલી કે અનુમાનથી ખોટી વાત ફેલાવવામાં શો ફાયદો? શું સત્ય લાંબો વખત છુપું રહી શકે છે? નહિ જ

આ પાંચ લેખકોમાં ય મુનિશ્રી જેઠમલજી સૌથી પ્રાચીન છે મુનિશ્રી જેઠમલજીએ સં. ૧૮૬૫માં સમકિતસાર પુસ્તક લખ્યું તેમાં તેમણે પહેલવહેલો લોંકાશાહના નામનો ઉલ્લેખ કર્યો ત્યાં સુધી તો લોંકાશાહને કોઈ જાણતું જ નહોતું તેમ ત્યાં સુધી સ્થાનકવાસીઓ પોતાને લોંકાશાહના અનુયાયી પણ કહેવડાવતા નહોતા

ત્યાં સુધી તો સ્થાનકવાસીઓ અને લોંકાગચ્છી યતિઓ વચ્ચે ભારે દુશ્મનાવટ હતી. કારણ કે લોંકાગચ્છના યતિઓથી મુનિશ્રી ધર્મસિંહજી તથા મુનિશ્રી લવજી ઋષિ છૂટા પડેલા હતા અને તેમણે સાધુધર્મનો ક્રિયોદ્ધાર કર્યો હતો. તેથી દુશ્મનાવટને લીધે તેઓ લોંકાશાહના અનુયાયી કહેવડાવવા પણ ઇચ્છતા નહોતા

લોંકાગચ્છના અનુયાયી લોંકાગચ્છી કહેવાતા. અને મુનિશ્રી ધર્મસિંહ તથા લવજી ઋષિના અનુયાયીઓ શરૂઆતમાં ઢુંઢિયા કહેવાવા લાગ્યા અને તે પછી લાંબે વખતે તેમણે સ્થાનકવાસી નામ ધારણ કર્યું

પરતુ વિ. સ. ૧૮૬૫ માં મુનિશ્રી જેઠમલજીને સંવેગી મુનિશ્રી વીરવિજયજી ગણિ સાથે શાસ્ત્રાર્થ થયેલો ત્યારે તેમને શ્રી ધર્મસિંહજી મુનિ તથા લવજી ઋષિના ઇતિહાસથી તેમનુ કામ સરળ થયુ નહિ ત્યારે તેમને મૂર્તિપૂજા વિરોધમાં લોંકાશાહને યાદ કરવા પડયા. તેથી જ તેમણે સમકિતસાર પુસ્તકમાં લોકાશાહ માટે લખ્યુ છે.

મુનિ જેઠમલજીએ તેમના પુસ્તકમાં જણાવ્યુ છે કે લોંકાશાહ એક સામાન્ય ગૃહસ્થ હતા અને લહિયાનો ધધો કરતા હતા આ પછી જ સ્થાનકવાસીઓ લોંકાશાહને ઓળખવા કે માનવા લાગ્યા.

ઉપર જણાવેલા પાચેય સ્થાનકવાસી લેખકોની એક જ દલીલ છે કે આપણામા ચરિત્ર, ઇતિહાસ લખવાની પ્રથા નહિ હોવાથી લોકાશાહનુ જીવનચરિત્ર કોઈએ લખ્યુ નથી. આવો બચાવ એ સ્થાનકવાસી સમાજને ભોળવવા માટેનુ એક ભયકર ઝૂહાણુ જ છે.

જૈન સાહિત્યમા હજાર વર્ષ પહેલાનો પણ સવિસ્તર ઇતિહાસ પણ પ્રાપ્ત છે. અને તે પણ જૈન આચાર્યોનો જ ઇતિહાસ નહિ પણ જૈનધર્મી રાજાઓ તેમજ શ્રાવકોનો ઇતિહાસ પણ વિપુલ પ્રમાણમા ઉપલબ્ધ છે જેમકે—મત્રી વિમળશા, ઉદાયન, વાહડ, શાતુ મહેતા, વસ્તુપાળ તેજપાળ, જગડુશાહ, ત્રિભુવનસિંહ આદિ અનેક મહાપુરુષોના જીવનચરિત્રો ઉપલબ્ધ છે.

એટલું જ નહિ પણ લોકાશાહના સમકાલિન અને તપાગચ્છના વિરોધી કડુઆ શાહે કડુઆમત ચલાવેલો તેનો પણ ઇતિહાસ ઉપલબ્ધ છે તો પછી લોંકાશાહનો જ ઇતિહાસ કેમ ઉપલબ્ધ ન હોય ?

**ખરી વાત એ છે કે લોંકાશાહ સંબધી પણ ઘણી વિગતો ઉપલબ્ધ છે પરતુ તે બધી વાતો સ્થાનકવાસીઓની હાલની મનથી માનેલી માન્યતાથી વિરુદ્ધ જાય છે તેથી સ્થાનકવાસીઓ તે વાતો જોવા કે તપાસવાની તમા પણ કરતા નથી. અને**

બચાવમાં કહે છે કે વિરોધીઓ તો લોંકાશાહ માટે ગમે તેમ કહે તે વાત સ્થાનકવાસીઓ માનવા તૈયાર નથી!

સ્થાનકવાસીઓને પોતે સત્યના અનુયાયી હોવાનો દંભ કરવો છે પણ સત્ય જાણવા તપાસવાની દરકાર પણ કરવી નથી! જે અનેક વિશ્વસનીય પ્રમાણોથી અસત્ય ઠરતુ હોય તેને પણ અસત્ય તરીકે ન સ્વીકારવુ તેમાં અજ્ઞાન નથી પણ દંભ અને દુરાગ્રહ છે. અને દંભ તથા દુરાગ્રહ તે મિથ્યાત્વના અંશો ગણાય છે.

૨

## લોંકાશાહ સંબંધી પ્રાચીન સાહિત્ય

લોંકાશાહ સંબંધી ઉપલબ્ધ સાહિત્ય તો ઘણુ છે પરંતુ તેમાંય પ્રાચીન અને મુખ્ય સાહિત્ય આ પ્રમાણે છે—

(૧) વિ. સં. ૧૫૪૩, સિદ્ધાંત ચોપાઈ. લેખક પં. મુનિશ્રી લાવણ્યસમય.

પં મુનિશ્રી લાવણ્યસમયની દીક્ષા વિ સં ૧૫૧૫ માં થઈ હતી એટલે તેઓશ્રીએ લોંકાશાહની માન્યતાનું ખંડન કર્યું છે તે યથાર્થ જ હોય

કારણ કે આવેશમાં આવી જઈને લોંકાશાહ જૈનાગમ, જૈન શ્રમણ, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન દાન વગેરેનો નિષેધ કરતા હતા તેથી પં મુનિશ્રી લાવણ્યસમયે ભગવતીજી આદિ સૂત્રોના અનેક પ્રમાણો આપીને લોંકાશાહની ધર્મ-વિરુદ્ધની માન્યતાનું ખંડન કર્યું છે.

લોંકાશાહે ધર્મવિરુદ્ધ માન્યતા ધરાવી ન હોત તો મુનિશ્રીને

આટલાં બધાં પ્રમાણો આપીને વિસ્તારથી ૧૮૧ ગાથાનું કાવ્ય લખવાની જરૂર જ પડી નહોત.

મુનિશ્રી લાવણ્યસમયની આ ચોપાઈની પ્રતિ પાટણના જ્ઞાનભંડારમાં વિદ્યમાન છે. અને શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈએ તેની નકલ પ્રાપ્ત કરીને વિ સ. ૧૯૮૬માં જૈનયુગ માસિકપત્રના અંક ૯-૧૦ના પૃષ્ટ ૨૪૦ પર છપાવેલી હતી.

**(૨) વિ. સં. ૧૫૪૪. સિદ્ધાંત સારોદ્ધાર લેખક—ખરતર ગચ્છીય જિનહર્ષ સૂરિના શિષ્ય ઉપાધ્યાય કમલ સંયમ.**

આ ચોપાઈની પ્રાચીન પ્રત પાટણના જ્ઞાનભંડારમાં છે. આ ચોપાઈ ઉપરાંત લોકાશાહની ઉપરોક્ત ઉત્સૂત્ર પ્રવૃત્તિનું ખંડન કરવા માટે કેટલાય આગમોના પાઠ પણ તેમાં આપેલા છે. આથી સિદ્ધ થાય છે કે લોકાશાહ સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, દાન વગેરેને તેમજ સાધુ અને શાસ્ત્રોને પણ માનતા નહોતા. અને તેથી જ આ પ્રમાણે સૂત્રાનુસાર ખંડન કરવાની જરૂર પડી હતી.

**(૩) વિ. સ. ૧૫૮૪. મુનિશ્રી વીકાકૃત ઉત્સૂત્ર નિરાકરણ બત્રીસી.**

આ ચોપાઈમાં મુનિશ્રી વીકાએ સમય લખેલો નથી પરંતુ દેવવંદન સ્તવ નામની તેમની બીજી કૃતિમાં વિ. સં. ૧૫૨૭ આપેલ છે તેથી આ સમયની આસપાસ તેમણે આ બત્રીશી બનાવેલી હશે કારણ કે તે વખતે લોકાશાહ, જૈનાગમ, જૈનશ્રમણ, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન વગેરેનો લોંકાશાહ નિષેધ કરતા હશે.

**(૪) વિ. સં. ૧૭૦૮. દયાધર્મ ચોપાઈ. લેખક—લોંકાગચ્છીય-યતિ ભાનુચંદ્ર.**

યતિ ભાનુચંદ્રનો સમય લોકાશાહના મૃત્યુ બાદ ફક્ત ૩૭ કે ૪૬ વર્ષ પછીનો છે. એટલું જ નહિ પણ તે લોંકાગચ્છના જ અનુયાયી હોઈને તેઓ વિશેષ વિશ્વાસપાત્ર ગણાય. તેમણે આ ચોપાઈમાં લોકાશાહના જીવન ઉપર સારો પ્રકાશ પાડ્યો છે.

આ ઉપરથી સમજી શકાય છે કે ત્યાં સુધી તો લોકાગચ્છના યતિઓએ લોકાશાહની પ્રરૂપણા પ્રમાણે જ સામાયિક, પૌષધ પ્રતિક્રમણ પ્રત્યાખ્યાન, દાન, આગમ વગેરે માનવાનો અસ્વીકાર કર્યો હતો પરંતુ ભાનુચંદ્રના સમયમાં લોકાશાહના મૂળ સિદ્ધાંતમાં થોડો ઘણો સુધારો થયો હશે જેમકે—

સામાયિક સવાર સાંજ બે વાર થઈ શકે પર્વના દિવસે પૌષધ થઈ શકે વ્રતધારી પ્રતિક્રમણ કરી શકે, પચ્ચખાણ વિના—આગાર જ લઈ શકાય, અમ યતિને દાન દેવાય નહિ દ્રવ્યપૂજા નહિ, ભાવપૂજા કરવી જોઈએ તથા જૈનાગમોમાં ૩૨ બત્રીશ સૂત્રો માનવા

ભાનુચંદ્રના સમયની આ માન્યતામાં પાછળથી ઘણા સુધારા થતા ગયા છે અને આજે નાગોરી લોંકાગચ્છ વગેરેમાં તો સર્વ પ્રવૃત્તિ મૂર્તિપૂજક જૈનોની માફક જ થતી જોવામાં આવે છે

આ પાંચ ગ્રંથોમાં છેલ્લા બે તો લોંકાગચ્છના યતિઓના છે અને તેઓ વળી લોંકાશાહ પછી તુરતમાં જ થઈ ગયેલા છે એટલે તેમના ગ્રંથોમાં જે હકીકત હોય તે સત્યપૂર્ણ જ હોય.

અને લોંકાશાહ માટે લોંકાગચ્છના આ બે યતિઓએ જે વાત તેમની ચોપાઈઓમાં કહી છે તે જ વાત ઉપરના પહેલા ત્રણ ગ્રંથોમાં તે તે મુનિઓએ કહેલી છે એટલે એ બધી વાત એકસરખી રીતે વિશ્વાસપાત્ર ઠરે છે.

આ પાંચેય ચોપાઈઓ મુનિ જ્ઞાનસુંદરજીના લખેલા "શ્રીમાન લોંકાશાહ કે જીવન પર ઐતિહાસિક પ્રકાશ" નામના પુસ્તકમાં પણ સંપૂર્ણપણે છપાઈ છે એટલે જિજ્ઞાસુ તે પુસ્તકમાંથી પણ જોઈ શકે છે.

**આ સર્વ એટલે પાંચેય લેખકોએ લોંકાશાહના અવર્ણવાદ બોલવા માટે નથી લખ્યું પણ તે વખતની પરિસ્થિતિ જણાવવા માટે લખ્યું છે. અને પહેલા ત્રણ લેખકોએ લોંકાશાહની માન્યતા જૈન ધર્મ અને જૈન સિદ્ધાંત વિરુદ્ધ છે તે બતાવવા માટે સૂત્રોની સાખો ટાંકીને લખેલું છે એટલે તેમાં શંકાને સ્થાન રહેતું જ નથી.**

**તેથી સ્થાનકવાસીઓ મતાગ્રહી, હઠાગ્રહી બનવા કે રહેવા માંગતા ન હોય તો તેમણે સત્ય જાણવું જોઈએ, સત્ય કબુલ કરવું જોઈએ અને ખોટી માન્યતા છોડવી જોઈએ.**

૩

## લોંકાગચ્છીય પ્રમાણ વિશ્વાસપાત્ર કેમ નહિ?

"વિરોધીઓના લખાણ વિશ્વાસપાત્ર ન ગણાય" એમ કહી સ્થાનકવાસીઓ લોંકાશાહ સંબંધી ઉપલબ્ધ સર્વ સાહિત્યનો ઇન્કાર

કરે છે ત્યારે સ્થાનકવાસીઓનો સત્ય નહિ જાણવાનો એ એક પ્રકારનો દુરાગ્રહ જ ગણાય

મૂર્તિપૂજક અથવા તપાગચ્છને સ્થાનકવાસીઓ વિરોધી ગણી શકે પરંતુ લોંકાગચ્છને વિરોધી કેમ કહેવાય? લોંકાગચ્છ તો લોંકાશાહનો અનુયાયી ગણાય છે અને સ્થાનકવાસીઓ પણ પોતાને લોંકાશાહના અનુયાયી ગણાવે છે તો લોંકાગચ્છના યતિઓએ લોંકાશાહના જીવન અને મંતવ્ય માટે જે કંઈ લખ્યું છે તે તો સંપૂર્ણ સત્ય તરીકે સ્વીકારવું જ જોઈએ.

લોંકાશાહના મૂળ અનુયાયી લોંકાગચ્છીય યતિઓ. અને તે યતિઓના બે શિષ્યો;—(૧) યતિ બજરંગજીના શિષ્ય યતિ લવજી અને (૨) યતિ શિવજીના શિષ્ય ધર્મસિંહજી—એ બન્ને શિષ્યો (લવજી ઋષિ તથા ધર્મસિંહજી મુનિ) લોંકાગચ્છમાંથી જુદા પડેલા હતા અને ક્રિયોદ્ધાર કર્યો હતો

એ બન્ને માટે લોંકાગચ્છીય પટ્ટાવલિમાં બહુ વિરુદ્ધ લખેલું છે તેથી સ્થાનકવાસીઓ તેમને વિરોધી ગણતા હોય તો તેઓ જાણે

**અથવા તો લોંકાગચ્છ શરૂ થયા પછી થોડા વખતમાં જ મૂર્તિને માનતો થઈ ગયો છે તે આજસુધી મૂર્તિને માને છે તેમ જ મુહપત્તિ બાંધતા નથી ત્યારે સ્થાનકવાસીઓ મુહપત્તિના આગ્રહી છે તે માટે સ્થાનકવાસીઓ તેને વિરોધી ગણતા હોય તો તે પણ સંભવિત છે.**

પરંતુ લોંકાગચ્છીય યતિઓએ લોંકાશાહ માટે જે કંઈ લખ્યું છે તે તો હાલના સ્થાનકવાસીઓની ઉત્પત્તિ થયા પહેલાં લખાયું છે તેથી તે લખાણને વિશ્વાસપાત્ર ગણવામાં કોઈ પ્રકારનો બાધ આવતો નથી. તેમણે જે કંઈ લખ્યું છે તે વિરોધની ખાતર લખેલું નથી કારણ કે તેમને સ્થાનકવાસી માટે વિરોધ તો હતો જ નહિ અને લોંકાશાહના

અનુયાયીો જ લોંકાશાહની સૂત્ર સિદ્ધાંતથી વિરુદ્ધની માન્યતા જણાવે ત્યારે વિરોધની શંકા કરી શકાય જ નહિ. પણ તેને તો સત્ય જણાવવાની જિજ્ઞાસા જ કહી શકાય.

## ૪

## દિગંબરી વગેરે પ્રમાણો

લોંકાશાહ સંબંધી મૂર્તિપૂજક સંપ્રદાયના અનુયાયીઓએ લખેલા તો ઘણા પ્રમાણો છે પરંતુ તે ઉપરાંત દિગંબરોએ લખેલા પ્રમાણો પણ છે. જેવા કે—

વિ. ની ૧૬મી સદીમાં દિગંબર તારણ સ્વામીએ લખેલ તરણ તારણ શ્રાવકાચારમાં લોંકાશાહ સંબંધી ઉલ્લેખ. તથા દિગંબર રત્નનંદીએ તેમના ભદ્રબાહુ ચરિત્રમાં કરેલ ઉલ્લેખ.

દિગંબરોના આ ઉલ્લેખો પણ મૂર્તિપૂજકોના તથા લોંકાગચ્છના ઉલ્લેખોને મળતા આવે છે.

આ ઉપરાંત **લોંકાશાહના જ સમકાલિન કડુઆશાહે** પણ તપાગચ્છ વિરુદ્ધ પોતાનો મત ચલાવ્યો હતો. તે કડુઆ મતની પટ્ટાવલીમાં લોંકાશાહની માન્યતાઓનો ઉલ્લેખ છે. કડુઆ શાહ અને લોંકાશાહ બન્ને લગભગ એક જ વખતે તપાગચ્છની વિરુદ્ધ પડેલા એટલે તેઓ તો એકબીજાના વિરોધી ગણાય જ નહિ. કારણ તે બન્ને તપાગચ્છના વિરોધી હતા. અને તેમા પણ લોંકાશાહની માન્યતા જેમ બીજાઓએ બતાવેલ છે તેમજ બતાવી છે. એટલે પછી લોંકાશાહની માન્યતા સબંધી શંકાને સ્થાન રહેતુ જ નથી.

લોંકાશાહે સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, પ્રત્યાખ્યાન, દાન, પૂજા વગેરેનો નિષેધ કરેલો એ માટે ઉપરના સર્વ પ્રમાણો જોતાં શંકાને સ્થાન રહેતું જ નથી. અને હાલના

સ્થાનકવાસીઓ તો સામાયિક વગેરે સર્વને માને છે ત્યારે સ્થાનકવાસીઓ પોતાને લોંકાશાહના અનુયાયી કેમ કહી શકે? લોંકાશાહના અનુયાયી બનવુ હોય તો સામાયિક વગેરે સર્વ ધર્મ ક્રિયાનો સ્થાનકવાસીઓએ ઇન્કાર કરવો જોઈએ. સ્થાનકવાસીઓ તેમ કરવા તૈયાર છે?

લોંકાશાહે જે ધાર્મિક ક્રિયાઓ વગેરેનો બહિષ્કાર અથવા નિષેધ કરેલો તે બાબત લોંકાગચ્છના યતિઓએ, મૂર્તિપૂજક યતિઓએ, દિગંબર લેખકોએ તથા તપાગચ્છના વિરોધી કડુઆ શાહ વગેરેએ, એ બધાએ એકસરખી રીતે એક સરખીજ વાત કરી છે. તો શુ એ બધાજ લોંકાશાહના વિરોધી હતા? નહિજ. એથી પણ પૂરવાર થાય છે કે લોંકાશાહ સબંધી પ્રાચીન લેખકોએ જે લખ્યુ છે તે સાચુ જ લખ્યું છે. છતાં તે સાહિત્યને સાચુ નહિ માનનારને દુરાગ્રહી, કદાગ્રહી અને હઠાગ્રહીજ કહી શકાય. અને એ આગ્રહો મિથ્યાત્વના જ અંગો ગણી શકાય.

## ૫

## લોંકાશાહનો
## જન્મદિન, જન્મસ્થળ

લોંકાશાહના અનુયાયી અને લોંકાશાહ પછી ફક્ત ચાળીશ વર્ષે જ થયેલા યતિ ભાનુચંદ્રની ચોપાઈ સૌથી વિશેષ વિશ્વાસપાત્ર છે તેમજ પ્રાચીન છે તેમણે લખ્યુ છે કે—

સોરઠ દેસે લીંબડી ગામઇ,
દશા શ્રીમાળી ડુંગર નામઇ,
ધરણી ચૂડા ચિત્ત ઉદારી,
દીકરો જાયો હરખ અપારી. ૩

ચૌદસય બ્યાસી વઈસાખઇ,
વદ ચૌદસ નામ લુંકો શખઇ,
આઠ વરિસનો લુંકો થયો,
સા ડુંગર પરલોકઇ ગયો. ૪.

એટલે કે લોંકાશાહનો જન્મ સૌરાષ્ટ્રના લીંબડી ગામમાં સં. ૧૪૮૨ ના વૈશાખ વદ ચોદસના દિવસે થયો તેમના માતાપિતાના નામ ડુંગરશાહ અને ચૂડાબ્હેન હતા. લોંકાશાહની આઠ વરસની ઉંમરે તેમના પિતા ડુંગરશાહ પરલોકવાસી થયા હતા.

સ્થા. મુનિશ્રી મણીલાલજીએ **જૈન ઇતિહાસ અને પ્રભુવીર પટ્ટાવલી** નામનું પુસ્તક લખેલુ છે અને તે સ્થાનકવાસી જૈન કાર્યાલય, અમદાવાદ તરફથી વિ. સં. ૧૯૯૧ માં પ્રસિદ્ધ થયેલ છે. આ પુસ્તક સ્થાનકવાસી જૈન કોન્ફરન્સની તા. ૧૦–૫–૧૯૩૬ ની જનરલ વાર્ષિક બેઠકમાં અમાન્ય ઠરાવેલ છે કારણ કે તે પુસ્તકમાં ઐતિહાસિક રીતે ખોટી અને અવિશ્વસનીય હકીકતો આપવામાં આવી છે.

આ પુસ્તકમાં બીજી હકીકતોની જેમ મુનિશ્રી મણીલાલજીએ યતિ નાયકવિજયના શિષ્ય કાંતિવિજયે પાટણમાં સ. ૧૬૩૬ ની વસંત પચમીએ લખેલુ બે પાનાનુ લોંકાશાહનું જીવનચરિત્ર છાપેલું છે. પરંતુ આ જીવનચરિત્ર વાંચતાં જ એ બનાવટી છે એમ સૌ કોઈ સમજી શકે તેમ છે.

સં. ૧૬૩૬ માં એટલે લગભગ ચારસો વરસ પહેલા આ જીવન ચરિત્ર લખેલું કહેવામાં આવેલ છે. પરંતુ તેની ભાષા ઉપરથી જ તે ચરિત્ર હાલના જ કોઇ માણસે લખેલુ છે એમ ચોક્કસ કહી શકાય છે. કારણકે ચારસો વરસની ભાષામાં અત્યારની ભાષા કરતા ઘણો ફરક હતો. ત્યારે આ કહેવાતું ચરિત્ર તો હાલની ભાષામાં લખાયલુ છે. તેમાં ચારસો વરસની ભાષા જ નથી.

વળી ઐતિહાસિક રીતે પણ તે ખોટુ છે કારણ કે તેમા લોકાશાહ સ ૧૫૦૦મા અમદાવાદમા આવ્યા અને ત્યા ધીરધારનો ધધો શરૂ કર્યો, ત્યારપછી લોકાશાહને ત્યા બાદશાહ સાથે ઓળખાણ થઈ એમ લખેલુ છે અને તે પછી લોકાશાહ તીજોરીદાર બન્યા વગેરે હકીકતો લખેલી છે

પરતુ ઇતિહાસ પ્રમાણે એ હકીકત ખોટી ઠરે છે કારણકે અમદાવાદના બાદશાહ વિ સ ૧૪૯૭ માં મરણ પામેલા હતા એટલે લોકાશાહને તેમની સાથે સ ૧૫૦૦ પછી ઓળખાણ થવાનુ લખ્યુ છે તે બની શકે જ નહિ એ પ્રમાણે એ બે પાનાનુ આખુય જીવનચરિત્ર બનાવટી ઉપજાવી કાઢેલુ જ ઠરે છે

સ્થા મુનિ શ્રી મણીલાલજીએ તેમની પ્રભુવીર પટાવલીમા લખ્યુ છે કે—લોકાશાહ જયપુર ગયેલા અને ત્યા તેમને કોઈએ ઝેર આપવાથી અકસ્માત મૃત્યુ પામેલા જયપુર શહેર સવાઈ જયસિહ મહારાજે લોકાશાહની પછી બસો વર્ષ બાદ વસાવેલુ. એ ઉપરથી પણ સ્થા મુનિશ્રી મણીલાલજીએ લખેલું જીવનચરિત્ર કેવુ ખોટુ છે, ઢગધડા વગરની ઉપજાવી કાઢેલી વાતોથી ભરપૂર છે તે સમજી શકાય છે

એથી એ બનાવટી જીવન ચરિત્રમાં લોકાશાહનો જન્મ કાર્તિક સુદ ૧૫નો જણાવેલ છે તે પણ ખોટો ઠરે છે યતિ ભાનુચદ્ર લોકા શાહના અનુયાયી હોવાથી તેમણે સાચુ જ લખ્યુ હોય વળી એ બનાવટી જીવનચરિત્ર કરતા પહેલા ૫૮ અઠાવન વર્ષ પહેલા યતિ ભાનુચદ્રે લોકાશાહનુ જીવનચરિત્ર લખેલુ હોઈ એ ચરિત્ર જ સાચુ ગણી શકાય

**એટલે લોંકાશાહનો જન્મ સં. ૧૪૮૨ ના વૈશાખ વદ ચૌદસના રોજ થયેલો હતો અને જન્મસ્થળ લીંબડી હતુ.**

લોકાશાહના જન્મસ્થળ વિષે પણ મતભેદ છે પરતુ યતિ ભાનુચદ્રની વાત વિશ્વાસપાત્ર હોવાથી તેમનુ જન્મસ્થળ લીંબડી હોવાનો જ

વિશેષ સંભવ છે. વળી એ વાત વિશેષ માન્ય ગણવાનું કારણ એ પણ છે કે લોકાશાહના ફઈના દીકરા લખમસી પણ લીંબડીમાં હતા.

## ૬
## લોંકાશાહનો વ્યવસાય

લોંકાશાહના અનુયાયી યતિ ભાનુચંદ્રે તેમની ચોપાઈમાં લખ્યું છે કે—

આઠ વરિસંનો લુંકો થયો,
સા ડુંગર પરલોકઈ ગયો. ૪
લખમસી ફુઈનો દીકરઈ
દ્રવ્ય લુંકાનું તેણઇ હરઉં,
ઉંમર વરિસ સોળાની થઈ,
ચુડા માતા સરગિં ગઈ. ૫
આવઇ અમદાવાદ મંઝાર,
નાણાવટીનો કરઇ વ્યાપાર.

લોંકાશાહના પિતા લોકાશાહની આઠ વર્ષની વયે અવસાન પામેલા અને તેમની માતા તેમની સોળ વર્ષની વયે અવસાન પામ્યા. લોકાશાહની આઠ વર્ષની ઉમરે તેમના પિતા ગુજરી જવાથી તેમની કિંમતી મિલ્કત તેમની ફઇના દીકરા લખમસીએ લઈ લીધી હતી.

સોળ વર્ષની ઉમરે નિરાધાર થવાથી લોકાશાહ અમદાવાદ આવ્યા અને ત્યાં નાણાવટ, ધીરધારનો ધંધો કરવા લાગ્યા.

તે ઉપરાંત સર્વ પ્રાચીન લેખકોએ બતાવ્યું છે કે લોંકાશાહ પાસે મોટી મૂડી તો હતી નહિ તેથી ધીરધારના ધંધામાં પૂરતું કમાવા જેવું નહિ હોય તેથી સાથે સાથે લહિયાનું કામ પણ કરતા હતા.

લોંકાગચ્છી યતિ કેશવજી તેમના સિલોકામાં લખે છે કે—

જ્ઞાનસમુદ્રની સેવા કરતાં,
લખીગુણી લહિઉ બન્યો તવ ત્યાં,
દ્રમ્મ કમાણી શ્રુતની ભક્તિ,
વધઈ રંગઈ ધર્મની શક્તિ. ॥ ૧૨ ॥

એટલે કે જ્ઞાનસમુદ્ર (જ્ઞાનસાગર) સૂરિ પાસે અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરીને લહિયા બન્યા. તેથી એક તો દ્રવ્યપ્રાપ્તિ અને બીજું જ્ઞાનની ભક્તિ. એ પ્રમાણે લોકાશાહનો વ્યવસાય હતો.

આ પ્રમાણે ધીરધારથી તથા લહિયાનું કામ કરીને લોંકાશાહ પોતાની આજીવિકા ચલાવતા હતા.

૭

## લોંકાશાહના જ્ઞાન, વિદ્વત્તા

આપણા સમયમાં કોઈ વ્યક્તિ વિદ્વાન હોય તો આપણે તેને પ્રત્યક્ષ પ્રમાણથી, અનુભવથી વિદ્વાન માની શકીએ. ત્યારે કઈ વર્ષો પહેલાં થઈ ગયેલી વ્યક્તિના જ્ઞાન, વિદ્વતા માટે કોઈ પણ જાતનું આહિતિક પ્રમાણ જોઈએ તે સિવાય સામાન્ય બુદ્ધિનો માણસ પણ કોઈ વ્યક્તિને એકદમ જ્ઞાની કે વિદ્વાન માની શકે નહિ.

જૈન સમાજમા અનેક વિદ્વાનો થઈ ગયેલા છે અને તે વિદ્વાનોએ બનાવેલા સેંકડો ગ્રંથ અત્યારે પણ મોજુદ છે કે જેના ઉપરથી તેમના જ્ઞાન અને વિદ્વતાની ખાત્રી થઈ શકે છે.

ત્યારે સોળમી સદીમાં થયેલા અને સ્થાનકવાસીઓ જેને મહાજ્ઞાની અને વિદ્વાન તરીકે ઓળખાવે છે તે લોંકાશાહના જ્ઞાન અને વિદ્વત્તાનું પ્રમાણ શું છે? કશું જ નથી. તો પછી આધુનિક લેખકોની કલ્પનાથી તેમણે જે લખ્યું કે કહ્યું તે માની શકાય જ નહિ.

વળી ઠેઠ ઓગણીસમી સદી સુધી તો સ્થાનકવાસીઓ પણ લોકાશાહને એક સામાન્ય ગૃહસ્થ અને લહિયા તરીકે જ જાણતા હતા. સંવત ૧૮૬૫ ના સ્થા. મુનિશ્રી જેઠમલજીએ લખેલ સમકતિસાર પુસ્તકમાં સ્પષ્ટ લખેલ છે કે લોકાશાહ પહેલાં નાણાવટી અને પછી લહિયા હતા. પણ તેમણે લોકાશાહ જ્ઞાની કે વિદ્વાન હતા તેવુ ક્યાય કહ્યુ નથી.

**લોંકાશાહની બનાવેલી એકાદ ઢાળ, ચોપાઈ કે બીજું કંઇ લખાણ મળતું નથી ત્યારે કયા પ્રમાણ ઉપર લોંકાશાહના જ્ઞાન અને વિદ્વતા માટેના ઢોલ પીટવામાં આવે છે?**

લોકાશાહે તેમના નવા મતની શરૂઆત કરી ત્યારે તેમની સામે જરૂર ઉહાપોહ થયો હશે. તેમના મતનુ ખંડન થયુ હશે અને તેનાં પ્રમાણો આજે પણ મોજુદ છે. તો લોકાશાહે તેમને જવાબ પણ આપ્યો હોવો જ જોઈએ ને! તો તેવા જવાબની એક પણ નકલ કેમ મળતી નથી?

ખંડન મંડનની વાત બાજુએ રાખો તો પણ જો લોકાશાહ જ્ઞાની હોય તો તેમણે કોઇપણ તાત્ત્વિક કે દાર્શનિક પુસ્તક તો લખ્યુ જ હોત પણ તેમણે કોઈ પુસ્તક પણ લખ્યુ નથી

**તેમ પણ નહિ તો લોંકાશાહે પોતાના મતની રૂપરેખા તો લખીને તૈયાર કરી હોવી જ જોઈએ. પણ લોંકાશાહનો સિદ્ધાંત સમજાવનારો એકાદ પત્ર પણ તેમના હાથનો લખેલો મળતો નથી.**

લોકાશાહના સમકાલીન કડુઆશાહે પણ પોતાનો મત ચલાવ્યો હતો. કડુઆશાહ ધુરંધર વિદ્વાન ન હતા તો પણ તેમણે પોતાના મતના નિયમ અને સિદ્ધાંત તો લખીને તૈયાર કર્યા હતા કે જે આજે પણ ઉપલબ્ધ છે.

આ સર્વ ઉપરથી સાબિત થાય છે કે લોંકાશાહમાં કોઈ પણ પ્રકારનું વિશેષ જ્ઞાન નહોતું. લોંકાશાહ જો સહેજ

પણ બુદ્ધિમાન હોત તો તેમણે સૂત્રો તેમજ ધાર્મિક ક્રિય વગેરેનો નિષેધ કર્યો નહોત.

લીંબડી (સૌરાષ્ટ્ર)માં ઉછરેલા હોવાથી અને અમદાવાદમા જીવન વિતાવેલુ હોવાથી લોકાશાહને ગુજરાતી ભાષાનુ જ્ઞાન તો જરૂર હતુ જ. પણ લહિયા તરીકે દેવનાગરી અને જૈન લિપિનુ જ્ઞાન જરૂર જોઈએ તે જ્ઞાન તેમનામા નહોતું તેથી અમદાવાદમા આવ્યા પછી, યતિ કેશવજીએ તેમની ચોપાઇમાં લખ્યુ છે તેમ, લોકાશાહે જૈન લિપિ જ્ઞાન યતિ જ્ઞાન સાગરજી પાસેથી મેળવ્યુ હતુ. અને તે પછી લહિયા તરીકેનું કામ શરૂ કર્યું હતુ.

**લહિયાનુ કામ એ જ્ઞાન કે વિદ્વત્તાની નિશાની નથી.**

જીદગીભર લહિયાનું કામ કરનારા પણ કોઇ જ્ઞાની કે વિદ્વાન થઇ શકયા નથી. એટલું જ નહિ પણ લહિયાઓએ જ્ઞાનના અભાવે સૂત્રોમા ઘણીવાર ખોટા શબ્દો લખી નાખ્યાના દાખલા જાણીતા છે.

વળી સ્થાનકવાસીઓ લોકાશાહના સુદર અક્ષર માટે ખૂબ પ્રશસા કરે છે. **સુદર અક્ષર એ પણ જ્ઞાન કે વિદ્વત્તાની નિશાની નથી.** લહિયાના અક્ષર સારા તો હોવા જ જોઈએ, કારણકે નહિતર કોઈ તેની પાસે પુસ્તક લખાવે જ નહિ પરતુ લોંકાશાહના અક્ષર માટે આજે જે વધુ પડતી પ્રશસા કરવામા આવે છે તેવુ કોઈ પણ પ્રાચીન લેખકે જણાવ્યુ નથી

**તેવી જ રીતે કોઈ પણ પ્રાચીન લેખકે લોંકાશાહના જ્ઞાન કે વિદ્વત્તા માટે પણ કશું ય લખ્યુ નથી. એથી સિધ્ધ થાય છે કે લોંકાશાહમાં કઈ પણ અસાધારણ જ્ઞાન કે વિદ્વતા નહોતા.**

**આજના સ્થા. લેખકો કે પ્રવચનકારો જે રીતે લોંકાશાહને મહાવિદ્વાન તરીકે ઓળખાવે છે તે એક તેમની મનઘડંત નવી ઉપજાવેલી વાત છે. મહાવિદ્વાન**

**પ્રતિભાશાળી માણસ હોય તેમણે કંઈક લેખ પુસ્તક તો લખ્યા જ હોય. પણ લોકાશાહે એક પણ પુસ્તક લખ્યાનો કોઈ પણ લેખકે કશોય ઉલ્લેખ કર્યો નથી.**

**મતલબ કે લોંકાશાહમાં કોઇપણ પ્રકારનું વિશેષ જ્ઞાન હતું જ નહિ.**

## ૮

## લોંકાશાહે બત્રીશ સૂત્રો લખ્યા હતા?

લોકાશાહનુ જીવન ચરિત્ર લખનાર સ્થાનકવાસી લેખકો એમ બતાવે છે કે લોંકાશાહે યતિજીને બત્રીશ સૂત્રો લખી આપેલા તેની એક એક નકલ વધારે કરીને તેમણે પોતા પાસે રાખી લીધેલી. અને એ બત્રીશ સૂત્રોની સહાયથી તેમણે પોતાનો ક્રાંતિકારી મત ચલાવ્યો.

એટલે કે લોંકાશાહે ચોરી છુપીથી બત્રીશ સૂત્રો મેળવ્યા હતા. પરતુ શ્રી અમોલખ ઋષિજીને પોતાના ગુરુ ઉપર આવી રીતે ચોરીનુ કલંક લગાડાય છે તે ગમ્યુ નહિ. તેથી તેમણે સં. ૧૯૮૩ માં તેમની "શાસ્ત્રોદ્ધાર મીમાંસા"માં લખ્યુ કે—

"યતિજીએ લોકાશાહને એક સૂત્ર લખવાનુ આપેલુ તેની લોકાશાહે બે નકલ કરી અને યતિજીને આપતાં કહ્યુ કે એક નકલ તમારે માટે અને એક મારા માટે મેં લખી છે. ત્યારે સરળ, સ્વભાવી અને જ્ઞાનપ્રચારના પ્રેમી યતિજીએ ખુશી થઈને કહ્યુ કે ભલે, તમે પણ એક નકલ રાખીને વાંચજો. . એ પ્રમાણે લોંકાશાહે બત્રીશ સૂત્રોની બબ્બે નકલ બનાવી."

"આગળ જતાં શ્રી અમોલખ ઋષિજી લખે છે કે—નંદી સૂત્રમાં ૭૨ સૂત્રોના નામ છે પણ બાકીના ૪૦ સૂત્રો વિચ્છેદ ગયા છે."

પરંતુ સ્થા. મુનિશ્રી જેઠમલજીએ તેમના સમકિતસારમાં લોંકાશાહે બત્રીશ સૂત્રો લખ્યાની કશી જ વાત લખી નથી. એટલું જ નહિ પણ સૌથી પ્રાચીન લેખક અને લોંકાશાહના અનુયાયી યતિ ભાનુચંદ્રે લોંકાશાહનું જીવનચરિત્ર વર્ણવ્યું છે તેમાં પણ લોંકાશાહે બત્રીશ સૂત્રોની એક એક નકલ કે બબ્બે નકલ કરવા સંબંધી કશું જ લખ્યું નથી.

પ્રાચીન એક પણ લેખકે કયાય બતાવ્યુ નથી કે લોકાશાહે બત્રીશ તો શું પણ તેમાના એક પણ સૂત્રની એક પણ નકલ કરી હોય એમ બતાવ્યુ નથી ત્યારે વા મો શાહ, સતબાલ અને અમોલખ ઋષિજીએ બત્રીશ સૂત્ર લખ્યાની વાત લખી છે તે કશા પણ આધાર વિનાની હોઈ કલ્પિત જ ઠરે છે

ધારો કે લોંકાશાહે બત્રીશ સૂત્રોની નકલ કરી હતી તો તે સૂત્રો આજે કયાંકથી પણ ઉપલબ્ધ થવા જોઇએ. બત્રીશેય નહિ તો થોડા થોડા નહિ તો એકાદ, એકાદ નહિ તો એક સૂત્રનાં થોડાં પાનાં પણ ઉપલબ્ધ થઇ શકે, લોંકાશાહના જ વખતમાં લખાયલા પુસ્તકો જ્ઞાનભંડારમાં આજે મળી શકે છે તો લોંકાશાહનું લખેલ કોઈ એક પણ સૂત્ર મળતુ નથી તે પણ સાબિત કરે છે કે લોંકાશાહે એક પણ સૂત્ર લખીને પોતાની પાસે રાખ્યુ નહોતુ.

શ્રી અમોલખ ઋષિજીએ બાકીના ૪૦ સૂત્રો વિચ્છેદ ગયાની વાત લખી છે તે તો આપોઆપ ખોટી ઠરે છે જ. કારણ કે તેમણે પોતે પણ લખેલું છે કે લોંકાશાહના જન્મ પહેલાં પણ અનેક હસ્તલિખિત સૂત્ર મળતા હતા અને આજે પણ મૂર્તિપૂજકો પાસે ૪૫ સૂત્રો તો છે જ. અને એ તો સૌ કોઈ જાણે છે તેમ અમોલખઋષિ પણ જાણતા હતા જ.

૯

## સ્થાનકવાસીઓમાં બત્રીશ સૂત્રોની માન્યતા કેમ પ્રસરી ?

સ્થાનકવાસીઓ આજે બત્રીશ સૂત્ર માને છે અને જો લોંકાશાહે બત્રીશ સૂત્રોની નકલ કરી નહોતી તો સ્થાનકવાસીઓમાં બત્રીશ સૂત્રોની માન્યતા પ્રસરી કેવી રીતે? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. તેનો ઉત્તર આ પ્રમાણે છે.

લોંકાશાહ તો સૂત્રોને જ માનતા નહોતા. લોંકાશાહે સૂત્રોનો તેમ જ સામાયિક વગેરે ધાર્મિક ક્રિયાઓનો તથા દાન અને પૂજાનો પણ વિરોધ કર્યો હતો એ વાત એકેએક પ્રાચીન લેખક સ્પષ્ટ રીતે જણાવે છે. જ્યારે લોંકાશાહ સૂત્રનો જ વિરોધ કરતા હોય ત્યારે તેઓ સૂત્રો લખીને પોતાની પાસે રાખે એ વાત બની જ શકે નહિ.

વળી લોંકાશાહમાં અર્ધમાગધી ભાષાનું કે સસ્કૃત ભાષાનું જ્ઞાન હતું જ નહિ તેથી પણ તેઓ સૂત્ર લખીને તેમની પાસે રાખે તેમ બને જ નહિ અને એ સ્થિતિમા લોંકાશાહે બત્રીશ સૂત્રો માન્ય કર્યાં હતા એમ કહેવું તે પણ સદંતર જૂઠાણુ જ કહેવાય.

પરતુ બત્રીશ સૂત્રોની માન્યતા ઉપસ્થિત થવાનુ કારણ આ પ્રમાણે છે—

પાર્શ્વચદ્રસૂરિ તપાગચ્છથી અલગ થયા ત્યારે લોંકાશાહ તો વિદ્યમાન નહોતા. પણ તેમના અનુયાયીઓએ આ તકનો સારો લાભ લીધો. તેમણે શ્રી પાર્શ્વચદ્રસૂરિની પાસે જઈને તેમને પ્રાર્થના કરી કે— અમારા માટે જૈન સૂત્રોના અર્થ ગુજરાતી ભાષામા કરી આપો તો અમારા ઉપર ઘણો મોટો ઉપકાર થશે.

પાર્શ્વચંદ્રસૂરિને એટલી તો ખબર હતી જ કે આ લોકો જૈનાગમના વિરોધી છે. તેથી તેમણે ત્રણ શરતે સૂત્રોના અનુવાદ કરી આપવાનુ કબૂલ કર્યું. તે ત્રણ શરતો આ પ્રમાણે—

## ૧૦
## લોંકાશાહ અને ભસ્મગ્રહ

શ્રી કલ્પસૂત્રમાં ઉલ્લેખ છે કે ભગવાન મહાવીરના નિર્વાણના સમયે બે હજાર વર્ષની મુદતનો ક્રૂર ભસ્મગ્રહ બેઠો હતો. તેનું ફળ એમ જણાવવામાં આવે છે કે—બે હજાર વર્ષ સુધી શ્રમણ સંઘની ઉદયપૂજા નહિ થાય.

સ્થાનકવાસીઓનું કહેવું છે કે એ બે હજાર વર્ષની મુદત પૂરી થઇ તેથી લોંકાશાહનો જન્મ થયો અને તેણે ધર્મનો ઉદ્ધાર કર્યો. સ્થાનકવાસીઓએ પ્રસંગાનુસાર આ વાત ઘટાવી દીધી છે છતાં તેમાં ક્ષતિ છે અને તે યથાર્થ નથી.

ભસ્મગ્રહના બે હજાર વર્ષ વિ. સં. ૧૫૩૦ માં પૂરા થાય છે. ત્યારે લોંકાશાહે તેમનો મત વિ. સં. ૧૫૦૮ માં ચલાવવાનું શરૂ કર્યું હતું. એટલે ભસ્મગ્રહ ઉતરવા પહેલાં બાવીશ વર્ષ અગાઉ લોંકાશાહે નવો મત શરૂ કરેલો. તેથી સ્થાનકવાસીઓની વાત ઘટી શકતી નથી.

સંવત પનર અઠોતરઉ જાણિ,
લુંકુ લેહઉ મૂલની ખાણી,
સાધુ નિંદા અહનિશ કરઈ,
ધર્મ ધડાબંધ ઢીલઉ કરઈ. ૨

ટાલઇ વિનય વિવેક વિચાર,
ટાલઈ સામાયિક ઉચ્ચાર,
પડિકમણાનઉં ટાઈલ નામ,
ભામઈ પડિયા ઘણા તિણિગમ. ૪

સવંત પનરનું ત્રીસઈ કાલિ,
પ્રગટ્યા વેષધાર સમકાલિ,

દયા દયા પોકારઈ ધર્મ્મ,
પ્રતિમા નિંદી બાંધઈ કર્મ્મ. ૫

—ઉ. કમળ સંયમ

બીજું લોંકાશાહે ધર્મનો ઉદ્ધાર મુદ્દલ જ કર્યો નહોતો પરંતુ ખરૂં કહીએ તો અધર્મનું જ પ્રતિપાદન કર્યું હતુ. કારણ કે જૈન શાસ્ત્રો-સૂત્રોને લોંકાશાહ માનતા નહોતા, સામાયિક વગેરે ધાર્મિક ક્રિયાનો તથા દાનનો લોંકાશાહ નિષેધ કરતા હતા એટલે લોંકાશાહનો મત એ ધર્મનો ઉદ્ધાર નહોતો પણ ધર્મનું પતન હતું અથવા અધર્મનો પ્રચાર જ હતો.

લોંકાશાહ પછી બીજા એક ગૃહસ્થ કડુઆશાહ થયા હતા. તેમણે પણ સાધુઓનો વિરોધ કરી નવો મત સ્થાપ્યો હતો. એમ બે મત તે વખતે ધર્મ વિરુદ્ધના થયા હતા. તેનું કારણ તો એમ કહી શકાય કે ભસ્મગ્રહે ઉતરતા પણ પોતાનો ક્રૂર સ્વભાવ બતાવી આપ્યો હતો. એ બન્નેની વર્ષાવલી આ પ્રમાણે છે—

| લોંકાશાહ | | કડુઆશાહ | |
|---|---|---|---|
| જન્મ | વિ. સ ૧૪૮૨ | જન્મ | વિ. સં. ૧૪૯૫ |
| મત | વિ સ. ૧૫૦૮ | મત | વિ સ. ૧૫૨૪ |
| દેહાંત | વિ. સ ૧૫૩૨ | દેહાત | વિ. સ ૧૫૬૪ |

ઉપર કહ્યુ તેમ ભસ્મગ્રહની અસર એ છે કે શ્રમણ સંઘની ઉદયપૂજા ન થાય. એટલે લોંકાશાહ અને કડુઆશાહના કાર્યોનો ભસ્મગ્રહના ઉતરવાની સાથે સબંધ મેળવી શકાય નહિ. આ બે ગૃહસ્થોના કાર્યને ધર્મનો ઉદ્યોત ગણવામાં આવે તો સમજવાનુ કે **ભસ્મગ્રહની અસર ધર્મના ઉદ્યોતને અટકાવતી નથી. કારણકે તે પૂર્વે અનેક વિદ્વાન આચાર્યોએ ધર્મના ઉદ્યોત. આના કરતાં પણ વિશેષ પ્રકારે કર્યો હતો.**

વળી ધર્મમાં ફાંટા પાડવાને ધર્મનો ઉદ્યોત ગણવામાં આવે તો તે એક જાતનું ઘોર અજ્ઞાન જ કહેવાય. લોંકાશાહે અને કડુઆશાહે તો ધર્મસંઘથી છૂટા પડી ધર્મને હાનિ જ કરી છે. ધર્મમાં સુધારો કરી એકતા કરવામાં આવે તો જ તેને ધર્મનો ઉદ્યોત કહી શકાય. અથવા તો જૈનેતરને જૈન ધર્મમાં લાવવામાં આવે તો તે પણ ધર્મના ઉદ્યોતનુ કાર્ય કહેવાય. પણ લોંકાશાહે ધર્મના સાચા ઉદ્યોતનુ એક પણ કાર્ય કર્યું નથી.

લોંકાશાહે ફક્ત ક્રોધથી, દ્વેષથી સૂત્ર, ધર્મક્રિયા, દાનપૂજા વગેરેનો બહિષ્કાર કર્યો હતો અને સ્થાનકવાસીઓએ સૂત્રના ખોટા અર્થ કરી મૂર્તિનો નિષેધ કર્યો છે એટલે તેમના કાર્યોમાં ધર્મનો ઉદ્યોત તો છે જ નહિ પણ તે ધર્મની હાનિનું જ કાર્ય છે અને તે અસંયતિ પૂજા નામના અચ્છેરામાં ગણાય.

મુસલમાન લહિયા જે મુસલમાનોના પુસ્તકો લખવાનું કામ કરતા હતા તે ત્યાંથી નીકળ્યા અને તે લોંકાશાહના મિત્ર હોવાથી તેને બોલાવ્યા.

ત્યારે લોંકાશાહે ક્રોધમાં પોતાની વરાળ કાઢી હશે અને તે મુસલમાને તે વખતે પોતાની નાસ્તિક માન્યતાની વાત કરી હશે. ક્રોધ વખતે માણસને સત્ય વાત સૂઝતી નથી. તે અનુસાર લોંકાશાહને તે મુસલમાનની વાત ઠીક લાગી હશે એટલે કે અગ્નિમાં ઘી હોમવા જેવું થયું હશે, તેથી લોંકાશાહનો ક્રોધ યતિઓ તેમજ સૂત્રો અને ધર્મ ક્રિયા તરફ વૃદ્ધિ પામ્યો હશે અને તેથી તેમણે તે સર્વનો બહિષ્કાર કરવાનો નિશ્ચય કર્યો હશે એમ સર્વ પ્રાચીન લેખકોનું અનુમાન છે.

વીર વંશાવલીમાં ઉલ્લેખ છે કે—"લોંકાશાહ યતિઓના ઉપાશ્રયોમાં લહિયાનું કામ કરતા હતા. તેની મજુરીના પૈસા શ્રાવકો જ્ઞાન ખાતામાંથી આપતા હતા. એક વખતે પુસ્તકની લખાઇના પૈસા આપી દેતાં સાડા સતર દોકડા બાકી રહ્યા. તેથી શ્રાવકો અને લોંકાશાહ વચ્ચે આપસમાં તકરાર પેદા થઇ.

"લોંકાશાહ યતિઓની પાસે ગયા. યતિઓએ કહ્યું કે—લુંકા! અમે તો પૈસા રાખતા નથી. માટે શ્રાવકોથી તમારો હિસાબ કરી લીઓ. એ સાંભળી લોંકાને ગુસ્સો આવ્યો અને તે સાધુઓની નિંદા કરતા કરતા એક હાટ ઉપર આવીને બેઠા.

"ત્યા એક મુસલમાન લહિયો મુસલમાનોના પુસ્તકો લખતો હતો અને લોંકાશાહનો મિત્ર હતો તે ત્યાંથી નીકળ્યો. તેણે લોંકાશાહને પૂછ્યું કે—હે શાહ લોંકા! તારા કપાળ પર શું છે?

"લોંકાશાહે કહ્યું કે—મંદિરનો સ્તંભ (તિલક) છે."

"તે વખતે સૈયદે લોંકાશાહને નાસ્તિકતાનો ઉપદેશ આપ્યો. તેથી લોંકાશાહની બુદ્ધિમાં વિકાર થયો. ત્યાર બાદ તેણે સૈયદની સંગતિથી જૈન ધર્મની બધી ક્રિયાઓનો લોપ કરી પોતાનો નવો મત કાઢ્યો."

ગમે તેમ હોય પણ લોંકાશાહે જૈન આગમો, યતિઓ, સામાયિક વગેરે ક્રિયાઓ તથા દાન પૂજાનો નિષેધ કરેલો એ તો નિશ્ચિત વાત છે.

જૈન શાસનમાં અસંયમી ગૃહસ્થે કાઢેલો હોય તેવો આ લોંકાશાહનો મત પહેલવહેલો જ નીકળ્યો હતો.

૧૨

જિનપૂજા કરવા મતિ ટળી,
અષ્ટાપદ બંહુ તીર્થ વળી.
નવિ માને પ્રતિમા પ્રાસાદ,
તે કુમતિ સિઉ કેહુ વાદ. ૧૪.

લુંટક મતનું કિસોઉ વિચાર,
જે પુણ ન કરેઇ શૌચાચાર,
શોચ વિહુણાઉ શ્રી સિદ્ધાંત,
પઢતા ગુણતાં દોષ અનંત. ૧૫૮.

ઉપાધ્યાય શ્રીકમળ સંયમજીએ વિ સં. ૧૫૪૪માં તેમના સિદ્ધાંત સાર ચોપાઈમાં આ પ્રમાણે લખ્યું છે—

સંવત પન્નર અઠોતર ઉજાંણી,
લુંકો લહીઉ ભૂલની ખાણિ,
સાધુનિંદા અહનિશિ કરઈ,
ધર્મ ધઢાબધ ઢિલાઉ ધરઈ. ૨.

તેહનઇ શિષ્ય મલીયો લખમસી,
જેહની બુધ્ધિ હિયાથી ખસી,
ટાલઈ જિનપ્રતિમા નઇ માન,
દયા દયા કરી ટાલઈ દાન ૩.

ટાલઇ વિનય વિવેક વિચાર,
ટાલઇ સામાયિક ઉચ્ચાર,
પડીકમણાનેઉ ટાલઈ નામ,
ભામઈ પરિયા ઘણા તિણિ ગામ. ૪.

વળી મુનિ વીમ તેમની અપૂર્વ નિરાકારણ બત્રીશીમા લખે છે કે—

ઘર મુકુઇ તે કરઇ વખાણ,
છાડઇ પડિકમણુ પચ્ચખાંણ,
છાડી પૂજા, છાડીઉ દાન,
જિણ પડિમા કીધુઉ અપમાન ૫

પાચમી આઠમી પખી નથી,
મા છાડી નઇ ગાહી ઇન્દ્રી,
વિનય વિવેક તિજિઉ આચાર,
ચારિત્રીયા નઇ કહઇ ખાધાર ૬

અનુયાયી અને વિદ્વાન ગણાતા યતિ કેશવજીએ તેમના ગ્રંથમાં લોંકાશાહના વિષયમાં લખ્યું છે કે—

આગમ લખઈ મનમાં શંકઈ,
આગમ સાખિ દાન ન દિસઈ,
પ્રતિમા પૂજા ન પડિક્કમણું,
સામાયિક પોસહ પીણુ કમણું. ૧૩.

શ્રેણિક કુણિકરાય પ્રદેશી,
તુંગિયા શ્રાવક તત્ત્વગવેષી,
કિણુઈ પડિક્કમણું નવિ કિધું,
કિણુઈ પરને દાન ન દિધું. ૧૪.

સામાયિક પૂજા છઈ ઢોલ,
યતિ ચલાવઈ ઈણુવિધ પોલ,
પ્રતિમા પૂજા બહુ સંતાપ,
તો અમ્હિં કરઈ ધર્મની થાપ. ૧૫.

આ ઉપરથી સમજી શકાય છે કે લોંકાશાહ સામાયિક વગેરે ક્રિયાઓને તેમજ દાનને પણ માનતા નહોતા માટે જ તેમના અનુયાયીએ તે પ્રમાણે લખેલ છે.

લોંકાશાહ પછી ૩૦-૪૦ વર્ષે જ થયેલા લોંકાગચ્છીય યતિ ભાનુચંદ્રના સમયમાં લોકાશાહના મૂળ સિદ્ધાંતમાં કઈક પરિવર્તન થયું હતુ. તો પણ લોકો તો તેના મૂળ સિદ્ધાંતને અનુસરીને કહેતા કે લોકાશાહ સામાયિક વગેરે ક્રિયાઓ તથા દાન પૂજાને માનતા નથી. તેથી, તેના જવાબમાં યતિ ભાનુચંદ્રે તેમની ચોપાઈમાં સ. ૧૫૭૮ માં લખ્યુ છે કે—

સામાયિક ટાલઇ બે વાર,
પર્વપરે પોસહ પરિહાર,

પડિક્કમણું બિનવ્રત ન કરઈ,
પચ્ચખાણુઈ કિમ આગાર ધરઈ ૧૭

ટાલઈ અસયતી નઈ દાન,
ભાવ પૂજાથી ૩૬૭ જ્ઞાન,
દ્રવ્યપૂજા નવિકહિ જિનરાજ,
ધર્મ નામઈ હિંસાઈ અકાજ ૧૮

સૂત્ર બત્રીશ સાચા સદ્દહ્યા,
સમતા ભાવે સાધુ કહ્યા,
સિરિ લુંકાનો સાચો ધર્મ,
ભ્રમે પડિયા ન લહઈ મર્મ. ૧૯

આ ઉપરથી સમજી શકાય છે કે સ. ૧૫૬૦માં શ્રી પાર્શ્વચંદ્ર સૂરિએ બત્રીશ સૂત્રોના ટબ્બા કરીને લોંકાગચ્છને આપ્યા પછી યતિઓએ લોંકાશાહની મૂળ માન્યતામાં કેટલાક સુધારો કર્યો હતો પણ તે પહેલાની લોંકાશાહની માન્યતા તો ઉપર કહી તે પ્રમાણે તદ્દન ધર્મ વિરુદ્ધની જ હતી

તે સુધારો ઉપરની ચોપાઈ અનુસાર આ પ્રમાણે હતો—સામાયિક એક વાર, (બે વાર નહિ), પૌષધ પર્વના દિવસે, પ્રતિક્રમણ વ્રતધારી શ્રાવક જ કરે પ્રત્યાખ્યાન આગાર વિના લેવા, દાન અસયમીને નહિ પણ ફક્ત સયમીને જ દેવું, દ્રવ્યપૂજા નહિ પણ ભાવ પૂજા કરવી, બત્રીશ સૂત્રોને માનવા અને સમતાભાવવાળા હોય તે જ સાધુ હોઈ શકે ઇત્યાદિ માન્યતાઓ નવેસરથી ઘડી હતી

લોંકાશાહે તો કોઈમાં સામાયિક વગેરે ક્રિયાનો વિરોધ કરેલો હતો પણ પાછળથી યતિઓને સમજાયુ હશે કે આ વિરોધ ઠીક નથી તેથી તેઓએ સુધારો કર્યો હશે, અને તે પછી પણ આસ્તે આસ્તે વિશેષ સુધારો થતો ગયો અને આજે તો તે સર્વ ક્રિયાઓ મૂળ સૂત્રાનુસાર

લોંકાગચ્છ માને છે એટલું જ નહિ પણ તેઓ મૂર્તિ, મંદિર અને પૂજાને પણ માને છે એટલે તેમનો મૂર્તિપૂજકો સાથે માન્યતામાં કશો વિરોધ રહ્યો નથી.

## ૧૩
## લોંકાશાહે ધર્મોપદેશ કર્યો હતો?

વા. મો. શાહે તેમની ઐતિહાસિક નોંધમાં ૬૮ મે પાને લખ્યું છે કે લોંકાશાહે પોતાનો બુલંદ અવાજ ભારતના ખૂણે ખૂણે પહોંચાડ્યો તથા પાટણ નિવાસી લખમસી તેમની પાસે આવેલા તેમને લોંકાશાહે એવો સરસ ધાર્મિક ઉપદેશ આપ્યો કે તે લોંકાશાહના પાકા અનુયાયી બની ગયા.

વળી વા. મો. શાહે ઐતિહાસિક નોંધના ૬૯ મે પાને લખ્યું છે કે સુરત, પાટણ, અરહટવાડા ઇત્યાદિ ચાર ગામોના સંઘ અમદાવાદ આવેલા. તે સંઘના માણસો લોંકાશાહનો ઉપદેશ સાંભળા આવતા હતા. આ ખબર યતિઓને પડતાં તેઓએ સંઘને કહ્યું કે સંઘનું ખર્ચ વધી જાય છે તો હવે સંઘે રવાના થવું જોઈએ

ત્યારે સંઘપતિઓએ કહ્યું કે વરસાદ ઘણો પડ્યો છે, જીવોની ઉત્પત્તિ મોટા પ્રમાણમાં થઈ ગઈ છે તેથી અહીંથી સંઘ જઈ નહિ શકે, ત્યારે યતિઓએ કહ્યું કે આવો ધર્મ તમને કોણે બતાવ્યો? ધર્મના કાર્યમાં હિંસા નથી ગણાતી. ઇત્યાદિ ઘણું લખાણ છે.

મતલબ કે તેમના ધર્મપ્રાણ લોંકાશાહ પુસ્તકમાં એ જ વાત લખી છે. આ વાત તદ્દન ઉપજાવી કાઢેલી છે તે હવે આપણે જોઈએ.

લોંકાશાહના જ અનુયાયી યતિ ભાનુચંદ્ર સં. ૧૫૭૮ માં તેમની ચોપાઈમાં લખે છે કે—

હાટઉ બઇઠા દે ઉપદેશ,
સાંભળી યતિગણ કરઇ કલેસ,

આ સર્વ કારણો ઉપરથી ચોક્કસપણે સમજી શકાય છે કે આ વાત ઉપજાવી કાઢેલી છે. તેમાં સત્યનો અંશ પણ નથી. ફક્ત યતિની નિંદા અને લોંકાશાહની પ્રશંસા કરવા માટે જ આ વાત ઉપજાવી કાઢી છે એમ સ્પષ્ટ સમજી શકાય છે.

બાકી ઉપર કહી યતિ ભાનુચંદ્રની ચોપાઈ ઉપરથી સમજી શકાય છે કે અમદાવાદમાં લોંકાશાહની વાત કોઈએ માની નહિ તેથી નિરાશ થઈને તે પોતાના વતન લીંબડી ગયા. ત્યાં તેમનો ફઈનો દીકરો લખમશી કારભારી થયો હતો તેણે લોંકાશાહને સહકાર આપ્યો અને તેમને લીંબડી રાજ્યમાં ઉપદેશ કરવાની છૂટ આપી. કારણ કે દયા ધર્મ સાચો છે એમ લખમશી માનતો હતો.

## ૧૪
## મૂર્તિપૂજા અને મુહપત્તિ સંબંધમાં લોંકાશાહનું મતવ્ય

સ્થાનકવાસીઓ પોતાને લોંકાશાહના અનુયાયીઓ માને છે અને સ્થાનકવાસીઓ મૂર્તિ અને મૂર્તિપૂજાનો વિરોધ કરે છે અને મુહપત્તિ ચોવીશેય કલાક બાંધી રાખવાનો આગ્રહ સેવે છે ત્યારે તે સબંધમાં લોંકાશાહનું શુ મતવ્ય હતુ તે વિચારવાનુ પ્રાપ્ત થાય છે

આપણે આગળ જોઈ ગયા કે લોંકાશાહે સ ૧૫૦૮ માં તેમનો મત શરૂ કરતી વખતે આટલી વાતો માનતા નહોતા.—

(૧) જૈન સૂત્રોને માનતા નહોતા.

(૨) સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, પ્રત્યાખ્યાન માનતા નહોતા.

(૩) દાન અને મંદિર, મૂર્તિ તથા મૂર્તિપૂજા માનતા નહોતા.

આ ઉપરથી મુખ્ય વાત એ નીકળે છે કે મૂર્તિ અને મૂર્તિપૂજા જૈન સિદ્ધાંતની વિરુદ્ધ છે માટે લોંકાશાહે વિરોધ કર્યો હતો એમ નથી.

પણ તેમને યતિઓની સાથે તથા સંઘની સાથે ઝઘડો થવાથી ક્રોધે ભરાઈને યતિ અને સંઘની વાતોનો જ વિરોધ કર્યો હતો.

યતિઓ સૂત્રની વાત કરે માટે સૂત્રનો વિરોધ કર્યો, યતિઓ સામાયિક વગેરે ધાર્મિક ક્રિયાઓ કરવાનું કહે માટે તે સર્વ ક્રિયાઓનો વિરોધ કર્યો યતિઓ મૂર્તિપૂજા કરવાનું કહે અને તેઓ મંદિરમાં રહે માટે મૂર્તિ, મંદિર અને પૂજાનો વિરોધ કર્યો તેમજ સંઘ સાથે ઝઘડો થવાથી દાનનો, સ્વામી વાત્સલ્યનો વિરોધ કર્યો

**એટલે કે લોંકાશાહનો વિરોધ તત્ત્વ કે સિદ્ધાંતમાં મતભેદના કારણે નહોતો પરંતુ ફક્ત અંગત અપમાનથી ઉપજેલા ક્રોધનું જ તે પરિણામ હતું.**

ત્યારે સ્થાનકવાસીઓ કે જેઓ પોતાને લોંકાશાહના અનુયાયી કહેવડાવે છે તેઓને મૂર્તિપૂજા અને મુહપત્તિ માટે સૈદ્ધાંતિક મતભેદ છે

લોંકાશાહે દીક્ષા તો લીધી જ નહોતી એટલે તેઓ મુહપત્તિ બાંધતા કે ન બાંધતા તે પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી અને ધાર્મિક ક્રિયાઓનો વિરોધ કરતા પહેલા તો મૂર્તિપૂજકના અનુયાયી હતા તેથી તેમના રિવાજ પ્રમાણે જ તેઓ ચાલતા હોય

લોંકાશાહને ધાર્મિક ક્રિયાઓનો વિરોધ હોવાથી તેમનો મત ચાલી શકે તેમ હતું જ નહિ તેથી તેમના અનુયાયી યતિઓએ લોંકાશાહના અવસાન પછી થોડા વખતમાં જ થોડા ફેરફાર સાથે ધાર્મિક ક્રિયાઓને સ્વીકારી હતી, બત્રીસ સૂત્રો માન્ય કરતા હતા અને મૂર્તિમંદિર અને મૂર્તિપૂજા માન્ય કર્યા હતા. અને તે આજ સુધી તે પ્રમાણે લોંકાગચ્છમાં ચાલુ છે લોંકાગચ્છના ઉપાશ્રમમાં મંદિરમૂર્તિ હોય છે અને મૂર્તિપૂજા પણ થાય છે.

સ્થાનકવાસીઓ અત્યારે મૂર્તિ અને મૂર્તિપૂજાનો જે વિરોધ કરે છે તથા મુહપતિ ચોવીશેય કલાક બાંધી રાખવાનો જે આગ્રહ સેવે છે તેની શરૂઆત તો મુનિઓ ધર્મસિંહજી અને લવજી ઋષિએ કરેલી. લોંકાગચ્છી યતિઓ તો ઘણા વખતથી મૂર્તિપૂજક બની ગયા હતા. પરંતુ સં. ૧૬૮૫માં ગુરુ શિવજી ઋષિથી મુનિ ધર્મસિંહજીએ છૂટા પડી દરિયાપુરી સંપ્રદાય સ્થાપ્યો અને સં. ૧૬૯૨માં વરજાંગઋષિથી છૂટા પડી મુનિશ્રી લવજી ઋષિએ ખંભાત સંપ્રદાયની શરૂઆત કરી. અને સં. ૧૭૧૬મા ધર્મદાસજીએ પણ દીક્ષા લીધી અને તેમણે પણ ખૂબ ધર્મ પ્રચાર કર્યો.

ધર્મસિંહજીએ આઠ કોટિનો આગ્રહ પ્રવર્તાવ્યો ત્યારે લવજી ઋષિએ પહેલ વહેલ વહેલા મુહપત્તિ ચોવીશેય કલાક દોરાથી મોઢે બાંધી રાખવાનો આગ્રહ ચલાવ્યો પણ આ ત્રણેયે મૂર્તિ અને મૂર્તિ પૂજા વિરોધનો આગ્રહ તો નવેસરથી ચાલુ કરેલો. ત્યારથી એ માન્યતાઓ સ્થાનકવાસીઓમા પ્રસરી અને દૃઢમૂળ થઈ.

યતિવર્ગમાંથી છૂટા પડી બીજા યતિઓએ પણ સ્થાનકવાસી ધર્મનો પ્રચાર કરેલો હતો. પણ આ ત્રણ મહાત્માઓ મુખ્ય હતા.

**પરંતુ ખેદની વાત એ છે કે આ સર્વ ક્રિયોદ્ધારક મહાત્માઓએ શુદ્ધ ક્રિયા ઉપર જ ખૂબ ભાર મૂકેલો અને જ્ઞાનને તેટલુ જ અવગણેલુ. વ્યાકરણ તો કોઈ શિખેલા જ નહિ અને તેથી જ चेइय = चैत्य શબ્દના ખોટા અર્થ કરી મૂર્તિનો ખોટી રીતે વિરોધ કરેલો અને આજે પણ તેમના અનુયાયીઓ તેવી જ રીતે ખોટો વિરોધ કરી રહેલ છે.**

જ્ઞાન અને ક્રિયા એ ધર્મ રથના બે પૈડાં છે. એમાંથી એક પણ પૈડું ભાંગેલું રહે ત્યાં સુધી તે મોક્ષપુરીએ પહોંચાડી શકે નહિ. સ્થાનકવાસી સંપ્રદાય જ્ઞાનની અવગણના કરી ક્રિયા ઉપર જ ભાર મૂકી રહ્યો તેથી જ તે અપંગ બની ગયો. ત્રણસો વર્ષના ગાળામાં તે સંપ્રદાય એક પણ જ્ઞાની એવો ઉપજાવી શકયો નહિ કે જે એકાદ પણ મૌલિક તાત્ત્વિક કે દાર્શનિક પુસ્તક લખી શકે.

## ૧૫

## લોંકાશાહના મૃત્યુ સમયે તેમના અનુયાયી કેટલા ?

સ્થાનકવાસીઓ લોંકાશાહનું મહાત્મ્ય વધારવા માટે કહે છે કે તેમણે હિંદુસ્તાનમાં ભ્રમણ કરીને તેમના મતનો ખૂબ ફેલાવો કર્યો. આ વાતને કશો આધાર કે પ્રમાણ નથી. અને ઐતિહાસિક રીતે પણ તે ખોટી ઠરે છે.

લોંકાશાહના જીવનની વાતો લખનાર કોઈ પણ પ્રાચીન લેખકે લોંકાશાહ તેમના મતનો પ્રચાર કરવા બહાર નીકળ્યા હતા તેવું કાંઈ પણ લખ્યું નથી. કારણ કે મત પ્રચાર કરવા નીકળે એ તો એક મહત્વની વાત હોઇને લોંકાશાહ પ્રચાર કરવા નીકળ્યા હોત તો પ્રાચીન લેખકોએ બીજી વાતોની સાથે આ વાત પણ જણાવી હોત.

ઇતિહાસ ઉપરથી તો એમ જણાય છે કે લોંકાશાહને સં. ૧૫૦૮માં

યતિઓ તથા સંઘ સાથે ઝઘડો થયો તે પછી તેમણે તેમની સામે વિરોધની વાતો કરવા માંડી અથવા ઉપદેશ દેવા માંડ્યો. પણ અમદાવાદવાદમાં એક પણ માણસે તેમના મતને ટેકો આપ્યો નહિ.

સવંત પનર અઠોતરઉ જાણિ,
લુંકું લેહઉ ભૂલિની ખાણિ,
સાધુ નિંદા અહનિશિ કરઇ,
ધર્મ્મ ધડાબંધ ઢીલઉ કરઇ. ૨

સંવત પનરનુ ત્રીસઈ સાલિ,
પ્રગટ્યા વેષ ધાર સમ કાલિ,
દયા દયા પોકારઈ ધર્મ્મ
પ્રતિમા નિંદી બાંધઈ કર્મ્મ,

—ઉપાધ્યાય કમલ સંયમ

સા લુંકા આ માનઇ અપમાન,
પોસાલઈ જાવા પચ્ચખાણુ,
ઠામઠામ દયાઇ ધર્મ કહ્યો,
સાચો ભેદ આજ અમ્હિ લહ્યો. ૧૦

હાટઉ બઇઠો દે ઉપદેશ,
સાંભળી યતિ ગણુ કરઇ કલેસ,
સંઘનો લોક પણુ પખિયો થયો,
સા લુંકા તવ લીંબડી ગયો. ૧૧

—યતિ ભાનુચંદ્ર.

આ ચોપાઈઓ ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે કે સં. ૧૫૦૮થી લોકાશાહ હાટ ઉપર બેસીને હમેશ સાધુનિંદા વગેરે તેમનો ધર્મ વિરુદ્ધનો ઉપદેશ આપતા હતા તે સાભળીને યતિઓને પણ લોંકાશાહની અવળી મતિ પર ખેદ થતો હતો. યતિઓ અને સઘ સાથે ઝઘડો થવાથી લોંકાશાહે ઉપાશ્રયે ( પૌષધશાળાએ ) તો જવાનુ બધ કર્યું હતુ. અને હાટ પર બેસીને ઉપદેશ આપવા છતા પણ અમદાવાદના લોકોએ તેમનો ઉપદેશ માન્ય કર્યો નહિ

તેથી છેવટ કંટાળીને સ. ૧૫૩૦ મા લોકાશાહ અમદાવાદ છોડી પોતાના વતન લીંબડી ગયા.

લખમસી તે તિહાં છઈ કારભારી,
સા લુંકાનો થયો સહચારી.
અમારા રાજિમાં ઉપદેશ કરો,
દયા ધર્મ છઈ મ્હુથી ખરો ૧૨

—યતિ ભાનુચદ્ર

તે વખતે લોકાશાહના ફઈનો દીકરો લખમસી તે રાજ્યમા કારભારી થયો હતો તેણે લોકાશાહને આવકાર આપી લીંબડી રાજ્યમા દયા ધર્મનો ઉપદેશ આપવાનુ કહ્યુ કારણ કે દયા એ જ સાચો ધર્મ છે

આ ઉપરથી જોઈ શકાય છે કે સ. ૧૫૩૦ સુધી લોકાશાહને કોઈ અનુયાયી મળ્યો નહોતો તેમ તેઓ અમદાવાદ કે લીંબડી સિવાય બીજા કોઈ ગામમાં ઉપદેશ દેવા પણ ગયા નહોતા.

દયા ધર્મી થયો બહુ લોગ,
એહવિ મલ્યો ભાણાનો સંયોગ,

ઘરડઉ લુંકો નવિ દીક્ષા લહિં,
પિણુ ભાણો પોતે વેષ ગ્રહી. ૧૩

દયા ધર્મ જળહળતી જ્યોત,
સા લુંકે કિધુઉ ઉદ્યોત,
પનરસય બતીસઉ પ્રમાણુ,
સા લુંકો પામ્યો નિરવાણુ. ૧૪

—યતિ ભાનુચંદ

લખમસી કારમારીએ સહકાર આપવાથી લોકાશાહે લીંબડીમા દયા ધર્મનો ઉપદેશ આપવો શરૂ કર્યો તે લીંબડીના લોકોએ સ્વીકાર્યો તેવામાં લોકાશાહને ભાણાનો સયોગ થયો. લોકાશાહ પોતે ઘરડા થયેલ હોવાથી તેઓ દીક્ષા લઈ શકયા નહિ પણ ભાણાએ પોતે દીક્ષા લઈ સાધુવેષ ગ્રહણ કર્યો

એમ લોકાશાહે દયા ધર્મની જળહળતી જ્યોતનો ઉદ્યોત કર્યો. અને સ ૧૫૩૨મા લોકાશાહ સમાધિ મરણને પ્રાપ્ત થયા

આ પ્રમાણે લોકાશાહના મૃત્યુ સુધી લખમસી, ભાણજી અને લીંબડીના થોડાક શ્રાવકો એટલા જ તેમના અનુયાયી હતા. પરતુ તેમના મૃત્યુ પછી લખમસી અને ભાણજીએ વિચાર્યું હશે કે સૂત્રો અને સામાયિક વગેરે ધાર્મિક ક્રિયાઓનો વિરોધ કરવાથી તેમનુ કામ ચાલી શકશે નહિ તેથી તેમણે તે સબધમા થોડી છૂટછાટ મૂકવા માંડી હશે કે જે આપણે યતિ ભાનુચદ્રની ચોપાઈમા અગાઉ જોઈ ગયા છીએ

મારાંશ એ છે કે—

**લોંકાશાહ કયાંય પણ ઉપદેશ કરવા ગયા નહોતા.**
**અમદાવાદમાં લોંકાશાહને કોઈ અનુયાયી મળ્યો નહોતો.**

લીંબડીમાં લોંકાશાહના દેહાંત સમયે તેમને લખમસી, ભાણજી અને થોડાક લીંબડીના શ્રાવકો એટલો જ અનુયાયી વર્ગ મળ્યો હતો.

એ સિવાય વા. મો. શાહ વગેરે આધુનિક લેખકોએ લખેલી બધી વાતો ખોટી છે.

દરેક બાબતમાં સત્ય હોય તે જ માનવું અને સત્યને જ અનુસરવું એ જ સાચા શુદ્ધ જૈન ધર્મનું ફરમાન છે.

## લોંકાશાહનું ટુંકું જીવનચરિત્ર

લોંકાશાહનુ જીવન ચરિત્ર ટુંકામા વર્ણવવુ હોય તો આ પ્રમાણે કહી શકાય—

લીંબડી (સૌરાષ્ટ્ર)મા દશાશ્રીમાળી વણિક ડુંગરશાહના પત્ની ચુડાની કુક્ષીએ સં ૧૪૮૨ ના વૈશાખ વદ ચૌદસને દિવસે લોંકાશાહનો જન્મ થયો હતો

લોંકાશાહ આઠ વર્ષના થયા ત્યારે તેમના પિતાનુ અવસાન થયુ અને ત્યારે ડુંગરશાહ જે કંઇ થોડી ઘણી પુંજી મૂકી ગયેલા તે લોંકાશાહના ફૂઇના દીકરા લખમસીએ હડપ કરી લીધી

લોંકાશાહ સોળ વર્ષના થયા ત્યાર તેમની માતા પણ ગુજરી ગયા તેથી લોંકાશાહ નિરાધાર થઈ ગયા તેથી કમાવાને માટે લોંકાશાહ અમદાવાદ ગયા

ત્યાં થોડો વખત નોકરી કરી પછી નાણાવટ (ધીરધાર)નો ધંધો શરૂ કર્યો. તે વખતે લોંકાશાહ દેવપૂજા, સામાયિક આદિ ધાર્મિક ક્રિયાઓ કરતા હતા તેમજ વ્યાખ્યાન સાંભળવા પણ જતા હતા

ધીરધારમાં પૂરતી કમાણી નહિ હોવાથી યતિ જ્ઞાનસાગરજી પાસે જૈન લિપિનું જ્ઞાન મેળવીને લહિયાનું પણ કામ કરવા લાગ્યા.

એક વખત હિસાબ સંબંધમાં તકરાર થવાથી તેમજ યતિના આચાર સંબંધમાં તકરાર થવાથી લોંકાશાહ અભિમાની પ્રકૃતિના હોવાથી ભારે ગુસ્સામાં આવી ગયા તેથી યતિઓએ અને સંઘના માણસોએ તેમનું અપમાન કરી તેમને ઉપાશ્રયમાંથી બહાર કાઢી મૂકયા.

લોંકાશાહ બહાર આવીને ઉપાશ્રયની સામે કોઈ હાટ ઉપર બેસીને સાધુની નિંદા કરવા લાગ્યા. તે વખતે તેમનો એક મુસલમાન સૈયદમિત્ર કે જે પણ લહિયો હતો તે ત્યાંથી નીકળ્યો. ત્યારે તે સૈયદે મુસલમાન ધર્મ પ્રમાણેની નાસ્તિકતાની વાતો કરી લોંકાશાહના ક્રોધાગ્નિમાં ઘી રેડવા જેવું કર્યું.

એ પ્રમાણે યતિઓના નિમિત્તથી અનહદ ગુસ્સે થઈને લોંકાશાહે જૈનસૂત્રો, સાધુઓ, મંદિરમૂર્તિ, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, દાન, દેવપૂજાનો બહિષ્કાર કર્યો અને યતિઓનો તો હિંસાધર્મ છે એમ પોકાર કરી પોતાનો દયાધર્મ છે એમ કહી નવો મત સ્થાપન કર્યો

પરંતુ અમદાવાદના શ્રાવકો સમજુ હોવાથી લોંકાશાહના મતને કોઈએ આવકાર આપ્યો નહિ. તેથી છેવટે ખિન્ન, નિરાશ અને તિરસ્કૃત થઈને અમદાવાદ છોડીને પોતાના વતન લીંમડીમા આવ્યા.

ત્યાં તે વખતે તેમના ફઈના દીકરા લખમશી કારભારી પદે હતા તેમણે લોંકાશાહની વાત સાંભળીને તેમને લીંબડી રાજ્યમાં બેધડક દયા ધર્મનો પ્રચાર કરવાની છૂટ આપી. પરંતુ તે વખતે લોંકાશાહ વૃદ્ધ ઉમરના થઈ ગયા હતા તેમ તંદુરસ્તી પણ સારી નહોતી તેથી ઝાઝો પ્રચાર કરી શકયા નહિ.

તો પણ લખમશી ઉપરાંત ભાણજી નામનો એક અનુયાયી તેમને મળી ગયો. તેણે સ્વયં દીક્ષા લઈને લોંકાશાહના મતનો પ્રચાર શરૂ

કર્યો. તે કંઈ વિશેષ કામ કરી શકે તે પહેલાં સં. ૧૫૩૨માં લોંકાશાહનો દેહાંત થયો.

તે પછી ભાણજી વગેરેએ લોંકાશાહના મૂળ મતમાં કેટલોક સુધારો કરીને લોકમત ચલાવ્યો અને તેના અનુયાયીઓ લોંકાગચ્છી કહેવાયા.

**લોંકાશાહની માન્યતા તો સદંતર ધર્મ વિરુદ્ધની જ હતી. એટલે ખરૂં કહીએ તો આજે લોંકાશાહનો તો કોઇ અનુયાયી છે જ નહિ.**

## લોંકાગચ્છ અને સ્થા. માન્યતામાં ફેરક

પણ લોંકાશાહને પોતાના આદ્ય પુરુષ તરીકે માન્ય કરતા બે સમુદાયો વચ્ચે પણ માન્યતામાં મોટો ફરક છે તે અત્રે ટુંકામાં બતાવું છું.

| લોંકાગચ્છી માન્યતા | સ્થાનકવાસી માન્યતા |
| --- | --- |
| બત્રીશ સૂત્રો ઉપર પાર્શ્વચંદ્રસૂરિએ કરેલ ટબ્બાને માન્ય કરે છે. | પાર્શ્વચંદ્રના ટબ્બામાં ફેરફાર કરી ધર્મસિંહજી મુનિએ બનાવેલ ટબ્બાને માને છે. |
| મૂર્તિપૂજાને માને છે. | મૂર્તિપૂજાને માનતા નથી. |
| ઉપાશ્રયમાં મૂર્તિ તથા મંદિર રાખે છે. | મૂર્તિ તથા મંદિરને માનતા નથી. |
| મૂર્તિની પ્રતિષ્ઠા કરે છે. | મૂર્તિ માનનારની નિંદા કરે છે. |
| સામાયિક આદિ ક્રિયામાં સ્થાપનાજી રાખે છે. | સ્થાપનાને માનતા નથી. |
| મુહપત્તિ બાંધતા નથી. | મુહપત્તિ બાંધી રાખવાના આગ્રહી છે. |

| | |
|---|---|
| યતિ હાથમાં ડંડો અને કાંધે કામળી રાખે છે. | કાંઈ રાખતા નથી. |
| ઓઘો નાની ડાંડીવાળો રાખે છે. | મોટી ડાંડીવાળો ઓઘો રાખે છે. |
| શ્રાવકોના ઘેરથી જ ગોચરી વહોરે છે કારણ આહાર પાણીની શુદ્ધતા રહે છે. | અજૈનને ત્યાં પણ વહોરે છે ત્યાં શુદ્ધતા રહેતી નથી. |

આ સિવાય બીજી પણ ઘણી પ્રવૃત્તિઓ છે કે જેમાં લોંકાગચ્છ અને સ્થાનકવાસીઓમાં મોટો ફરક છે. અત્યારે લોંકાગચ્છ એ મૂર્તિપૂજક તપાગચ્છની એક શાખા જેવો ગણાય. ત્યારે સ્થાનકવાસી સંપ્રદાય તેનો વિરોધ પક્ષનો ગણાય.

**અધર્મની પ્રરૂપણા કરનાર અને જૈન સમાજમાં ધર્મ વિરુદ્ધની વાતો કે ધર્મ વિરુદ્ધના સિદ્ધાંતો ફેલાવનાર વ્યક્તિને પોતાના આદ્ય પુરુષ તરીકે માનવા એ સાચા જૈન ધર્મી માટે મિથ્યાત્વ અપનાવવા જેવું કાર્ય ગણાય.**

**તેમ જ તેવા પુરુષની જયંતિ ઉજવવી તે મિથ્યાત્વને અનુમોદન આપવા જેવું કાર્ય ગણાય.**

**સ્થાનકવાસીઓ મિથ્યાત્વને હેય માનતા હોય તો તેમણે ઘણો ઉંડો વિચાર કરવાની જરૂર છે.**



પ્રકરણ બાવીશમું

# મૂર્તિ વિરોધની પૃષ્ઠભૂમિ

નોંધ—ક્રાંતિકારી આત્મા મહાન હોય તો પણ ક્રાંતિનાં બી ઘણા વખત પહેલાંથી વવાઇ ગયા ન હોય તો ક્રાંતિને ઝડપી સફળતા મળી શકતી નથી.

લોકાશાહને મૂર્તિ વિરોધી સ્થાનકવાસી સંપ્રદાયના સ્થાપક માનવામા આવે છે તે ખોટું છે. તે મે આગળના પ્રકરણમાં બતાવેલુ છે

મૂર્તિનો વિરોધ કરી સ્થા. સંપ્રદાયને ટુંક વખતમા બહોળા પ્રમાણમા ફેલાવનાર સાધુઓને મળેલી અસાધારણ સફળતાનુ કારણ આ લેખમાં બતાવેલ હોઈ તે પ્રસિદ્ધ કરેલ છે

અસાધારણ ખર્ચાળ અને આડબરવાળી થઇ ગયેલી મૂર્તિપૂજા સામે અસતોષ અને વિરોધ લોકોના મનમાં તો ઘણા લાબા સમયથી ફેલાઈ રહ્યો હતો પણ જાહેર રીતે કોઇ અગ્રણી થઇ શકતુ નહોતુ.

એટલે સ્થા. મુનિઓએ જ્યારે પડકાર કર્યો ત્યારે તે પડકાર લાંબા વખતથી અસતોષી બનેલા શ્રાવકોએ તરત જ ઝીલી લીધો અને તેથી જ સ્થા. સંપ્રદાય વધી શકયો હતો એ વાત શ્રી કસ્તૂરમલજી બાઠિયા આ લેખમાં ઐતિહાસિક હકીકતો આપીને પૂરવાર કરે છે. —ન. ગિ. શેઠ

*

મૂર્તિનો વિરોધ કરાવવામાં લોંકાશાહ મુખ્ય મનાય છે. પરંતુ લોંકાશાહનો મૂર્તિનો વિરોધ સોળમી સદીમાં શું અચાનક એકદમ ઉભો થઈ ગયો હતો? બે હજાર વર્ષથી ચાલી આવતી પરંપરાનો વિરોધ પર્યાપ્ત રીતે પૂર્વની પૃષ્ઠભૂમિ વિના કદી સફળ થઈ શકે નહિ.

## વિક્રમની ૧૧ મી સદીમાં જૈન મંદિર વિષયનો વિવાદ

એ તો સુવિખ્યાત છે કે શ્રી હરિભદ્રસૂરિના વખતમાં એટલે કે વિક્રમની આઠમી સદીમાં જૈન સંઘમાં ચૈત્યવાસિયોનો ઘણો મોટો દબદબો હતો. શ્રી હરિભદ્રાચાર્યે તેમની જે કરડા શબ્દોમાં નિંદા ભર્ત્સના કરી છે, તે તે સમયની સ્થિતિ સમજવા માટે પૂરતી છે.

"કેટલાક અલ્પસમજુ લોકો કહે છે કે એ પણ તીર્થંકરોનો વેષ છે તેને નમસ્કાર કરવો જોઈએ. અહો! ધિક્કાર છે તેમને! હું મારા શિરશૂળનો પોકાર કોની આગળ જઈને કરું?"

વળી તેમણે તેમના અષ્ટકપ્રકરણમાં દ્રવ્યસ્તવનું લક્ષ કરીને કહ્યું છે કે—**"ધર્મને માટે ધન કમાવાની ઇચ્છા કરવા કરતાં ઈચ્છા ન કરવી તે અધિક ઉત્તમ છે."**

આચાર્યશ્રીએ એમ શા માટે કહ્યુ છે તેનુ વિવેચન કરવાની આવશ્યકતા નથી. શ્રી હેમચંદ્રાચાર્યે પણ એ જ વાત તેમના "યોગશાસ્ત્ર"ની સ્વોપજ્ઞ ટીકામાં પણ કહેલ છે. આ કથનને પ્રસ્તુત વિવાદની પૃષ્ઠભૂમિ સમજવાને માટે ધ્યાનમાં રાખવું જરૂરી છે.

વિક્રમની ૧૧ મી સદીમાં ચંદ્રગચ્છીય વર્ધમાન સૂરિના એક શિષ્ય જિનેશ્વરસૂરિ થઈ ગયા. ખરતર ગચ્છ શ્રી જિનેશ્વરસૂરિને તેમના આદ્યપુરૂષ માને છે. તેમણે વિ. સં. ૧૧૦૮ના માગશર વદ પાંચમે કથાકોષ,

પ્રકરણ લખીને સમાપ્ત કર્યું હતુ તેમા ઉપસંહારની બે ગાથા સહિત કુલ ૩૦ ગાથા છે અને તેમા જુદા જુદા વિષયોની ઉપકથાનકોવાળા ૩૬ કથાનકોનો નિર્દેશ છે અને તે સર્વ જિનેશ્વરસૂરિએ પ્રાકૃતમા લખેલ છે

તેમા ૧૩ મી ગાથા દાન વિષયની છે, ૨૧ મી ગાથા જિન મંદિરના વિધાન વિષયની છે. તે કાળમાં અણહિલપુરમા (પાટણમા) ચૈત્યવાસિયોને એકાધિકાર હતો. કોઈપણ ક્રિયાવાન સાધુને ત્યાં ઉતરવાને માટે સ્થાન પણ મળતુ નહોતું તે ચૈત્યવાસિયો સાથે વાદ કરીને શ્રી જિનેશ્વરસૂરિએ તેમનો એકાધિકાર ખંડિત કરી નાખ્યો એટલું જ નહિ પણ તેમની વિરુદ્ધનું વાતાવરણ પણ જૈન સંઘમાં ઉત્પન્ન કરી દીધુ.

"કોઈ ત્રીજો પક્ષ પૂજાવિધિના આડમ્બરને તો ઉચિત માનતો હતો પરંતુ તેમાં સાધુઓના સીધા સંપર્કને અનુચિત સમજતો હતો.

"કોઈ ચોથો પક્ષ મંદિરોની સ્થાપના તથા સંરક્ષાના સંબંધમાં સાધુઓ ઉપર જ નિર્ભર રહેવાનું સ્થાપિત કરતા હતા.

"તો કોઈ બીજો પક્ષ એક મંદિરમાં એક જ જિનમૂર્તિની સ્થાપના કરવાનું શાસ્ત્રોક્ત છે એમ કહેતા હતા.

"વળી કોઈ કહેતા હતા કે તીર્થંકરની મૂર્તિ વીતરાગ ભાવની પ્રતીક છે માટે તેને સ્ત્રી જાતિનો સ્પર્શ ન થવો જોઈએ અને તેથી શ્રાવિકા વર્ગે તેની પૂજા અર્ચા ન કરવી જોઈએ.

"કોઈ અન્ય પક્ષ કહેતો કે શ્રાવિકાઓએ જિનભક્તિ કરવી જોઈએ એટલું જ નહિ પણ જિનમૂર્તિની સામે વારાંગનાઓના નૃત્યગાન પણ પૂજાના અંગ હોવાથી તેને અવતારિત રૂપથી થવા દેવા જોઈએ.

"કોઇ કહેતા કે મંદિરોની રક્ષાના નિમિત્તથી સાધુઓએ સદૈવ તેમાં નિવાસ કરવો જોઇએ. તો કોઈ કહેતા કે મંદિરની ભૂમિ તો દેવ દ્રવ્યનો ઉપભોગ કરવા સમાન પાપજનક કૃત્ય છે.

"કોઈ કહેતા કે મંદિરોની તથા મૂર્તિઓની પ્રતિષ્ઠા પરમ બ્રહ્મચારી સાધુ વર્ગના હાથથી થવી જોઈએ ત્યારે કોઈ કહેતા કે સાધુ મંદિર પ્રતિષ્ઠાદિ સાવદ્ય કાર્યમાં પ્રવૃત્ત થાય છે તે અનંત કાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરવાના પાપના ભાગી થાય છે. ઈત્યાદિ ઈત્યાદિ."

મુનિ જિનવિજયજી ફરી એના જ પૃષ્ઠ ૧૦૫ પર કહે છે કે— "આ કથાનકનું ગુફન કરવામાં શ્રી જિનેશ્વર સૂરિનો મુખ્ય ઉદ્દેશ એ બતાવવાનો છે કે જૈન યતિ વર્ગમાં કઈ રીતે ચૈત્યવાસ રૂપી ગરથાની ઉત્પત્તિ થઈ અને કઈ રીતે એ પ્રાચીન કાળમાં જૈન સાધુઓનો એક વર્ગ પોતાના આચારમાં શિથિલ થઈને અનિયતરૂપે નવંદા સર્વત્ર

પરિભ્રમણ કરતા રહેવાથી અર્થાત્ વન તથા નિર્જન પ્રદેશોમાં જ્યાં ત્યાં ઘુમતા ફરતા રહેવા રૂપ પરિવ્રાજક ધર્મનું પ્રચલન કરવા કરતા વસતિવાસી થઈ રહેવાની અભિલાષાથી જૈન મંદિરોની સૃષ્ટિનું નિર્માણ કરવા કરાવવામાં પ્રવૃત્ત થયા.''

જિન મંદિર અને મૂર્તિપૂજા સંબંધમાં એવા વિવિધ મતભેદ થયા હતા પણ જિનેશ્વર સૂરિ આદિ દૂરદર્શી આચાર્યોએ તેના કારણો મટાડવાનો અથવા નિરાપદ માર્ગ કાઢવાનો પ્રયત્ન કર્યો હોય એમ લાગતું નથી.

એટલું જ નહિ પણ એ મતભેદોનો લાભ ઉઠાવીને એ આચાર્યોમાં પોતપોતાના અલગ સંપ્રદાય બનાવી લેવાની ભાવના કામ કરતી રહી હતી એમ લાગે છે.

વર્ધમાનસૂરિ અને જિનેશ્વરસૂરિ પોતાને જ શાસ્ત્રોક્ત શુદ્ધ યતિમાર્ગનું આચરણ કરવાવાળા માનતા હતા. તેથી જિનેશ્વરસૂરિએ પોતાના સંપ્રદાયની પુષ્ટિ તથા વૃદ્ધિ માટે નવા નવા મંદિરોનું નિર્માણ કરવા, નવા તથા પુરાણા શાસ્ત્રોની નકલો કરી કરાવી જૈન ભંડારોની સ્થાપના કરવા વગેરે કામને વિશેષ મહત્વનું સમજેલા.

તેમણે પંચલિંગી પ્રકરણ નામનું ૧૦૧ ગાથાઓનું પ્રકરણ રચ્યું. તેમાં સમ્યક્ત્વના પાંચ લિંગ, ચિહ્ન અથવા લક્ષણના સ્વરૂપનું વર્ણન કર્યું છે. તે લક્ષણો—પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્થા.

અનુકંપાના પ્રકરણમાં કોઈ પણ રીતે સંબંધ જોડીને મંદિર નિર્માણનો વિષય સમાવેશો છે. તેમાં જિન મંદિર બનાવવાનું સમર્થન આ પ્રમાણે કર્યું છે—જે આત્માને સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ જાય છે તેના મનમાં સંસારના જીવોના દુઃખો જોઈને અનુકંપા થાય છે. તે વિચારે છે કે તે કઈ રીતે કોઈનું પણ દુઃખ દૂર કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરે.

ને વિચારે છે કે સંસારના દુઃખોથી મુક્ત કરવાવાળો એક માત્ર જૈન ધર્મ છે. જૈન ધર્મના પાલન સિવાય બીજો કોઈ સાચો ઉપાય

નથી. માટે જે જીવ મિથ્યાત્વમાં લપટાઈ રહેલા છે તેને જૈન ધર્મ પ્રત્યે અનુરાગ કેમ ઉત્પન્ન થાય તેનો વિચાર કરે છે. પછી વિચારે છે કે મારા નીતિપુર્વક ઉપાર્જન કરેલા ધનથી એવું સુંદર જિન મંદિર તથા જિનબિંબ (પ્રતિમા, મૂર્તિ) બનાવુ કે જેથી દર્શન, પૂજા મહોત્સવ આદિના પ્રભાવથી ગુણાનુરાગી મનુષ્યને બોધિ એટલે સમ્યગ્ દર્શનનો લાભ થાય.

જિનેશ્વરસૂરિએ જિનમંદિર અને જિનમૂર્તિનું ગમે તેવા શબ્દોમાં સમર્થન કર્યું હોય તો પણ તેમણે નવા મંદિર કે જિનબિંબોની કોઈ પ્રતિષ્ઠા કરાવી નથી. તેમના શિષ્ય નવાંગી ટીકાકાર શ્રી અભયદેવસૂરિએ પ્રતિષ્ઠાપિત મંદિર કે મૂર્તિ ભાગ્યે જ કયાંઇક હશે. શ્રી અભયદેવસૂરિના શિષ્ય જિનવલ્લભસૂરિએ વિધિચૈત્યના નામથી જિનમંદિર તથા જિનબિંબ બનાવરાવવા તથા પ્રતિષ્ઠા કરવાનું કામ એટલા બધા જોરથી કર્યું કે તેમની શિષ્ય પરંપરાના અનુયાયી થવાવાળા શ્રાવકોએ પાછલા સાતસો આઠસો વર્ષમાં હજારો જૈનમંદિર બનાવ્યા તથા લાખો જૈનમૂર્તિઓ તૈયાર કરાવી.

જૈન શ્વેતાંબર સંઘ ક્રિયા અને આચારભેદવાળા જુદા જુદા ગચ્છોમાં વિભક્ત થવાથી એક બીજાની હરીફાઈમાં વિવેકનો જ સંપૂર્ણ નાશ થયો. એ કારણથી ન્યાયોપાર્જિત દ્રવ્યથી દ્રવ્યસ્તવની વાત સર્વથા ભૂલાઈ ગઈ. દ્રવ્યસ્તવએ નામ ચિરંજીવિત રાખવાનું પરમ ઉત્કૃષ્ટ સાધન શ્રાવક તથા સાધુ બન્નેને માટે બની ગયુ. તેથી મંદિર નિર્માણ, મૂર્તિનિર્માણ તથા સ્થાપન, સંઘયાત્રા આદિ પ્રમુખતાથી થતા ગયા.

અગીયારમી સદી પછીના મંદિરો અને મૂર્તિયોની પ્રતિષ્ઠા પ્રશસ્તિઓનો આંક દઈને આ લેખને વધારવાની આવશ્યકતા નથી. એ સદીઓની સાહિત્યકૃતિઓમાં જ દ્રવ્ય સ્તવના એ સાધનોના એટલા આકર્ષક વર્ણનો છે કે જાણે યમ, નિયમ, સંયમ, તપ આદિ બિલકુલ ગૌણ જ હોય. એને એક રીતે ધનનો ધર્મ ઉપરનો વિજય કહેવો જોઇએ.

દ્રવ્યસ્તવને પૂર્ણ ઉત્માહિત કરવાવાળામાંથી જ કોઈ એમ પણ કહે છે કે—" દ્રવ્યના સાધનોથી દ્રવ્યસ્તવ સ્વરૂપવાળો ધર્મ પણ સાધી શકાય છે પરંતુ એ આરંભયુક્ત હોવાથી અતિ શુદ્ધ નથી. પક્ષાંતરમાં નિસંગતા સ્વરૂપવાળો ધર્મ અતિ શુદ્ધ છે. માટે આ ભવમાં તે મોક્ષ લક્ષ્મી આપે છે"—( ૧૪ મી સદીમાં થયેલા મુનિ સુંદર સૂરિ કૃત અધ્યાત્મ કલ્પદ્રુમ ૪-૪ ).

## વિવાદનો લાભ સ્થાનને મળ્યો

કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે મૂર્તિપૂજા વિષયનો વિવાદ જૈનસંઘમાં એકાએક લોંકાશાહ દ્વારા સોળમી સદીમાં જ ઉઠાવવામાં આવ્યો નહોતો પરંતુ તે વિવાદ તો ઘણા પુરાણા કાળથી, સંભવત: તેનાથી ૧૫૦૦ વર્ષ પહેલા જ ચાલ્યો આવતો હતો શ્રાવકો અને સાધુઓમાં અંદર અંદર વધતા જતા એ વિરોધને લોંકાશાહે * મૂર્ત સ્વરૂપ આપ્યું અને વિરોધનો સર્વ દોષ પોતાના શિર પર લઈ લીધો.

તાત્કાલીન વિધિમાર્ગી કહેવાતા સાધુઓની વધતી જતી દ્રવ્યસ્તવની પ્રવૃત્તિઓના પ્રચ્છન્ન વિરોધી સાધુ તથા શ્રાવકોની *લોંકાશાહને મદદ મળી હશે. કારણ કે તેઓ પોતે વિરોધ પ્રગટ કરવાનું સાહસ કરી શકતા નહિ હોય. તેમના પૂર્વજો આ વિરોધના કારણથી પૂરતું કષ્ટ ભોગવવા છતાં અસફળ બન્યા હશે.

જ્યારે *લોંકાશાહનો વિરોધ કરી શકાયો નહિ અને તે બળ પ્રાપ્ત કરતો ગયો ત્યારે તે ભૂમિગત સહાયકો પણ પ્રત્યક્ષમાં આવી ગયા હશે કારણ કે ખર્ચાળ યજ્ઞોની જેમ

* મંદિર વિવાદનો લાભ લોંકાશાહને નહિ પણ સ્થા. ધર્મના સ્થાપક શ્રી લવજી ઋષિ, ધર્મસિંહજી મુનિ તથા ધર્મદાસજી મુનિને મળ્યો હતો.

**જૈનોનો દ્રવ્યસ્તવ પણ તેમને માટે અસંભવ હતો અને તેથી તેઓ પોતાને માટે ધર્મનો દ્રવ્યહીન માર્ગ ચાહી રહ્યા હતા.**

ખેદ એ વાતનો છે કે આ અશાંતિના મૂળની ધનવાનો તથા દ્રવ્યસ્તવ દ્વારા પોતાને પ્રભાવક કહેવડાવનારા આચાર્યોએ પૂરેપૂરી ઉપેક્ષા કરી કારણ કે **તેઓ પોતાને જ્ઞાની અને બીજાને અજ્ઞાની તથા ભૂલેલા માનતા રહ્યા, જેમ તેઓ આજે પણ માની રહ્યા છે, જો કે ધાર્મિક આડંબરો દૂર કરવાના પોકારો સદાકાળથી થતા રહ્યા છે.**

સ્થાનકવાસી સંપ્રદાયના ઉદ્ભવનો વિચાર કરવાવાળા કોઈ પણ લેખકે આ ઐતિહાસિક તથ્યનો ઉહાપોહ કર્યો નથી. કે જેથી આપણે મૂળ જડની શોધ કરીને તેને નિર્મૂળ કરી શકીએ. સ્થાનકવાસી સમાજની માફક અન્ય સંપ્રદાયોના સંબંધમાં પણ ઐતિહાસિક દૃષ્ટિથી આત્મિયતાની સાથે વિચાર કરી શકાય. દરેક સંપ્રદાયનું દૃષ્ટિકોણ સમજીને અનેકાંત બુદ્ધિથી સમન્વયની ભૂમિકા બનાવાય તો આજે પણ આપણે આપણને અનેકાંત, સત્ય અને અહિંસા પ્રધાન જૈનધર્મના અનુયાયી સિદ્ધ કરી શકીશું.

—નવેમ્બર ૧૯૬૦ ના 'શ્રમણ'માંથી સાભાર અનુવાદિત.



## પ્રકરણ ત્રેવીશમું

# ચાર નિક્ષેપા

## નોંધ

નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપામાંથી ફક્ત એક ભાવનિક્ષેપાને જ સ્થાનકવાસીઓ આદરણીય પૂજનીય માને છે. બાકીના પહેલા ત્રણ નિક્ષેપાને તેઓ માનતા નથી. એ સંબંધમાં સ્થાનકવાસીઓ જે દલીલો કરે છે તે બધી મેંજ થોડા વર્ષ પહેલાં મારા "સત્યધર્મ પ્રકાશ" પુસ્તકમાં પ્રસિદ્ધ કરેલી હતી

તે વખત સુધી મને જે જ્ઞાન મળ્યું હતું તે એકપક્ષી હતું. કારણકે સ્થાનકવાસીઓ જે રીતે વિચાર કરે છે તે રીતે જ વિચાર કરતાં હું શિખ્યો હતો. અને તેથી એક રીતે હું મૂર્ખ બન્યો હતો અથવા તો મને મૂર્ખ બનાવવામાં આવ્યો હતો.

**સત્ય જાણવા માટે તો સામસામી બન્ને પક્ષોની દલીલો વાંચવી અને સમજવી જોઈએ.** સંપ્રદાયવાદે એકબીજા સંપ્રદાયનુ સાહિત્ય વાંચવાની જ બંધી કરી છે. તે વાડાબંધીને લીધે જ જૈનોમાં સત્ય જ્ઞાન ઉત્પન્ન થઈ શકતું નથી.

મને આ વાત સમજાણી તેથી જ મેં અમારા *જૈન સિધ્ધાંત* માસિકના સને ૧૯૬૧ ના ફેબ્રુઆરી માસના અંકમાં **વિરોધ કેમ મટે ?** એ નામના લેખમાં લખ્યું હતું કે—

**દરેક સંપ્રદાયનું સાહિત્ય વાંચો**
**વિરોધી દલીલો વાંચો વિચારો**
**સત્ય સમજવાનો પ્રયત્ન કરો**
**બનતાં સુધી સ્વતંત્ર નિર્ણય કરો.**

અને એ રીતે બધા સંપ્રદાયનું સાહિત્ય વાંચવાની અગત્ય ઉપર મેં ભાર મૂકયો. કારણ કે તેમ કરવાથી જ ઘણા મતભેદ તો આપોઆપ ટળી જવાની સંભાવના છે.

નિક્ષેપા સંબંધીની માન્યતામાં પણ એમ જ થયું છે. બંને પક્ષે એકબીજાની દલીલ સમજવાનો પ્રયત્ન કર્યો હોત તો ઘણો વિરોધ અત્યાર પહેલાં જ ટળી ગયો હોત.

અગીઆરમા પ્રકરણમાં ૧૧૭ મે પાને સ્થાનકવાસી તથા મૂર્તિપૂજકોના નિક્ષેપા સંબંધી મતભેદનું વર્ણન કરતાં મેં બતાવ્યું છે કે સ્થાનકવાસીઓ ફક્ત નિશ્ચય નયને વળગી રહીને ભાવનિક્ષેપાને જ માને છે.

**પરંતુ સામાન્ય રીતે વ્યવહારને ઉલ્લંઘીને કોઈ પણ મનુષ્ય એકદમ નિશ્ચયનયમાં આવી શકતો નથી.** વ્યવહાર પાળીને જ આગળ વધી શકાય છે. વ્યવહાર ધર્મ પાળતાં પાળતાં વિકાસ સાધીને નિશ્ચય સુધી પહોંચી શકાય છે. પણ એકદમ નિશ્ચય નયમાં જવાથી ધોબીના કૂતરા જેવી જ સ્થિતિ થાય છે.

જૈન ધર્મે વ્યવહારને અવગણ્યો નથી કે ઉવેખ્યો નથી, પણ વ્યવહારને પ્રાધાન્ય આપ્યું છે. તે એવી રીતે કે

નિશ્ચય તરફ જવાનું લક્ષ્ય રાખીને વ્યવહાર ધર્મ પાળીને આત્મવિકાસ સાધતા જવું.

સ્થાનકવાસીઓ એકલા ભાવનિક્ષેપાને જ માનીને એકદમ નિશ્ચયનયમાં ઉડી પડવા માગે છે એ જ તેમની ભૂલ છે. શક્તિ વિનાનો મોટો ભુસકો મારતાં હાડકાંપાસળાં જ રંગાવાનો અને ખોખરાં થવાનો જ વખત આવે એ વ્યવહારૂ વાતને તેઓ તદ્દન વિસારી દીએ છે અથવા તો મૂર્તિનો વિરોધ કરવા માટે જ સ્થાનકવાસીઓએ જાણીજોઈને નિશ્ચયને વળગી રહેવાનો ડોળ કરીને વ્યવહારધર્મને ઉડાડી દેવાનો પ્રયત્ન કર્યો છે.

**વ્યવહારમાં ચારેય નિક્ષેપા આદરણીય છે તે વાત મુનિશ્રીએ આ લેખમાં સૂત્ર સિદ્ધાંતના અવતરણો આપીને વિસ્તારથી સમજાવી છે તેમજ ભાવનિક્ષેપાને જ વળગી રહેવાથી સ્થાનકવાસીઓ જૈનધર્મના એક મૂળ સિદ્ધાંત "વિનય" ને છોડી દીએ છે અને અવિનયી બની જાય છે તે વાત પણ મુનિશ્રીએ સારી રીતે સમજાવી છે.**

તેથી તેમનો આ લેખ દરેક વાંચકે બરાબર સમજીને ધ્યાનપૂર્વક વાંચવા વિનંતી છે. એ લેખ વાંચ્યા પછી વ્યવહાર ધર્મમાં મૂર્તિની માન્યતા શાસ્ત્રસિદ્ધ છે તેની વાંચકને ખાત્રી થશે.

મૂર્તિ અને મૂર્તિના દ્રવ્યપૂજા એ બન્ને જુદી જુદી બાબતો છે ને ભૂલવું નહિ.

—ન. ગિ. શેઠ

## ચાર નિક્ષેપા

શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં શાસ્ત્રકાર ફરમાવે છે કે—

जत्थय जं जाणेज्जा
निक्खेव निक्खेवे निरव स
जत्थ वित्त न जाणेज्जा
चउक्कयं निक्खेवय तत्थ ॥

અર્થ :—જે વસ્તુમાં જેટલા નિક્ષેપા જાણવામાં આવે ત્યાં તે વસ્તુમાં તેટલા નિક્ષેપા કરવા. અને જ્યાં જે વસ્તુમાં અધિક નિક્ષેપા ન જાણી શકાય ત્યાં તે વસ્તુમાં ઓછામાં ઓછા ચાર નિક્ષેપા તો અવશ્ય કરવા.

## ચાર નિક્ષેપા

**નામ નિક્ષેપો**—વસ્તુના આકાર અને ગુણથી રહિત નામ તે નામ નિક્ષેપો કહેવાય છે.

**સ્થાપના નિક્ષેપો**—વસ્તુના નામ તથા આકાર સહિત પરતુ ગુણરહિત તે સ્થાપના નિક્ષેપો કહેવાય છે.

**દ્રવ્ય નિક્ષેપો**—વસ્તુના નામ, આકાર તથા અતીત અનાગત ગુણ સહિત પરતુ વર્તમાન ગુણે રહિત તે દ્રવ્ય નિક્ષેપો કહેવાય છે.

**ભાવ નિક્ષેપો**—વસ્તુના નામ આકાર અને વર્તમાન ગુણે સહિત તે ભાવ નિક્ષેપો કહેવાય છે.

## જિનના ચાર નિક્ષેપા

શ્રી જિનેશ્વરદેવોમાં **મહાવીર** ઇત્યાદિ જે નામો તે **નામજિન** તે તારકોની પ્રતિમા તે **સ્થાપના જિન**

જિનનામ કર્મ બાંધ્યુ હોય એવા શ્રી જિનેશ્વર દેવનો જીવ તે દ્રવ્ય જિન અને

સમવસરણમા ધર્મોપદેશ આપવા માટે વિરાજમાન સાક્ષાત્ શ્રી જિનેશ્વર દેવ તે **ભાવ જિન.**

આ ચાર નિક્ષેપાના અભાવે કોઈ પણ વસ્તુનુ વસ્તુપણુ સિદ્ધ થઈ શકે નહિ.

**દરેક દ્રવ્યમાં ચાર નિક્ષેપા સાથે જ હોય**

જેનુ નામ ન હોય તેની આકૃતિ પણ કોઈ પ્રકારે બની શકે નહિ જેનુ નામ કે આકાર ઉભય ન હોય તેની પૂર્વા પર અવસ્થા અને વર્તમાન અવસ્થારૂપ પર્યાયના આધારભૂત દ્રવ્ય પણ હોય નહિ અને જ્યા નામ, સ્થાપના કે દ્રવ્ય ત્રણેનો અભાવ હોય ત્યા વસ્તુનો ભાવ કે ગુણ હોય જ ક્યાથી?

એટલે દ્રવ્યાદિક ત્રણે નિક્ષેપાને માન્યા સિવાય કેવળ ભાવ નિક્ષેપાને માનવાની વાત એ શશશૃંગવત્ કલ્પિત છે

ભાવનુ સાક્ષાત ભાન કરાવનાર એકલો ભાવ નથી પરંતુ તેનું નામ, આકાર અને પૂર્વાપર અવસ્થા એ સઘળુ મળીને જ કોઈ પણ પદાર્થના ભાવનો નિશ્ચિત બોધ કરાવે છે

## ભાવ નિક્ષેપાને જ માનનારના વર્તનમાં વિરોધ

ફક્ત ભાવ નિક્ષેપાને માનીને જેઓ નામ વિગેરે નિક્ષેપાને માનવાની ના પાડે છે તેઓએ સમજવાનુ કે—

(૧) કોઈ દુષ્ટ પુરૂષ આપણી પૂજ્ય કે પ્રિય વ્યક્તિનું નામ લઈને નિંદા કરે, ગાળો આપે કે તિરસ્કાર કરે તો શુ ગુસ્સો થતો નથી?

(૨) અથવા તેજ પૂજ્ય કે પ્રિયના નામથી તેમની તારીફ કે પ્રશંસા કરે તો રાજી થતા નથી ? અવશ્ય થાય છે તેથી નામ નિક્ષેપો નકામો છે એમ કહેનાર ખોટો છે. એજ રીતે—

(૩) પોતાના પૂજ્ય આદિની પ્રતિકૃતિ કે છબીને કોઈ દુષ્ટ આચારવાળી સ્ત્રી આદિની સાથે રાખી તેના ઉપરથી કુચેષ્ટાવાળી છબી ઉતરાવી લઈ કોઈ નાલાયક માણસ સ્થળે સ્થળે અવર્ણવાદ બોલે તો તેની મૂર્તિ નહિ માનનારાઓને પણ શું ક્રોધ નહિ ચઢે ? અવશ્ય ચડશે. માટે સ્થાપના નિક્ષેપો પણ નકામો છે એ વાત ખોટી છે.

(૪) નામ અને સ્થાપનાની જેમ પોતાના પૂજ્ય આદિની પૂર્વાંતર અવસ્થાની બુરાઈ કે ભલાઈ સાંભળવાથી રોષ કે આનંદ પેદા થાય છે.

અને પૂજ્યના સાક્ષાત અવર્ણવાદ અને અપશબ્દ સાંભળવાથી પણ તેના રાગી લોક અવશ્ય દુઃખ પામે છે તથા પ્રશંસા સાંભળવાથી સુખ પણ પામે છે.

**તેથી ચારે ય નિક્ષેપામાં પૃથક પૃથકપણે અસર નિપજાવવાની શક્તિ પ્રગટપણે રહેલી છે એમ સ્પષ્ટ થાય છે.**

## નામ નિક્ષેપો

**કોઇ પણ વસ્તુના સંકેત કરેલા નામનો ઉચ્ચારણથી તે વસ્તુનો બોધ કરાવવો તે નામ નિક્ષેપાનો વિષય છે.**

શ્રી ઋષભદેવ આદિક ચોવીશ તીર્થંકરોના નામ તેઓનાં માત–પિતાએ જન્મ વખતે પાડેલા હોય છે. તે નામોનુ કારણ તેમના ગુણો નથી, પણ માત્ર ઓળખવાનો સંકેત છે. નામ પાડવામાં જો ગુણ એજ કારણ હોય તો બધા તીર્થંકરો સમાન ગુણવાળા હોવાથી બધાનું એકજ નામ પડવું જોઈતુ હતુ.

સમાન ગુણવાળાનાં અનેક નામો તો જ પડી શકે છે જો નામ પાડતી વખતે ગુણની અપેક્ષા ઉપરાંત આકાર આદિની ભિન્નતા ઉપર પણ લક્ષ આપવામા આવે.

ચોવીસ તીર્થંકરોના ગુણસમાન હોવા છતા પ્રત્યેકના આકાર, પ્રત્યેકની પૂર્વાપર અવસ્થા વિગેરે ભિન્ન ભિન્ન હતા.

તે જ રીતે એક જ નામની અનેક વસ્તુઓ જ્યાં હોય છે ત્યાં પણ તે નામ વડે જે કોઈ અમુક વસ્તુનો બોધ થાય છે તેનુ કારણ પણ તે વસ્તુમાં રહેલા ગુણ, આકાર આદિની ભિન્નતા છે.

**અહીં એટલુ સમજી રાખવુ જોઈએ કે પહેલા ત્રણ નિક્ષેપા તેઓના જ વંદનીય પૂજનીય છે કે જેઓનો ભાવ નિક્ષેપો પણ વંદનીય પૂજનીય છે.**

અને એજ કારણે શ્રી ભગવતી, શ્રી ઉવવાઈ અને શ્રી રાયપસેણિ આદિ સૂત્રોમાં શ્રી તીર્થંકર દેવો અને બીજા પણ જ્ઞાની મહર્ષિઓનો નામ નિક્ષેપો વંદનીય છે, એમ ફરમાવ્યુ છે. તે તે સ્થળોએ ફરમાવ્યુ છે કે—

त महाफल खलु भो देवाणुप्पिया ! तहारुवाण अरिहंताणं भगवंताणं नाम गोअस्सवि सवणययाए।

અર્થ—તથારૂપ શ્રી અરિહંત ભગવંતોના નામ ગોત્ર પણ સાભળવાથી ખરેખર મહા ફળ થાય છે.

## ચાર તથા દશ પ્રકારના સત્ય

નામ નિક્ષેપાનુ મહત્વ જણાવવા માટે શ્રી સ્થાનાંગ સૂત્રના ચોથા તથા દશમા ઠાણામાં પણ ફરમાવ્યુ છે કે—

चउव्विहे सच्चे पन्नते तं जहा—नाम सच्चे, ठवण सच्चे, दव्व सच्चे, भाव सच्चे। तथा दसविहे सच्चे पन्नते तं जहा—

जणवयसम्मयठवणा नामे रुवे पडुच्चसच्चे य ।
ववहारभावजोगे दसमे उवम्मसच्चे अ ॥

અર્થ—ચાર પ્રકારનાં સત્ય કહ્યાં છે તે આ પ્રમાણે—(૧) નામ સત્ય, (૨) સ્થાપના સત્ય, (૩) દ્રવ્ય સત્ય અને (૪) ભાવ સત્ય.

તથા શ્રી તીર્થંકર દેવોએ દશ પ્રકારનાં સત્યો બતાવ્યાં છે તે આ પ્રમાણે—

| | | | |
|---|---|---|---|
| (૧) જનપદ સત્ય | (૪) નામ સત્ય | (૭) વ્યવહાર સત્ય | (૧૦) ઉપમા સત્ય. |
| (૨) સમ્મત સત્ય | (૫) રૂપ સત્ય | (૮) ભાવ સત્ય | |
| (૩) સ્થાપના સત્ય | (૬) પ્રતીત્ય સત્ય | (૯) યોગ સત્ય | |

**જનપદ સત્ય**—પાણીને કોઈ દેશમાં પય કહે છે, કોઈ દેશમા પીચ્ચ કહે છે, કોઈ દેશમાં ઉદક કહે છે અને કોઈ દેશમાં જળ કહે છે. ઇત્યાદિ જનપદ સત્ય છે.

**સમ્મત સત્ય**—કુમુદ, કુવલય આદિક પુષ્પો પણ પંકથી ઉત્પન્ન થાય છે. છતાં પંકજ શબ્દ અરવિંદ-કુસુમને જ સમત છે. તે સમ્મત સત્ય.

**સ્થાપના સત્ય**—લેપ આદિકને વિષે અરિહંત પ્રતિમા, એક આદિ અંકવિન્યાસ અને કાર્ષાપણ આદિકને વિષે મુદ્રા વિન્યાસ આદિ સર્વ સ્થાપના સત્ય છે.

**નામ સત્ય**—કુળની વૃદ્ધિ ન કરતો હોય તો પણ કુળવર્ધન ઇત્યાદિ નામ તે નામસત્ય.

**રૂપસત્ય**—વ્રતના ગુણ ન હોય અને કેવળ લિંગ માત્રથી વ્રતી કહેવાય તે રૂપસત્ય.

**પ્રતીત્યસત્ય**—અનામિકા આંગળી કનિષ્ટાને આશ્રી દીર્ઘ કહેવાય અને મધ્યમાને આશ્રી હ્રસ્વ કહેવાય તે પ્રતીત્યસત્ય.

**વ્યવહારસત્ય**—પર્વત ઉપર તૃણ આદિ બળતાં છતાં 'પર્વત બળે છે' એમ કહેવું, પાણી ઝમે તોપણ કહેવું કે 'ઘડો ઝમે છે' અને ઉદર હોવા છતાં કહેવું કે 'અનુદરા કન્યા.' એ સર્વ વ્યવહાર સત્ય છે.

**ભાવસત્ય**—બગલા ઉજળા છે અને ભ્રમરો કાળા છે એમ કહેવું તે—બગલા અને ભમરામાં પાંચે વર્ણો છે પરન્તુ તે તે વર્ણોની ઉત્કૃષ્ટતાથી ઉજળા અને કાળા કહેવાય છે. તે ભાવસત્ય છે.

**યોગસત્ય**—દંડના યોગે દંડી, છત્રના યોગે છત્રી ઇત્યાદિ કથન તે યોગસત્ય.

**ઉપમાસત્ય**—સમુદ્ર સરખું તળાવ ઇત્યાદિ કથન એ ઉપમા સત્ય છે.

## સ્થાપના નિક્ષેપો

વસ્તુનું નામ માત્ર સાંભળવાથી વસ્તુનો બોધ અને ભક્તિ થવા સંભવ છે તો પછી વસ્તુની આકૃતિ કે જેમાં નામ ઉપરાંત આકાર છે તેનાથી અધિક બોધ અને ભક્તિ કેમ ન થાય ? અને તે કરવા માટે કોણ ઇચ્છા ન રાખે ? નામનિક્ષેપો જેમ શાસ્ત્ર સિદ્ધ છે તેમ સ્થાપના નિક્ષેપો પણ અનેક શાસ્ત્રોથી સિદ્ધ છે

શ્રી અનુયોગદ્વાર સૂત્રે દશ પ્રકારે સ્થાપનાનું સ્થાપન કરવાનું કહેલું છે.

(૧) કાષ્ટમાં (૪) લેપ કર્મમાં (૭) ધાતુના રસ પુરવામાં (૧૦) કોડામાં
(૨) ચિત્રમાં (૫) ગ્રથનમાં (૮) મણિકાના સંઘાતમાં
(૩) પોથીમાં (૬) વેષ્ટન ક્રિયામાં (૯) શુભાકાર પાષાણમાં

આ દશ પ્રકારોમાંથી કોઈ પણ પ્રકારમાં ક્રિયા તથા ક્રિયાવાળા પુરુષનો અભેદ માની, હાથ જોડેલા તથા ધ્યાન લગાવેલા આવશ્યક

ક્રિયા સહિત સાધુની આકૃતિ રૂપે અથવા આકૃતિ રહિત સ્થાપના કરવી અથવા આવશ્યક સૂત્રનો પાઠ લખવો તે **સ્થાપના આવશ્યક** કહેવાય છે.

હાથ જોડેલ અને ધ્યાન લગાવેલ આવશ્યક ક્રિયા કરનારનું રૂપ તે જો સદ્ભાવ સ્થાપના છે તો પછી પદ્માસનયુક્ત, ધ્યાનારૂઢ, મૌનાકૃતિ, શ્રી જિનમુદ્રાસૂચક પ્રતિમા તે **સ્થાપનાજિન** કેમ કહેવાય નહિ?

**જો પ્રતિમા તે સ્થાપનાજિન નહિ તો પૂર્વોક્ત સ્વરૂપ આવશ્યક પણ સ્થાપના આવશ્યક કહેવાય નહિ એમ કરવા જતાં શ્રી અનુયોગ દ્વાર સૂત્રના પાઠનો અપલાપ કેમ નહિ થાય?**

સૂત્રના પાઠનો લોપ કે અપલાપ જેને નહિ કરવો હોય તેને તો શ્રી જિનસ્વરૂપ પ્રતિમાને સ્થાપનાજિન તરીકે નિઃસંશયપણે સ્વીકારવી જ પડશે

## સૂત્રો અક્ષરોની સ્થાપના જ છે

સ્થાપનાને નિરર્થક ગણવામાં આવે તો જૈન ધર્મના તમામ સૂત્ર સિદ્ધાંતો પણ નકામા થઈ જાય. કારણ કે તે પણ શ્રી વીતરાગદેવના અરૂપી જ્ઞાનના અશરૂપી અક્ષરોની સ્થાપના જ છે. અને જો સૂત્ર સિદ્ધાંતોનો લોપ થાય તો પછી જૈન ધર્મનો પણ લોપ જ થઈ જાય.

**જેઓને ધર્મના લોપક ન બનવું હોય તેઓને સ્થાપનાની અવગણના કરવી કોઈ પણ પ્રકારે પાલવે એમ નથી.**

જેમ નામની સાથે ચારે નિક્ષેપા જોડાયેલા છે તેમ સ્થાપનાની સાથે પણ ચારેય નિક્ષેપા જોડાયેલા છે. જો એમ ન હોય તો વાઘનું ચિત્ર જોવાથી બકરીનો ખ્યાલ આવવો જોઈએ અને બકરીનું ચિત્ર જોવાથી વાઘનો ખ્યાલ આવવો જોઈએ. પરંતુ તેમ થતું નથી કારણકે

જેનું ચિત્ર જોવામાં આવે છે તેના ચારે નિક્ષેપા મનની સાથે ખડા થઈ જાય છે.

જો એમ ન થતું હોય તો શ્રી ઋષભદેવ સ્વામીની પ્રતિમા જોતાં શ્રી પાર્શ્વનાથ પ્રભુનું સ્મરણ થઈ જવું જોઈએ. કારણ કે બન્નેનો ભાવ નિક્ષેપો એકસરખો હોવા છતાં એક તીર્થંકરની મૂર્તિ જોવાથી અન્ય તીર્થંકરનો બોધ થતો નથી. તેનું કારણ એ મૂર્તિની સાથે જોડાએલા અન્ય નિક્ષેપાઓ સિવાય બીજું શું છે?

કોઈના ગુરુનું નામ રામચંદ્ર છે અને તે નામના સંસારમાં લાખો પુરુષો વિદ્યમાન છે. ગુરુના નામવાળા 'રામચંદ્ર' એવા અક્ષરોમાં ગુરુના આકારનું કોઈ પણ ચિન્હ તો છે જ નહિ. છતાં કહેશો કે રામચંદ્ર શબ્દથી માત્ર ગુરુનું જ સ્મરણ અને ગુરુને જ નમસ્કાર થયો પણ બીજાને નહિ તો કહેવું પડશે કે રામચંદ્ર નામના પોતાના ગુરુને જ નમસ્કાર કરવા માટે ગુરુની આકૃતિ આદિને મનમાં સ્થાપન કરેલી જ હશે.

આ રીતે પ્રત્યક્ષપણે કે પરોક્ષપણે સ્થાપના નિક્ષેપો બળાત્કારે પણ ગળામાં આવી જ પડે છે.

## સ્થાપના પૂજનીય હોવા માટે

### શંકા

અહીં જો એવી શંકા થાય કે—સ્થાપના નિર્જીવ હોવાથી કાર્યસાધક અને પૂજનીય કેમ બને?

### સમાધાન

તેનું સમાધાન એ છે કે—નિર્જીવ વસ્તુ માત્ર જો નિરર્થક અને અપૂજનીય હોય તો શ્રી સમવાયાંગ, શ્રી દશાશ્રુતસ્કંધ, શ્રી દશવૈકાલિક આદિ સૂત્રોમાં ફરમાવ્યું છે કે—

**ગુરુની પાટ, પીઠ, સંથારો વગેરે વસ્તુઓને પગની ઠોકર લાગી જાય તો પણ શિષ્યને ગુરુની આશાતનાનો દોષ લાગે.**

એને માટે શું કહેશો ?

**ગુરુની પાટ આદિ નિર્જીવ તો છે જ. પૂર્વોક્ત વસ્તુઓ અજીવ હોવા છતાં ગુરુઓની સ્થાપના હોવાના અંગે તેનો અવિનય કરવાથી શિષ્યને આશાતના લાગે છે. અને વિનય કરવાથી ભક્તિ અને શુભ ફળની પ્રાપ્તિ થાય છે.**

**તેમ શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ એ શ્રી જિનેશ્વરદેવની જ સ્થાપના હોવાથી તેની આશાતના કે વિનય કરવાથી શુભાશુભ ફળની પ્રાપ્તિ થાય છે તેમાં પૂછવું જ શું? વિનય એ શ્રી જૈન શાસનમાં મુખ્ય મનાયો છે. તે ગુણના પાલનની ખાતર શ્રી જિનેશ્વરદેવની સ્થાપના સ્વરુપ મૂર્તિની ભક્તિ આદિ કરવી એ પણ શ્રી જૈનધર્મમાં મુખ્ય વસ્તુ ગણાય એમાં આશ્ચર્ય જેવું શું છે?**

વળી સાધુઓનાં વસ્ત્ર, પાત્ર, કંબલ, રજોહરણ અને મુહપત્તિ આદિ ઉપકરણો અજીવ હોવા છતાં તે વડે શું ચારિત્ર ગુણની સાધના થઈ શકતી નથી ?

શાસ્ત્રોમાં એટલે સુધી કહ્યું છે કે—"લાકડીના ઘોડાથી ખેલના બાળકને આઘો હટાવવા કોઈ સાધુ તેને એમ કહે કે, હે બાળક, તારી લાકડી હઠાવ, તો મુનિને અસત્ય બોલ્યાનો દોષ લાગે. એ દોષથી બચવા માટે સાધુએ એમ જ કહેવું જોઈએ કે—હે બાળક તારો ઘોડો હઠાવ."

લાકડીમાં કોઈ સાક્ષાત ઘોડાપણું તો છે જ નહિ, માત્ર તેની અસદ્ભૂત સ્થાપના છે. તો પણ તેને માનવી જરૂરી છે તો પછી શ્રી

જિનપ્રતિમા, એ તો શ્રી જિનેશ્વર દેવોની સદ્ભૂત સ્થાપના તેને માન્યા વિના કેમ ચાલે?

વળી ખાંડનાં રમકડાં જેવા કે—હાથી, ઘોડા, કૂતરા, બિલાડા, ગાય, મનુષ્ય વગેરે ખાવાથી પંચેન્દ્રિયની હત્યા કર્યાનું પાપ લાગે એમ સૌ કોઈ દયા-ધર્મને સમજનાર માને છે. તે બધી જ વસ્તુઓ નિર્જીવ છે. તો પણ તેમાં જીવપણાની સ્થાપના હોવાથી જ ખાવાનો નિષેધ કરવામાં આવે છે. તે સિવાય બીજું કોઈપણ કારણ જણાતું નથી.

**વળી ભીંત ઉપર ચીતરેલી સ્ત્રીની આકૃતિ વિકારનો હેતુ હોવાથી સાધુએ ન જોવી જોઈએ એવો જે નિષેધ કરવામાં આવ્યો છે તે પણ નિર્જીવ વસ્તુ અસર કરનારી છે એમ શું નથી જણાવતો?**

## નિર્જીવ સ્થાપનાની જબ્બર અસર જણાવતા દૃષ્ટાંતો

સ્થાપના નિર્જીવ હોવા છતાં તેની કેટલી જબ્બર અસર થાય છે તે જાણવા માટે નીચેના દૃષ્ટાંતો જાહેર છે.

૧. પતિવ્રતા સ્ત્રી પોતાના પ્રાણેશની છબીને જોતાંની સાથે અત્યંત હર્ષને જ પામે છે. પરંતુ કદીપણ કોપને પામતી જણાતી નથી.

૨. પ્રજાવત્સલ રાજાઓના બાવલાને જોવાથી વફાદાર રૈયત નારાજ ન થતાં પ્રસન્ન જ થાય છે. અને એ જ કારણે એવા રાજા મહારાજાઓના તથા મહાન પરાક્રમી પુરુષોનાં બાવલાંઓ તેમના સ્મરણાર્થે ઉભાં કરેલાં સ્થાને નજરે પડે છે.

૩. પરદેશવાસીઓ પોતાના સ્વજન આદિના હસ્તાક્ષરના પત્રને જોવાથી પણ સ્વહિતૈષિઓ મળ્યા જેટલો સંતોષ અનુભવે છે.

૪. પોતાના વડીલો તથા ઈષ્ટ મિત્રોની છબી જોતાં જ તેમના

ઉપકાર અને ગુણોનું સ્મરણ થઈ આવે છે અને હૃદય પ્રેમથી પ્રફુલ્લિત બને છે.

૫. કોકશાસ્ત્રનાં સ્ત્રીપુરુષનાં વિષય સેવનનાં ચોરાશી આસનો આદિને જોવાથી કામીજનોને તત્કાળ કામવિકાર ઉત્પન્ન થાય છે.

૬. યોગાસનની વિચિત્ર આકારની સ્થાપનાઓ જોવાથી યોગી પુરુષોની મતિ યોગાભ્યાસમાં પ્રેમ ધારણ કરનારી થાય છે.

૭. ભૂગોળના અભ્યાસીઓને નકશાઓ વગેરે જોવાથી લોકમાં રહેલ અનેક વસ્તુઓનું જ્ઞાન સહેલાઈથી થઇ શકે છે.

૮. શાસ્ત્રો સબંધી અક્ષરોની સ્થાપનાથી, તે જોનાર મનુષ્યને તમામ શાસ્ત્રોનું જ્ઞાન પણ થાય છે.

૯. ક્ષેત્રોમાં પુરુષોની આકૃતિ ઉભી કરવાથી તે આકૃતિ નિર્જીવ હોવા છતાં તેનાથી ક્ષેત્રની રક્ષા સારી રીતે થઇ શકે છે.

૧૦. લોકોમાં કહેવાય છે કે—અશોકવૃક્ષની છાયા ચિંતાને દૂર કરે છે, ચંડાળ પુરુષોની કે ઋતુવતી સ્ત્રીઓની છાયા અશુભ અસર નિપજાવે છે. અને ગર્ભવતી સ્ત્રીની છાયાનું ઉલ્લંઘન કરવાથી ભોગી પુરુષનો પુરુષાર્થ ક્ષય પામે છે. વિગેરે

૧૧. સતી સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય ત્યારે તે સ્ત્રી પોતાના પતિની છબીનું રોજ દર્શન કરી સંતોષ પામે છે.

શ્રી રામચંદ્રજી વનવાસ ગયા ત્યારે તેમના ભાઈ ભરત રાજા રામની પાદુકાની રામ પ્રમાણે પૂજા કરતા હતા.

સીતાજી પણ રામની આંગળીની મુદ્રિકાનું આલિંગન કરી સાક્ષાત રામને મળ્યા જેટલો આનંદ અનુભવતા હતા.

રામચંદ્રજી પણ હનુમાને લાવેલા સીતાના અલંકારને દેખવાથી અત્યંત સુખને પામ્યા હતા.

શ્રી પાડવ ચરિત્રમા પણ કહ્યુ છ કે–દ્રોણાચાર્યની પ્રતિમા સ્થાપન કરી તેની પાસેથી લવ્ય નામના ભીલે અર્જુનના જેવી ધનુષ્યવિદ્યા સિદ્ધ કરી હતી

ઉપરના કેટલાક દૃષ્ટાંતો એવા છે કે તેમા શરીરનો આકાર પણ સરખો રહેતો નથી એવી નિર્જીવ વસ્તુઓથી પણ સતોષનો અનુભવ મળતો દેખી શકાય છે તો પછી સાક્ષાત પરમાત્માના સ્વરૂપનો બોધ કરાવનારી મૂર્તિ, પૂર્ણાનદ જે મોક્ષ તેનો હેતુ કેમ ન થાય ?

શાત મુદ્રાવાળી શ્રી વીતરાગ પરમાત્માની પ્રતિમાની, તેમના નામ ગ્રહણપૂર્વકની પૂજા, જ્ઞાનવાન પ્રભુને વહેલાં મોક્ષ અવશ્ય પ્રાપ્ત કરાવી આપે છે

જે વસ્તુના ભાવ નિક્ષેપા ઉપર મનુષ્યોને સપૂર્ણ આદર હોય છે તેના નામ, સ્થાપના તથા ગુણગ્રામના સ્મરણ, દર્શન કે શ્રવણથી જરૂર તે તે વસ્તુ પરના પ્રેમ અને આદરની વૃદ્ધિ થાય છે જેના ભાવ ઉપર પ્યાર છે તેના નામ મૂર્તિ કે ગુણને માન આપ્યાથી તે સાક્ષાત વસ્તુને જ માન અને આદર આપ્યાનો અનુભવ થાય છે

કોઈ શ્રીમત પિતાએ પરદેશથી પોતાના પુત્રને પત્ર દ્વારા સૂચના કરી કે—' અમુક પુરુષને પાચ હજાર રૂપિયા આપજે'

હવે તે પુત્ર તે પત્રને પોતાના સાક્ષાત હુકમ રૂપ માનીને તેનો અમલ કરે કે નહિ ?

જો અમલ કરે એમ કહેશો તો તે હુકમ કાગળમા સ્થાપના રૂપ હોવાથી સ્થાપના માન્ય રાખવા લાયક સિદ્ધ થઇ ગઈ. જો કહેશો કે ' કાગળ માત્રથી અમલ ન કરવો ' તો તેમ કરનાર પુત્રે પિતાની આજ્ઞાનું પાલન કર્યું ગણાશે કે ઉલ્લઘન કર્યું ગણાશે ? પાલન નહિ પણ અવશ્ય ઉલ્લઘન કર્યું ગણાશે

એ ન્યાયે શ્રી તીર્થંકર–ગણધર-પ્રણીત સૂત્રોમા પ્રતિપાદન કરેલ સ્થાપના નિક્ષેપાને માન્ય રાખનાર ખુદ ભગવાનનો જ

**આદર કરનારો અને માન્ય નહિ રાખનાર ખુદ ભગવાનનું જ અપમાન કરનાર બને એમાં લેશમાત્ર આશ્ચર્ય નથી.**

પોતાના વડીલની છબીઓ, ફોટાઓ, પેઇન્ટીંગ વડીલના આબેહુબ સ્વરૂપનો બોધ કરાવનાર હોવાથી તેમના ભાવ નિક્ષેપા તરફ આકર્ષણ કરાવે તેમાં નવાઈ નથી. પણ વડીલના આબેહુબ સ્વરૂપનો બોધ નહિ કરાવનાર એવા તેમનાં વસ્ત્ર, આભૂષણ અને પોષાક વગેરે દેખવાથી પણ તેમનાં ગુણ સાંભરી આવે છે.

જો અતદ્રૂપ સ્થાપના નિક્ષેપો સર્વથા નિરર્થક હોત તો પૂર્વોક્ત કાર્યોમાં જે પ્રકારના જૂદા જૂદા ભાવ આવે છે તે ન આવવા જોઇએ.

**આ ઉપરથી વિચારવું જોઈએ કે**—પરમ પૂજનીય, પરમ ઉપકારી, આરાધ્યતમ, અનંત જ્ઞાની, દેવાધિદેવ શ્રી તીર્થંકર ભગવાનની શાંત નિર્વિકાર અને ધ્યાનસ્થ ભવ્ય મૂર્તિના દર્શનથી શ્રી વીતરાગ દેવના ગુણોનુ સ્મરણ કેમ ન થાય? તથા તેમની તે મૂર્તિને માન આપ્યાથી. ખુદ તેઓનો વિનય કર્યો એમ કેમ ન કહેવાય? અવશ્ય કહેવાય.

એટલુ જ નહિ પણ તેમની મૂર્તિના વારવાર દર્શન, પૂજન અને સેવનથી તેમના ભાવ નિક્ષેપા ઉપરનો આદર અને પ્રેમ દિવસે દિવસે અધિકને અધિક અવશ્ય વધતો જાય.

જે વસ્તુના ભાવ નિક્ષેપા ઉપર પ્રેમ હોય છે તેની સ્થાપના આદિ ઉપર પણ પ્રેમ આવે છે અને જેના ભાવ નિક્ષેપા ઉપર દ્વેષ હોય તેના નામ સ્થાપના વગેરે ચારે નિક્ષેપા ઉપર દ્વેષબુદ્ધિ પણ આવે જ છે. કેમકે—

સાક્ષાત શત્રુને જોઈને જેમ વેર ભાવ પેદા થાય છે તેમ તેની મૂર્તિ કે છબી જોવાથી અથવા તેનું નામ વગેરે સાંભળવાથી પણ શું દ્વેષભાવ પ્રગટ થતો નથી? અવશ્ય પ્રગટે છે જ.

જેઓ તીર્થંકરના ભાવ નિક્ષેપા ઉપર ભક્તિ રાખે છે અને તેમની મૂર્તિ વગેરે ઉપર દ્વેષ ધરાવે છે તેઓને પૂછવાનું કે—તમારી માન્યતા પ્રમાણે તો તમારા મિત્ર આદિને સાક્ષાત જોતા પ્રેમ થવો જોઈએ પરંતુ તેમની મૂર્તિ તથા નામ વગેરે જોવા અને સાંભળવાથી પ્રેમ ન થવો જોઈએ પરંતુ આવો ઉલટો ક્રમ કોઈ પણ જગ્યાએ જોવામાં આવતો નથી.

કદાચ કહેવામાં આવે કે—'શત્રુ અને મિત્ર ઉભયમાં સમભાવ રાખવો જોઈએ કિંતુ રાગદ્વેષ ન કરવો જોઈએ' પરંતુ આ કથન માત્ર કહેવા પૂરતુ છે.

મોટા મોટા યોગીશ્વરો પણ જ્યાં સુધી ઘાતીકર્મોના યોગ ન છૂટયા હોય ત્યાં સુધી રાગદ્વેષથી છૂટી શકયા નથી તો સંસારની અનેક જંજાળના મોહમાં ફસી પડેલા ગૃહસ્થો રાગદ્વેષરહિત સમભાવવાળી અવસ્થામાં રહી શકે એમ કહેવું કે માનવું એ વચના માત્ર છે.

નિયમ તો એ છે કે—જે જીવ પ્રત્યક્ષ વિદ્યમાન ન હોય તેના ઉપર શુદ્ધ ભાવ પેદા કરવા માટે તેની સ્થાપનાના સેવન સિવાય તેના જેવો અન્ય કોઇ સરળ ઉપાય છે નહિ. વિના સ્થાપનાએ અવિદ્યમાન વસ્તુ પ્રત્યે શુદ્ધ ભાવ પ્રગટ કરી શકાતો નથી.

ચારે નિક્ષેપા આ રીતે પરસ્પર સબંધ ધરાવનારા છે. એક વિના બીજા નિક્ષેપા ટકી શકતા જ નથી.

સ્થાપનાનો નિરાદર કરનારને પૂછવાનું કે—વર્તમાન સમયમાં જે નોટોનું ચલણ છે તેવી એક હજાર રૂપીઆની નોટ તમારી પાસે હોય તેને તમે હજાર રૂપીઆ માનો છો કે કાગળનો કટકો માનો છો ?

જો કહેશો કે—અમે તો તેને કાગળના કટકા તુલ્ય માનીએ છીએ તો તેને સાધારણ કાગળના કટકાની જેમ એકાદ પૈસામા કે મફતમા બીજાને આપી કેમ દેતા નથી ?

તેના ઉત્તરમાં કહેશો કે—એવો મૂર્ખ કોણ હોય કે હજાર રૂપીઆને એક પૈસામાં કે મફતમાં આપી દીએ ?

તો પછી જરા હૃદયચક્ષુને ખોલી વિચારવું જોઈએ કે—જેમ એક હજાર રૂપીઆની ગેરહાજરીમા તેટલી રકમનુ કામ એક નોટથી કાઢી શકાય છે તેમ શ્રી જિનેશ્વરદેવની અનુપસ્થિતિમા તેમની મૂર્તિ દ્વારાએ સાક્ષાત ભગવાનને પૂજવાનું ફળ અવશ્ય મેળવી શકાય.

## દ્રવ્ય નિક્ષેપો

**જે વસ્તુ ભૂતકાળમાં કે ભવિષ્યકાળમાં અમુક કાર્યના કારણરૂપે નક્કી થઈ ચૂકી છે તે કારણભૂત વસ્તુના કાર્યનું આરોપણ કરવું તેનું નામ દ્રવ્ય નિક્ષેપો છે.**

જેમ મૃતક સાધુમાં તથા કોઈ સાધુ થનાર હોય તેમા વર્તમાન સમયે સાધુપણું ન હોવા છતાં સાધુપણાનો આરોપ કરી સાધુ કહેવામાં આવે છે તે દ્રવ્ય નિક્ષેપાને આશ્રયીને સાધુપણું સમજવાનુ છે.

અને એ જ કારણે સાધુ થયા પહેલાં સાધુ થનારને દ્રવ્ય સાધુ માનીને તેની દીક્ષાનો મહોત્સવ મોટી ધામધૂમથી ઉજવવામાં આવે છે. તથા સાધુના મૃત કલેવરને દહન ક્રિયા વખતે પાલખીમાં બેસાડી પૈસાને ઉછાળતા ઠાઠમાઠથી લઈ જવામાં આવે છે અને લોકો પણ તેના દર્શન કરવા માટે દોડાદોડી કરે છે.

શ્રી તીર્થંકરદેવોને જન્મ તથા નિર્વાણ સમયે વંદન નમસ્કાર કરવાનો પાઠ શ્રી જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ આદિ શાસ્ત્રોમા છે. તો તે નમસ્કાર શ્રી તીર્થંકરદેવના દ્રવ્ય નિક્ષેપાને થયો ગણાય. અને નહિ કે ભાવ નિક્ષેપાને થયો ગણાય. કારણ કે જ્યાં સુધી કેવળજ્ઞાન ન થાય ત્યાં સુધી ભાવ નિક્ષેપો કહેવાય નહિ

ભગવાન શ્રી ઋષભદેવ સ્વામીના જન્મ વખતે શક્રેન્દ્રે નમસ્કાર કર્યાનો ઉલ્લેખ **શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ**મા નીચે મુજબ જણાવેલો છે—

नमोत्थुण भगवओ तीत्थगरस्सो आइगरस्स जाव संपाविउ कामस्स वंदामिण्ह भगवत तत्थगयं इहगय पासउ मे भयव तत्थगए इहगयं तिकट्टु वदइ णमसइ ॥

કેટલાક મિત્રોની પ્રેરણાથી,

કેટલાક દેવીઓના કહેવાથી,

કેટલાક પોતાનો આચાર સમજીને (જેમકે સમ્યગ દષ્ટિ દેવોએ શ્રી જિનેશ્વર દેવના જન્મ મહોત્સવમાં અવશ્ય ભાગ લેવો જોઈએ.)

એ વગેરે કારણોને સ્વચિત્તમાં સ્થાપન કરી ઘણાં દેવદેવીઓ ચક્રેદ્રની પાસે હાજર થયા.

જો દ્રવ્યનિક્ષેપો અપુજનીક નિરર્થક હોત તો સૂત્રમાં "**સુખને વાસ્તે તથા ભક્તિનિમિત્તે**" ઇત્યાદિ શબ્દો વદનના અધિકારમાં કદાપિ ન આવત.

તથા શ્રી ઋષભદેવ સ્વામીના નિર્વાણ સમયે પણ શક્રેદ્રનું આસન કંપાયમાન થતાં અવધિજ્ઞાનથી ભગવાનનો નિર્વાણ સમય જાણી, શક્રેદ્રે ભગવાનને વદન નમસ્કાર કર્યો અને સર્વ સામગ્રી સહિત શ્રી અષ્ટાપદ (હિમાલય) તીર્થ પર જ્યાં ભગવાનનું શરીર હતુ ત્યાં આવી ઉદાસીનતાપૂર્વક અશ્રુવાળી આંખો સમેત શ્રી તીર્થંકર દેવના શરીરને ત્રણ પ્રદક્ષિણા દઈ, મૃતકને યોગ્ય સર્વ વિધિ કરી. ઇત્યાદિ વિગતના જે પાઠો છે તેય **દ્રવ્યનિક્ષેપાની** પણ વંદનીયતાને સિદ્ધ કરે છે.

એ સિવાય બીજી રીતે પણ દ્રવ્ય નિક્ષેપો અને તેની પૂજનીયતા સિદ્ધ થાય છે.

શ્રી ઋષભદેવ સ્વામીના વખતમાં તથા વર્તમાનકાળમાં આવશ્યક ક્રિયા કરતી વખતે સાધુ શ્રાવક તમામ **ચતુર્વિંશતિ સ્તવ** અથવા **લોગસ્સસૂત્રનો** પાઠ બોલે છે. શ્રી ઋષભદેવ સ્વામીના વખતમાં બીજા ત્રેવીશ તીર્થંકરોના જીવ ચોરાશી લાખ જીવ યોનિમાં ભટકતા હતા. **તથી તેમને તે વખતે કરેલો નમસ્કાર ભાવનિક્ષેપથી થયો ગણી શકાય નહિ પરંતુ દ્રવ્યનિક્ષેપથી જ કર્યો ગણાય.**

વર્તમાનકાળમા તો તેઓમાના એકેય ભાવનિક્ષેપે નથી કારણકે બધા સિદ્ધગતિમા ગયેલા છે તેથી ભાવનિક્ષેપે અરિહંત તરીકે નહિ પણ સિદ્ધ તરીકે વિરાજમાન છે

જો એક ભાવ નિક્ષેપને માની બીજા નામ સ્થાપના અને દ્રવ્ય નિક્ષેપને માનવાના ન હોત તો લોગસ્સ દ્વારાએ કોને નમસ્કાર થાય ? લોગસ્સની અંદર પ્રગટપણે अरिहंते कित्तइस्सं અને चवींसंपि केवली કહીને ચોવીસે તીર્થંકરોને યાદ કર્યા છે તીર્થંકરનુ એ સ્મરણ ભાવ નિક્ષેપે છે જ નહિ કિંતુ નામ તથા દ્રવ્યનિક્ષેપે જ માનવાનુ છે.

જેઓ એ બે નિક્ષેપાને માનવા તૈયાર નથી તેઓના મતે લોગસ્સને માનવાનુ રહ્યું નથી, અને લોગસ્સને નહિ માનવાથી આજ્ઞાભંગનો મહાદોષ કપાળે ચોંટ્યા વિના પણ રહે નહિ.

**વર્ણન કરાયેલું છે. દ્રવ્યનિક્ષેપાના પ્રાધાન્યવાળી ક્રિયાઓને જો નકામી માનવામાં આવે તો જૈન મતનો લોપ જ થાય છે.**

જૈન સિદ્ધાંતને માન્ય રાખનાર આત્માઓએ દ્રવ્યાર્થિક ચાર નયોને માન આપી દ્રવ્યક્રિયાનો આદર કરવો યોગ્ય છે. દ્રવ્યનિક્ષેપાના પ્રાધાન્યવાળી ક્રિયાઓ પરિણામની ધારાને વધારનારી છે. તેથી ભાવનો પરિપૂર્ણ નિશ્ચય થયા વિના પણ વ્રત પચ્ચખ્ખાણ આદિ કરાવવાની રીત જૈનશાસનમાં ચાલી રહી છે.

**શ્રી અનુયોગદ્વાર સૂત્ર, ઠાણાંગ સૂત્ર, ભગવતી સૂત્ર તથા સૂત્રકૃતાંગ સૂત્ર વગેરે સૂત્રોમાં દ્રવ્યનિક્ષેપાની સિદ્ધિ કરેલી અને દ્રવ્ય વિના ભાવ કદાપિ ન સંભવે એમ સપ્રમાણ સાબિત કરી આપ્યું છે.**

ભગવાનની ભાવ અવસ્થા અતીન્દ્રિય હોઈ ઇંદ્રિયો અને મનને અગોચર છે. તેને ઇંદ્રિય અને માનસગોચર કરવા માટે તેમના નામ, આકાર અને દ્રવ્યની ભક્તિ છોડીને કેવળ ભાવની ભક્તિ કરવી કે થવી એ અસંભવિત છે.

## ભાવનિક્ષેપો

***જે જે નામવાળી વસ્તુમાં જે જે ક્રિયાઓ થાય છે, તે તે ક્રિયાઓમાં તે તે વસ્તુઓ વર્તે તે ભાવનિક્ષેપો છે.***

જેમકે—ઉપયોગ સહિત આવશ્યક ક્રિયામાં પ્રવૃત્તિ કરી રહેલ સાધુ, એ ભાવ નિક્ષેપે આવશ્યક ગણાય છે. દરેક વસ્તુનું સ્વરૂપ આ રીતે ચારે નિક્ષેપાથી જાણી શકાય છે. તેમાંથી એક પણ નિક્ષેપો જો ન માનવામાં આવે તો તે વસ્તુપણે ટકતી જ નથી.

**જે વસ્તુને જેવા ભાવથી માનવામાં આવે છે. તેના ચારે નિક્ષેપા તેવા ભાવને જ પ્રગટ કરે છે.** શત્રુભાવવાળી વસ્તુના ચારે નિક્ષેપા શત્રુભાવને પ્રગટ કરે છે અને મિત્રભાવવાળી વસ્તુના ચારે

નિક્ષેપા મૈત્રીભાવને ઉત્પન્ન કરે છે. કલ્યાણકારી વસ્તુના ચારે નિક્ષેપા કલ્યાણભાવને પેદા કરે છે. અને અકલ્યાણકારી વસ્તુના ચારે નિક્ષેપા અકલ્યાણભાવને પેદા કરે છે.

## હેય, જ્ઞેય, ઉપદેયના નિક્ષેપાની સમજ.

આ સંસારમાં સામાન્ય રીતે તમામ વસ્તુઓ હેય, જ્ઞેય અને ઉપાદેય એ ત્રણે ભેદમાંથી કોઈ ને કોઈ એક ભેદની હોય છે. દાખલા તરીકે—સ્ત્રીસંગ.

### હેય વસ્તુના નિક્ષેપા

સાધુઓને સ્ત્રીઓના સાક્ષાત સંગનો નિષેધ કરવામાં આવ્યો છે, સાક્ષાત સંગ એ હેય છે. તેથી સ્ત્રીઓના નામ, આકાર અને દ્રવ્યનો પણ નિષેધ થઈ જાય છે.

જમ્બૂદ્વીપ, ભરતક્ષેત્ર, મેરુપર્વત, હાથી, ઘોડા ઇત્યાદિ જ્ઞેયવસ્તુઓ છે. તેઓને જેમ સાક્ષાત જોવાથી બોધ થાય છે તેમ તેના નામ, આકાર આદિ જોવા સાંભળવાથી પણ તે વસ્તુઓનો બોધ થાય છે.

## ઉપાદેય વસ્તુના નિક્ષેપા

**હેય અને જ્ઞેયની જેમ ઉપાદેય વસ્તુ પણ ચારે ય નિક્ષેપાથી ઉપાદેય બને છે.**

શ્રી તીર્થંકર દેવ જગતમાં પરમ ઉપાદેય હોવાથી તેમના ચારે નિક્ષેપા પણ પરમ ઉપાદેય બને છે. સમવસરણમાં બિરાજેલ સાક્ષાત શ્રી તીર્થંકરદેવ **ભાવનિક્ષેપે** પૂજનીક છે. માટે 'મહાવીર' ઇત્યાદિ તેમના **નામને** પણ લોકો પૂજે છે. વૈરાગ્ય મુદ્રાએ યુક્ત, ધ્યાનારૂઢ અવસ્થામાં રહેલી તેમની પ્રતિમાને પણ **સ્થાપના નિક્ષેપથી** લોકો પૂજે છે. તથા દ્રવ્યનિક્ષેપે તેમના જન્મ તથા નિર્વાણ અવસ્થાને પણ ઇંદ્રાદિક દેવો ભક્તિભાવને નમે છે, પૂજે છે અને તેનો સત્કાર વિગેરે કરે છે.

**આથી ઊલટું—અન્ય દેવોનો ભાવનિક્ષેપો ત્યાજ્ય હોવાથી, તેઓના બાકીના ત્રણ નિક્ષેપા પણ સમ્યગ્દષ્ટિ આત્માઓને છોડવા લાયક બને છે.**

એ જ કારણે આનંદ આદિક દશ શ્રાવકોએ હરિહર આદિ અન્ય દેવોને વંદન નમસ્કાર નહિ કરવાની પ્રતિજ્ઞા કરી હતી. તે વખતે હરિ, હર આદિ દેવો **ભાવનિક્ષેપે** વિદ્યમાન નહિ હતા. માત્ર તેમની મૂર્તિઓ હતી. તેથી આનંદ આદિક શ્રાવકોની નહિ નમવાની પ્રતિજ્ઞા **સ્થાપનાનિક્ષેપે** તેઓની મૂર્તિને ઉદ્દેશીને હતી, એ આપોઆપ સિદ્ધ થાય છે.

છે. જેમ કોઈએ રાત્રિભોજનનો ત્યાગ કરવાનો નિયમ અંગીકાર કર્યો તેથી તેની દિવસે ભોજન કરવાની વાત આપોઆપ સિદ્ધ થઈ જ જાય છે તે જ રીતે ઉપરની વાત સમજી લેવી.

એ મુજબ ચારે નિક્ષેપાનો પરસ્પરનો સંબંધ સમજી લેવાનો છે. તેમાં વિશેષ એટલું છે કે—જેનો ભાવ નિક્ષેપો શુદ્ધ અને વંદનીય છે તેના જ બાકીના નિક્ષેપા વંદનીય અને પૂજનીય છે. બીજાના નહિ.

## શંકા

કોઈ એમ પ્રશ્ન કરે કે—મરેલા બળદને જોઈને કોઈ પ્રતિબોધ પામે તેથી શું તે પૂજવા યોગ્ય બની જાય છે?

## સમાધાન

તો તેનો ઉત્તર સ્પષ્ટતયા મળી રહે છે કે—શાસ્ત્રકારો, જેનો ભાવનિક્ષેપો વદન પૂજન કરવા લાયક છે, તેના જ બાકીના ત્રણ નિક્ષેપા પૂજવા માટે ફરમાવે છે.

સાક્ષાત બળદને કોઈએ પૂજવા લાયક માન્યો નથી. તેથી તેના નામ આદિક પણ પૂજનીક કરતાં નથી.

રાજા કરકંડુ વગેરે પ્રત્યેક બુદ્ધ મહર્ષિઓ મરેલા બળદને જોઈને પ્રતિબોધ પામ્યા હતા. પણ ભાવબળદ વંદનીય નહિ હોવાથી તેમના પ્રતિબોધમાં કારણભૂત બળદનાં નામ આદિક વંદના કરવા લાયક ગણાયાં નથી.

**જેનો ભાવ નિક્ષેપો વંદનીય નથી તેના ચારે નિક્ષેપા વંદનીય નથી એ સિદ્ધ થાય છે.**

શ્રી આનંદ શ્રાવકની પ્રતિજ્ઞાનો પાઠ નીચે પ્રમાણે છે—

णो खलु मे भन्ते कप्पई अज्जप्पभिइण अन्नउत्थिया वा अन्नउत्थिय देवयाणि वा अन्नउत्थिए परिग्गहियाई अरिहंत चेइयाइं वा वंदित्तए वा नमसित्तए.

અર્થ—હે ભગવન્ ! મારે આજથી અન્ય તીર્થિક, અન્ય તીર્થિકોના દેવ (હરિ હર આદિ) તથા અન્ય તીર્થિકોએ ગ્રહણ કરેલા અરિહંતના ચૈત્યો (જિન પ્રતિમાઓ)ને વંદન નમસ્કાર કરવા કલ્પે નહિ.

**અહીં અન્ય તીર્થિકોના દેવ ગુરુનો નિષેધ થતાં જૈન ધર્મના દેવ ગુરુ સ્વયમેવ વંદનીય ઠરે છે.** કારણ કે—

કોઇ કુતર્ક કરે તો તેને પૂછવાનું કે—આનંદ શ્રાવકે અન્ય દેવને ચારે નિક્ષેપે વંદના ત્યાગી કે માત્ર ભાવ નિક્ષેપે !

જો કહેશો કે—અન્ય દેવના ચારે નિક્ષેપાનો નિષેધ કર્યો છે.

**તો તેથી સ્વતઃ સિદ્ધ થયું કે અરિહંતના ચારે નિક્ષેપા શ્રાવકને વંદનીય છે.**

જો અન્ય દેવના ભાવ નિક્ષેપાને જ નિષેધ કરવાનું કહેશો તો તે દેવના બાકીના ત્રણ નિક્ષેપા એટલે અન્ય દેવના મૂર્તિ નામ વગેરે આનંદ શ્રાવકને વંદનીય રહેશે. અને તેમ કરવાથી વ્રતધારી શ્રાવકને દૂષણ લાગે જ.

તથા અન્ય દેવ, હરિહર આદિ કોઈ આનંદ શ્રાવકના વખતની સાક્ષાત વિદ્યમાન હતા નહિ પણ તેમની મૂર્તિઓ હતી. તો બતાવો કે આણંદ શ્રાવકે કોનો નિષેધ કર્યો ?

જો કહેશો કે—અન્ય દેવની મૂર્તિનો

**તો પછી અરહિંત મૂર્તિ સ્વતઃ સિદ્ધ થઈ.**

આ પાઠમાં ચૈત્ય શબ્દનો અર્થ "સાધુ" કરીને કેટલાક લોકો ઉત્સૂત્ર ભાષણ કરે છે, તેમને પૂછવાનું કે—સાધુને અન્ય તીર્થી ગ્રહણ શી રીતે કરે?

જો જૈન સાધુને અન્ય દર્શનીએ ગ્રહણ કર્યો એટલે-તેને ગુરૂ કરીને માન્યો તો પછી તે સાધુ અન્ય દર્શની થઈ ગયો. પછી તે જૈન સાધુ કોઈ પ્રકારે ન ગણાય. જેમ શુકદેવ સંન્યાસીએ થાવચ્ચાપુત્ર પાસે દીક્ષા લીધી. તેથી તે જૈન સાધુ કહેવાયા. પણ જૈન પરિગ્રહિત સંન્યાસી કહેવાયા નહિ. તેમ સાધુ પણ અન્યતીર્થી-પરિગ્રહિત ન કહેવાય.

માટે ચૈત્ય શબ્દનો અર્થ શાધુ કરવો એ સર્વથા વિરુદ્ધ છે.

તર્ક શંકા—ચૈત્ય શબ્દનો અર્થ પ્રતિમા કરે તો તે પાઠમાં આનંદ શ્રાવકે કહ્યું છે કે—અન્ય તીર્થીકને અન્ય તીર્થીકોના દેવને તથા અન્ય તીર્થીકોએ ગ્રહણ કરેલ જિનપ્રતિમાને વાંદુ નહિ, બોલાવું નહિ, દાન દઉં નહિ ઇત્યાદિ. તો પ્રતિમા સાથે બોલવાનું, દાન દેવાનું કેમ સંભવે?

સમાધાન—સૂત્રનો ગંભીર અર્થ ગુરુગમ વગર સમજમાં આવવો મુશ્કેલ છે સૂત્રની શૈલી એવી છે કે—શબ્દનો જેની જેની સાથે સબંધ સમજે તેની સાથે જોડીઃ

પ્રકરણ ચોવીશમું

# સ્થાપનાની ઉપાસના

લેખક—પં. મુનિશ્રી ભદ્રંકરવિજયજી

*

જૈનો અશરીરી સિદ્ધોને પૂજે છે તો પણ એ અશરીરી સિદ્ધાવસ્થાને પ્રાપ્ત કરવા માટે તે આત્માઓએ જે કાંઈ પ્રયોગો આચર્યા હોય છે તે સાકાર અને સશરીરી અવસ્થામાં જ આચરેલા છે. તેથી તે અવસ્થાની પૂજનીયતા પણ જૈનોને અવશ્ય માનનીય છે.

જૈનો સાકાર અને નિરાકાર ઉભય અવસ્થાવાળા પરમેશ્વરને માને છે. સાકાર પરમેશ્વરને વીતરાગ અને સર્વજ્ઞ માનવા સાથે શાસ્ત્ર અને તત્ત્વોના ઉપદેશક પણ માને છે. તેથી તેઓને નિરાકાર અને સાકાર પરમેશ્વરની તે તે અવસ્થાઓ વંદનીય, નમનીય અને પૂજનીય હોય તેમાં કશું જ આશ્ચર્ય નથી.

વીતરાગ સર્વજ્ઞ અને તત્ત્વોપદેશક પરમેશ્વરની પૂજનીયતા આદિ સ્વીકારવામાં કોઈપણ સજ્જનને લેશ પણ હરકત હોઈ શકે નહિ. ગુણ બહુમાન અને કૃતજ્ઞતા આદિ ગુણોની કિંમત સમજનારાઓ તો તેવા સર્વશ્રેષ્ઠ ઉપકારી અને સર્વોચ્ચ ગુણોથી ભરેલા મહા પુરુષોની સેવા, પૂજા, આદર, ભક્તિ, વંદન, સ્તુતિ આદિ થાય તેટલાં ઓછાં એવી જ માન્યતા વાળા હોય.

એ સેવા પૂજાથી તે મહાપુરુષોને કોઈ પણ જાતનો ઉપકાર નહિ થનો હોવા છતાં તેમાં તલ્લીન રહેનાર આત્મા પોતાના શુભ પરિણામથી કર્મ નિર્જરા આદિ ઉત્તમ ફળોને પામ્યા સિવાય રહેતો નથી. શ્રી જિનશાસનમાં પૂજાનું ફળ પામવા માટે પૂજ્યની પ્રસન્નતાને બદલે પૂજકની શુભ ભાવના જ કારણભૂત મનાએલી છે

પૂજ્યની ભાવ અવસ્થાનું પૂજન પણ પૂજકના ગુણ બહુમાન તથા

**જૈન સાધુ દ્વારા જે અપમાન થયુ એ વિષયમાં બધા સહમત છે.**

વિક્રમ સવત ૧૫૪૪ ની આસપાસમા થયેલા ઉપાધ્યાય કમળ સયમ, તેમની સિદ્ધાત ચોપાઈમા લખે છે કે—

"પીરોજખાન નામનો બાદશાહ દેહરા અને પૌષધશાળાને પાડી નાખીને જિનમતને પીડા આપતો હતો દુષમ કાળના પ્રભાવે લોકાશાહને, તાવની સાથે માથુ દુખવા આવે તેમ, તેનો સયોગ મળી ગયો આવેશમા અધ બનેલો મનુષ્ય શુ શુ અકૃત્ય કરતો નથી? એ વિષયમા જમાલિ અને ગોશાલાના દૃષ્ટાનો પ્રસિદ્ધ છે

ક્રોધાવેશમા આવેલા લાકાશાહ મુસલમાન સૈયદોના વચનો ઉપર વિશ્વાસ મૂકી પોતાના ધર્મથી પતિત થયા તે પહેલા લોંકાશાહ ત્રિકાળ શ્રી જિનપૂજા કરતા હતા એવા ઉલ્લેખો મળી આવે છે પરતુ સાધુઓ દ્વારા અપમાનિત થયા પછી સૈયદનો સયોગ મળી ગયો અને અગ્નિમા ઘી નાખવાની જેમ, સૈયદે તેમની પાસેથી મદિરો અને મૂર્તિઓ છોડાવી દીધા ત્યારથી તે પૂજા કરવાની ક્રિયાને નિરર્થક માનવા લાગ્યા

એક બાજુ એમનુ અપમાન અને બીજી બાજુ મુસ્લીમોનો સહયોગ, લોકાશાહને કર્તવ્યભ્રષ્ટ કરનાર થયો

સૈયદે તેને કહ્યુ કે—ઇશ્વર તો મુક્તિમાં છે અને નાપાકીથી દૂર છે તો તેને માટે મૂર્તિઓની, મદિરોની શી જરૂર છે? લોંકાશાહને આ વાત સોળે સોળ આના સાચી લાગી

**લોંકાશાહે કેવળ એક મૂર્તિપૂજાનો જ વિરોધ કર્યો છે એમ નથી. પણ જૈન આગમ, જૈન સસ્કૃતિ, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, દાન, દેવપૂજા અને પ્રત્યાખ્યાન વગેરેનો પણ વિરોધ કર્યો છે.**

તેની પછી મેઘજી ઋષિ વગેરેએ તે મતનો સદતર ત્યાગ કરી ફરીથી જૈન દીક્ષા સ્વીકારી છે અને તેઓ મૂર્તિપૂજાના સમર્થક

અને પ્રચારક બન્યા છે. લોંકાગચ્છીય આચાર્યોએ મંદિર અને મૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવી છે. તથા પોતાના ઉપાશ્રયમાં પણ પ્રતિમાઓ સ્થાપન કરીને મૂર્તિઓની ઉપાસના કરી છે. લોંકાગચ્છનો એક પણ ઉપાશ્રય એવો ન હતો કે જ્યાં શ્રી વીતરાગ પ્રભુની મૂર્તિ ન હોય.

**પરંતુ વિક્રમની ૧૮ મી શદીમાં યતિ ધર્મસિંહ અને લવજી ઋષિએ—એ બે યે લોંકાગચ્છથી અલગ થઈને ફરીથી મૂર્તિ સામે બળવો ઉઠાવ્યો. લોંકાગચ્છના શ્રી પૂજ્યોએ તે બન્નેને ગચ્છ બહાર પણ કરી દીધા, પરંતુ તે બન્નેએ પ્રચારવા માંડેલો મત ચાલ્યો.**

તે બન્નેએ ફેલાવેલા નવા મતને "ઢુંઢક મત"નું ઉપનામ મળ્યું. એ સંપ્રદાયનું બીજું નામ "સાધુમાર્ગી" અથવા "સ્થાનકવાસી" પડ્યું છે.

**આ ઢુંઢીયા (સ્થાનકવાસી) અને લોંકશાહના અનુયાયીઓમાં ક્રિયા અને શ્રદ્ધામાં દિનરાત જેવું અંતર છે, સ્થાનકવાસીઓ લવજી ઋષિના તથા ધર્મસિંહજી મુનિના અનુયાયી છે.**

### મૂર્તિપૂજાના વિરોધીઓ પણ મૂર્તિપૂજાને માને છે તેના દાખલા

### મુસલમાનો

મૂર્તિપૂજાના સૌથી પ્રથમ વિરોધી મહમ્મદ છે.

એક મુસલીમ પોતાના ઇષ્ટની મૂર્તિને સીધી રીતે માનવાનો ઇન્કાર કરે છે. તો પણ એક નાની શી મૂર્તિ અને તેના અવયવોની ભક્તિને બદલે તેના ગળામાં આખી મસજીદ, મસજીદનો સમસ્ત આકાર

રાખવામાં આવે છે. જો તેવા સંસાર સ્થિત પુરુષની પણ તસવીર રૂપે રહેલી મૂર્તિના દર્શનથી સ્વાર્થ સાધી શકાય એમ માનો છો તો સર્વજ્ઞ સર્વ શક્તિમાન અને ગુરુના પણ ગુરુ એવા પરમેશ્વરની મૂર્તિના દર્શન વગેરેથી સ્વ-ઇષ્ટ ન સાધી શકાય એમ કેમ માની શકાય ?

વળી આર્ય સમાજીઓ પણ અગ્નિને પૂજે છે, તેમાં ઘી વગેરે નાખી હોમ કરે છે તો તે અગ્નિ શું જડ નથી? વળી સૂર્યની સામે ઊભા રહી ઈશ્વર પ્રાર્થના કરે છે તો તે સૂર્ય વગેરે જડ નથી? છે. તો તે પરમેશ્વરની મૂર્તિથી દૂર કેમ ભાગે છે?

## સ્થાનકવાસીઓ

સ્થાનકવાસી વર્ગ પોતાના પૂજ્યોની સમાધિ, પાદુકા, મૂર્તિ, ચિત્ર, ફોટાઓ બનાવીને ઉપાસના કરે છે. દર્શન માટે દૂર દૂરથી આવે છે અને દર્શન આદિ કરી પોતાને કૃતકૃત્ય માને છે.

એ રીતે દરેક પ્રથના અનુયાયીઓ પોતપોતાને પૂજનીય વસ્તુના આકારને કોઇને કોઇ રીતે પૂજે જ છે. તેથી મૂર્તિ આબાળ પંડિત સર્વ કોઇને માન્ય છે. છતાં 'અમે નથી માનતા' એમ જેઓ કહે છે તેઓ ખરેખર માતા મે વન્ધ્યા ની જેમ અસત્ પ્રલાપ કરનારા છે.

—લેખકના પ્રતિમા પૂજન પુસ્તકમાંથી સંકલિત.



જેમકે—ધનવાન બનવાની ઇચ્છાવાળાના દેવ કુબેર થઈ શકે છે. એ વીતરાગી શાંત મુદ્રાવાળા દેવ નથી. પિતૃભક્તિની ઇચ્છાવાળાના દેવ કુમાર, રામ કે રાવણ થઈ શકે છે. પણ વીતરાગી દેવ નહિ અને એવી જ રીતે બીજી બીજી ઇચ્છાવાળાઓનું પણ સમજી લેવું.

અહીં આપણે તો શાંતિપથ-મોક્ષમાર્ગની વાત કરીએ છીએ. એટલે કેવળ શાંતિની પ્રાપ્તિની ઇચ્છા માટે જ દેવની શોધ કરવાની છે અથવા તો દેવની પરીક્ષા કરવાની છે. **શાંતિના દેવ તો વીતરાગી શાંત રસપૂર્ણ જ હોય.** બીજા નહિ. કારણકે અભિપ્રાયથી વિપરીત ગમે તેને આદર્શ બનાવીને તેની ઉપાસના કરવામાં આવે તો અભિપ્રાયની પૂર્તિ થવી અસંભવ છે.

અભિપ્રાયશૂન્ય ઉપાસનામાં ભલે એ નિયમ લાગુ ન થાય પણ અહીં તો સાચી પૂજા કે ઉપાસનાની વાત કરીએ છીએ ત્યાં અભિપ્રાય સાપેક્ષ હોવાથી એ નિયમ અવશ્ય લાગુ પડે છે.

## પૂજા શું ?

બીજો પ્રશ્ન છે—પૂજા શું ?' શાંતિના અભિપ્રાયને મૂર્તિને માટે—

(૧) શાંતિમાં તલ્લિન કોઈવ્યક્તિ વિશેષને નજર સામે રાખીને અથવા
(૨) એ જ વ્યકિતનુ કોઈ ચિત્ર આંખો સામે રાખીને અથવા
(૩) એ વ્યકિત કે તેનુ ચિત્ર અતરગમા મનની સામે રાખીને અથવા

(૪) શાંતિના યથાર્થ જીવન-આદર્શને મનમાં સ્થાપિત કરીને, થોડીવારને માટે અથવા અમુક સમયને માટે બીજા સર્વ સકલ્પ વિકલ્પને છોડી દઈને, એ આદર્શની શાંતિના આધાર ઉપર નિજ શાંતિનુ પોતાની અદર કિંચિત વેદન કરતાં તેની સાથે **તન્મય થઇ જવું એ અંતરંગ ઉપાસના અથવા પૂજા છે.**

અને એ શાંતિના મધુર આસ્વાદને વશ રહી, નિમિત્તરૂપ એ આદર્શ પ્રત્યે સાચુ બહુમાન ઉત્પન્ન થઈ જાય ત્યારે પોતાની હીનતાઓને

સામે રાખીને, એ હીનતાઓ દૂર થવાની ભાવના ભાવતા, એ આદર્શમા પ્રગટ દેખાતા ગુણોની પ્રાપ્તિને માટે અનેક પ્રકારે પ્રાર્થના કરવી તે બાહ્યપૂજા છે.

આ બન્ને પ્રકારની પૂજાઓમા અતરગ પૂજા જ યથાર્થ પૂજા છે. એના વિના બાહ્યપૂજા નિરર્થક છે.

## પૂજાની આવશ્યક્તા શા માટે?

અહીં એ પ્રશ્ન થઇ શકે છે કે—અતરગ પૂજા એટલે શાંતિનું વેદન જ પ્રધાન છે તો પછી બાહ્યપૂજાની આવશ્યકતા શા માટે?

પ્રથમ ભૂમિકામા રહેલા જીવને પણ સ્વતંત્ર રૂપથી શાંતિનુ વેદન જાણીને તેમા સ્થિતિ કરવાની યોગ્યતા હોત તો આ પ્રશ્નની આવશ્યકતા જ ન રહેત

પરંતુ શાંતિથી બિલકુલ અનભિજ્ઞ, અજ્ઞાની જીવે કદી શાંતિ જોઈ નથી, શાંતિનુ નામ સાભળ્યુ નથી તેમ શાંતિનો અનુભવ કર્યો નથી એની દશામા શાંતિમા સ્થિતિ કરીને અતરગ પૂજા કરવાનું કેવી રીતે સભવિત થઇ શકે?

જ્યાં સુધી શાંતિનો પરિચય કરી ન લેવાય ત્યા સુધી કોઇ પણ શાંત જીવની સાંનિધ્યમાં રહેવુ આવશ્યક છે. કારણ કે શાંતિ એવી કોઈ વસ્તુ નથી કે જે શબ્દોથી બતાવી શકાય અથવા નિશાળમાં શિખવી શકાય તેમજ શાંતિ શબ્દનું રટણ કરવાથી પણ તેને જાણી શકાતી નથી એ તો કોઈ સૂક્ષ્મ આંતરિક સ્વાદનુ નામ છે કે જેનુ વેદન કરી શકાય છે અથવા કોઈના જીવન પરથી અનુમાન કરીને કિંચિત જાણી શકાય છે

એટલું જ નહિ પણ શાંતિનો પરિચય પ્રાપ્ત કરી લીધા પછી પણ નિરંતર તેમાં સ્થિતિ રહી શકે એટલી શક્તિ પણ પ્રથમ અવસ્થામાં હોવી અસભવ છે. તેથી જ્યા સુધી સ્વતંત્ર રૂપથી શાંતિના રસાસ્વાદનમા લય થવાની યોગ્યતા ન આવી

**જાય ત્યાં સુધી બાહ્ય પદાર્થના આશ્રયની આવશ્યકતા છે. અને એ પ્રયોજનના અર્થે જ અંતરંગ સાપેક્ષ બાહ્ય પૂજા છે.**

અલબત્ત, આગળ જતાં ઉચ્ચ ભૂમિકામાં આવી જવાથી બાહ્યપૂજાની કોઈ આવશ્યકતા રહેતી નથી, પરંતુ આ પ્રથમ દશામાં રહેતા ગૃહસ્થ માટે તો બાહ્યપૂજા અત્યંત આવશ્યક છે.

## દેવના આશ્રયની શી આવશ્યક્તા?

કોઈ પણ બાહ્ય જીવનનો આશ્રય લીધા વિના શાંતિનો પરિચય કેમ નહિ થઈ શકતો હોય? શાંતિ એ જીવનનો નિજસ્વભાવ છે તો સ્વતંત્ર રૂપથી તે કેમ જાણી શકાતી નથી? એમના જીવનની શાંતિ મારામાં કેવી રીતે આવી શકે? અને એમની શાંતિ મને આપ્યાં વિના મને શાંતિનો સ્વાદ કેવી રીતે ચખાડી શકે?"

આવા આવા અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. તેથી તેનો વિચાર કરી લઈએ.

**પહેલા પ્રશ્નનો ઉત્તર તો ઉપર અપાઈ ચૂકયો છે કે જેને આજ સુધી જોયેલ નથી કે અનુભવેલ નથી તેને પરના આશ્રય વિના કેવી રીતે જાણી શકાય?** જેમ કે એક વસ્તુનો આકાર જ જો ધ્યાનમાં ન હોય તો તે વસ્તુ બનાવવાનું કારખાનું કેવી રીતે કાઢી શકાય? એ વસ્તુનો એક નમૂનો પહેલાં નજર સામે રાખ્યો હોય તો પાછી તેવી બીજી અનેક વસ્તુઓ બનાવી શકાય. પછી તો એ નમૂનાની પણ આવશ્યકતા ન રહે. પણ શરૂઆતમાં તો તેની અત્યંત આવશ્યકતા છે.

**બીજો પ્રશ્ન** એ છે કે—સ્વતંત્રરૂપથી કેમ જાણી શકાતી નથી? પરતુ તેનો નિષેધ જ કોણે કર્યો છે? સ્વતંત્ર રૂપથી પણ અવશ્ય જાણી શકાય છે પણ જેણે તેનો પહેલાં પરિચય કરેલો હોય તેનાથી જ જાણી શકાય, ભલે તેનો પરિચય કર્યા પછી તેને છોડી દીધી હોય.

પરતુ અહીં એટલું વિશેષ ધ્યાનમાં રાખવું કે પરિચય છોડી

દીધાં ઝાઝો સમય થઈ ગયો હોય તો તે પરિચય અત્યંત લુપ્ત થ ગયો હોય અને તેથી પ્રયત્ન કરવા છતાં પણ યાદ ન આવે. ત્યારે તેને પણ ફરીથી બાહ્યના આશ્રયની આવશ્યકતા રહેશે.

## દેવથી મને શાંતિ કેવી રીતે મળે ?

ત્રીજો પ્રશ્ન છે કે—દેવના જીવનની શાંતિ મારામાં કેવી રીતે આવી શકે ?

બહુ સુંદર પ્રશ્ન છે. બિલકુલ ઠીક વિચાર છે. વાસ્તવમાં બીજા કોઈની શાંતિ મારામાં કદાપિ આવી શકે નહિ. એમની શાંતિ એમની સાથે અને મારી શાંતિ મારી સાથે જ રહેશે.

એમની શાંતિ એમના પુરુષાર્થથી ઉત્પન્ન થયેલી છે અને મારી શાંતિ મારા પુરુષાર્થથી મારામાં ઉત્પન્ન થશે. એમની શાંતિનો ઉપયોગ સ્વયં તેઓ જ કરશે. એવી જ વસ્તુની સ્વતંત્રતા છે. માટે દેવ મને શાંતિ આપવાને સમર્થ નથી.

પરંતુ એમનાથી એટલો લાભ તો અવશ્ય છે કે તેમનો નમૂનો જોઈને એ પરમ પરોક્ષ રહસ્યનું કંઈક અનુમાન કરી શકું, તે પણ જો બુદ્ધિપૂર્વક પુરુષાર્થ કરું તો.

જેમ કારખાનું કાઢવાવાળાને કોઈ નમૂનો આપતું નથી પણ પોતે જ તે વસ્તુને જોઈને અનુમાનના આધાર પર તેના સંબંધી પરિચય પ્રાપ્ત કરી લીએ છે. તેવી જ રીતે શાંત સ્વરૂપ અને આદર્શરૂપ વ્યક્તિ મને કંઈ આપતી નથી. પણ હું પોતે જ તેમની મુખાકૃતિ, તેમનું શાંત પરિભાષણ, તેમના જીવનની શાંત ક્રિયાઓ જોઈને અનુમાનના આધાર પર શાંતિ સંબંધી કાંઈક પરિચય પ્રાપ્ત કરી શકું છું.

અહીં એ વાત વિચારણીય છે કે—અનુમાનના આધાર પર કોઈના જીવનને કેવી રીતે જાણી શકાય ? આના સંબંધમાં એક દૃષ્ટાંત છે.

એક જિજ્ઞાસુએ એક વખત તેના ગુરુ પાસે જઈને કહ્યું—પ્રભો ! કાંઈક હિતકારી ઉપદેશ આપીને મારું કલ્યાણ કરો.

ગુરુ—ભાઈ ! હું ઉપદેશ તો આપીશ પણ તેથી તને કાંઈ લાભ થશે નહિ કારણ કે હું તો બે ચાર વાક્યો જ કહી શકું છું. એટલે તેનું રહસ્ય તું સમજી શકીશ નહિ. એવો ઉપદેશ તો તે આગળ પણ સાંભળેલો છે પણ **ઉપદેશ સાંભળવા માત્રથી કાંઈ પ્રયોજન સિદ્ધ થઈ જતું નથી.** માટે તુ પ્રખ્યાત શેઠ શાંતિસ્વરૂપ પાસે જા અને તેમની પાસે રહીને ધીરજથી ઉપદેશ સાંભળજે.

જિજ્ઞાસુ શેઠજીની દુકાને પહોંચી ગયો અને ગુરુની આજ્ઞા કહી સમળાવી. શેઠે તેને દુકાનમાં તેમની પાસે બેસી રહેવાનું કહ્યું. શેઠ બહુ મોટા વ્યાપારી હતા. દરરોજ લાખોનો વેપાર. મુનિમ ગુમાસ્તાનો તો પાર નહિ

જિજ્ઞાસુ વિચારવા લાગ્યો—ગુરુજીએ શેઠની પાસે શું સમજીને મોકલ્યો હશે તે સમજાતુ નથી. અહીં શુ ઉપદેશ મળશે ? આ બિચારા શેઠજી પોતે જ ઉપદેશને પાત્ર છે. એ પોતે જ જન્જાળમાં ફસેલા પડ્યા છે. આત્મકલ્યાણ શુ એની તો તેમને ખબર પણ નહિ હોય. પરતુ ગુરુની આજ્ઞા છે એટલે અહીં રહેવુ તો જોઈશે જ.

બે મહિના વીતી ગયા પણ શેઠે તો એક શબ્દે ય ઉપદેશનો સભળાવ્યો નહિ. જિજ્ઞાસુ તો નિરાશ થઈ ગયો પણ ગુરુજીએ ધીરજથી રહેવાનુ કહ્યુ હતુ તેથી વખત નકામો ગુમાવાય છે એમ જાણવા છત પણ શેઠની પાસે રહેવાનુ ચાલુ રાખ્યું.

બીજો એક મહિનો વીતી ગયો ત્યાં એક દિવસ મુનિમજી બહુ ગભરાયલા ગભરાયલા શેઠજીની પાસે આવ્યા પણ ગભરાટ એટલો બધો કે મોઢામાંથી શબ્દ જ નીકળી શકે નહિ.

શેઠજીએ પૂછ્યુ—કેમ ગભરાયલા જેવા દેખાવો છો ?

મુનિમે હિંમત એકઠી કરીને કહ્યુ—આ તાર આવ્યો છે. વહાણુમાં ચાર કરોડનો માલ આપણે મોકલ્યો હતો તે બધો ડૂબી ગયો

શેઠજી તદ્દન શાંતિથી બોલ્યા—તો શું થયું? પ્રભુની કૃપા છે. જાઓ, તમારું કામ કરો.

અને જાણે કાંઈ જ બન્યું ન હોય તેમ શેઠજી પોતાનું કામ કરવા મંડી ગયા. આ જોઈને જિજ્ઞાસુને ભારે આશ્ચર્ય થયું. પણ શું બોલવું તે નહિ સૂઝવાથી મૌન રહ્યો.

બીજા બે મહિના ગયા અને એક દિવસ વળી એક બીજી ઘટના ઘટી. આ વખતે મુનિમજી ભારે હર્ષમાં દોડતા દોડતા શેઠ પાસે આવ્યા અને એકદમ બોલી ઊઠયા—શેઠજી, શેઠજી, ભારે આનંદના સમાચાર છે. ભાગ્ય ખુલી ગયું!

શેઠજી—શું છે? શાંતિથી વાત કરો.

મુનિમજી—પેલા સોદામાં દશ કરોડનો લાભ થશે. જુઓ

તો હું કેવળ મેનેજર છું. વેપારના માલીક તો પ્રભુ છે. આખા વિશ્વમાં તેમના જ વ્યાપારની અનેક શાખાઓ છે. કોઈ વખત એક શાખામાંથી બીજી શાખામાં રૂપીઆ મોકલી આપે છે. તેમ કોઈ વખત બીજી શાખામાંથી આ શાખામાં મોકલી આપે છે. હું તો ફક્ત નામ લખીને જમા કરૂં છું. બીજી બાબતથી મને કાંઈ મતલબ નથી.

શબ્દોથી ત્રણ કાળમાં પણ સમજાવી ન શકાય તેવું સામ્યતાનુ સમભાવનુ રહસ્ય જિજ્ઞાસુને એક ક્ષણમાં સમજાઈ ગયુ.

એ જ રીતે પૂર્ણ આદર્શ કે જીવન ઉપરથી પૂર્ણ શાંતિ સમજી શકાય છે.

## પૂજામાં કર્તાવાદ શા માટે

ચોથો પ્રશ્ન પણ બહુ સુંદર છે કે—તેમની શાંતિ મને આપ્યા વિના મને શાંતિનો સ્વાદ કેવી રીતે ચખાડી શકે?

ઉપર બતાવ્યુ કે પોતાની શાંતિનો પોતે જ ઉપભોગ કરવાને સમર્થ છે પણ કોઈને દેવાને સમર્થ નથી.

પરંતુ ઉપરની રીતે અનુમાનના આધાર પર શાંતિ સંબંધી કાંઈક પરિચય પ્રાપ્ત કરીને હું પણ મારા જીવનમાં, મારા સંભાષણમાં એમના જેવી રીતે જ, એમના જેવા જ રૂપમાં વર્તન કરવાનો પ્રયત્ન કરવા લાગુ છું. તેમની મુખાકૃતિ ઉપરથી તેમની અંતર્મુખી દૃષ્ટિનું અનુમાન કરીને હું પણ અંતર્મુખ થવાનો પ્રયત્ન કરૂં છું. અને એ પ્રયત્નમાં દૃઢ રહેવાથી થોડા વખત પછી હું પોતે પણ અમૃતનો સ્વાદ અવશ્ય ચાખી શકું છું. એટલી સહાયતા મને મારા પ્રયોજનમાં તેમની પાસેથી મળે છે. અને એ સહાયતાના કારણથી જ "તેમણે મને શાંતિ આપી" એમ કહી શકાય છે. આમ કહેવું કેવળ ઉપચાર છે.

અહીં એમ પણ પ્રશ્ન કરી શકાય કે—જે પ્રભુ કંઈ દઈ શકતા

નથી તો, 'હે પ્રભુ, મને શાંતિ આપો" એવી જાતના શબ્દોથી ભક્તિ શા માટે કરવામાં આવે છે?

પ્રશ્ન બરાબર છે સૈદ્ધાંતિક રીતે એવી પ્રાર્થનાનો કશો અર્થ નથી પ્રાર્થનાના એ શબ્દોનો સત્યાર્થ માની લઈને પ્રભુ શાંતિ કે અશાંતિ અથવા સુખ કે દુખ આપવાવાળા માની લેવા એ ભ્રમ છે, પરતંત્રતા પુરુષાર્થ હીનતા છે, સ્વપર ભેદથી અનભિજ્ઞતા છે

એમ સમજવાવાળા સાચા દેવને આદર્શ રૂપથી સ્વીકારી લીએ તો પણ તેમને શાંતિની પ્રાપ્તિ થઈ શકતી નથી કારણકે— "દેવ મારા ઉપર પ્રસન્ન થઈને મારૂં પ્રયોજન સિદ્ધ કરી દેશે મારે પોતાને તો કાંઈ કરવું નહિ પડે" એવો અભિપ્રાય રાખવાના કારણથી એ ઉપરોક્ત પ્રકારે પોતાના જીવનમાં કંઈ વિશેષ પરિવર્તન કરવાનો પ્રયત્ન કરશે નહિ અને તેથી કંઈ પ્રાપ્ત કરી શકશે નહિ

પોતાના જ ઉદ્યમથી, પોતાની અંદરના તેમની ઉપરના બહુમાનથી ઉત્પન્ન થયેલી કૃતજ્ઞતા પ્રગટ કરવાને માટે અને તે ઉત્કૃષ્ટ આદર્શની સામે પોતાની હીન દશા રાખીને બન્નેમાં મહાન ફરક જોવાથી એમ જરૂર કહેવાઈ જાય છે કે—આ મહાન વિભૂતિ આપે જ પ્રદાન કરી આપે ન દીધી હોત તો મારા ઉદ્યમથી પ્રાપ્ત કરવી અશક્ય હતી વગેરે

પોતાની નિરભિમાનતા બતાવવા માટે વ્યવહારમાં પણ કહેવાય છે કે—આપની કૃપાથી આ કામમાં સફળતા મળી જશે આ આપનો જ બાળક છે આ આપનું જ મકાન છે વગેરે વગેરે

શબ્દોથી એમ કહેવા છતાં એનો અર્થ તે શબ્દોથી સમજાય છે તેવો નથી થતો એવો જ પ્રકાર ભક્તિના સંબંધમાં સમજવો ભક્તિથી, નિરભિમાનતાથી, કૃતજ્ઞતાથી શબ્દોમાં ભલે પ્રભુને કર્તાહર્તા કહેવામાં આવે પણ તેનો અર્થ તેવી રીતે ગ્રહણ કરવો ન જોઈએ.

## પૂજામાં પ્રતિમાની આવશ્યકતા શા માટે?

દેવપૂજાના વિષયમાં ચોથો પ્રશ્ન એ છે કે—પૂજામાં પ્રતિમાની આવશ્યકતા શા માટે!

બહુ સુંદર અને સ્વાભાવિક પ્રશ્ન છે. થોડો વિચાર કરવાથી તેનો ઉત્તર પણ પોતાની અંદરથી જ મળી શકે છે.

સાક્ષાત દેવ આપણી નજર સામે હોય તો ખરેખર જ પ્રતિમાની આવશ્યકતા નથી રહેતી. સાક્ષાત સામે નહિ તો પણ આજુબાજુ નજીકમાં ય દેવ હોવાની સંભાવના નથી. અને કદાચ આસપાસમાં ક્યાંક હોત તો પણ આવડા મોટા વિશ્વમાં એકલા દેવ સર્વજનોનું પ્રયોજન સિદ્ધ કેમ કરી શકે? **વિશ્વની સર્વ વ્યક્તિ તેમના દર્શન કેવી રીતે કરી શકે.**

**વ્યક્તિ અસંખ્યાત અને દેવ એક.** બે ચાર પાંચ દેવ હોય તો પણ બધાની અભિલાષા પૂર્ણ થઈ શકતી નથી એક જ દિવસના દર્શનમાત્રથી કામ ચાલી શકતુ હોત તો પણ સંભવિત હતુ કે એ અભિલાષા જીવિત દેવની ઉપસ્થિતિમાં શાંત થઈ જાત પરંતુ એવુ પણ નથી. **એ અભિલાષા તો નિત્યની છે.** અને દેવ કોઈ એક અથવા માત્ર થોડી વ્યક્તિઓને માટે બધાઈને એક જ સ્થાન પર રહે એમ પણ કેમ બની શકે?

**તેથી કોઈ પણ કૃત્રિમ માર્ગ કાઢવો જ પડશે.** આપણે બુદ્ધિમાન મનુષ્ય છીએ. તિર્યંચ પશુપક્ષીને ઇચ્છા હોય તો પણ તે કાંઈ ન કરી શકે. પણ આપણે તો ઘણુ કરી શકીએ છીએ. તેથી કૃત્રિમ દેવ બનાવીને આપણે કામ ચલાવી લઈ શકીએ છીએ. એ કૃત્રિમ દેવનું નામ છે—**પ્રતિમા.**

**પ્રતિમા એ દેવની જ પ્રતિકૃતિ છે. તેમનું જ પ્રતિબિંબ** છે. ભલે જડ હોય, પાષાણની હોય પણ એવા કોઈ પણ પ્રકારની

પ્રતિમા બિલકુલ દેવના શરીરની બાહ્ય આકૃતિ સદૃશ હોય તે
**તે આપણું પ્રયોજન સિદ્ધ કરી દીએ છે.** કારણકે આપણે
એવો જ કંઈ સ્વભાવ હોય છે કે કોઈ પણ વ્યક્તિનું ચિત્ર જોઈ
અથવા તેનું નામ સાંભળીને કંઈક એવા પ્રકારના ભાવ મનમાં ઉત્પન્ન
થાય છે કે જેવા ભાવ તે વ્યક્તિ સાક્ષાત હયાત હોય ત્યારે ઉત્પન્ન થાય
**આ એક સ્વાભાવિક મનોવિજ્ઞાન છે.**

## ચિત્રનો મન ઉપર પ્રભાવ

જડ ચિત્રોની પણ આપણા વિચારો ઉપર અસર થયા વિના રહેતી નથી, દુઃશાસને દ્રૌપદીના ચીર હરણ કર્યાનું ચિત્ર જોઈને માણસની રોવા જેવી દશા થઈ જાય છે. ઝાંસીની રાણી કે મહારાણા પ્રતાપનુ ચિત્ર જોઈને માણસમાં શૂરાતનની લાગણી આવી જાય છે પોતાની પ્રેમિકાનું ચિત્ર જોઈને મનમાં વિકાર ઉત્પન્ન થઈ જાય છે.

સીનેમાના પડદા ઉપર હાલતી ચાલતી પ્રકાશની રેખાઓ માત્રને એક ક્ષણિક ચિત્રના રૂપમાં જોઇને શું થાય છે તે કોઈથી અજાણ્યું નથી, જો કોઈ લાગણી ન થતી હોત તો ધન ખરચીને ઉજાગરો કરવા ત્યાં કોઈ ન જાત.

કોઈ એવુ ચિત્ર જોવાથી માણસને રડવું આવી જાય છે તે શા માટે? એ પણ ચિત્ર જ છે, જડ ચિત્ર જે એક ક્ષણ પણ સામે ટકતું નથી. કોઇ પ્રત્યે દ્વેષ થઇ જવાથી તેના ચિત્રનો અવિનય કરવાનો ભાવ કેમ આવી જાય છે?

સ્વયવરમાં સંયોગિતાએ પૃથ્વીરાજની પ્રતિમાના ગળામાં શું સમજીને માળા પહેરાવી દીધી હતી?

આપણા ઉપાસ્ય દેવના અથવા આપણા પોતાના ચિત્ર ઉપર પગ પડી જાય તો એકદમ દુઃખની લાગણી કેમ ઉદ્દભવે છે?

સૌ કોઇ પોતાના મકાનમાં, પોતાના ઓરડામાં ચિત્રો શા માટે મૂકે છે? જો ખાલી શોભા માટે જ રાખતા હોય તો ગમે તે ચિત્ર

ટાંગવાથી શોભા કરી શકાય છે પણ તેમ નહિ કરતાં પોતાની ખાસ પસંદગી રુચિ પ્રમાણેના જ ચિત્રો કેમ ટાંગવામાં આવે છે?

આ સર્વ દૃષ્ટાંતો ઉપરથી જડ ચિત્રોનો માણસના મન ઉપર કેવો મોટો પ્રભાવ પડે છે એ વાત સ્પષ્ટ સમજાઇ જાય છે. **એવી જ રીતે દેવનું ચિત્ર જોઇને સ્વાભાવિક રીતે જ માણસના મન ઉપર તે ચિત્રનો કોઇ અદ્વિતીય પ્રભાવ પડે છે.**

**અને જ્યારે એ ચિત્રમાં આપણી પોતાની વિશેષ કલ્પનાઓ ઉમેરવામાં આવે, કલ્પનાનું તેમાં આરોપણ કરવામાં આવે ત્યારે તે પ્રભાવમાં અનેક ગણી વૃદ્ધિ થઇ જાય છે.**

થોડા સુતરના ધાગાઓથી બનેલી આપણા દેશની ધ્વજાને ઉંચે લહેરાતી જોઇને દરેક દેશજન પ્રસન્ન થઇ જાય છે અને એ નાનકડા વસ્ત્રના ટુકડાને કોઇ અપમાનિત કરે તો ક્રોધ આવી જાય છે તે શા માટે?

**જ્યાં સાક્ષાત વેદન જોઈ શકાય છે ત્યાં તેનો ઇનકાર કેમ કરી શકાય?**

એનું કારણ એ છે કે ધ્વજાનું કપડું કાપડની દુકાનમાં હતું ત્યાં સુધી તો તે સામાન્ય કપડું જ હતું. પણ ધ્વજા બનાવ્યા પછી તો તે આપણી કલ્પનાઓનો આધાર થવાથી તે સાધારણ વસ્ત્ર નહિ રહેતા તે બની ગઇ દેશની લાજ! એ શક્તિ એ જડ વસ્ત્રમા નથી પણ આપણી કલ્પનામાં એ શક્તિ છે.

**એ જ રીતે પાષાણ કે લાકડાના ટુકડા આદિમાં પણ દેવની કલ્પના કરવાથી એવી જાતના ભાવ ઉત્પન્ન થાય છે કે જેવા ભાવ જીવિત દેવને જોવાથી પણ થાય. અને એ પત્થર કે લાકડાનો ટુકડો દેવની આકૃતિને અનુરૂપ જ હોય તો પછી સોનામાં સુગંધ.**

આકૃતિ સાપેક્ષ અને આકૃતિ નિરપેક્ષ એમ બન્ને પ્રકારની પ્રતિમાઓ આજે જોવામા આવે છે જેમકે શિવની પ્રતિમાની આકૃતિ નિરપેક્ષ છે ત્યારે વીતરાગી શાન્તદેવની પ્રતિમાની આકૃતિ સાપેક્ષ છે પરન્તુ સાપેક્ષ આકૃતિનો પ્રભાવ સહજ રીતે પડતો પ્રતીત થાય છે તેવો પ્રભાવ નિરપેક્ષ આકૃતિમા અનુભવવામા આવતો નથી તેનુ કારણ એ સમજે છે કે નિરપેક્ષ આકૃતિને જોઈને બુદ્ધિપૂર્વક કલ્પનાઓને યાદ કરવાનુ જોર કરવુ પડે છે ત્યારે આકૃતિ સાપેક્ષને જોઈને અબુદ્ધિપૂર્વક જ આપોઆપ જાગૃત થઇ જાય છે

ટુકમા તાત્પર્ય એ છે કે પ્રતિમાનો આપણા ઉપર કોઇ પ્રભાવ નથી પડતો એવુ નથી, પ્રતિમાનો આપણી બુદ્ધિ ઉપર, આપણા મન ઉપર ઘણો મોટો પ્રભાવ પડે છે

ઉપરની સર્વ વાતો ઉપરથી ત્રણ સિદ્ધાંત નીકળે છે કે—

( ૧ ) ચિત્રનો આપણી મનોવૃત્તિ ઉપર મોટો પ્રભાવ પડે છે

( ૨ ) કોઇ પણ વસ્તુમા કલ્પના વિશેષ કરી લેવાથી તે વસ્તુમા તદ્દત ભાવ નીતવા લાગે છે અને

( ૩ ) આકૃતિ નિરપેક્ષ પ્રતિમા કરતા આકૃતિ સાપેક્ષ પ્રતિમાથી ચિત્ત ઉપર અધિક પ્રભાવ પડે છે

અને જે પ્રતિમાને આપણે ઉપાસ્ય બનાવીને રાખી હોય તેમા આ ત્રણે વાતો આવી જાય છે પાષાણુ, ધાતુ વગેરે કોઇ પણ વસ્તુની પ્રતિમા હોય પણ તેમા વીતરાગ આકૃતિનો આબેહુબ આકાર કે પ્રતિબિંબ વિદ્યમાન છે અને તેમા આપણી વિશેષ કલ્પનાઓનુ આરોપણ કરેલુ છે તેથી તે પ્રતિમામા અને જીવિત દેવમા આપણે માટે કંઈ ફરક રહેતો નથી

## કલ્પનાઓનુ બળ

કલ્પનાઓમા મહાન બળ છે ગેખાય ? ફક્ત કલ્પનાઓના જ ઉપર જ ગજ બની બેઠો હતો અને વાત ચલાવી દીધી તેની

કાલ્પનિક સ્ત્રી ઉપરની શેખચલ્લીની જ વાત ન સમજતા. ખરેખર આપણે બધા જ શેખચેલ્લી છીએ.

સવારથી સાંજ સુધી આપણે પણ શેખચલ્લીની પેઠે જ કલ્પના કર્યા કરીએ છીએ. "પુત્ર થશે. તેના વિવાહ કરીશ, સુંદર વહુ ઘરમાં આવશે. તેને દીકરો થશે. મારા ખોળામાં બેસીને ખેલશે. તોતડું તોતડું બોલવા લાગશે. થોડો મોટો થશે એટલે "દાદાજી" કહીને બોલાવશે વગેરે."

આ બધી શેખચલ્લીની કલ્પનાઓ નહિ તો શું છે? છતા આનંદ એવો આવે છે કે જાણે એ બધુ નજરે જોતા હોઈએ.

એક વ્યભિચારી ફક્ત કલ્પનાના આધાર પર તેની પ્રેમિકાના ઘર પર પહોચી જાય છે અને પ્રેમથી તેના અગનો સ્પર્શ કરીને કલ્પનામા જ તેની સાથે વ્યભિચાર સેવે છે. એ પણ શેખચલ્લીની જ કલ્પના નહિ તો શુ છે? છતા આનદ એવો આવે છે કે જાણે સાક્ષાત્ પ્રેમિકાનો જ સ્પર્શ કરી રહ્યો હોય।

આની જ રીતે અનેક પ્રકારની રાગવર્ધક કલ્પનાઓ કરી કરીને નિત્ય નિત્ય કદી હર્ષ તો કદી વિષાદનો અનુભવ કર્યા કરીએ છીએ. આવુ થાય છે એવો સૌને અનુભવ હોય છે, પ્રતીતિ હોય છે.

**તો પછી એ સત્ય પ્રત્યે નકાર શા માટે? પ્રતિમાનો પ્રભાવ અને કલ્પનાઓની શક્તિ પ્રત્યે આજે નકાર (ઇનકાર) તારામાં વર્તી રહ્યો છે તેની પાછળ કોઇ પક્ષપાત છુપાઈ બેઠેલ છે. કોઈ સપ્રદાય પોકારી રહેલ છે. તું સાંપ્રદાયિક નહિ પણ એક વૈજ્ઞાનિક બનીને નીકળ્યો છે તો પક્ષપાતને ધોઈ નાખ. અને આ મનોવિજ્ઞાનથી લાભ ઉઠાવ.**

આજ સુધી મનોવિજ્ઞાનનો બીજી દિશામાં પ્રયોગ કરતો રહ્યો છે. હવે એ પ્રયોગ આ દિશામાં કર. જો તને સાક્ષાત્ દેવના દર્શન થાય છે. આજ સુધી વૈજ્ઞાનિક બનીને દર્શન કર્યા નથી પણ સાંપ્રદાયિક

બનીને જ દર્શન કરતો રહ્યો છે. અને તેથી જ ઉપરની શંકાઓ ઉત્પન્ન થઈ હતી.

**અભિપ્રાયને જરા ફેરવવાથી ક્રિયામાં મહાન અંતર** પડી જાય છે. માટે અભિપ્રાયને ઠીક કરીને આગળ વધ. આવ અને જો આ પ્રતિમામાં જીવિત દેવ.

## પ્રતિમા શું આપે છે ?

અરે ભોળા પ્રાણી ! હજી પણ સમજ્યો નહિ કે પ્રતિમા શું દીએ છે ? એ પાષાણની મૂર્તિની દૃષ્ટિમાં કેટલુ સામર્થ્ય છે ! ભાવના-શૂન્ય હોવાથી તને તે સામર્થ્ય કેમ આપે ? પક્ષપાતના ગહન અંધકારમાં તારી આંખ જોઈ શકતી નથી, તન્મય થઈને શાંતિના દર્શન કર તો જ સમજાશે કે પ્રતિમા શું આપે છે. કેટલુ સામર્થ્ય છે એમાં !

પ્રભુનો વિશ્વાસ તારા જેવો પોચો નહોતો. આ ચૈતન્ય છે, બીજું કંઈ નહિ એ વાત પર તે દૃઢ હતા. શરીર સાથે તેમને જરા પણ નાતો નહોતો. તો બતાવ, શરીરની રક્ષા શા માટે કરે ? અને કદાચિત ઉપકાર બુદ્ધિથી રક્ષા કરી દેતે તો શરીરની રક્ષા કરતાં પોતે જ અરક્ષિત ન બની જાત ?

સમજ, ભગવાન, સમજ. રાગ કર્યા વિના શરીરની રક્ષા કરવાનો સંભવ છે ? અને રાગ આવવાથી જે શાંતિને માટે તેમણે એટલો પુરુષાર્થ કર્યો હતો તે શાંતિ સુરક્ષિત રહી શકે ? હવે બતાવ કે શરીરની રક્ષાને માટે એટલે કે જે વસ્તુની રક્ષા એમને માટે તે સમયે બિલકુલ નિષ્પ્રયોજન થઈ ચૂકી હતી તેને માટે રાગ કરીને પોતાની શાંતિનો ઘાત કરવો, નિધિ લૂંટાવી દેવો, પોતાના જ હાથથી પોતાનાજ મકાનમાં આગ લગાડી દેવી એમાં કઈ બુદ્ધિ મત્તા હતી ? અને પ્રભુ એવી મૂર્ખતા શા માટે કરે ? અને એ જ આદર્શ આ પ્રતિમા પણ ઉપસ્થિતિ કરી રહી છે.

## ભીલ અને ગુરુદ્રોણનું
## દૃષ્ટાંત

પ્રતિમા સંબંધી મહાભારતનું આ પ્રસિદ્ધ દૃષ્ટાંત છે.

ભીલ નીચ કુળનો હોવાના કારણથી અથવા "મારી શિખવેલી ધનુર્વિદ્યાનો દુરુપયોગ ન થાય, એનો ઉપયોગ પશુહિંસા માટે ન થાય" એવા કારણથી ગુરુ દ્રોણાચાર્યે એ ભીલને ધનુર્વિદ્યા શિખવવાની ના પાડી

ભીલની દૃષ્ટિમાં તો દ્રોણાચાર્ય તેના ગુરુ બની ચૂકયા હતા. ભલે તેમણે તેનો શિષ્ય તરીકે સ્વીકાર ન કર્યો પણ તેથી તેઓ ભીલની ભાવના કેવી રીતે બદલી શકે ? પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ પણ ધનુર્વિદ્યા તો જરૂર શિખીશ. એવા દૃઢ સંકલ્પ વાળો એ ભીલ વનમાં ચાલ્યો ગયો,

વનમાં કાચી માટીથી દ્રોણાચાર્યની પ્રતિમા બનાવી. અને તે

બનીને જ દર્શન કરતો રહ્યો છે અને તેથી જ ઉપરની શંકાઓ ઉત્પન્ન થઈ હતી

**અભિપ્રાયને જરા ફેરવવાથી ક્રિયામાં મહાન અંતર પડી જાય છે.** માટે અભિપ્રાયને ઠીક કરીને આગળ વધ આવ અને જો આ પ્રતિમામાં જીવિત દેવ

## પ્રતિમા શું આપે છે?

અરે ભોળા પ્રાણી! હજી પણ સમજ્યો નહિ કે પ્રતિમા શું દીએ છે? એ પાષાણની મૂર્તિની દૃષ્ટિમાં કેટલું સામર્થ્ય છે! ભાવના શૂન્ય હોવાથી તને તે સામર્થ્ય કેમ આપે? પક્ષપાતના ગહન અંધકારમાં તારી આંખ જોઈ શકતી નથી, તન્મય થઈને શાંતિના દર્શન કર તો જ સમજાશે કે પ્રતિમા શું આપે છે કેટલું સામર્થ્ય છે એમાં!

ઠીક છે કે એ પોતાની રક્ષા સ્વયં કરી શકતી નથી કારણ કે તે જડ છે પરંતુ તે મારી રક્ષા તો જરૂર કરી શકે છે હાથ કંગનને આરસી શું? ઉપરની રીતે દર્શન કરીને જોઈ લે પોતે સ્વયં રક્ષા નથી કરતી તો તેમાં શું નવાઈ છે? જેની આ આકૃતિ છે એ જીવિત પ્રભુ પણ સ્વયં પોતાના શરીરની રક્ષા કરતા નહોતા અનેક શક્તિઓના અને ઋદ્ધિઓના ભંડાર હોવા છતાં, આ પૃથ્વીને એક આંગળી પર ઘુમાવવાની શક્તિ હોવા છતાં પણ પોતાના શરીરની રક્ષા નહોતા કરતા

**નિજ શાંતિની રક્ષા માટે જીવિત પ્રભુ હંમેશ જાગૃત રહેતા અને આ તેમની પ્રતિમા પણ એમ જ નિજ શાંતિની રક્ષા કરી રહી છે.**

શકે? એમણે તો ભીલને વિદ્યા શિખડાવવાની જ ના પાડી દીધી હતી. તેથી ગુરુ બોલી ઊઠયા—નહિ. હું ગુરુ ન હોઈ શકું. તું જૂઠું બોલે છે. તારા ગુરુનું નામ તું મારાથી છુપાવવા માગે છે.

ભીલ ગુરુનો હાથ ઝાલીને તેમને તે પ્રતિમા પાસે લઈ ગયો અને કહ્યું—આપને વિશ્વાસ ન આવતો હોય તો જોઈ લીઓ. આ રહ્યા મારા ગુરુ.

**અને ગુરૂ દ્રોણની આંખ ખુલી ગઈ. તેમને વાતનું રહસ્ય સમજાઈ ગયું.**

જડ પ્રતિમા શું દઈ શકે, કેવી રીતે દઈ શકે? એમ શંકા કરો છો ને! તો જુઓ. જડ પ્રતિમા આ રીતે દઈ શકે છે, સમજ્યા?

**હે કલ્યાણાર્થી! હવે પક્ષપાત છોડી દે. કોઈ બીજાના માટે નહિ પણ તારા પોતાના કલ્યાણ માટે. "મારા મનમાં ભગવાન બેઠા છે. પ્રતિમાના દર્શન કરવાની શી જરૂર છે?" એવા બહાના છોડી દે. એમ માનીને જ તું તારી શાંતિનો ઘાત કરી રહ્યો છે.**

ભગવાન શબ્દનું નામ તે કંઈ ભગવાન નહિ. ભગવાન તો જીવનનો એક આદર્શ છે અને તે આદર્શ તું સાક્ષાત ભગવાન પાસેથી અથવા તેમની પ્રતિમા પાસેથી શિખી સમજી શકે છે. સાક્ષાત ભગવાન **વર્તમાન સમયમાં નથી. માટે તેમની પ્રતિનિધિ આ પ્રતિમાનું શરણ લે અને તારૂં કલ્યાણ કર.**

## મંદિરની આવશ્યકતા શી છે?

પ્રશ્ન ઉત્તમ અને સ્વાભાવિક છે. એનો ઉત્તર મુખ્ય પ્રયોજન અથવા લક્ષ્યનો વિચાર કરવાથી મળી જશે.

પ્રયોજન અથવા લક્ષ્ય છે—શાંતિ જોઈએ છે.

ભલા, શાંતિ શું છે અને શાંતિનો ઘાત કોણે કર્યો છે?

શાંતિ જીવનો સ્વભાવ છે અને ઘાત કરવાવાળો પણ જીવનો જ અપરાધ છે. શરીર, ધન, કુટુંબ આદિ સંબંધી અનેક નવા નવા વિકલ્પો, ઇચ્છાઓ, ચિંતાઓ ઉઠે છે આ વિકલ્પો દબાઇ જાય તો તો જીવને શાંતિ જ છે

## શાંતિ માટે વિકલ્પને દબાવવા

ખરૂં કહીએ તો **શાંતિ પ્રાપ્ત કરવાની નથી પણ અશાંતિ દૂર કરવાની છે.** એ વિકલ્પો, ઇચ્છાઓ અને ચિંતાઓને દૂર કરવાની છે એ દૂર થાય તો પછી શાંતિ જ છે, જીવનો સ્વભાવ જ શાંતિ છે. પ્રાપ્ત સ્વભાવની પ્રાપ્તિ શી કરવાની ? જે પહેલેથી જ જીવની પાસે છે તેને પ્રાપ્ત કરવાનો પ્રયાસ જ કેમ હોય ? સ્વભાવ કદી વિચ્છેદ જતો નથી.

એટલે વિકલ્પોથી વ્યાકુળ રહેવાય ત્યાંસુધી શાંતિ બહાર આવી શકિત નથી જો કે તે અંદર સ્વભાવમાં પડી જ છે માટે વિકલ્પોને દૂર કરવાનો પ્રયાસ કરવાનો છે.

## વિકલ્પ ક્રમે ક્રમે દબાય છે

વિજળીનું બટન દબાવીએ કે પ્રકાશ બંધ. એવી રીતે કોઈ ક્રિયા વિગેરેથી વિકલ્પોને એકદમ દબાવી શકાય ? નહિ. એવી વાત સંભવિત નથી. વિકલ્પો, સંસ્કાર ધીરે ધીરે જ શક્તિ પકડતા પકડતાં એક દિવસે પુષ્ટ થઈ જાય છે પણ એકદમ પુષ્ટ નથી થઈ જતા તેવી જ રીતે કોઈ પણ સંસ્કાર ધીરે ધીરે ક્રમ પૂર્વક જ તોડી શકાય છે. જ્યાં સુધી સંસ્કાર સંપૂર્ણ નષ્ટ ન થાય ત્યાં સુધી તેનાથી પ્રેરિત નિત્ય નવા નવા વિકલ્પ છોડી શકાતા નથી. રોગીને રોગ એકદમ દબાતો નથી શકતો પણ ધીરે ધીરે ઓછો થાય છે તેવી જ રીતે વિકલ્પનું પણ સમજવું.

**અનુકૂળ વાતાવરણની મહત્તા**

• વિકલ્પોને હમેશને માટે તો શું પણ અમુક વખતને માટે પણ સંપૂર્ણ રીતે રોકી શકાતા નથી પણ અમુક સમય માટે કોઇક રીતે દબાવી શકાય છે જેમ મોરફીઆ કે કોકેનના ઇન્જેકશનથી થોડા વખત પીડાને દબાવી શકાય છે તેમ. તો કઇ ક્રિયા, વિશેષથી વિકલ્પો થોડા વખત માટે પણ દબાઇ રહે તે જાણવાનું છે.

બાહ્ય વાતાવરણનો વિચારોની સાથે ભારે મોટો સંબંધ છે. જુગારીઓના વાતાવરણમાં જુગારી અને શરાબીના વાતાવરણમાં શરાબી બની જવાય છે. એ જ રીતે **નિર્વિકલ્પ વાતાવરણમાં નિર્વિકલ્પ પણ બની શકાય છે.**

જો કે સ્વ-પર ભેદ વિજ્ઞાનમાં વસ્તુત એનો નિષેધ કરવામાં આવ્યો છે અને અન્ય દ્રવ્યનો અન્ય દ્રવ્ય પર કોઇ પ્રભાવ પડી શકતો નથી એમ બતાવવામાં આવ્યું છે અને એ વાત પર મને વિશ્વાસ પણ છે. યુક્તિ આદિથી નિર્ણય પણ કર્યો છે. પરંતુ એ વિશ્વાસ હજુ સુધી સંપૂર્ણ રીતે મારા જીવનમાં ઉતર્યો જોઈ શકાતો નથી. **પરાપૂર્વથી પરાશ્રિત થઈ જવાના સંસ્કાર હજુ દૃઢ છે. એ ભૂલ મારી જ છે. પણ એવા વાતાવરણમાં રહેવાથી જ એ ભૂલ થાય છે. જે વાત અનુભવમાં આવે છે તેનો ઇન્કાર કરવાથી શો લાભ?**

**વિકલ્પને દબાવવાના બે ઉપાય**

• વિકલ્પને દબાવવાના બે ઉપાય છે—(૧) પ્રાપ્ત વાતાવરણમાં મનને દૃઢ રાખવું અને (૨) વાતાવરણ બદલી નાખવું.

**પહેલો ઉપાય**—સ્વ-પર ભેદ વિજ્ઞાનથી મનને એવું દૃઢ રાખવું કે બાહ્ય વાતાવરણ તરફ દૃષ્ટિ નહિ કરતાં પોતાના શાંત સ્વભાવને લક્ષ્યમાં લઈને અંતરંગમાં નવું વાતાવરણ ઉત્પન્ન કરી લેવું. આ

ઉપાય તો સરસ છે પણ જીવની વર્તમાન પ્રાથમિક અવસ્થામા તેમ કરવા તે બિલકુલ અસમર્થ હોય છે.

**વાતને સમજવી સહેલી છે પણ એ વાતને કાર્યરૂપમાં** મૂકવાનું જ અઘરું છે, કઠિન છે. સમજવામાં અને શ્રદ્ધા કરવામાં બહુ સમય નથી લાગતો પણ તેને પૂરું કરવામાં લાંબો સમય જોઈએ છે. હાલની નિકૃષ્ટ અવસ્થામાં પણ થઈ શકે અને પોતાની શક્તિ ઉપરવટનો ન હોય એવો ઉપાય હોવો જોઈએ.

તેથી હવે બીજા ઉપાયનો વિચાર કરીએ.

**બીજો ઉપાય**—કુટુંબ સબંધી ચિંતાઓ સહિત કુટુંબના વાતાવરણમાં રહીને, ધનોપાર્જનની ચિંતાઓ સહિત ધંધામાં રહીને, શરીર સબંધી ચિંતાઓ સહિત શરીરની સેવામાં સંલગ્ન રહીને પણ વિકલ્પોથી અને વ્યાકુળતાઓથી બચવાનો પ્રયાસ કરવા છતાં પણ બચી શકાતુ નથી. એવી પ્રાથમિક અવસ્થા છે તેથી હવે થોડા વખત માટે પણ વાતાવરણ બદલવુ જોઈએ. તો કેવા વાતાવરણમાં જવુ ?

**મંદિરની અનુકૂળતા**

વાતાવરણ એવુ હોવુ જોઈએ કે ત્યાં જઈને વિકલ્પ ઉત્પન્ન થાય તો તે વીતરાગના સબંધી જ હોય, શાંતિ સબંધી જ હોય. અને શાંતિના આદર્શ જીવિત દેવ અથવા તેમની પ્રતિમાનું શરણ મળવાનુ પ્રયોજન સિદ્ધ થઈ જાય.

વર્તમાનમાં જીવિત દેવ તો મળી શકે તેમ નથી, એટલે તેમની પ્રતિમાથી જ લાભ ઉઠાવવો જોઈએ. પ્રતિમા ઘેર પણ રાખી શકાય. પરંતુ ઘરનું વાતાવરણ જોઈએ તેવુ અનુકૂળ થઈ શકે નહિ. તેથી **મંદિરમાં જ શાંતિદેવનું શરણ લેવું એ જ શ્રેયસ્કર છે.**

વિકલ્પોનું શમન કરવા જેટલું પૂરતું બળ હોય તો તો **મંદિરની પણ આવશ્યકતા નથી.** પરંતુ અનુભવથી જાણીએ છીએ

કે જીવનચર્યામાં વિકલ્પો દબાવવાને બદલે ઘણા વૃદ્ધિ પામે છે. માટે વિકલ્પના પ્રશમન માટે ઘર આદિનું વાતાવરણ પ્રતિકૂળ રહે છે અને મંદિરનું વાતાવરણ અનુકૂળ રહે છે.

**અનુકૂળ વાતાવરણમાં રહેવાથી પુરુષાર્થ કરવામાં કમ બળ વાપરવું પડે છે. ઓછી મહેનત પડે છે. જ્યાં સુધી આત્મબળ ઓછું છે, જીવનની શક્તિ હીન છે ત્યાં સુધી પ્રતિકૂળ નિમિત્તનો ત્યાગ અને અનુકૂળ નિમિત્તના ગ્રહણની આવશ્યકતા રહે છે.**

મંદિરમાં આવીને પણ પ્રતિમામાં જીવિત દેવના દર્શન કરીને શાંતિમાં લય થવાનો પ્રયત્ન કરવો જોઈએ. મંદિરમાં આવીને જો "આ મંદિર બહુ સુંદર છે, એના થાંભલા પણ આરસના છે, એમાં ખૂબ ખર્ચ થયું હશે, હજી આમાં આટલી ખામી છે." ઈત્યાદિ વિકલ્પોમાં પડી જવાય તો દેવ દર્શનનું કાર્ય ભૂલી જવાય અને મંદિરમાં આવવું નિરર્થક બની જાય.

**મંદિરમાં આવીને વિકલ્પોમાં નહિ પડતાં યથાર્થ રીતે દેવદર્શનનું કાર્ય કરવું એ જ કર્તવ્ય છે. દેવદર્શન કે દેવપૂજામાં કાંઈ વિશેષ ફેરફ નથી. દર્શન જ પૂજન છે.**

—શાંતિપથ પ્રદર્શનમાંથી સાભાર અનુવાદિત.



પ્રકરણ છવીશમું

# મૂર્તિ સંબંધી પ્રશ્નોત્તર

લેખક

## મુનિશ્રી ભદ્રંકર વિજયજી મહારાજ

*

## નોંધ

મૂર્તિને નહિ માનવા માટે સ્થાનકવાસીઓએ અનેક તર્કો ઉપજાવી કાઢી શંકાઓ ઉત્પન્ન કરી છે. તે શંકાઓને પ્રશ્નોમાં મૂકીને મુનિશ્રી ભદ્રંકર વિજયજીએ તેમના 'પ્રતિમા પૂજન' નામના પુસ્તકમાં તે પ્રશ્નોના સવિસ્તર ખુલાસા આપીને તે તર્કો-શંકાઓ વજુદ વગરની છે તે બતાવી આપ્યું છે. તે ખુલાસાઓ ખાસ સમજવા જેવા હોવાથી અત્રે તે ઉધ્ધૃત કરેલા છે. તે સર્વ પ્રશ્નોત્તરો ધ્યાનપૂર્વક વાંચીને બરાબર સમજી લેવાની વાંચકોને ભલામણ છે.

—ન. ગિ. શેઠ

*

પ્રશ્ન ૧—શ્રી મહાવીર સ્વામીના નિર્વાણ સમયે બે હજાર વર્ષની સ્થિતિવાળો ભસ્મગ્રહ બેસવાથી શાસનને ધક્કો લાગ્યો. પણ તે ઉતર્યા બાદ સત્યધર્મ પેદા થયો એમ કહેવાય છે. તો તેમાં તથ્ય શું છે?

ઉત્તર—ત્યારે શું ભસ્મગ્રહ ઉતર્યા પહેલાં સત્ય ધર્મ ન હતો? તે વખતે વિચ્છેદ થઈ ગયાનું કયા સૂત્રમાં લખ્યું છે? શ્રી ભગવતી સૂત્રના વીશમા શતકના આઠમા ઉદ્દેશામાં ભગવાને ફરમાવ્યું છે કે—

"હે ગૌતમ! આ જમ્બૂદ્વીપના ભરતખંડને વિષે આ અવસર્પિણી કાળમાં મારૂં શાસન ૨૧૦૦૦ એકવીશ હજાર વર્ષ પર્યંત ચાલશે."

આ સૂત્રપાઠમાં વિચ્છેદ થવાનું કે પુનરુદ્ધાર થવાનું કાંઈ નામ-નિશાન પણ નથી. ઊલટું, એકસરખું ચાલવાનું કહ્યું છે.

વળી શ્રી કલ્પસૂત્રમાં કહ્યું છે કે—

"શ્રી વીર પ્રભુના નિર્વાણ બાદ બે હજાર વર્ષની સ્થિતિવાળો ભસ્મગ્રહ પ્રભુના જન્મનક્ષત્ર પર બેસશે. તેથી તે દરમ્યાન સાધુ સાધ્વીની ઉદય ઉદય પૂજા નહિ થાય પણ ભસ્મગ્રહ ઉતર્યા બાદ સાધુ સાધ્વીની ઉદય ઉદય પૂજા થશે."

ગ્રહના જોરથી જેમની પૂજા નહિ થતી હોય તેમની જ પૂજાને ઉતર્યા પછી વિશેષ પ્રકારે થશે, તેથી બીજાને શું લાગે વળગે?

એ મુજબ, શ્રી આનંદવિમળ સૂરિ, શ્રી હેમ વિમળ સૂરિ, શ્રી વિજયદાન સૂરિ, શ્રી વિજયહીર સૂરિ, જિનચંદ્ર સૂરિ વગેરે આચાર્યોએ ક્રિયા ઉદ્ધાર કર્યો ત્યારથી ત્યાગી શુદ્ધ સાધુની માન્યતા અને પૂજ્યતા લોકોમાં દિવસે દિવસે વિસ્તરવા તથા વધવા લાગી, એ પ્રત્યક્ષ દેખાય છે.

**શ્રી કલ્પસૂત્રમાં એમ તો કહ્યું નથી કે**—ભસ્મગ્રહની સ્થિતિવાળા બે હજાર વર્ષ સુધી દયામય ધર્મનો લોપ થઈ જશે. લોક હિંસાધર્મના કુરસ્તે ચડશે તથા તે ગ્રહ ઉતર્યા બાદ અમુક આચાર્ય ફરી દયામય ધર્મનો પુનરુદ્ધાર કરશે. તેથી તેમની ઉદય ઉદય પૂજા થશે અને દયાની વૃદ્ધિ થશે.

જેમ કોઈ એક સ્ત્રીને ગર્ભ રહ્યો હોય તો પૂરા દિન થયેથી તેને

જ પુત્ર પ્રાપ્ત થશે પણ બીજાને નહિ તથા રોગી પુરુષના રોગની સ્થિતિ પરિપૂર્ણ થયેથી તે જ માણસ સાજો થશે પણ બીજો નહિ

તેમ ભસ્મગ્રહના પ્રભાવથી જે મુનિવરોની પૂજાભક્તિ નહોતી થતી તેમની જ ભક્તિ પાછી ગ્રહ ઉતર્યાથી થશે પણ બીજાની નહિ એવો સ્પષ્ટ અર્થ છોડી, મારી મચડીને ખોટો અર્થ કરવો તે સત્યને ઉતારી પાડવા બરાબર છે.

પ્રશ્ન ૨—પત્થરની ગાયને દોહવાથી જેમ દૂધ આપે નહિ તેમ પત્થરની મૂર્તિ પૂજવાથી પણ શું કાર્ય સિદ્ધ થાય?

ઉત્તર—પ્રથમ વાત તો એ છે કે ગાયનું દૃષ્ટાંત અહીં લાગુ કરવું એ જ અઘટિત છે.

ગાય પાસેથી જેમ દૂધ લેવાનું હોય છે તેમ મૂર્તિ પાસેથી કાંઈ લેવાનું હોતું નથી ગાય જેમ દૂધ આપે છે તેમ મૂર્તિ કાંઈ આપતી નથી

પૂજક પોતે પોતાના આત્મામાં છુપાએલા વીતરાગતા આદિ ગુણોને મૂર્તિના આલંબનથી પ્રગટ કરે છે.

બીજી વાત એ છે કે—જેમ પથ્થરની ગાય દૂધ આપતી નથી તેમ સાચી ગાય પણ 'હે ગાય! તું દૂધ દે'—એમ ઉચ્ચારણ કરવા માત્રથી દૂધ આપતી નથી તો પછી સાક્ષાત પરમેશ્વરના નામથી કે જાપથી પણ કાર્યસિદ્ધિ થતી જોઈએ નહિ અને પરમાત્માનું નામ પણ લેવું જોઈએ નહિ

જે શુભ ઉદ્દેશથી ઇશ્વરના નામનું સ્મરણ કરવામાં આવે છે તે જ શુભ ઉદ્દેશથી પરમાત્માની મૂર્તિની ઉપાસના કર્તવ્ય થઈ પડે છે પરમાત્માનું નામ લેવાથી અંતઃકરણની વિશુદ્ધિ થાય છે તેમ પરમાત્માની મૂર્તિના દર્શન આદિથી પણ અંતઃકરણની વિશુદ્ધિ થાય જ છે

એ જ રીતે કેટલાક કહે છે કે—જેમ સિંહની મૂર્તિ આવીને મારતી નથી તેમ ભગવાનની મૂર્તિ પણ આવીને તારતી નથી

આવું કથન પણ અયોગ્ય છે. કારણકે 'સિંહ, સિંહ' એવું નામ લીધાની સાથે જ શું સિંહ આવીને મારે છે? નહિ જ. તો પછી ભગવાનનું નામ લેવું પણ નિરર્થક ઠરશે.

વળી સિંહની મૂર્તિ મારતી નથી તેનું કારણ એ છે કે-મારવામાં સિંહને પોતાને પ્રયત્ન કરવો પડે છે, મરનારને નહિ. ત્યારે ભગવાનની મૂર્તિથી તરવામાં મૂર્તિને કાંઈ પણ પ્રયત્ન કરવાનો હોતો નથી, પરંતુ તરનારને પ્રયત્ન કરવાનો હોય છે. મુક્તિ મેળવવા માટે વ્રત, નિયમ, તપશ્ચર્યા સમય આદિની આરાધના પુરુષને કરવી પડે છે પણ— પરમાત્માને નહિ.

પરમાત્માના પ્રયત્નથી જો તરવાનું હોત તો પરમાત્મા તો અનેક શુભ ક્રિયાઓ કરી ગયા છે છતાં તેનાથી બીજાઓ કેમ ન તર્યા? પરંતુ તેમ બનતું નથી, એકે ખાધાથી જેમ બીજાની ભૂખ મટતી નથી તેમ ભગવાનના પ્રયત્ન માત્રથી ભક્ત વર્ગની મુક્તિ થતી નથી. ભક્ત વર્ગની મુક્તિ માટે તો ભક્તવર્ગ પોતે પ્રયત્ન કરે તો જ સિદ્ધિ થાય છે. છતાં ભગવાનની મૂર્તિના આલંબનથી જીવને તપ, નિયમ આદિ કરવાનો ઉલ્લાસ જરૂર થાય છે. અને તેથી આ "ભગવાનની મૂર્તિ તારે છે" એમ ઉપચારથી કહેવામાં કોઈ પણ જાતની હરકત નથી.

પ્રશ્ન ૩—જડને ચેતનની ઉપમા આપી શકાય?

ઉત્તર—વસ્તુના ધર્મ અનંત છે. પ્રત્યેક ધર્મને આશ્રીને વસ્તુને જુદી જુદી અનંત ઉપમાઓ આપી શકાય છે.

એક લાકડી ઉપર બાળક સ્વારી કરે ત્યારે લાકડી જડ હોવા છતાં તેને ચેતન એવા ઘોડાની ઉપમા અપાય છે. પુસ્તક અચેતન હોવા છતાં તેને જ્ઞાન કે વિદ્યાની ઉપમા અપાય છે. એ રીતે સમ્યગ્ જ્ઞાન તથા ધર્મ એ આત્મિક વસ્તુ હોવા છતાં તેને જડ એવા કલ્પવૃક્ષ અને ચિંતામણી રત્નની ઉપમા અપાય છે.

વસ્તુના અનંત ધર્મ આથી કોઈ પણ ધર્મ લઈ તેના વડે જે જે પ્રકારનું કાર્ય સાધી શકાય તે તે પ્રકારની ઉપમાઓ આપવાનો વ્યવહાર જગપ્રસિદ્ધ છે પરમાત્માની મૂર્તિથી પરમાત્માનુ જ્ઞાન થાય છે તેથી તે મૂર્તિને પણ પરમાત્મા કહી શકાય છે

પાચસો રૂપીઆની હુડી કે નોટને લોકો પાચસો રૂપીઆ જ કહે છે વાસ્તવિક રીતે જોતા રૂપીઆ એ તો ચાદીના કટકા છે અને નોટ હુડી એ તો કાગળ અને સાહીસ્વરૂપ છે પરતુ બન્નેથી કામ એકસરખુ થતુ હોવાથી બન્નેને રૂપીઆ જ કહેવાય છે

તેમ પરમાત્માની મૂર્તિ પણ પરમાત્માનો બોધ કરાવનાર હોવાથી તેને પણ પરમાત્માની ઉપમા આપી શકાય છે

**પ્રશ્ન ૪—અક્ષરાકારને જોવા માત્રથી જ્ઞાન થાય છે તેમ મૂર્તિને જોવા માત્રથી જ્ઞાન થતું કેમ દેખાતુ નથી?**

ઉત્તર—અક્ષરાકારને જોવા માત્રથી જ્ઞાન થાય છે એમ કહેવુ એ ખોટુ છે, અક્ષરકારથી જ્ઞાન થવા પહેલા શિક્ષકદ્વારા તે અક્ષરોને ઓળખતા શિખવુ પડે છે અક્ષરોને ઓળખ્યા પછી જ વાચતા કે લખતાં શિખી શકાય છે

તેમ—ગુરુ આદિક દ્વારા આ દેવાધિદેવ શ્રી વીતરાગદેવની મૂર્તિ છે એમના અજ્ઞાન આદિ દોષો નાશ પામ્યા છે તેઓ અનંત ગુણોએ સહિત છે દેવેન્દ્રોથી પણ પૂજિત છે તત્ત્વોનો ઉપદેશ કરનારા છે મોક્ષને પામેલા છે સસારસમુદ્રથી તરી ગયેલા છે સર્વજ્ઞ છે સર્વદર્શી છે દયાના સાગર છે પરિસહ અને ઉપસર્ગોની ફોજને હઠાવનાર છે અને રાગાદિરહિત છે એવુ જેમ જેમ જ્ઞાન થતુ જાય છે તેમ તેમ મૂર્તિના દર્શન આદિ કરતી વખતે તે તે ગુણોનુ જ્ઞાન અને સ્મરણ હૃદયમાં થતુ જાય છે

**પ્રશ્ન ૫—સ્ત્રીની મૂર્તિ જોવાથી પ્રત્યક્ષને કામવિકાર**

ઉત્પન્ન થતો દેખાય છે પણ પ્રતિમા જોઈને બધાને વિરાગભાવ ઉત્પન્ન થતો દેખાતો નથી. તેનું શું કારણ?

ઉત્તર—જેઓને મૂર્તિ ઉપર દ્વેષ કે દુર્ભાવ છે તેઓને વીતરાગની મૂર્તિ જોવા છતાં શુભ ભાવ પ્રગટ થવો મુશ્કેલ છે. પરંતુ જેઓ હળુકર્મી જીવો છે તેમને તો શ્રી વીતરાગદેવની શાંતમુદ્રાના દર્શન થવાની સાથે જ રોમેરોમ પ્રેમ ઉભરાયા સિવાય રહેતો નથી.

કોઈ પાપી આત્માને મુનિની શાંત મૂર્તિ દેખીને પણ જેમ મનમાં ભક્તિભાવ ઉત્પન્ન ન થાય તેમ જેણે મૂર્તિ પ્રત્યે દ્વેષ કે દુર્ભાવ કેળવેલ હોય તેવા આત્માને મૂર્તિના દર્શનથી પણ ભક્તિ ઉત્પન્ન ન થાય એ બનવા જોગ છે.

જગતનો સામાન્ય નિયમ તો એવો છે કે ગુણવાનની મૂર્તિ દેખીને તેના જેવા ગુણો પ્રાપ્ત કરવા સહેજે ઉત્કંઠા થયા સિવાય રહે નહિ. છતાં તેમાં પણ અપવાદ હોય છે.

શ્રી આચારાંગ સૂત્રમા ફરમાવ્યુ છે કે—

જે આસવા તે પરિસવા
જે પરિસવા તે આસવા

**ભાવાર્થ**—પરિણામના વશથી જે આશ્રવનુ કારણ હોય તે સવરનુ કારણ બને છે. અને જે સવરનુ કારણ હોય તે આસ્રવનું કારણ બને છે.

ઈલાચિપુત્ર પાપના ઇરાદાથી ઘેરથી નીકળ્યા હતા. છતાં પરિણામની વિશુદ્ધિથી વાંસના દોરડા ઉપર નાચ કરતા કેવળ જ્ઞાન ઉત્પન્ન કરી લીધું હતુ.

ભરત ચક્રવર્તીનુ અરીસા-ભુવનમાં રૂપ જોવા જેવુ તે આસ્રવનુ કારણ હતુ. પણ મુદ્રિકાના પડવાથી શુભ ભાવનામાં આરૂઢ થતા તેમણે કેવળજ્ઞાનને પ્રાપ્ત કર્યું.

તે જ રીતે સાધુ મુનિરાજો સરાગ અને નિર્ગ્રંથનુ માન્યુ છે છતા તેમને દુઃખ દેવાથી, તેમનુ બુરૂ ચિંતવવાથી તથા તેમની નિંદા આદિ કરવાથી જીવ અશુભ કર્મનો આશ્રવ કરે છે પણ તેથી સાધુ મુનિરાજનુ પૂજનિકપણુ નષ્ટ થઈ જતુ નથી.

'સાક્ષાત શ્રી ભગવાન મહાવીર દેવને જોઈને પણ સગમ દેવ અને ગોવાળીઆ વગેરેને માઠા ભાવ થયા. તેમા તેઓનો અશુભ ભાવ છે. એક કવિએ કહ્યુ છે કે—

पत्र नैव करीरविटपे, दोषो वसतस्य किम्
उलूको न विलोकयते यदि दिवा सूर्यस्य किं दूषणम् ।

धारा नैव पतन्ति चातक मुखे, मेघस्य किं दूषणम्
"यत् भाग्य विधिना ललाट लिखित, दैवस्य किं दूषणम् ॥

અથવા બીજી રીતે જોઈએ તો જેમ પથ્ય આહાર કરવાથી ખાનાર મનુષ્યને સુખ મળે જ અને અપથ્ય ભોજન કરવાથી ભોજન કરનારને જ દુ:ખ પ્રાપ્ત થાય છે. પણ આહારમાં વપરાયલી વસ્તુને કાંઈ થતું નથી.

તે જ પ્રમાણે પરમાત્મ-મૂર્તિની સ્તુતિ ભક્તિ કે નિંદા હીલના કરવાથી અલિપ્ત પરમાત્માને કાંઈ થતુ નથી. પરતુ નિંદક પોતે જ દુર્ગતિનું કર્મ ઉપાર્જન કરે છે અને પૂજક શુભ કર્મોપાર્જન કરી સ્વયમેવ સુગતિનું ભાજન બને છે.

બીજી વાત વિચારવાની એ છે કે—બ્રહ્મચારી મહાત્માઓને સ્ત્રીની મૂર્તિ જોવાનો નિષેધ કર્યો. પરંતુ સાક્ષાત સ્ત્રીના હાથે આહાર પાણી લેવાનો નિષેધ કર્યો નહિ.

સ્ત્રીઓ દર્શન કરવા કે વદન કરવા આવે, કલાકો સુધી વ્યાખ્યાન સાંભળવા બેસી રહે. ધર્મચર્ચા સબધી પૃછપરછ કે વાર્તાલાપ કરે. ઇત્યાદિ કાર્યોમાં સ્ત્રીનો સાક્ષાત પરિચય હોવા છતાં નિષેધ ન કર્યો અને સ્ત્રીના ચિત્રામણવાળા મકાનમાં વસવાનો નિષેધ કર્યો તેનુ શું કારણ?

ચિત્રામણની સ્ત્રીની આકૃતિ માત્રથી કાંઈ આહાર પાણી મળી શકતા નથી કે બોલવુ ચાલવું થઈ શકતુ નથી. ચિત્રામણની સ્ત્રી ઊઠીને સ્પર્શ કરી શકતી નથી. છતાં શાસ્ત્રકારોએ તેનો નિષેધ કર્યો. કારણ એટલું જ કે—

ચિત્ર કે મૂર્તિ તરફ જેવી ચિત્તની એકાગ્રતા થાય, મનમાં ખરાબ સંકલ્પ વિકલ્પ ઊઠે, ધર્મધ્યાનમાં બાધા પહોંચે તથા કર્મબંધન થવાના પ્રસંગો ઉપસ્થિત થાય તેવા, ધર્મનિમિત્તે સાક્ષાત પરિચયમાં આવનાર સ્ત્રી-પ્રસંગમાં સભવતા નથી. કારણકે ત્યાં અશુભ માર્ગે ચિત્તની એકાગ્રતા કરવાનો અવસર સાધુને ભાગ્યે જ મળે છે.

ત્યારે, મકાનમાં સ્ત્રીની મૂર્તિ કે ચિત્ર હોય તો તે તરફ વારવાર ધારી ધારીને નિહાળવાનું અને તેમાં ચિત્તની તથા મનની લીનતા

થવાનું અવશ્ય બની આવે તથા પરિણામે દિનમા કામ વિકારો જાગૃત થઈ આવે એ વગેરે અનિષ્ટોનો પૂરેપૂરો ભય છે.

સૂત્રકાર મહર્ષિઓની આજ્ઞા નિષ્પ્રયોજન કે વિના વિચાર્યે હોઈ શકે નહિ એ ઉપરથી નિશ્ચય થાય છે કે મનને સ્થિર કરી શુભ ધ્યાનમા લાવવા માટે શુભ એવુ સ્થિર આલબન શ્રી જિનરાજની શાતમૂર્તિ જેવુ બીજુ એક પણ નથી

આથી બીજી વાત એ પણ સિદ્ધ થાય છે કે ઉત્તમ ધ્યાન અને મનની એકાગ્રતા કરવાની અપેક્ષાએ શ્રી જિનમૂર્તિનો દરજ્જો સાક્ષાત જિનરાજ કરતા પણ વધી જાય છે અને એવા જ કારણે શ્રી રાયપસેણીય આદિ શાસ્ત્રગ્રથોમા સાક્ષાત તીર્થંકર દેવને વદન નમસ્કાર કરતી વેળા દેવય ચેइय ઇત્યાદિ પાઠો છે. અર્થાત્ જેવી હુ જિનપ્રતિમાની ભક્તિ કરૂ છુ તેવી જ અતરગ પ્રીતિથી આપની (સાક્ષાત અરિહતની) ભક્તિ કરૂ છુ

વળી સાક્ષાત ભગવાનને નમસ્કાર કરતી વખતે—सिद्धिगइ नामधय, ठाण संपाविउ कामस्स—સિદ્ધિગતિ નામના સ્થાનને મેળવવાની ઇચ્છાવાળા એમ બોલવામા આવે છે અને શ્રી જિનપ્રતિમાની સામે—सिद्धिगइ नामधय ठाण सपत्ताण—સિદ્ધિ ગતિ નામના સ્થાનને પ્રાપ્ત થઈ ચુકેલા એમ કહેવામા આવે છે એ વગેરે પાઠોનુ ખરુ રહસ્ય સમજી, પૂર્વાચાર્યોએ અત્યત બહુમાનપૂર્વક પ્રમાણિક કરેલ શ્રી જિનપ્રતિમાનો અતરગ આદર કરવો જોઈએ

જેમ અહીં બેઠા મહાવિદેહ ક્ષેત્રમાં બિરાજતા શ્રી સીમંધર સ્વામીને સર્વે જૈનો નમસ્કાર કરે છે. ત્યારે માર્ગમા લાખ્ખો ઘર, વૃક્ષો, પર્વતો આદિ અનેક વસ્તુઓ આડી આવે છે તો નમસ્કાર તે વસ્તુને થયો કે શ્રી સીમંધર સ્વામીને?

જો કહેશો કે—નમસ્કાર કરવાનો ભાવ ભગવાનને હોવાથી ભગવાનને જ નમસ્કાર થયો બીજી વસ્તુને નહિ તથા કેવળજ્ઞાનથી ભગવાન પણ તે વદનાને તેમ જ જાણે છે.

તો પછી—તેવી રીતે મૂર્તિદ્વારા પણ ભગવાનનો ભાવ લાવી વદન પૂજન કરવામાં આવે તેને શુ ભગવાન નથી જાણતા?

એ રીતે સાધુને વદન નમસ્કાર કરતા પણ, તેમના શરીરને વદન થાય છે કે જીવને? જો શરીરને નમસ્કાર કરવામા આવે છે તો, જીવ તો શરીરથી જુદી વસ્તુ છે અને જો જીવને નમસ્કાર કરવામા આવે છે તો વચમા કાયાની આડ રહેલી છે અને કાયાએ જીવથી જુદું પુદ્‌ગળ દ્રવ્ય છે

જો કહેશો કે—એ પુદ્‌ગળ દ્રવ્ય સાધુનુ જ ને!

તો પછી—મૂર્તિ પણ દેવાધિદેવ શ્રી વીતરાગ પ્રભુની જ છે એમ કેમ વિચારી શકતા નથી?.

મુનિની કાયાને વદન કરવાથી જેમ મુનિને વદન થાય છે તેમ શ્રી વીતરાગ પ્રભુની મૂર્તિને વદન કરવાથી સાક્ષાત શ્રી વીતરાગ પ્રભુને જ વંદન થાય છે

પ્રશ્ન ૭—મૂર્તિમા શુ વીતરાગના ગુણો છે?

ઉત્તર—એક અપેક્ષાએ છે અને એક અપેક્ષાએ નથી, પૂજક પુરુષ મૂર્તિમા વીતરાગભાવનુ આરોપણ કરીને પૂજા કરે છે ત્યારે તે મૂર્તિ વીતરાગ સદૃશ જ બને છે એ અપેક્ષાએ શ્રી જિનમૂર્તિ શ્રી જિનવર સમાન છે.

દુષ્ટ પરિણામવાળા પુરુષને મૂર્તિના દર્શન આદિથી કાંઈ ફાયદો થતો નથી ઊલટો અશુભ પરિણામથી કર્મનો બંધ થાય એ અપેક્ષાએ મૂર્તિ વીતરાગ સદૃશ નથી એમ કહેવું હોય તો કહી શકાય પણ તેથી તેનામાં તારવાની શક્તિ છે તે ચાલી જતી નથી

સાકર મીઠી છતાં ગર્દભને ભાવતી નથી, ઊલટું નુકસાન કરે છે તેથી કાંઈ સાકરનો સ્વાદ નષ્ટ થઈ જતો નથી.

તેમ મૂર્તિ પણ મિથ્યાદૃષ્ટિ જીવોને ન રુચે તો તેની મોક્ષદાયકતા ચાલી જતી નથી

ઉત્તર—મનુષ્યના મનમાં એવી તાકાત નથી કે તે નિરાકારનું ધ્યાન કરી શકે. ઇંદ્રિયોથી ગ્રહણ થઈ શકે તેટલી જ વસ્તુઓનો વિચાર મન કરી શકે છે. તે સિવાયની વસ્તુઓની કલ્પના પણ મનને આવી શકતી નથી.

જેટલા રંગ જોવામાં આવે, જે જે વસ્તુનો સ્વાદ લેવામાં આવે, જેનો જેનો સ્પર્શ કરવામાં આવે, ગંધ સુંઘવામા આવે કે શબ્દો શ્રવણ કરવામાં આવે તેટલાનો જ વિચાર મન કરી શકે છે તે સિવાયના રંગ, રૂપ, ગંધ આદિનું ધ્યાન, સ્મરણ કે કલ્પના કરવી તે પણ મનુષ્ય શક્તિની બહારની વાત છે.

કોઈએ પુરણચંદ નામના મનુષ્યનું નામ સાંભળ્યું છે તેને નજરે જોએલ નથી તેમ તેની છબી પણ જોઈ નથી. તો શું નામ માત્રથી પુરણચંદ નામના માણસનું ધ્યાન થઈ શકવાનું હતું? નહિ. તેમ ભગવાનને પણ સાક્ષાત અથવા તેમની મૂર્તિદ્વારા જેમણે જોયા નથી તેઓ તેમનું ધ્યાન કેવી રીતે કરી શકવાના હતા?

જ્યારે જ્યારે ધ્યાન કરવું હશે ત્યારે ત્યારે કોઈને કોઈ વસ્તુ દૃષ્ટિ સમીપ રાખવી જ પડશે. ભગવાનને જ્યોતિ સ્વરૂપ માની તેમનું ધ્યાન કરનાર તે જ્યોતિને શુકલ, શ્યામ આદિ કોઈને કોઈ વર્ણવાળી માનીને જ તેનું ધ્યાન કરી શકશે.

સિદ્ધ ભગવતોમાં એવું કોઈ પણ પૌદ્‌ગલિક રૂપ છે જ નહિ. સિદ્ધોનું રૂપ અપૌદ્‌ગલિક છે. તેને સર્વજ્ઞ કેવળજ્ઞાની મહારાજ સિવાય કોઈ જાણી શકતુ નથી. શ્રી સિદ્ધચક્ર યંત્રમાં શ્રી સિદ્ધ ભગવતોની લાલ વર્ણ તરીકે કલ્પના કરવામાં આવી છે તે ફક્ત ધ્યાનની સગવડતા માટે છે, પરંતુ વાસ્તવિક નથી. નિરાકાર સિદ્ધનું ધ્યાન અતિશય જ્ઞાની સિવાય બીજા કોઈ પણ કરવાને સમર્થ નથી.

કોઇ કહેશે કે—અમે મનમાં માનસિક મૂર્તિને કલ્પીને સિદ્ધ ભગવાનનું ધ્યાન કરીશું. પરંતુ પત્થરની જડ મૂર્તિને નહિ માનીએ.

તો તેઓનું આ કથન પણ વગર વિચાર્યું જ છે કારણ કે તેઓને પૂછવામાં આવે કે—તમારી માનસિક મૂર્તિનો રંગ કેવો છે? લાલ, કાળો કે સફેદ? તો તેઓ શું જવાબ આપશે?

જો કહેશે કે—તેને રૂપ નથી, રંગ નથી કે વર્ણ નથી માટે તેને કેવી રીતે બતાવી શકીએ?

તો તેઓને કહેવાનું કે—જેના રૂપ, રંગ કે વર્ણ નથી તેનું ધ્યાન કરવાની તમારી તાકાત પણ નથી

આ રીતે પ્રગટપણે મૂર્તિ માનવાની વાતમાંથી છટકવા માટે માનસિક મૂર્તિ માનવા જતાં અંતે ધ્યાનરહિત દશા આવીને ઉભી રહે છે જો મૂર્તિ વગર ધ્યાન બનતું જ નથી તો પછી તેને પ્રગટપણે માનવામાં હરકત શું છે?

માનસિક મૂર્તિ અદૃશ્ય અને અસ્થિર છે ત્યારે પ્રગટ મૂર્તિ દૃશ્ય અને સ્થિર છે તેથી ધ્યાનાદિ માટે અત્યંત અનુકૂળ છે

વળી ભગવાન શ્રી તીર્થંકર દેવના સમવસરણમાં પણ ભગવાન પૂર્વાભિમુખે બેસે છે અને બાકીની ત્રણ બાજુ ભગવાનની ત્રણ મૂર્તિઓનું દેવતાઓ સ્થાપન કરે છે એમ શ્રી સમવસરણ પ્રકરણ, શ્રી સમવાયાંગ સૂત્ર ટીકા શ્રી તત્વાર્થ સૂત્ર ટીકા વગેરે પ્રાચીન ગ્રંથો સાક્ષી પૂરે છે

કેટલાક કહે છે કે—ભગવાનના અતિશયથી ચાર મુખ દેખાય છે પણ ત્રણ તરફ મૂર્તિ છે એમ નહિ.

આ વાત પણ ખોટી છે કારણ કે કોઈપણ શાસ્ત્રોમાં એ રીતે કહ્યું નથી. સમવસરણની રચનાથી પણ ચિત્તની એકાગ્રતાને માટે મૂર્તિની આવશ્યકતા સિદ્ધ થાય છે

ભગવાનની ભવ્ય મૂર્તિના દર્શનથી તેમના ગુણો આવતા શ્રદ્ધાળુ મનુષ્યને સાક્ષાત ભગવાન મળ્યા જેટલો આનંદ થાય છે અને

મૂર્તિને સાક્ષાત ભગવાન સમજી ભાવયુક્ત ભક્તિ થાય છે, તે વખત ભક્તિ કરનારના મનના અધ્યવસાયો કેટલા નિર્મળ થતા હશે તથા તે વખતે તે જીવ કેવા શુભ કર્મને ઉપાર્જતો હશે તેનો સાચો અને પરિપૂર્ણ ખ્યાલ સર્વજ્ઞ સિવાય બીજાને આવી શકવો અશકય છે.

**જેઓ સ્વકપોલ કલ્પનાથી પરમાત્માનું માનસિક ધ્યાન કરવાનો આડંબર કરે છે તેઓ શા માટે સેંકડો કે હજારો કોશ વાહન વગેરેમાં બેસી, પંચેદ્રિય સુધીના જીવોનો વિનાશ કરી સ્વગુરુ વગેરેને વંદનાદિ કરવા જતા હશે? શું ગુરુનું માનસિક ધ્યાન ઘેર બેઠાં નથી થઈ શકતું? કે જેથી ગુરુના મૂર્તિમય શરીરને વાંદવા માટે આરંભ (હિંસા) કરીને હજારો કોશ જવાની જરૂર પડે છે?**

આ સંસારમાં મનુષ્યો અનેક પ્રકારની ચિંતા, જંજાળ અને ઝગડાઓમાં હમેશ અટવાયેલા રહે છે. કોઈ ધનની ચિંતામાં, કોઈ પુત્રની ચિંતામાં તો કોઈ એશ આરામમાં અને કોઈ ટંટાબખેડામાં —એમ જગતના જીવો અનેક ઉપાધિઓથી ગ્રસ્ત થઈ રહેલા હોય છે. આલંબન વિના તેઓને શુભ ધ્યાનની પ્રાપ્તિ થવી શું રસ્તામાં પડી છે?

અસ્થિર મન અને ચંચળ ઇંદ્રિયોને કાબૂમાં રાખવી એ બચ્ચાંઓનાં ખેલ નથી. કોઈ વાજાં, સિતાર કે તંબુરાના સુરવાળું મધુર ગાયન કાને પડ્યું કે તરત ચંચળ મન તે તરફ ચાલ્યું જાય છે. તેવે સમયે ધ્યાનની વાતો કયાંય ઉડી જાય છે. એવી ચંચળવૃત્તિવાળા મનુષ્યોને શ્રી જિનની પૂજામાં લીન થવુ એ જ એક પરમ ધ્યાન છે.

અનેક ઉપાધિવાળા ગૃહસ્થપણામાં શ્રી જિનપૂજાનો અનાદર કરવો તે લાભને બદલે કેવળ હાનિ ઉઠાવવા બરાબર છે. દુનિયાદારીની અનેક વિટંબણાઓથી ઘેરાયેલા ગૃહસ્થોને મૂર્તિના આલંબન વગર માનસિક ધ્યાન થવુ સર્વથા અસંભવિત છે. શ્રી જિનપૂજાના આદરથી અને મૂર્તિદ્વારા શ્રી જિનેશ્વરદેવના ગુણ ગ્રામ વગેરે કરવાથી ચંચળ મન સ્થિર

થાય છે અને સ્થિર થયેલા મનમા મસાણની અમાપતા આદિકનું ભાન સહેલાઈથી કરાવી શકાય છે

સુખદુ:ખમા જ્યા સુધી સમાનભાવ નથી આવ્યો ત્યા સુધી મોટા યોગીરાજની જેમ નિરાલબન ધ્યાનની વાતો કરવી નિરર્થક છે

**જે વખતે તે તે સમભાવવાળી સ્થિતિ આવશે તે વખતે આલબન પોતાની મેળે છૂટી જશે.**

શ્રી જૈન ધર્મના મર્મને જાણનાર પૂર્વાચાર્ય મહર્ષિઓએ દરેક જીવોને પોતપોતાના ગુણસ્થાનક મુજબ ક્રિયા અગીકાર કરવાનું ફરમાવ્યુ છે વર્તમાનમા કોઈ પણ જીવ સાતમા ગુણસ્થાન ઉપરાત ચડી શકતો નથી સાતમા ગુણસ્થાનકનો કુલ સમય એકત્ર કરતા તેનો સરવાળો એક અતર્મુહૂર્તથી અધિક બનતો નથી તેથી મુખ્ય રીતે ઊચામા ઊચુ છઠ્ઠે જ ગુણઠાણુ વર્તમાનના જીવોને સમજવાનુ છે

છઠ્ઠુ ગુણસ્થાનક પ્રમાદવાળુ હોવાથી તે ગુણસ્થાનકે રહેતો જીવ પણ નિરાલબન ધ્યાન કરવાને અશક્ત છે. આમ છતા જેઓ છઠ્ઠા ગુણસ્થાનકની હદે પણ પહોચ્યા નથી અને અનેક સાસારિક ખટપટોમા રચ્યાપચ્યા રહેતા છે તેઓ નિરાલબન ધ્યાનની વાતોથી દેખાવ કરે તે કેવળ આડબર સ્વરૂપ છે.

શ્રાવક ચોથે પાચમે ગુણસ્થાનકે હોવાથી દ્રવ્યભાવ બન્ને પ્રકારની પૂજા કરવાના અધિકારી છે (દ્રવ્ય પૂજા નિરવદ્ય જ હોવી જોઈએ—ન ગિ શેઠ) ત્યારે તેનાથી ઊચે એટલે છઠ્ઠે ગુણ સ્થાનકે હોવાથી મુનિ માત્ર ભાવ પૂજાના અધિકારી છે

ગુણસ્થાનકની ઊચી દશાએ પહોચતા ક્રિયામા ફેરફાર થતો જાય છે પગથીઆ છોડી એકદમ કુદકો મારી મેડા ઉપર ચડવાનો અવિચારી પ્રયત્ન કરવાથી મેડો તો ઘણો દૂર રહી જાય છે પણ ઊલટો હેઠો પડવાથી વધારામાં હાથપગને તોડનારો થાય છે.

અહીં કોઈ પ્રશ્ન કરે કે—સંસાર પર રાગ ઘટાડ્યો અને પ્રભુ પર વધાર્યો તો પણ રાગ તો કાયમ રહ્યો ને? જ્યાં સુધી રાગદ્વેષ રહિત ન બનાય ત્યાં સુધી મુક્તિ કેવી રીતે મળે?

આ પ્રશ્ન પણ સમજણ વિનાનો છે. સર્વથા રાગરહિત થવાની શક્તિ ન આવે ત્યાં સુધી પ્રભુ પર રાગ કેળવવાથી સંસારના અશુભ રાગથી અને તેનાથી બંધાતા ખોટા કર્મથી બચી જવાય છે. ઘરમાં બેઠાં અનેક પ્રકારની વૈભાવિક વર્તુણુંક થાય છે, તેટલી જિનમંદિરમાં થઈ શકતી નથી.

પ્રભુની શાંત મૂર્તિના દર્શનથી અને તેમના ગુણગ્રામમાં લીન થવાથી ચિત્તમાં દુષ્ટ ભાવ તથા દુર્વિચારો ટકી શકતા નથી. એટલું જ નહિ પણ તેને દૂર હઠાવવાનું એક પરમ સાધન મળી જાય છે. જ્યાં સુધી પૂર્ણ વિશુદ્ધિ થઈ નથી ત્યાં સુધી જીવને ઊંચે ચઢવાનો આ એક ઉત્કૃષ્ટ માર્ગ છે. જેઓ આ માર્ગને માનતા નથી પણ પોતાને પૂરા વિશુદ્ધ થએલા માની સમભાવને ધારણ કરનારા ગણે છે તેઓને પૂછવાનું કે—

જો તમે ખરેખર જ રાગરહિત છો તો પછી તમે તમારા ગુરુ અગર અન્ય નેતાઓનું બહુમાન કરી તેમના ઉપર રાગ કેમ રાખો છો? તેમના આહાર, વસ્ત્ર અને પાત્ર આદિ વડે ભક્તિ સન્માન આદિ કેમ કરો છો? તે શું રાગરહિતપણાનું ચિન્હ છે?

સમભાવમાં લીન રહેનારને સદા સામાયિક છે (એમ કહો છો) તો પછી ગુરુ પાસે જઈ સામાયિક અને પ્રતિક્રમણ આદિ કરવાનું શું પ્રયોજન છે? પોતાના ધર્મનું મંડન અને અન્યના ધર્મનું ખંડન તથા એ માટે પુસ્તકો છપાવવા કે ભાષણો આપવા એ શું સમભાવનાં કાર્યો છે?

સ્ત્રી પુત્ર આદિ પ્રિય વસ્તુના સંયોગથી હર્ષ અને તેમના વિયોગથી શોક, લક્ષ્મી, માન, મિલ્કત, મકાન, હાટ વગેરેના લૂટાવાથી સતાપ અને તેની પ્રાપ્તિથી હર્ષ, તેમજ કોઈ દુષ્ટ પુરૂષો ગાળો તથા કષ્ટ આપે ત્યારે ક્રોધ અને સન્માન આપે ત્યારે આનદ ઇત્યાદિ પ્રકારે રાગદ્વેષ તો પ્રત્યક્ષ દેખાય છે ત્યા વળી 'કારણ' કે 'આલબન' વિના સમભાવ પેન કરનાની વાત કરવી એ શુ ઢોંગ નથી?

મારૂ ઘર, મારી સ્ત્રી, મારૂ ધન, મારો પુત્ર, મારો નોકર ઇત્યાદિ મારૂ તારૂ કરવાનો સ્વભાવ નિર્મૂળ થયો નથી તેને સમાન દૃષ્ટિવાળા શી રીતે કહેવાય? જેઓ સંપત્તિ તથા વિપત્તિમા, શત્રુ કે મિત્રમા સુવર્ણ કે પત્થરમા, સ્ત્રીઓમા કે તૃણ સમૂહમા કાઈ પણ ભિન્ન ભાવ રાખતા નથી તેઓ જ ખરેખર સમભાવશાળી, આત્મજ્ઞાની અને ઉચ્ચ દરજ્જે ચઢેલા છે હાલના સમ જમા એવા મહાન આત્માઓ કેટલા છે?

મોટા ભાગની દુનિયા દુનિયાદારીની ખટપટોમા ફસાયલી છે તેઓએ પોતે આધ્યાત્મિક હોવાનો ડોળ કરવો અને પોતાને ઉચિત કાર્યનો નિરાદર કરવો યોગ્ય નથી યોગ્યતા વિના મિથ્યાભિમાન રાખવાથી કાઈપણ સ્વાર્થસિદ્ધ નહીં શકતો નથી

ઇન્દ્રિયો તથા મનને અકુશમા લાવ્યા સિવાય નિરાલબન ધ્યાનની વાતો કરનારાઓને શાસ્ત્રકારો કેવી ઉપમા આપે છે તે નીચેના શ્લોકથી સમજાશે

सम्प्राज्यैर्ज्वलनैर्विना रसवती पाकं चिकीर्षुः सुधी
स्तत्र या पोतमगाधवार्धितरण, दोर्भ्यां विधित्सुश्च स ।
बीजाना वपनैर्विनेच्छति स च क्षेत्रेषु धान्योदगम
योऽक्षाणा विजयैर्विना स्पृहयति, ध्यानं विधातु शुभम् ॥

અર્થ—જે માણસ ઇંદ્રિયોને જીત્યાવિના જ શુભ ધ્યાન ધરવાને છે તે કુબુદ્ધિ માણસ દેદીપ્યમાન અગ્નિ વિના રસોઈ પકવવાને

ઇચ્છે છે, વહાણ છોડીને બે હાથે અગાધ સમુદ્રને તરવાને ઇચ્છે છે તથા બીજ વાવ્યા વિના જ ક્ષેત્રમાં ઉત્પત્તિ કરવાને ઇચ્છે છે.

### પ્રશ્ન ૧૦—નિરંજન નિરાકારની મૂર્તિ કેવી રીતે બની શકે?

ઉત્તર—તમામ મતના દેવ તથા શાસ્ત્રોના રચનાર નિરાકાર નથી થયા પણ સાકાર જ થયા છે. દેહધારી સિવાય કોઈથી શાસ્ત્રો રચી શકાય જ નહિ. તમામ શાસ્ત્રો અક્ષરસ્વરૂપ છે. અક્ષરનો સમૂહ તાલુ, ઓષ્ઠ, દંત વગેરે સ્થાનોથી ઉત્પન્ન થાય છે. અને તે સ્થાનો દેહધારી જ હોય છે. તેથી તે દરેકની મૂર્તિ અવશ્ય હોઈ શકે છે.

મોક્ષમાં ગયા પછી તેઓ અવશ્ય નિરાકાર હોય છે તો પણ તેમને ઓળખાવવા માટે પણ મૂર્તિની આવશ્યકતા રહે છે. જેમ કે—શાસ્ત્રના રચનારા દેહધારીઓના મુખથી નીકળેલો અક્ષરોનો સમૂહ ખાસ કોઈ આકારનો હોતો નથી. છતાં તેનો આકાર કલ્પીને શાસ્ત્રનાં પાનાંઓ ઉપર દાખલ કરવામાં આવ્યો છે અને તો જ તેનો બોધ થાય છે.

તેમ નિરાકાર એવા સિદ્ધ ભગવાનનો આકાર પણ આ દુનિયામાં તેમનો જે છેલ્લો ભવ થયો તે મુજબ કલ્પી, મૂર્તિમાં ઉતારવામાં આવે છે. તથા નિરાકાર સિદ્ધ ભગવાનનું સ્વરૂપ પણ સમજી શકાય છે અને સાક્ષાત સિદ્ધની પેઠે તેનું ધ્યાન કરનારનાં સઘળાં ઇચ્છિતો પણ પૂર્ણ થાય છે.

એવો એક નિયમ છે કે—કોઈ પણ નિરાકાર વસ્તુને ઓળખાવવી હોય તો તેને સાકાર બનાવીને જ ઓળખાવી શકાય છે. એ માટે પ્રસિદ્ધ દૃષ્ટાંત સર્વ પ્રકારની લિપિઓનું છે.

પોતાના મનનો આશય બીજાને શબ્દો દ્વારા જ સ્પષ્ટપણે સમજાવી શકાય છે, અને એ શબ્દો જે વર્ણોના બનેલા છે તે વર્ણને

જુદા જુદા આકાર આપવાથી જ પોતાના અર્થોનું સ્પષ્ટ ભાન કરાવાય છે માટે નિરાકાર વસ્તુનો સ્પષ્ટ બોધ તેને આકાર આપ્યા સિવાય કરી શકાતો જ નથી

**પ્રશ્ન ૧૧—શ્રી ઋષભદેવ સ્વામીના બાકીના ત્રેવીશ તીર્થંકરોના જીવ સસારમા ભટકતા હતા છતા તે સમયે તેમને વદન કરવામાં ધર્મ કેવી રીતે સભવે?**

ઉત્તર—શ્રી ઋષભદેવ સ્વામીના વખતમા બાકીના ત્રેવીશ તીર્થંકરોને વદના કરવાનો વિષય **દ્રવ્ય નિક્ષેપાને** આશ્રયી છે. દ્રવ્ય વગર ભાવ, સ્થાપના કે નામ સ્થુ યે ન હોઈ શકે.

શ્રી ઋષભદેવ ભગવાને જે જીવોને મોક્ષ ગામી બતાવ્યા તે સર્વે પૂજવા લાયક છે જેમ કોઈ ધનાઢય શાહુકારના હાથે લખાએલી તેની સહી સીક્કાવાળી અમુક મુદતની હુડી હોય તો તેની રકમથી મુદત પૂરી થયાં પહેલા પણ કામ કાઢી શકાય છે તેવી રીતે મોક્ષગામી ભવ્ય જીવોની શ્રી ઋષભદેવ સ્વામીએ આપેલી ખાત્રી રૂપી હુડી તેનો કોણ વિચારવત પુરુષ અસ્વીકાર કરશે?

ભગવાનની ખાત્રી રૂપ પ્રબળ કારણને લઈને બાકીના ત્રેવીશ તીર્થંકરો તે સમયને આશ્રયીને વદનીય હતા. વળી એ સબધમા શ્રી આવશ્યક સૂત્રમા મૂળ પાઠ પણ છે કે—

चत्तारि अट्ठ दस दोय वंदिआ जिणवरा चउव्वीस

અર્થાત્—ચારે દિશામા અનુક્રમે ચાર, આઠ, દશ તથા બે એમ ચોવીશ તીર્થંકરોના બિબ શ્રી ભરત મહારાજાએ અષ્ટાપદ પર્વત ઉપર સ્થાપન કરેલાં છે

એ બાબતમા નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામીએ ખુલાસો છે કે—

ભરતરાજાએ શ્રી ઋષભદેવ સ્વામીને આ ચોવીશીમાં થનારા તીર્થંકરોના નામ, લાંછન, વર્ણ શરીરનુ પ્રમાણુ વગેરે પૂછીને તે પ્રમાણે શ્રી અષ્ટાપદ ગિરિ ઉપર જિનમંદિર બનાવી સર્વ તીર્થંકરોની પ્રતિમા આબેહુબ આકારની સ્થાપન કરી.

આથી સિદ્ધ થાય છે કે ત્રેવીશ તીર્થંકરો થયા પહેલાં પણ તેમની મૂર્તિઓ મંદિરો વગેરે દ્વારા ભક્તિ કરવાનો રિવાજ સનાતન કાળથી ચાલ્યો આવે છે. અને તેને મહાન જ્ઞાની પુરુષોએ પણ સ્વીકારેલો છે.

**પ્રશ્ન ૧૨—મૂર્તિ તો એકેન્દ્રિય પાષાણુની હોવાથી પહેલા ગુણુસ્થાનકે છે તેને ચોથા પાંચમા ગુણુસ્થાનકવાળા શ્રાવક તથા છઠા સાતમા ગુણુસ્થાનકવાળા સાધુ કેમ વંદન પૂજન કરે ?**

ઉત્તર—પહેલાં તો મૂર્તિને એકેન્દ્રિય કહેનાર પુરુષ જૈન શાસ્ત્રોથી અજ્ઞાત છે. ખાણુમાંથી ખોદી કાઢેલ પત્થર શસ્ત્રાદિ લાગવાથી સચિત્ત રહેતો નથી એમ શાસ્ત્રકારો ફરમાવે છે. અચિત્ત વસ્તુમાં ગુણુસ્થાનક ન હોય.

હવે જો ગુણુસ્થાનક રહિત વસ્તુને માનવાનો સર્વથા નિષેધ કરશો તો પણ મહાદોષના ભાગી થવાશે કારણ કે સિદ્ધ ભગવાન સર્વથા ગુણુસ્થાનક રહિત છે. છતાં તેઓશ્રી અરિહંત દેવ પછી સર્વથી પ્રથમ નંબરે પૂજવા લાયક છે, ગુણુ ઠાણુા સંસારી જીવોને હોય છે, સિદ્ધના જીવોને નહિ.

બીજી વાત એ છે કે—જેમ પત્થરની મૂર્તિને ગુણુસ્થાનક નથી તેમ કાગળ આદિથી બનેલાં પુસ્તકોને પણ કયુ ગુણુસ્થાનક છે ? છતાં પ્રત્યેક મતના અનુયાયીઓ પોતપોતાના ગ્રંથોનુ બહુમાન કરે છે, ઊંચે આસને મૂકે છે તથા મસ્તકે ચડાવે છે. તેની સર્વ પ્રકારની આશાતનાઓ વર્જે છે. થૂંકના છાંટા કે પગની ઠોકર તેને લાગી જાય

તો તેને પણ મહાદોષરૂપ ગણે છે જગતમા કોઈ પણ મત એવો નહિ નીકળે કે જે પોતાના ઇષ્ટદેવની વાણીરૂપ શાસ્ત્રને મસ્તકે ચઢાવી તેનો બહુમાન પૂર્વક આદરસત્કાર કરતો ન હોય!

શ્રી જૈન મતના શ્રી ભગવતી સૂત્રમા પણ नमो बमीए लिवीए કહી શ્રી ગણધર ભગવતોએ અક્ષરરૂપ બ્રહ્મી લિપિને નમસ્કાર કર્યો છે તો તેમા કયુ ગુણસ્થાનક હતુ?

મૃતક સાધુનુ શરીર પણ અચેત હોવાથી ગુણસ્થાનક રહિત છે છતા લોકો બીજા કામ પડતા મૂકી તેના દર્શન કરવા કેમ દોડી જાય છે? તથા તે મૃત શરીરને પણ ધામધુમથી ચદનના લાકડાથી કેમ બાળવામા આવે છે? એ કાર્યને ગુરુ ભક્તિનુ કાર્ય ગણી શકાય કે કેમ? જો ગણી શકાય તો પ્રતિમાને વદન પૂજન આદિ જિન ભક્તિનુ કાર્ય કેમ ન ગણી શકાય?

**પ્રશ્ન ૧૩—મૂર્તિ તો પાષાણમય છે તેને પૂજવાથી શુ ફળ મળે? મૂર્તિને કરેલી સ્તુતિ મૂર્તિ થોડી જ સાભળવાની હતી?**

ઉત્તર—લોકોને ઉમાર્ગે દોરી જવાને માટે આ જાતિના કૂટ પ્રશ્નો મૂર્તિપૂજાના વિરોધી વર્ગ તરફથી ઉભા કરવામા આવે છે પરતુ તેની પાછળ બારોબાર અજ્ઞાન અને કુટિલતા છુપાયેલી છે

મૂર્તિપૂજક લોક જો પથ્થરને જ પૂજતા હોત તો સ્તુતિ પણ તેઓ પત્થરની જ કરતા હોત કે—હે પાષાણ! હે અમૂલ્ય પત્થર! તુ બહુ કિંમતી તથા ઉપયોગી છે તારી શોભા પાર વિનાની છે તુ અમુક સ્થળની ખાણમાથી નીકળ્યો છે તને ખાણમાથી કાઢનાર કારીગર બહુ હોશિયાર છે અમે તારી સ્તુતિ કરીએ છીએ

પણ આ રીતે પથરના ગુણ ગામ કરતુ કોઈ દેખાતુ નથી અને સર્વ લોક પથ્થરની મૂર્તિમા આરોપિત શ્રી વીતરાગદેવની સ્તુતિ કરતુ

જ નજરે પડે છે કે—હે નિરંજન! નિરાકાર! નિર્મોહી! નિષ્કાંક્ષી! અજર! અમર! અકલંક! સિદ્ધ સ્વરૂપી! સર્વજ્ઞ! વીતરાગ! ઇત્યાદિ ગુણો વડે એ ગુણવાળા પરમાત્માની જ સાં કોઈ સ્તુતિ કરે છે.

શું પત્થરમાં આ ગુણો રહેલા છે કે જેથી પત્થરની ઉપાસના કરવાનો ખોટો દોષ ચડાવી લોકોને આડે માર્ગે દોરવાનો પ્રયાસ કરવામાં આવે છે?

**જ્યારે પૂજક પુરુષ મૂર્તિમાં પૂજ્યપણાના ગુણોનું આરોપણ કરે છે ત્યારે તેને મૂર્તિ એ સાક્ષાત વીતરાગ જ હોય એમ પ્રતિભાસિત થાય છે. અને જે જેવા ભાવથી મૂર્તિને જુએ છે. તેને તે તેવા ફળની આપનારી થાય છે.**

**સાક્ષાત ભગવાન પણ તરણતારણ હોવા છતાં તેમની આશાતના કરનાર બુરા ફળને આપે છે. તેમ મૂર્તિ પણ તારક હોવા છતાં તેની આશાતના કરનારને સંસારમાં ડૂબાવનારી પણ થાય છે.**

**પ્રશ્ન ૧૪—શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં પાંચ સંવર દ્વારમાં ચૈત્ય લખ્યાં નહિ અને આસ્રવદ્વારમાં ચૈત્ય લખ્યાં. શું કારણ?**

**ઉત્તર—આ ઠેકાણે પણ ચૈત્યનો દેવમંદિર એવો અર્થ તમામ જૈનો કરે છે. એ ભૂલવું જોઈએ નહિ.**

શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં સંવરદ્વારમાં ચૈત્ય એટલે જિનમંદિરની સાધુ વૈયાવચ્ચ કરે તેથી નિર્જરા થાય એમ સાફ કહ્યું છે. ત્યાં ચૈત્યનો અર્થ ઊંધો કરવો અને અહીં આસ્રવદ્વારમાં તેજ શબ્દનો અર્થ 'મંદિર' કરવો એ ન્યાય કોના ઘરનો?

ચૈત્યનો અર્થ મંદિર છે એ સ્વીકાર્યા બાદ તેને જે આસ્રવ દ્વારમાં ગણાવેલ છે તેનું કારણ તે ચૈત્યો મ્લેચ્છ આદિનાં સમજવાનાં છે. તે સંબંધી ત્યાં સ્પષ્ટ લખ્યું છે કે—

क्यरे जे ते सो परिया मच्छ घासाउणिया जाव कूरकम्मकारा इमेव नच्चे मिलेच्छाजाति कि ते सव्वेजनगा

**ભાવાર્થ**—કોના ચૈત્ય ? તો કે—કસાઈ, વાઘરી, માછલાં પકડનાર ધીવર, પક્ષીમાર, યાવત મહાક્રૂર કર્મ કરનારા, ઇત્યાદિક ઘણા મ્લેચ્છ જાતિ, તે સર્વ યવન લોક તથા પ્રતિમા માટે જીવોને હણે તે સર્વ આસ્રવદ્વાર છે

એમા અથવા બીજા કોઈ પણ સૂત્રમા શ્રાવક ચૈત્ય કરાવે તો આસ્રવદ્વાર કહેવાય એમ કહ્યુ નથી. સૂત્રકાર મહાપુરુષ તો મ્લેચ્છ તથા સર્વ યવન જાતિ વિષે કહે છે તો શુ શ્રાવકની કરણી મ્લેચ્છોની બરાબર છે ?

મ્લેચ્છોના ચૈત્ય આસ્રવમા લખ્યા તથા સવરદ્વારમા સાધુને ચૈત્યની વૈયાવચ્ચ કરવી લખી અર્થાત્ સાધુ ઉપદેશ દઈ ચૈત્યની આશાતના ટળાવે, દેવદ્રવ્ય ખાતા હોય તેને ઉપદેશ દઈ તેમાથી છોડાવે ઇત્યાદિ વૈયાવચ્ચ કરવાથી નિર્જરા થાય એમ કહ્યુ એથી સ્પષ્ટ થાય છે કે શ્રી જિન ચૈત્યની ભક્તિને આસ્રવ દ્વારમા ગણી જ નથી

**પ્રશ્ન ૧૫**—ચૈત્ય શબ્દનો અર્થ કેટલાક 'સાધુ' કે 'જ્ઞાન' કરે છે તે શુ ઉચિત છે?

**ઉત્તર**—ચૈત્યનો અર્થ સાધુ કે જ્ઞાન કોઈ રીતે થઈ શકે નહિ તેમજ શાસ્ત્રના સબધમા તે અર્થ બધબેસતો પણ નથી

સાધુને ઠેકાણે તમામ સૂત્રોમા साहु वा साहुणी वा અથવા भिक्खु वा भिक्खुणी वा એમ કહેલ છે પણ चेइय वा चेइयानि वा તે તો ક્યાય કહેલ નથી

તથા ચૈત્ય શબ્દનો અર્થ સાધુ કરે તો પછી સાધ્વીને વાસ્તે નારી જાતિમાં કયો શબ્દ તેમાંથી નીકળી શકશે? કારણ કે ચૈત્ય શબ્દ સ્ત્રીલિંગમાં બોલાતો નથી.

**શ્રી ભગવતીસૂત્ર**માં (૧) અરિહંત, (૨) સાધુ અને ચૈત્ય એમ ત્રણ શરણાં કહ્યાં છે.

ત્યાં જો ચૈત્ય શબ્દનો અર્થ સાધુ કરે તો તેમાં 'સાધુ' શબ્દ જુદો કેમ કહ્યો? તથા જ્ઞાન અર્થ કરે તો અરિહંત શબ્દથી જ્ઞાનનો સંગ્રહ થઈ ગયો. કેમકે જ્ઞાન અરૂપી છે તે જ્ઞાની સિવાય હોય નહિ. માટે ચૈત્ય શબ્દથી જિનપ્રતિમાનો અર્થ જ થવાનો. અરિહંત એવો અર્થ પણ સંભવે નહિ કારણ કે અરિહંત પણ પ્રથમ સાક્ષાત શબ્દમાં જ કરે છે.

ચૈત્ય શબ્દનો જ્ઞાન એવો અર્થ કરવો એ પણ તદ્દન અસત્ય છે. કારણ કે **નંદીસૂત્ર** આદિમાં જ્યાં જ્યાં પાંચ પ્રકારના જ્ઞાનના અધિકાર આવે છે ત્યાં ત્યાં नाण पंचविहं पण्णत्तं એમ કહ્યું છે પણ चेइयं पंचविहं पण्णत्तं એમ તો ક્યાંય લખ્યું નથી.

વળી તેના નામોમાં—મતિજ્ઞાન વગેરે નામોમાં પણ नाण જ્ઞાન શબ્દ વાપરેલ છે પણ ક્યાંય 'મતિચૈત્ય' એમ કહી ચૈત્ય શબ્દ વાપર્યો નથી.

તે જ્ઞાન ધણીને મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની, અવધિજ્ઞાની, કેવળજ્ઞાની ઈત્યાદિ શબ્દથી ઓળખાવ્યા છે પણ "મતિ ચૈત્યી" વગેરે એવો પ્રયોગ ક્યાંય પણ કર્યો નથી.

શ્રી ભગવતી સૂત્રમાં જંઘાચારણ વિદ્યાચારણ મુનિઓના અધિકારે चेइयाइं શબ્દ છે તથા બીજે ઘણે ઠેકાણે તે શબ્દ વપરાયેલ છે. તેનો અર્થ જ્ઞાન કરશો તો જ્ઞાન તો એકવચને છે. અને चेइयाइं બહુવચને છે. માટે તે અર્થ ખોટો છે.

વળી શ્રી નંદીશ્વરદ્વીપમાં અરૂપી જ્ઞાનનુ ધ્યાન કરવા જવાની શી જરૂર? પોતાને સ્થળે તે ધ્યાન થઈ શકે છે. માટે ત્યાં પ્રતિમાઓની જ મતલબ છે.

હવે ચૈત્યનો અર્થ સાધુ કે જ્ઞાન કરનારાઓ પણ ઘણે સ્થળે પ્રતિમા અર્થ કરે છે. તેના થોડાક દૃષ્ટાંત—

(૧) શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં આસ્રવ દ્વારે ચૈત્ય શબ્દનો અર્થ મૂર્તિ કર્યો છે.

(૨) શ્રી ઉવવાઈ સૂત્રમાં पुण्णभद्द चेइय होत्था છે ત્યા ચૈત્યનો અર્થ મંદિર અને મૂર્તિ કરે છે.

(૩) શ્રી ઉવવાઈ સૂત્રમા बहवे अरिहंत चेइयाइं છે ત્યા પણ મંદિર અને મૂર્તિ એવો અર્થ કરે છે.

(૪) વ્યવહાર સૂત્રની ચૂલિકામાં દ્રવ્યલિંગીઓ "ચૈત્ય સ્થાપના" કરવા લાગી જશે એમ કહ્યુ છે ત્યા "મૂર્તિની સ્થાપના" કરવા લાગી જશે એવો અર્થ કર્યો છે.

એમ કહ્યું છે પણ 'મૂર્તિ આયતન' કે 'પ્રતિમા આયતન' કહ્યું નથી. તેથી પણ શ્રી સિદ્ધ સમાન છે એમ સાબિત થાય છે.

વળી શ્રી રાયપસેણી, દશાશ્રુત સ્કંધ, ઉવવાઈ સૂત્ર આદિ ઘણા સૂત્રોમાં ભાવ તીર્થંકરોને વંદના કરવા જતી વખત શ્રાવકોના અધિકારે કહ્યુ છે કે—देवयं चेइयं पज्जुवासामि એટલે દેવસ્વરૂપ ચૈત્યસ્વરૂપ (પ્રતિમા સ્વરૂપ)ની પર્યુપાસના કરૂ છુ. ઇત્યાદિ અનેક સ્થળોએ ભાવ તીર્થંકર તથા સ્થાપના તીર્થંકરની એક સરખી પર્યુપાસના કરવાનો પાઠ છે. તેથી બન્નેમાં કાંઈ ફરક નથી.

ભાવ કે સ્થાપના બેમાંથી ગમે તેની ભક્તિ અને પૂજા જેવા જેવા ભાવથી કરવામાં આવે છે તે તે પ્રમાણે એક સરખુ ફળ મળે છે.

શ્રી જ્ઞાતાસૂત્રમા દ્રૌપદીના પૂજનના અધિકારે જિન મંદિરને 'જિનગૃહ' કહ્યું છે પણ 'મૂર્તિગૃહ' કહ્યું નથી. તેથી પણ જિનમૂર્તિને જ જિનની ઉપમા ઘટે છે, નહિ કે સાધુને.

સાધુ વસ્ત્ર, પાત્ર, રજોહરણ અને મુહપત્તિ આદિ ઉપકરણોએ સહિત છે ત્યારે ભગવાનને તેમાંનુ કશુ નથી. ભગવાન અતિશયોએ સહિત હોય છે. સાધુને એમાંનું કશુ હોતુ નથી. તો પછી સાધુ એવા વીતરાગની બરાબરી કેવી રીતે કરી શકે ?

પર્યંકાસને રહેલી સૌમ્ય દૃષ્ટિવાળી વીતરાગ અવસ્થાની પ્રતિમા તે શ્રી અરિહંત ભગવાન તુલ્ય છે. વીતરાગનો નમૂનો વીતરાગની મૂર્તિને કહેવાય પણ સાધુને કહેવાય નહિ. સાધુના નમૂનાને જ સાધુ કહેવાય.

શ્રી અંતગડ દશા સૂત્રમાં કહ્યુ છે કે—હરિણગમેષી દેવની પ્રતિમાને આરાધવાથી તે દેવ આરાધ્ય થયો. તેમ શ્રી વીતરાગની મૂર્તિને આરાધવાથી શ્રી વીતરાગદેવ આરાધ્ય થાય છે,

**પ્રશ્ન ૧૭—જિનપ્રતિમાને જોવાથી કે પૂજવાથી કોઇને જ્ઞાન ઉત્પન્ન થયાનું સાંભળ્યું છે ?**

ઉત્તર—શ્રી ગજપ્રશ્નીય વગેરે સૂત્રોમાં મૂર્તિપૂજા કલ્યા મગળકારી કહી છે. અને એ માટેના દૃષ્ટાંતો નીચે મુજબ

૧. અનાર્ય દેશનો રહેનાર શ્રી આર્દ્રકુમાર જિનપ્રતિમાના દ જાતિ સ્મરણજ્ઞાન પામી વૈરાગ્ય દશામાં લીન થયો. તેનુ શ્રી સૂત્રકૃતાગના બીજા શ્રુતસ્કંધના છઠા અધ્યયનની ટીકા

**કેટલાક કહે છે કે—આર્દ્રકુમાર મુહપત્તિ પ્રતિબોધ પામ્યા છે. આ વાત ગપ છે. કારણકે તો પ્રથમ जिन पडिमा એમ સ્પષ્ઠ પાઠ છે. તીર્થંકર શ્રી ઋષભદેવ સ્વામીની પ્રતિમા પ્રતિબોધ પામેલ છે.**

૨. શ્રી મહાવીર સ્વામીના ચોથા પટ્ટધર તથા શ્રી દશવૈકાલિક કર્તા **શ્રી શય્યભવ સૂરિ** શ્રી શાંતિનાથજીની પ્રતિમાના દર્શ પ્રતિબોધ પામ્યાનું શ્રી કલ્પસૂત્રની સ્થવિરાવલીમાં કહ્યુ છે

૩. **શ્રી દ્વીપસાગર પન્નતિ** તથા શ્રી હરિભદ્રસૂરિકૃત આવશ્ય મોટી ટીકામા લખેલ છે કે—

શ્રી જિનપ્રતિમાના આકારની માછલીઓ સમુદ્રમાં હોય તેમને જોઈ અનેક ભવ્ય જીવ માછલીઓને જાતિસ્મરણ પ્રાપ્ત થાય છે અને બાર વ્રત ધારણ કરી સમ્યકત્વ સં આઠમે દેવલોકે જાય છે.

આ પ્રમાણે તિર્યંચ જાતિને પણ જિન પ્રતિમાના આકા માત્રના દર્શનથીય અવશ્ય લાભ મળે છે, તો મનુષ્યને મળે તેમા શી શકા?

. શ્રી જ્ઞાતાસૂત્રમાં તીર્થંકર ગોત્ર બાંધવાના વીશ સ્થાનક કહ્યાં છે. તે મુજબ રાવણ રાજાએ પ્રથમ અરિહત પદની આરાધના અષ્ટાપદ પર્વત પર રહેલ તીર્થંકર દેવની તેમની મૂર્તિ દ્વારા કરી તીર્થંકર ગોત્ર બાંધ્યું એમ રામાયણમા કહ્યુ છે.

૫. તેજ ગ્રંથમાં લખ્યુ છે કે—રાવણે શ્રી શાંતિનાથ પ્રભુની મૂર્તિ સામે બહુરૂપિણી વિદ્યા સાધી અને તે સિદ્ધ થઈ ગઈ.

**પ્રશ્ન ૧૮—કોઇ વિધવા પોતાના મરણ પામેલા પતિની મૂર્તિ બનાવી પૂજા સેવા કરે તો શુ તેથી તેને કામની શાંતિ કે પુત્રની ઉત્પત્તિ થાય ? ન થાય તો પછી પરમાત્માની શાંત મૂર્તિથી પણ શું ફાયદો થવાનો**

ઉત્તર—આ એક કુતર્ક છે. તેનો ઉત્તર તેવીજ રીતે આપવો જોઈએ.

પતિના મરણ બાદ તેની સ્ત્રી એક આસન પર બેસી હાથમાં જપ માળા લઈ પતિના નામનો જપ કરે તો શુ તે સ્ત્રીની ઇચ્છા પૂરી થશે અથવા તેને સતાનની પ્રાપ્તિ થશે ? નહિ જ.

તો પછી પ્રભુના નામની જપ માળા ગણવી પણ તમારા હિસાબે નિરર્થક સિદ્ધ થશે. પ્રભુના નામથી કાઇ પણ લાભ ન થાય એમ કોઈ પણ કહી શકે તેમ નથી.

ઊલટુ, તે જ વિધવા સ્ત્રીને પતિનુ નામ સાભળવાથી જે આનદ અને સ્મરણ આદિ થશે તેના કરતા બમણો આનદ અને સ્મરણ આદિ તેની મૂર્તિ કે ચિત્ર જોવાથી થશે, તેથી નામ કરતા મૂર્તિમા વિશેષ ગુણ રહેલો જ છે.

જે પુરુષે અમુક માણસને પ્રત્યક્ષ જોયો નથી, માત્ર નામ જ સાંભળ્યુ છે તે પુરુષની પાસે થઈને પણ કોઇ વખત તે માણસ નીકળશે તો પણ ઓળખી નહિ જ શકે. પરતુ જેણે તે માણસની છબી જોઇ હશે તે તો તુરત જ ઓળખી લેશે કે—"આ અમુક માણસ છે." આથી પણ સિદ્ધ થાય છે કે પ્રત્યેક વસ્તુનુ સ્વરૂપ ઓળખવા માટે નામ જેટલુ ઉપયોગી છે તેના કરતાં મૂર્તિ અથવા આકાર વિશેષ ઉપયોગી છે.

પ્રશ્ન ૧૯—ભગવાનની મૂર્તિ એ જ ભગવાન હોય તો તેમના અલંકાર પાપી લોકો કેમ ચોરી જાય છે? તેમની હજારોની રકમો લોકો હજમ કેમ કરી જાય છે? તથા તેમની મૂર્તિ તે દુષ્ટ લોકો ખંડિત કેમ કરી નાંખે છે? વળી ભગવાન સર્વજ્ઞ છે તો તેમની મૂર્તિને જમીનમાંથી ખોદીને કેમ કાઢવી પડે? શાસન દેવો એ કાર્ય કેમ કરતા નથી?

ઉત્તર—શ્રી વીતરાગના ગુણોનુ આરોપણ કરીને ભક્તિ માટે જડ વસ્તુની બનાવેલી મૂર્તિ જમીનમાથી એની મેળે કેમ ન નીકળે કે તેમના અલંકારો આદિને ચોરી જતા પાપી લોકોને શાસન દેવતા કેમ ન અટકાવે? એ પ્રશ્ન જ ઉદ્ધતાઇ ભર્યો છે.

જડ સ્થાપનામા એ સામર્થ્ય કયાથી આવે અને શાસનદેવ હરેક પ્રસગે આવીને ઊભા રહે એવો નિયમ કયાં છે?

ભગવાન શ્રી મહાવીરદેવ વિદ્યમાન હતા તે વખતે તેમની સેવામાં લાખો દેવો હાજર રહેતા હતા છતાં મખલીપુત્ર ગોશાલાએ તેજો લેશ્યા વડે ભગવાનની સમક્ષ તે બે શિષ્યોને બાળી નાખ્યા અને ભગવાનને તેથી લોહીખડ ઝાડાનો વ્યાધિ થયો તે વખતે શાસનદેવોએ કાંઈ કર્યું નહિ તેથી શુ તેઓની ભક્તિમા ફરક પડી ગયો?

કેટલાક ભાવો એવા હોય છે કે જેને દેવતાઓ પણ ફેરવી શકતા નથી. જે કાળે જે બનવાનુ હોય તે કોઈ કાળે પણ મિથ્યા થતુ નથી. પ્રભુ તીર્થંકર મહારાજા પાસે અનેક સ્ત્રી પુરુષોએ દીક્ષા ગ્રહણ કરીને વિરોધી થયા છે, અનેક પ્રકારના પાખડ મત સ્થાપન કર્યા છે અને ભગવાનની નિંદા કરી છે તો શુ સર્વજ્ઞ ભગવાન નહોતા જાણતા કે—આ પાખડીઓ ચારિત્ર વિરાધને અને મિથ્યાત્વ પ્રરૂપશે? જાણતા જ હતા છતાં કેમ દીક્ષા આપી? એજ માટે કે તેવા ભાવિભાવ આદિને પણ એ તારકો જાણતા હતા.

વળી હાલમાં શ્રી વીતરાગનો ધર્મ અતિ અલ્પ પ્રમાણમાં રહી ગયો છે. તેમાં પણ અનેક પ્રકારની જુદી જુદી શાખાઓ પડી છે. અને ધર્મ ચાળણીની માફક ચળાઈ રહ્યો છે. ઉત્સૂત્ર ભાષણો કરવામાં મિથ્યાત્વ અને દુરાગ્રહને આધીન થયેલા આત્માઓ કાંઈ બાકી રાખતા નથી. તો પછી આવા નિંદકો અને પ્રત્યનિકને રોકીને શાસનદેવ સત્ય માર્ગ કેમ ઉપદેશતા નથી?

લોકોને શ્રી મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી સીમંધર સ્વામીની પાસે લઈ જઈને તેમનાં દર્શન કરાવી શુદ્ધ ધર્મનો પ્રતિબોધ કેમ કરાવતા નથી?

માટે દેવતાઓને હાથે પણ જે જે ચમત્કારો થવા નિર્મિત થયા હોય તેટલા જ થાય છે, વધારે નહિ. એમ માનવુ જ જોઈએ.

વળી હાલમાં પણ ઘણી મૂર્તિઓ જેવી કે—શ્રી ભોયણીજીમાં શ્રી મલ્લીનાથ ભગવાન અને પાનસરમાં શ્રી મહાવીર સ્વામી ભગવાન આદિ માટે શાસનદેવો સ્વપ્ન આપી અનેક પ્રકારના ચમત્કાર પણ દેખાડે છે. અસખ્યાતા વર્ષોની મૂર્તિઓની રક્ષા પણ કરે છે. એ સિવાય કેટલાક ઉપસર્ગ આદિનુ નિવારણ પણ કરે છે અને કેટલાકનું નથી પણ કરતા. કારણ કે દરેક વખતે શાસનદેવો સહાય કરે જ એવો નિયમ નથી.

તો પછી હાલના વખતમા કેટલાક હરામખોરો જિનમંદિરમાં ચોરી વગેરે દુષ્ટ કાર્ય કરતા હોય તો તેનુ ફળ તેઓ અવશ્ય ભોગવશે. તેથી શાસન દેવતાઓને કલક લાગી જતુ નથી. અથવા તેથી સ્થાપના અરિહતનો મહિમા ઘટી જતો નથી

સ્થાપના અરિહતનો મહિમા તો જ ઘટે કે સ્થાપના અરિહતની ભક્તિ કરનાર આત્માઓને, એ ભક્તિથી વીતરાગ પરમાત્માના ગુણો આદિનું સ્મરણ ન થતુ હોય કે વીતરાગ ભાવ, દેશવિરતિ કે સર્વવિરતિના પરિણામ, સંયમ અને તપને વિષે વીર્યોલ્લાસ, ભવભ્રમણનું નિવારણ કે

મોક્ષ સુખની નિકટતા આદિ ન થતું હોય. તે વગેરે ફાયદાઓનો કોઇથી પણ ઈન્કાર થઈ શકે તેમ નથી.

પ્રશ્ન ૨૦—આનંદ આદિ શ્રાવકોએ જિન મંદિર કરાવ્યાનો પાઠ કયા સૂત્રમાં છે ?

ઉત્તર—આનંદ આદિ શ્રાવકોનાં મૂર્તિ વંદનનો પાઠ શ્રી ઉપાસક દશાંગ સૂત્રમાં છે. તે સૂત્રની હકીકત વિષે શ્રી નંદી સૂત્રમાં તથા સમવાયાંગ સૂત્રમાં કહ્યું છે કે—

उवासकदसासु णं उवासगाणं नगराणि उज्जनति चेइयाइं वणखंडाइं राया अम्मापियरो समोसरणाइं धम्मायरिया धम्माकहाइं परलोगाइं इड्ढिविसेसो.

ભાવાર્થ—શ્રી ઉપાસકદશાંગ સૂત્રમાં શ્રાવકોનાં નગર, ઉદ્યાન, ચૈત્ય (જિનમંદિર), વનખંડ, રાજા, માતા, પિતા, સમોસરણ આદિક ધર્માચાર્ય, ધર્મકથા, પરલોક આદિ તથા ઋદ્ધિ વિશેષ વર્ણવેલ છે.

એ રીતે કરેલા શ્રાવકોના જિન મંદિરોમાં આનંદ આદિ શ્રાવકોનાં દેહરાં પણ આવી ગયાં. શ્રાવકોને વાસ્તે જિન મંદિર બનાવવાની આજ્ઞા ન હોત તો તેનું વર્ણન અત્રે શા માટે આવત ?

તો પછી દેવતાએ જીત આચાર તરીકે કરેલી મૂર્તિપૂજા પણ ધર્મપક્ષમાં તથા પુણ્યબંધનું કારણ જ ગણાશે. ભગવાને પણ તેમ જ ફરમાવ્યું છે.

છતાં જો જીત આચારથી પુણ્ય કે પાપ કાંઈ ન થવાનું કહેશો તો શાસ્ત્રમાં "જીવ સમય સમયમાં સાત કે આઠ કર્મ બાંધે" એમ કહ્યું છે તે કેમ મળતું આવશે?

કદાચ કહેશો કે—પાપ બંધ થાય. તો તે કહેવું તદ્દન જુઠું છે. કારણકે ભગવાને તો એ કરણીનું મોક્ષ ફળ બતાવ્યું છે. વળી પૂજા વખતે દેવો ઉત્કૃષ્ટ શુભ ભાવમાં વર્તે તો તેવા શુભ ભાવનું ફળ ઊલટું અશુભ મળે એ શું ઘટિત છે? કદી નહિ. ભક્તિ કરતાં મનુષ્યને તો પુણ્ય થાય અને દેવતાઓને કર્મબંધન થાય એ કેવળ મનના યથેચ્છ પ્રલાપ સિવાય બીજું કંઈ નથી.

**પ્રશ્ન ૨૨—દેવો તો આખી જિંદગીમાં એક જ વાર મૂર્તિપૂજા કરે છે પછી નહિ. તથા સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ બન્ને વર્ગના દેવો તેમ કરતા હોવાથી તે જીત આચાર જ કહેવાય. તેને શુભ કરણી કેમ કહેવાય?**

ઉત્તર—શ્રી રાજપ્રશ્નીય સૂત્રમાં સૂર્યાભદેવે જ્યારે પૂછયું કે— "મારે પહેલાં તથા પછી હિતકારી અને કરવા યોગ્ય શું છે?" ત્યારે તેના સામાનિક દેવોએ કહ્યું કે—

> તમારે પહેલાં અને પછી શ્રી જિનેશ્વર ભગવાનની અર્ચા, વંદના, પર્યુપાસના હિતકારી અને કરવા યોગ્ય છે.

આ ઉપરથી સમ્યગ્દૃષ્ટિ સૂર્યાભ આદિ દેવોએ શ્રી જિનપ્રતિમાની અર્ચાવંદના નિત્યકરણી તથા હિતકારી સમજી નિરંતર કરી છે એમ સમજવું જોઈએ.

કોઇ પણ મિથ્યાદૃષ્ટિ દેવે શ્રી જિનપૂજા કરી હોય એવો ક્યાંય પણ સૂત્રમાં દાખલો નથી. તેથી એ કરણી સમસ્ત દેવોની નહિ પણ ફક્ત સમ્યગ્ દૃષ્ટિ દેવોની જ છે.

શ્રી રાજપ્રશ્નીય સૂત્રમાં પણ કહ્યું છે કે—

अन्नेसिं बहुण वेमाणियाण देवाण य देवीण अच्चणिज्जाओ

અર્થ—બીજા પણ ઘણા દેવો તથા દેવીઓને પૂજવા લાયક છે.

ઇત્યાદિ પાઠથી સ્પષ્ટ જણાય છે કે ફક્ત સમ્યગ્ દૃષ્ટિ દેવો જ પૂજે છે જો તમામ દેવોની એ કરણી હોય તો सव्वेसिं वेमाणियाण देवाण य એમ સર્વે દેવોને ઉદ્દેશીને પાઠ હોવો જોઈએ

## દેવોનો વિવેક

દેવો બે જાતના હોય છે—(૧) સમ્યગ્દૃષ્ટિ અને (૨) મિથ્યાત્વી.

મિથ્યાત્વી દેવો તીર્થંકર, સાધુ, શ્રાવકને ઉપદ્રવ કરે છે ત્યારે સમ્યગ્દૃષ્ટિ દેવો ભક્તિપૂર્વક તે ઉપદ્રવોનું નિવારણ કરે છે સમ્યગ્દૃષ્ટિ દેવોએ ઘણા જણાને ધર્મમાં પ્રવર્તાવ્યા છે.

શ્રી ભગવતી સૂત્રમાં દેવોને ચારિત્રની અપેક્ષા એ નો ધમ્મિઆ કહ્યા છે તેમ બાલ પણ કહ્યા છે, જ્ઞાન, દર્શન, ચારિત્ર એ ત્રણે મોક્ષના માર્ગમાંથી દેવતાને સમ્યગ્ જ્ઞાન, તથા દર્શન હોય છે પણ ચારિત્રની પ્રાપ્તિ નહિ હોવાથી નો ધમ્મતિ પણ કહ્યા છે

શ્રી ઠાણાંગ સૂત્રમાં સમ્યક્ત્વને સંવર ધર્મરૂપ કહેલ છે અને જિનપ્રતિમાનું વંદન પૂજન એ સમ્યક્ત્વની કરણી છે તેથી એ

હિસાબે સમ્યગ્દૃષ્ટિ દેવોને ચારિત્રની અપેક્ષાએ नो धम्मिआ, बाल કે नो संयति કહેલા છે. પણ સમ્યગ્દર્શન કે જ્ઞાનની અપેક્ષાએ નહિ. नो संयति આદિ પદોનો અર્થ अधर्मी કે असंयति આદિ કરવાનો નથી પણ દેશવ્રતધર્મી, દેશવ્રતસંયમી આદિ કરવાનો છે.

**શ્રી ભગવતી સૂત્રના** પાંચમા શતકના ચોથા ઉદ્દેશામાં કહ્યું છે કે—

દેવતાને અસયતિ ન કહેવાય અને કોઈ એમ બોલે તો મહાનિષ્ઠુર વચન બોલ્યું ગણાય. દેવતાને સંયતિ કહીએ તો અભ્યાખ્યાન લાગે અને દેવોને સયતાસયતિ કહીએ તો અસદ્દભૂત વચન કહેવાય, માટે દેવતાઓને नो संयति કહેવા.

**શ્રી આચારાંગ સૂત્ર, દશાશ્રુત સ્કંધ સૂત્ર, જ્ઞાતા સૂત્રમાં** કહ્યું છે કે—લોકાંતિક દેવતાઓ અનતાકાળથી સ્વયબુદ્ધ એવા શ્રી તીર્થંકર દેવોને દીક્ષાના કાળનું સ્મરણ કરાવવા પ્રતિબોધે છે કે—"હે ભગવન! જગતને હિતકર તીર્થ પ્રવર્તાવો!"

**શ્રી દશવૈકાલિક સૂત્રમાં** દેવતાઓને મનુષ્ય કરતાં મહાવિવેકી અને બુદ્ધિમાન કહ્યા છે—

धम्मो मंगल मुक्किट्ठं, अहिंसा सबमो तवो ।
देवावि तं नमं संति, जस्स धम्मेसया मणो ॥

**અર્થ**—જેમનું મન ધર્મના વિષયમાં સદા પ્રવર્તમાન છે તેમને દેવતાઓ પણ નમસ્કાર કરે છે (તો મનુષ્ય કરે તેમાં નવાઈ શી?)

વળી **શ્રી ઠાણાંગ સૂત્રમાં** દેવતાઓ કેવી શુદ્ધ ભાવના ભાવી પોતાના આત્માને નિંદે છે તથા પોતાના પૂર્વ જન્મના ગુરુનું કેટલું બધું સન્માન કરે છે તે નીચેના પાઠથી સમજાશે—

(મૂળ પાઠ લાંબો હોઈ છોડી દીધો છે પણ તેનો અર્થ નીચે આપ્યો છે—ન. ગિ. શેઠ)

અર્થ—દેવ લોકમા નવો ઉત્પન્ન થયેલો દેવતા દિવ્ય કામ ભોગમા મૂર્ચ્છિત થતો નથી. કામ ભોગોને અનિત્ય જાણી અતિ ગૃદ્ધ, અતિ આસક્ત થતો નથી તે મનમા વિચારે છે કે—મારા મનુષ્ય ભવના ધર્મોપદેશક આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર, ગણિ, ગચ્છના સ્વામી કે જેમના પ્રભાવથી આ પ્રત્યક્ષ દેવતાની ઋદ્ધિ, દિવ્ય કાંતિ, દિવ્ય દેવપ્રભાવ હુ સમ્યગ્ભાવે પામ્યો છુ માટે હુ જાઉ, તે ઉપકારી ભગવતને હુ વાદુ, નમસ્કાર કરૂ, સત્કાર કરૂ, સન્માન કરૂ કલ્યાણકારી દેવચૈત્ય-જિનપ્રતિમાની સેવા કરીએ તેમ સેવા કરૂ ઇત્યાદિ

ભાવાર્થ—(વળી દેવો એવો વિચાર કરે છે કે—) મનુષ્ય ભવમા મોટા મોટા જ્ઞાની મહાત્માઓ છે અને તપસ્વીઓ છે, અતિ ઉત્કૃષ્ટ કરણીના કરનાર છે, સિદ્ધગુફા, સર્પબિલે કાઉસ્સગ્ગ કરનારા છે. દુષ્કર બ્રહ્મચર્યને પાળનાર છે. માટે હુ જાઉં, એના ભગવાનને વાદુ, નમસ્કાર કરૂ. યાવત્ સેવા ભક્તિ કરૂં.

ફરી પણ તેઓ ખેદ કરે છે કે—

અહો હો ! દશ દૃષ્ટાંતે દુર્લભ એવો મનુષ્ય જન્મ પામી પૂર્વભવમા ગુરૂ મહારાજના યોગે તપ સયમ ગ્રહણ કરી પ્રમાદ છોડ્યો નહિ, તપ સયમ રૂડી રીતે પાળ્યા નહિ, આળસથી ગુરૂ તથા સાધર્મીની વૈયાવચ્ચ પૂર્ણ રીતે કરી નહિ, સિદ્ધાંત પૂરૂ ભણ્યો નહિ, ચારિત્રની મર્યાદા લાબા વખત સુધી ઉત્તમ રીતે પાળી નહિ, હવે એવો સજોગ ફરી હુ ક્યા પામીશ અને ક્યારે હુ હૃદયમા શુભ ધ્યાનને ધ્યાવીશ, મોક્ષપદને હુ ક્યારે પ્રાપ્ત કરીશ? જેથી ગર્ભાવાસમા ફરીથી આવવાનુ છૂટી જાય

ઇત્યાદિ ઠાણાગ સૂત્રમા કહ્યા મુજબ દેવો ઘણે પ્રકારે શુભ ભાવનાઓમાં લીન થાય છે અને જિનરાજની આજ્ઞાનુ પાલન કરે છે

સમ્યગ્દૃષ્ટિ દેવતાઓએ સાધુ તથા શ્રાવકને ઉપદેશ આપી જૈન

ધર્મમાં સ્થિર કરી. દુર્ગતિમાં પડતા કેવી રીતે અટકાવ્યા છે તે નીચેની સૂત્રોમાંની વિગતો ઉપરથી સમજાશે.

**શ્રી નિરયાવલી સૂત્રોમાં** કહ્યું છે કે—મહા મિથ્યાત્વી સોમીલ તાપસ રાત્રિએ ધ્યાન લગાવી, નેતર જેવા કોમળ કાષ્ઠની મુખ મુદ્રા બનાવી, મુખમાં ઘાલી, બને છેડા કાને ચડાવી, ઉત્તર દિશામાં મુખ રાખી બેઠો છે.

ત્યાં એક દેવે આવી કહ્યું કે—હે સોમીલ ! આ તારી પ્રવ્રજ્યા (દીક્ષા) દુઃપ્રવ્રજ્યા છે. માટે શ્રી જિનેશ્વર ભગવાને કહેલી સુપ્રવ્રજ્યા અંગીકાર કર.

પણ સોમીલે તે ઉપર કાંઈ લક્ષ ન આપ્યું દેવ એમ પાંચ દિવસ સુધી કહેતો રહ્યો કે—સોમીલ ! આ તારી દીક્ષા જૂઠી છે. આ તારૂં કષ્ટ અજ્ઞાન કષ્ટ છે. માટે વારંવાર વિચાર કર.

આવાં હિતનાં વચનો વારંવાર સાંભળી સોમીલે શુદ્ધ જૈન ધર્મને માન્ય કરી, મિથ્યાત્વનું દુષ્કૃત્ય આલોવી, શુદ્ધ તપ જપ અને સંયમનું આરાધન કર્યું. અંતે તે મહાશુક્ર દેવ વિમાનમાં ઉત્પન્ન થયો. તથા આગામી ભવે મોક્ષે જશે.

તે દેવે ભગવાન મહાવીર પરમાત્મા સન્મુખ નાટક પણ કર્યું હતું.

**શ્રી ઉપાસક દશાંગ સૂત્રમાં** ગોશાલક મતનાં ઉપાશક સદ્દાલ-પુત્રને દેવતાએ શ્રી મહાવીર સ્વામી પાસે જવાનો ઉપદેશ કરી ધર્મમાં દૃઢ કર્યો.

**શ્રી જ્ઞાતા સૂત્રમાં** ફરમાવ્યું છે કે—મહામોહાંધ તેતલીપુત્ર મંત્રીને પોટિલ નામના દેવે ઘણા ઉપાય કરી ધર્મ બોધ આપ્યો. તેથી તેણે જૈન દીક્ષાનો સ્વીકાર કર્યો તથા તે જ વેળા તે કેવળ જ્ઞાનને પામ્યો.

એથી ઊલટુ, મિથ્યાત્વી દેવની વાત જુઓ શ્રી ઉપાસક દશાગસૂત્રમા—ગોશાળાના ભક્ત મિથ્યાત્વી દેવે કુડકોલિક શ્રાવકને જૈન ધર્મથી ભ્રષ્ટ કરવા ઘણા ઉપાય કર્યા કુડકોલિકે તે દેવને ઘણી યુક્તિથી શુદ્ધ ધર્મનો બોધ કર્યો છતા તેણે પોતાની હઠ ન છોડી.

શ્રી રાજપ્રશ્નીય સૂત્રમા કહ્યુ છે કે સૂર્યાભદેવે તેના આભિયોગિક દેવોની સાથે ભગવાન શ્રી મહાવીર સ્વામી પાસે આવી વદના કરીને પછી સમવસરણ રચી ભક્તિ કરવાની ઇચ્છા જાહેર કરે છે ત્યારે શ્રી વીર પ્રભુએ શ્રીમુખે ફરમાવ્યુ છે કે—

ચિર કાળથી દેવતાઓએ આ કામ કર્યું છે હે દેવાનુપ્રિય! તમારો એ આચાર છે, તમારૂ એ કર્તવ્ય છે, તમારી એ કરણી છે તમારે એ આદરવા યોગ્ય છે મે તથા બીજા તમામ તીર્થંકરોએ અનુજ્ઞા આપેલી છે

આ પ્રમાણે સાક્ષાત ભગવાને જ વખાણ કરેલ છે

ભગવાનના પાચે કલ્યાણકો વખતે દેવો ભારે મહોત્સવ કરે છે એમ જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રમા કહ્યુ છે

શ્રી જિનેશ્વરદેવના અસ્થિઓને કેવા ઉત્તમ ભાવથી અનેક અસુર કુમાર દેવદેવીઓ તથા ચમર અસુરેદ્ર વગેરે પૂજે છે તેનુ વર્ણન તથા ફળ શ્રી ગૌતમ સ્વામીના પૂછવાથી શ્રી મહાવીર પરમાત્માએ શ્રી ભગવતી આદિ સૂત્રોમા ફરમાવ્યુ છે

શ્રી જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિમા પણ દાઢાના અધિકારે કહ્યુ છે કે—કેટલાક દેવો જિન ભક્તિ જાણી તથા કેટલાક ધર્મ જાણી પ્રભુની દાઢા [illegible] લીએ છે

શ્રી આવશ્યક સૂત્રમાં देवाण आसायणाए એ પાઠ કહી દેવતાની આશાતનાનો મિચ્છામી દુક્કડ દેવામા આવે છે.

શ્રી ઠાણુંગ સૂત્રના પાંચમા ઉદ્દેશે કહ્યુ છે કે—સમ્યગ્દૃષ્ટિ દેવોની આશાતના કે નિંદા કરવાથી જીવ ચીકણા કર્મ બાંધે છે અને દુર્લભબોધિ થાય છે એટલે તેને જૈન ધર્મની પ્રાપ્તિ જન્માંતરમાં દોહિલી થાય છે.

પાંચ સ્થાનકે જીવ દુર્લભબોધિપણાનુ કર્મ બાંધે અને જૈનધર્મની પ્રાપ્તિ દોહિલી કરે છે તે આ પ્રમાણે—

(૧) અરિહંત ભગવાનના અવર્ણવાદ-નિંદા કરવાથી.

(૨) અરિહંત ભગવાને પ્રરૂપેલ ધર્મના અવર્ણવાદ બોલવાથી.

(૩) આચાર્ય ઉપાધ્યાયના અવર્ણવાદ બોલવાથી.

(૪) ચતુર્વિધ સંઘનો અવર્ણવાદ બોલવાથી.

(૫) પાછલા ભવમા પરિપૂર્ણ તપ તથા બ્રહ્મચર્ય શુદ્ધપણે પાળવાથી દેવપણુ પામ્યા એવા સમ્યગ્દૃષ્ટિ દેવોની નિંદા અવર્ણવાદ બોલવાથી

આ પાંચ કારણથી જીવ દુર્લભબોધિપણાને ઉપાર્જન કરે તેથી શ્રદ્ધાપૂર્વક જૈનધર્મની ફરીવાર પ્રાપ્તિ થવી મુશ્કેલ થઈ જાય.

અને તેમના ગુણગ્રામ કરવાથી જીવ સુલભ બોધિ થાય એટલે જિનભાષિત ધર્મને સુખે કરી પામવાવાળો થાય.

પ્રશ્ન ૨૭—અસખ્યાત વર્ષોની પ્રતિમાઓ હોવાનું કહો છો પણ પુદ્ગળની સ્થિતિ તેટલા વર્ષની ન હોવાથી શી રીતે રહી શકે?

ઉત્તર—શ્રીભગવતી સૂત્રમાં પુદ્ગળની સ્થિતિ બતાવી છે તે દેવમદદ વિનાની સ્વાભાવિક સ્થિતિ વર્ણવેલી છે. પણ જેની દેવ રક્ષા કરે તે તો અસખ્યાત વર્ષ રહી શકે છે.

શ્રી જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રમા લખ્યુ છે કે—

"ભરત ચક્રવર્તી દિગ્વિજય કરી ઋષભકૂટ પહાડ પર આવી, આગળ થઇ ગયેલા અનેક ચક્રવર્તીઓના નામ લખેલાં જોઇ, એક ચક્રવર્તીનુ નામ ભુસાડી નાખી પોતાનુ નામ લખે."

હવે વિચાર કરો કે—ભરત ચક્રવર્તી પહેલા અઢાર ક્રોડાક્રોડી સાગરોપમનો ભરતક્ષેત્રમા ધર્મનો વિરહ રહેલો છે. તો તેટલા અસખ્યાતા કાળ સુધી મનુષ્ય લિખિત નામ રહ્યાં કે નહિ? રહ્યા જ રહ્યા. તો પછી શ્રી શખેશ્વર પાર્શ્વનાથ આદિથી મૂર્તિઓ દેવતાની મદદથી રહે તેમાં શી નવાઈ?

ઋષભકૂટ આદિ પહાડ શાશ્વતા છે. પણ નામ તો કૃત્રિમ છે. જો નામ પણ શાશ્વતાં હોય તો તે ભૂસી શકાય નહિ

વળી કોઇ કહે કે—પૃથ્વી કાય તો ૨૨૦૦૦ બાવીશ હજાર વર્ષથી વધારે ન રહે તો શુ દેવતા આયુષ્ય વધારવાને સમર્થ છે।

તેના જવાબમા કહેવાનુ કે—મૂર્તિ પૃથ્વીકાય જીવ નથી પણ અજીવ વસ્તુ છે, તેને અનુપમ દેવશક્તિથી અગણિત વર્ષો પર્યંત પણ રાખી શકાય છે. કારણ કે જૈન શાસ્ત્રાનુસારે કોઇ પણ પુદ્ગળ દ્રવ્યનો સર્વથા નાશ અનતા કાળે પણ ન થાય. અર્થાત્ દ્રવ્યની અપેક્ષાએ તમામ પુદ્ગળ શાશ્વતા છે। પર્યાયની અપેક્ષાએ અશાશ્વતા છે।

જેમકે પર્વતમાં એક પથરનો ટુકડો લીઓ તો તે ટુકડાના

પર્યાય બદલાશે પણ બિલકુલ નાશ તો કોઈ કાળે નહિ નહિ જ થાય. તે રીતે તમામ પુદ્દગળનું સમજવું.

વળી શ્રી જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિમાં અવસર્પિણી કાળના પહેલા આરાનું વર્ણન કરતાં કહ્યું છે કે—

> "ગાઢ વનો, વૃક્ષો, ફળ, ફૂલોથી સુશોભિત, સારસ હંસ વગેરે જાનવરોથી ભરેલી, એવી વાવડીઓ તથા પુષ્કરિણી અને દીર્ઘિકાઓથી શ્રી જંબૂદ્વીપની શોભા થઈ રહી છે."

વિચાર કરો કે—પહેલા આરામાં આ વાવડીઓ વગેરે ક્યાંથી આવી? આ ભરતક્ષેત્રમાં નવ ક્રોડાક્રોડી સાગરોપમથી તો યુગલીઆ રહેતા હતા. તેઓ તો બનાવે નહિ. જો તે શાશ્વતી નથી તો પછી કોણે બનાવી? જેમ એ વાવડીઓ એટલાં અસંખ્યાતા વર્ષની કાયમ રહી તો પછી દેવતાઓની મદદથી મૂર્તિઓ પણ કાયમ કેમ ન રહે?



## પ્રકરણ સત્તાવીસમું

# પૂજા

લેખક : મુનિશ્રી જયવિજયજી મહારાજ

*

### પૂજાનો અર્થ

**પૂજ્યતે ઇતિ પૂજા જેનાથી પવિત્ર થવાય તેને પૂજા કહે છે.**

સામાયિક, પ્રતિક્રમણાદિક શુભ ક્રિયાઓથી વૃત્તિઓ સ્થિર ન થતી હોય, તેને જ્ઞાનીઓ પૂજાની પ્રવૃત્તિ તરફ દોરે છે. સામાન્ય કોઈ પદાર્થ ઉપર ત્રાટક કરી યોગની સ્થિરતાપૂર્વક ધ્યાન કરવાથી વૃત્તિઓ સ્થિર થાય છે, પણ ભાવના જાગ્રત થતી નથી, તેથી ઇષ્ટદેવની પ્રતિમાનો આકાર દૃષ્ટિ સન્મુખ રાખી ધ્યાન કરવા માટે પ્રભુપૂજા એ સાધન છે,

પ્રભુ પ્રતિમા પાસે નમસ્કાર તથા સ્તવના અને પ્રભુની પૂજા કરી આસનસ્થિરતા, દૃષ્ટિસ્થિરતા તથા માનસિક સ્થિરતા કરી પ્રભુના આત્મિક ગુણોને અંતરમાં પ્રગટ કરવાથી હૃદય પવિત્ર થાય તેને પૂજા કહે છે.

સ્થિરતા વિનાનું પૂજન અંતર પવિત્ર કરનાર થઇ શકતું નથી. મંદિરોમાં જઈ ધમાધમ કરતા પ્રતિમાને પાંચ પચીશ તિલક કરવાનું એ પૂજા નથી પણ પ્રવૃત્તિ છે

## હાલની દર્શન પૂજનની ક્રિયા

ગોંસાઇજીના મંદિરોમાં દર્શન વખતે સ્ત્રી-પુરુષોની ગિરદી તથા પરસ્પર સંઘર્ષણ જોઇ જૈનો હસે છે, તેને અનુચિત માને છે તેજ જૈનો મધ્યસ્થપણે ઘડીભર વિચાર કરે તો શત્રુંજય (પાલીતાણાના પહાડ)ના મુખ્ય મંદિરમા પૂજા વખતે પચીશ પચાશ માણસો એક જ પ્રતિમા પાસે દોડાદોડ કરવાથી એક બીજાના શરીર ઘસાય, સ્ત્રી-પુરૂષની એક બીજામાં અથડામણુ થાય, વખતસર પ્રભુના ઉપર પણ પડી જાય તે વખતે તથા દેરાસરોમાં દર્શન વખતે હજારોની ભીડ થાય છે.

**પૂજનક્રિયા એ માનસિક સ્થિરતા તથા પવિત્રતા માટે હતી તેને મોજશોખ તથા શૃંગાર વૃદ્ધિના કારણોથી ઇંદ્રિય પોષણમાં પૂજનક્રિયાનો સમાવેશ થઇ ગયો છે, દેરાસરો તથા પ્રભુ પ્રતિમાઓ માત્ર ભક્તિ અને આત્મિક બળ ઉત્પન્ન કરવા માટે હતાં, તે આરંભ, સમારંભ તથા ઉપાધિ માટે થઈ પડયાં છે.**

## ઉઘાડા કમાડના મંદિરો

આજે તો દેરાસરો તે મોટી વખારો તથા બેંકોના જેવાં થઈ પડયાં છે લાખો રૂપીઆ દેરાસરોમા એકઠા કરી તેનો વેપાર ચલાવે છે. મીલના કારખાના ચાલે ત્યાં દેવદ્રવ્યથી પાપ લાગી જતુ નથી, પણ તે પૈસાથી યુનીવર્સિટી સ્થાપવા, કોલેજ, હાઇસ્કૂલ કે હોસ્પીટલ ઉત્પન્ન કરવા વા હુન્નરશાળામા ખરચવા કોશીષ થાય તો અરરરર ! ગજબ થાય ! દેવદ્રવ્યના પૈસાથી આવાં કાર્ય કરવામાં પાપ નડે, એવો ભય રાખનારા પાપમાં જ પોતાની જીંદગીનો વ્યય કરે છે.

રાજ્ય ચલાવનાર રાજા, પ્રજા ઉપર રેવન્યુટેક્ષ, ઇન્કમટેક્ષ વિગેરે

ઠગી નાખી લાખો રૂપીઆ એકઠા કરી પોતાના તથા કુટુંબના મોજશોખમા ઉડાવે છે, તેમ હાલ કંચન કામિનીના મોહમા લપટાયેલા ગોસાંઈજી વિગેરે ધર્મગુરુઓ કદાચ દેવના નામે લાખો રૂપીઆ મેળવી તેની ઉપર તાગડધિન્ના કરે તે તો ઠીક છે કે તે સંસારી છે એટલે પોતાનો બચાવ કરી શકે

પરંતુ કંચન-કામિનીના સંગથી પણ પાપ માનનાર જૈનસાધુઓ વીતરાગ દેવના નામે લાખો રૂપીઆ એકઠા કરવામાં, એક આંગી ભાંગી નાખીને બીજી ઘડાવવામાં, કુંડલ. મુગટ, હાર વિગેરે દાગીના ઘડાવવામાં જૈન પ્રજા નિર્ધન બનતી જાય છે. છતાં ગામોગામ ભીખ માગી એક બીજાની દેખાદેખીએ ખાસ પૈસા ઉઘરાવી દેરાસરો ચણાવવામાં, દારૂ. માંસ ખાનાર કારીગરોને રંગીન કામમાં લાખો રૂપીઆ આપવામાં, હજારો દીવાબત્તી ઉઘાડી સળગતી રાખી મુંબઈની દીવાળીનો ચિતાર કરવામાં, કોમળ ફુલોને કાતરી, સીવીને નિર્દયતા કરવામાં, ઘ્યાસતેલ તથા વિજળીના દીવા બાળવામાં, ચરબીવાળી મીણબત્તીઓ સળગાવવામાં. વેશ્યાના તથા તરગાળાના છોકરાઓને પૈસા આપી ભાડુતી ભક્તિ કરાવી નાચ કરાવવામાં, કુવા ખોદાવવામાં, તથા બાગબગીચા કરાવવામાં ઉપદેશ આપે અથવા ધર્મ બતાવે એ ખરેખર દીલગીરીની વાત છે.

રાવણ રાજાએ પોતાની ભક્તિથી તીર્થંકરગોત્ર બાંધ્યુ હતું; પણ ભાડુતી ભક્તિથી તીર્થંકર પદ બાંધ્યુ નથી જ્યારે મુંબઈ જેવા શહેરમા જૈનોની જ્યા ઘણી વસ્તી છે તથા અમદાવાદ વિગેરે ઘણા શહેરોમા નાટક કરનારા વિષય ભરપૂર તરગાળાના છોકરાઓને નચાવી,

જ્યાં કેવળ શૃંગાર અને વિષયની જ વૃદ્ધિ થતી હોય, ત્યાં ભક્તિ માનનારા અધમ આત્માઓ તીર્થંકરગોત્ર તો બાંધતાં બાંધશે, પણ પક્ષી ગોત્ર બાંધી વા તેનાથી પણ અધમ ગતિ ઉપાર્જન કરી સંસાર-ચક્રમાં ભમતા રહેશે.

દેરાસરના લાખો રૂા. સમેતશિખર વિગેરે તીર્થોના ઝગડા લઢાવી દારૂ માંસના ભક્ષક પરદેશીઓને આપવા, વકીલ, બેરીસ્ટરોના ખીસ્સા ભરવા, ટ્રેન, ઘોડાગાડીઓની મુસાફરી કરવા, કડીઆ, કારીગર કે સોનીને આપવા, બાગ-બગીચા કરાવવા, અમલદારોમાં ઉડાવવા, મીયો વિગેરે હિંસાજનક કારખાના ચલાવવા, સ્થળે સ્થળે પત્થરા ખડકાવવા, દીવાબત્તીની રોશની સળગાવવા તથા ટ્રસ્ટી કે શેઠીઆઓના વેપાર ચલાવવામાં ખરચાય ત્યાં **પાપ ન લાગે**, **પણ સામાજિક ઉન્નતિના કાર્યોમાં, જનસમાજના શ્રેયમાં, વિદ્યા, વેપાર તથા હુન્નરના કાર્યો ખીલવવામાં, ચૈતન્ય પ્રજાના પોષણમાં ખરચવાથી** પાપ લાગે.

## સ્થાનકવાસી દેરાવાસીની ભૂલ સમજાવતું દૃષ્ટાંત

હીરાલાલ અને મોતીલાલ નામે બે શેઠ હતા. તેઓ સરળ અને ભદ્રિક હૃદયના હતા. એક વખતે મોતીલાલે હીરાલાલ પાસેથી ૧૦૦૦ રૂ. ઉધારે લીધા. લેનારે કે દેનારે ચોપડાને પાને રૂ. એક હજાર લખ્યા પણ અંકે લખ્યા નહિ તેમજ ખત, પત્ર કે સહી વિગેરે કાંઇ પણ કર્યું નહિ; કારણ કે બનેના હૃદય નિષ્પાપી અને સરલ હતા.

થોડા વખત પછી બને શેઠ મરણ પામ્યા એટલે પાછળથી હીરાલાલના પુત્ર મોહનલાલે પોતાનાં ચોપડામા મોતીલાલના નામે રૂ. એક હજાર જોઇ, એક હજારની સખ્યા ઉપર એક મીંડુ વધારે ચડાવી. રૂ. દશ હજાર મોતીલાલના પુત્ર માણેકલાલ પાસે માગ્યા.

માણેકલાલે તેને કહ્યુ કે—'ચોપડા તપાસી રકમ નીકળશે તો અવશ્ય આપીશ.'

તપાસ કરતાં પોતાના ચોપડામા રૂ. એક હજારની રકમ જોઇ માણેકલાલ વિચારમાં પડયો કે—"આમાં સાચુ શુ? મોહનના ચોપડામા રૂ. ૧૦ હજારની રકમ લેણી નીકળે છે અને મારા ચોપડામા રૂ. એક હજારની રકમ દેણી નીકળે છે. આમા ભૂલ કોની? મારા કે તેના બાપની ભૂલ? કે હીરાલાલે જાણી જોઈને એક મીંડુ વધાર્યું હશે? કે ભૂલ થઇ હશે? મારા પિતા એક મીંડુ લખતા ભૂલી ગયા હશે? કે જાણી જોઇ ઓછુ લખ્યું હશે? અથવા અમારા બનેના પિતા મરણ પામ્યા પછી હીરાલાલના પુત્ર મોહને એક મીંડુ વધાર્યું હશે? બાપ બનેના મરણ પામ્યા છે. હવે મસાણે પૂછીને ખુલાસો મળે તેમ છે ત્યારે સાચુ કોણ?

કોણ સાચું છે તેનો નિર્ણય થવો મુશ્કેલ છે. માટે એક હજાર રૂા. ની હા કહીશ, તો કદાચ દશ હજાર પણ આપવા પડશે. માટે સમુળગી ના જ કહું. કેમકે ખતપત્ર કે સહી જેવું કાંઈ છે નહિ. તેથી ફરિયાદ ચાલે તેમ નથી. માટે સાવ ના કહેવામાં જ સાર છે."

## દૃષ્ટાંતનો ઉપનય

તેમ મૂર્તિની સ્થિતિ પણ તેવી થઇ પડી છે. સાતમા સૈકામાં ચૈત્યવાસી (ભ્રષ્ટ ગુરુઓ)ની શરૂઆત થઇ, દશામામાં વધારે વૃદ્ધિ થઇ અને તેરમાંથી પદરમાં સુધીમાં તો હદ ઉપરાંત પોપ ગુરુઓનું રાજ્ય વધવાથી જનસમાજને પોતાના પક્ષમાં રાખવા તથા દેરાસર અને ધર્માદાના નામે લાખો રૂપીઆ મેળવી પોતાના મોજશોખમાં ઉડાડવા તથા અગ્રેસર શેઠીઆઓના વેપાર ચલાવવા માટે આવા રસ્તાઓ કહાડી વરઘોડા, પૂજા તથા સ્વપ્ના વિગેરેના ચડાવામાં, પ્રતિષ્ઠા વખતે પ્રભુ બેસાડવા, ધ્વજા, દંડ વિગેરેના ચડાવા, ઉપધાન તથા માળ પહેરવાના ચડાવા, એવા અનેક ધધાઓ વધારી, પૈસા એકત્રિત કરવાના અનેક પ્રપંચો ઉત્પન્ન કરી જે પ્રતિમા ધ્યાન તથા સ્થિરતા માટે હતી, તે મૂળ લક્ષ્ય ભૂલી જઇ શાસ્ત્રથી વિરુદ્ધ પ્રવૃત્તિ વધારવાથી મૂર્તિ પૂજકોએ હજારના દશહજાર કરવાનું કર્યું. ત્યારે સ્થાનકવાસી (હાલના આર્યસમાજી) વિગેરે લોકોએ જોયું કે—' આ તો જુલમ થાય છે, ધર્મ તથા દેવના નામે લોકો માયામાં લપેટાઇ, ધન કમાવા માટે અનેક પ્રપંચો ઉભા કરી જનસમાજને ઉન્માર્ગે દોરવે છે. જો મૂર્તિને માનીશું તો તે નિમિત્તથી થતી શાસ્ત્રવિરુદ્ધ એવી કેટલીક પ્રવૃત્તિઓ માનવી પડશે. માટે હાલ તો આવા માર્ગભ્રષ્ટ ધર્મગુરૂઓ તથા શાસ્ત્રવિરુદ્ધ થતી કેટલીક પ્રવૃત્તિઓથી સમાજને બચાવવા માટે મૂર્તિ માનવાની જરૂર નથી.' એમ જાણી

હજારની ના-મજુરી કરી અર્થાત્ 'મૂર્તિ જ શાસ્ત્રમા નથી' એવી ભાવના જનસમાજમા ફેલાવી

"દુનિયા તો ઝુકતી હય ઝુકાનેવાના ચાહિએ" જનસમાજ જેમ દોરો તેમ દોરવાય છે આ ગોટાળાની રકમને ૫૦૦ વરસ થયા હજી તેનું સમાધાન થયુ નથી

**મૂર્તિપૂજક દેરાવાસી તથા સ્થાનકવાસી બંને મહાવીરના સૂત્રોથી જ એકબીજાનુ ખડનમડન કરી, મહાવીરના નામની મૂર્તિને માટે જ ક્લેશ મચાવ્યા કરી, એક જ ધર્મને માનનારા છતાં વૈર-વિરોધ વધારી મહાવીરના માર્ગથી લાખો અને કરોડો ગાઉ દૂર પડી ગયા છે.**

જૈનદેવ-નિર્ગ્રંથ (ધન ધાન્યાદિ બાહ્ય તથા રાગ-દ્વેષાદિ આભ્યતર ગ્રંથિ-એ બને ગ્રથિ એટલે દોષ-બંધનરહિત) છે. તેના નિમિત્તથી આત્માને શાતિ થવી જોઈએ પણ ક્લેશ, કજીયા કે સોનારૂપાના વધારા કરી ભૂખે મરતી ભારતની આર્યપ્રજાની ભૂખમા વધારો કરવાનું હોય જ નહિ

પ્રભુપૂજન વખતે પરમાત્મ ભાવના જાગૃત થવાથી મન, વચન, કાયાની સ્થિરતા થવાથી. પ્રભુગુણનું સ્તવન કરતાં અપૂર્વ ભક્તિ-ઉલ્લાસ ઉદ્ભવવાથી તેને પોતાના શરીરનું કે જગતનું ભાન જ ન રહે. પ્રભુમય એક તાન જાગવાથી તેની પાસે સર્પ કે સિંહ આવીને ઊભો રહે, કે તેના શરીર ઉપર અગ્નિ પડે તો પણ જેને દેહલક્ષ્ય કે દેહભાવના જાગે નહિ, ત્યારે જ પૂજા થઈ કહેવાય. તેવી પૂજા કરનાર જ પ્રભુની દશા પામી શકે છે પણ સુગંધી કેસરનું લલાટે તિલક કર્યું હોય અને અતર, વિષય-કષાયાદિ દોષો રૂપ મેલથી મલિન થતું હોય, તો તે પૂજા નહિ, પણ ધર્મપણું બતાવવાનો કુળાચાર છે.

—લેખકના સદ્બોધ સંગ્રહ પુસ્તકમાંથી સાભાર ઉધ્ધૃત



પ્રકરણ અઠાવીશમું

## જૈનોને સંબોધન

# આપણો અંધાપો

એક સુંદર શહેરના એક જ દરવાજાવાળા કિલ્લાને હાથ દઈ એક આંધળો શહેરની અંદર જવા માટે દરવાજો શોધતો હતો. દરવાજો આવતાં જ તેને ખુજલી આવતી. ચાલતાં ચાલતાં જ તે ખજવાળતો અને દરવાજો વટાવી જતો. એમ દરવખત દરવાજા પાસે આવતી વખતે જ ખુજલી આવે અને ખજવાળતાં ખજવાળતા જ દરવાજો વટાવી જાય.

આ પ્રમાણે આંધળો ઘાંચીના બળદની માફક કિલ્લાને ફેરતા આંટા માર્યા જ કરે પણ તેને દરવાજો હાથ ન લાગ્યો. તોપણ તે પોતાની સહનશીલતા અને સમતા માટે તે મગરૂરી કર્યા જ કરે છે.

આપણે બધા ધર્મના દરવાજો કે મોક્ષનો દરવાજો શોધનારા આંધળા જ છીએ.

પક્ષવાદ રૂપ ખુજલીને આપણે દાબી શકતા નથી.

અને શુદ્ધ ધર્મરૂપી મોક્ષનો દરવાજો શોધી શક્તા નથી,

*　　　+　　　*

જમાનો બદલાયો છે
નવયુવકો ધર્મવિમુખ બનતા જાય છે
જૈનોની સંખ્યા ગણીગાંઠી રહી છે
જીવન મરણનો સવાલ ઊભો થયો છે.
જીવતા રહેવું હોય તો
ધર્મનો હ્રાસ થતો અટકાવવાની જરૂર છે
નહિ તો વિનાશ તો નક્કી ,છે જ
આવે વખતે પણ
ગંભીરતા પૂર્વક એક્તાનો વિચાર કરવાનું
આપણને સૂઝતું નથી
ધિક્કાર હો ! આપણને !
શરમ છે આપણને !

## ઓ સંપ્રદાયો ! સંસ્થાઓ ! સભાઓ !

આ વિષમ કાળમાં ટકવુ છે,
તરવું છે કે ભવભ્રમણ વધારવુ છે ?
આપવડાઈ અને કુસંપથી
સર્વનાશ નોતરાય છે.
સંપ્રદાયવાદનું ઝેર
ધર્મદેહને જર્જરિત બનાવી રહેલ છે

વિનાશથી બચવા માટે
વિરોધો દાબી દેવામાં ડહાપણ વાપરો
શુદ્ધ જૈનધર્મ એક જ છે તે ભૂલશો નહિ
ધર્મને સારી રીતે સમજો, સમજાવો, અનુસરો
એક્તાનો ધર્મ
વાદપક્ષ વિનાનો ધર્મ
હુંપદના ત્યાગનો ધર્મ
વેરઝેર વિનાનો ધર્મ
સ્વાર્થ ત્યાગનો ધર્મ
વીરતા નીડરતાનો ધર્મ
સ્યાદ્‌વાદનો ધર્મ
એવા સાચા ધર્મનો જ ફેલાવો કરો

## ઓ જૈનો ! શ્રાવકો ! સાધુઓ !

બાહ્ય ધાર્મિક ક્રિયાના ઝઘડા છોડો.
ક્રિયાનો સાચો અર્થ—ભાવ સમજો, સમજાવો.
સાચા ધર્મભાવનાળી ક્રિયા આદરો, અદરાવો.
ઘમંડ છોડી ઐક્ય સાધો.
પક્ષભેદ છોડી પરમાર્થને પકડો
એક જ અવાજથી બોલો
એક જ માર્ગ પર ચાલો.

વિવિધતા ફક્ત કાર્યક્ષેત્રની વહેંચણીમાં રાખો
થોડાકો વિદ્યાવૃદ્ધિની યોજનામાં લાગો
થોડાકો સમાજ સુધારાના યુદ્ધમાં મચો
થોડાકો ઐક્યના ચોકીદાર બનો.
અને માત્ર થોડાકો
ધર્મમાં, સિદ્ધાંતમાં નિષ્ણાત બનીને
મતભેદો મટાડવામાં મશગુલ રહો

## જૈન નામધારી દરેક પક્ષના સાધુઓ !

પક્ષવાદ છોડો ! સંપ્રદાયવાદ છોડો !
ભગવાન મહાવીરે એક જ ધર્મ પ્રરૂપ્યો છે.
ભગવાનના વચનના ખોટા અર્થ ન કરો.
એકાંતવાદ પકડીને પક્ષો પાડયા છે તે
સાચો ધર્મ નથી
સંપ્રદાયવાદના ઇજારદાર ન બનો
પૂર્વજોએ પાડેલા પક્ષભેદના પાપનું પ્રાયશ્ચિત કરો.
સત્યધર્મ – મૂળધર્મ સમજો, સમજાવો.
પોતાની નિર્બળતા કબૂલ કરવી તે
પ્રામાણિકતા છે
પોતાની નિર્બળતાની છૂટ ભગવાનના નામે
ચડાવવી તે અધર્મ છે.
હજીએ બાજી હાથમાં છે.

પક્ષભેદથી ધર્મનો હ્રાસ થતો અટકાવો
જૈનધર્મના વિકાસ-પ્રચારમાં ઉદ્યમવંત થાઓ.

તમે શ્રાવકોના પૂજ્ય છો
શ્રાવકો તમને જ અનુસરે છે
ધર્મમાં એકતા લાવવી તે તમારા જ હાથમાં છે.

કર્તવ્ય ચૂકશો તો પસ્તાશો
પ્રાંતેપ્રાંત અને ગામેગામના જૈનોમાં
એકતા, વિદ્યા, સમાજસુધારણા અને
ઉત્સાહનો પવન ફુંકો.
રાજદ્વારી હિલચાલથી અલગ રહેજો.
લોકોને જ્ઞાનનાં ચક્ષુ આપો
એકતાની બુદ્ધિ આપો
ઉત્સાહની શક્તિ આપો
લોકોની સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ કેળવો.
ખોટી માન્યતાઓ દૂર કરો.
વરઘોડા, પૂજાના ઠાઠ, મોંઘા જલસા, ખરચાળ
ઉજમણાં, ચોમાસામાં ગુરુદર્શન વગેરે
વગેરે પાછળ નકામા ખર્ચ કરતા લોકોને રોકો
ધર્મજ્ઞાન વધારવાના ઉપાયો યોજો
સ્ત્રીઓ, પુરુષો અને બાળકોનાં હૃદયમાં
નવું ચેતન રેડી
શક્તિરત્ન બનાવો

લોકોના વહેમ, સ્વાર્થ, લોભ, અભિમાન આળસ
વગેરે ખામીઓ દૂર કરો

યુગ પલટાયો છે

# યુગ પ્રધાન ઉત્પન્ન કરો

યુગપ્રધાન તમારામાંથી જ પાકશે
અને પાકવો જોઇએ એવી શ્રદ્ધા રાખો

યાદ રાખો—

જેવાને તેવું જ મળે છે
જેવા આપણે હોઇએ તેવા જ
ગુરુ કે નેતા મળે છે.

માટે—

યુગપ્રધાન ઉત્પન્ન કરવો એ જ તમારું ધ્યેય હોવું જોઇએ.
યુગપ્રધાનનાં સ્વપ્નાં એ જ તમારો આનંદ હોવો જોઇએ
યુગપ્રધાન! યુગપ્રધાન!

એ જ તમારું જીવન, આશા અને મંત્ર હોવો જોઇએ
તેને માટે જમીન તૈયાર કરો
તેવા આંદોલન ફેલાવો

# યુગપ્રધાનનું કાર્ય સરળ બનાવવા માટે—

## યાદ રાખો કે

નબળો સબળાની કદર કરી શકતો નથી
મૂર્ખ જ્ઞાનીને પીછાની શકતો નથી

માટે—

યુગપુરુષને ઓળખે અને સમજે
તેવો યોગ્ય સમાજ બનાવો
સ્ત્રી પુરુષોને બુદ્ધિશાળી અને બહાદુર બનાવો
કે જેથી—

યુગપુરુષને ઓળખી શકે
યુગપુરુષનુ મહાત્મ્ય સમજી શકે
યુગપુરુષનો ઉપદેશ ગ્રહણ કરી શકે
યુગપુરુષની આજ્ઞા આચારમાં મૂકી શકે
અને ધર્મની એકતા સાધી શકે
ખોટી માન્યતાઓ, શંકાઓને તિલાંજલી આપો
યુગપ્રધાનના સૈનિક બનવા
સાચા ધર્મને માર્ગે ચડવા, ચડાવવા